શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા, નં. ૩૧.

# जापाननी केळवणीनी पद्धति.

ધી ઑનરેબલ મી. ડબલ્યુ. એચ. શાર્પ-
ડિરેક્ટર ઑવ્ પબ્લિક્ ઇન્સ્ટ્રક્શનના

***The Educational System of Japan,***

એ નામના
અંગ્રેજી પુસ્તકને આધારે

કર્તા,
**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**
એમ્. એ., એલ્એલ્. બી.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ સ્મારકફંડ ખાતેથી
**છપાવી પ્રસિદ્ધ કરનાર,**
**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી**
**આસિ. સેક્રેટરી-હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.**

સંવત ૧૯૬૬. ઈ. સ. ૧૯૧૦.

મૂલ્ય બાર આના.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

---

સુરતના વતની અને ધંધાર્થે મુંબઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ના રોજ વિલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ સોસાઇટીને મળ્યા. તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વિલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત પુસ્તક પ્રસાર માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦ ની સરકારી પ્રૉમિસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે, તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો **"શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા"** તરીકે પ્રસિદ્ધ થયાં છે:—

| | |
|---|---|
| ૧. કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય. | રૂ. ૦—૭—૦ |
| ૨. માને શિખામણ. | રૂ. ૦—૬—૦ |
| ૩. નીતિમંદિર. | રૂ. ૦–૧૨–૦ |
| ૪. બાળલગ્નથી થતી હાનિ. | રૂ. ૦—૬—૦ |
| ૫. પુનર્વિવાહપક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી ! | રૂ. ૦—૫—૦ |
| ૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર | રૂ. ૦—૪—૦ |
| ૭. ધાર્મિક પુરુષો. | રૂ. ૦—૪—૦ |
| ૮. ઉદ્યોગી પુરુષો. | રૂ. ૦—૪—૦ |
| ૯. બેન્જામીન ફ્રાંકલીન. | રૂ. ૧—૦—૮ |
| ૧૦. બોધક ચરિત્ર. | રૂ. ૦—૪—૦ |

| | |
|---|---|
| ૧૧. સદ્વર્તન. | રૂ. ૧—૮—૦ |
| ૧૨. રઘુવંશ કાવ્ય. | રૂ. ૧—૦—૦ |
| ૧૩. જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર. | રૂ. ૦—૨—૦ |
| ૧૪. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. | રૂ. ૦—૧૨—૦ |
| ૧૫. ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ભાગ ૨ જો. | રૂ. ૧—૦—૦ |
| ૧૬. નીતિસિદ્ધાંત. | રૂ. ૧—૦—૦ |
| ૧૭. ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર. | રૂ. ૧—૪—૦ |
| ૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર. | રૂ. ૦—૬—૦ |
| ૧૯. પરોપકાર. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૦. ઢોરનું ખાતર. | રૂ. ૦—૪—૦ |
| ૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ. | રૂ. ૨—૦—૦ |
| ૨૨. કીરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાંતર. | રૂ. ૧—૦—૦ |
| ૨૩. વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૪. વાર્નિશ. | રૂ. ૧—૦—૦ |
| ૨૫. જીવનનો આદર્શ. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૬. કીર્તિકૌમુદી. | રૂ. ૦—૮—૦ |
| ૨૭. શિશુપાલવધ-પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૧૦ ) | રૂ. ૧—૦—૦ |
| ૨૮. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય. | રૂ. ૦—૬—૦ |
| ૨૯. રસાયનશાસ્ત્ર. | રૂ. ૦—૧૦—૦ |
| ૩૦. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ, વિભાગ ૧ લો. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૧. જાપાનની કેળવણીની પદ્ધતિ. | રૂ. ૦—૧૨—૦ |

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઓફિસ,**

**અમદાવાદ—તા. ૪ ઑકટોબર સન ૧૯૧૦.**

# અનુક્રમણિકા.

# મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ઉપોદ્ઘાત.૩૨. | ૨૨. | ૧૯૦૧. | ૧૯૦૦. |
| ૧૩. | ૬. | ભોંય | ભાંય |
| ૮૩. | ૧૫. | અસર શરીર ને નીતિ પર અસર. | શરીર ને નીતિ પર અસર. |
| ૧૨૭. | ૮. | ને વિજ્ઞાન, ને ઇજનેરી કામની. | ને વિજ્ઞાન ને ઇજનેરી કામની. |
| ૧૨૮. | ૧૫. | યુતિવર્સિટિમાં. | યુનિવર્સિટિમાં. |
| ૧૩૮. | ૧૯. | તત્વો. | તત્ત્વો. |
| ૧૯૦. | ૧. | ટેરાકેયા. | ટેરાકોયા. |
| ૩૧૦. | ૨૦. | સ્વભાપાશિક્ષણના. | સ્વભાપા શિક્ષણના. |

# ઉપોદ્‌ઘાત.

## જાપાનમાં કેળવણી.

### જાપાન વિષે જિજ્ઞાસા.

લગભગ અડધા સૈકા પહેલાં દુનિયાનાં મોટાં રાજ્યોમાં જાપાનનું નામ પણ નહોતું. ચાળીસથી પણ ઓછાં વર્ષમાં જાપાન દુનિયામાં એક મહાબળવાન્ રાજ્ય થશે અને એની કીર્તિ સર્વે ઠેકાણે ઝળકી ઊઠશે એવું ધારી પણ ભાગ્યે શકાય તેમ હતું. તેમજ જાપાને જે અલ્પ સમયમાં દેશોન્નતિનું કાર્ય સાધ્યું છે તેવું બીજા કોઈ દેશે સાધ્યું હોય એવો દાખલો ઇતિહાસ પણ આપણને પૂરો પાડતો નથી. દેશોન્નતિ એ વખતનું કામ છે. બી વિના વૃક્ષ થતું નથી; કારણ વિના કાર્યની ઉપલબ્ધિ ક્યાંથી ? પાયો પ્રથમ રચાય ત્યાર પછીજ ઘર બંધાય. પણ ઘર બાંધતાં છાપરૂં પહેલું કરનાર પ્રજાને માટે આ નિયમો કદાચ નએ લાગુ પડે, અને અતિ અલ્પ સમયમાં થએલી દેશોન્નતિનાં કારણ શોધવાં એ કદાચ વ્યર્થ લેખાય. ચીનની સામા જબરી ટક્કર લઈ રહ્યા પછી એક દશકાની પણ અંદર રશિઆ જેવા મોટા શક્તિમાન્ દેશની સામે જાપાન જેવો નાનકડો દેશ વિજય મેળવશે કે કેમ તે જોવાને દુનિયાના બધા સુધરેલા દેશો તત્પર થઈ રહ્યા હતા. તેઓ પરિણામને માટે તલસી રહ્યા હતા; અને જાપાને જ્યારે વિજય મેળવી પોતાની સત્તાનું બળ સિદ્ધ કર્યું ત્યારે પ્રથમ શંકાની દૃષ્ટિથી જોનારાઓ સાનંદાશ્ચર્યથી જોવા મંડયા, જાપાન વિષે થોકબંધ પુસ્તકો બહાર પડવા મંડયાં, પ્રવાસીઓ જાપાનમાં ઉભરાવવા મંડયા, ને જાપાનની ઉન્નતિનાં કારણો શોધાવવા મંડયાં.

પશ્ચિમની પદ્ધતિ પ્રમાણેજ વર્તવાથી **જાપાનીઓને** વ્યાપારમાં ને ઉદ્યોગમાં લાભ થયા છે, પશ્ચિમની પદ્ધતિ પ્રમાણેજ **જાપાનનું** હાલનું રાજ્યબંધારણ રચાયું છે, ને પશ્ચિમની પદ્ધતિ પ્રમાણેજ **જાપાનની** હાલની કેળવણી અપાય છે. આમાં કેળવણી દરેક દેશનું પ્રથમ અવનતિનાશક શ્રેયઃ-સાધક મહાન્ બળ છે. તે **જાપાનીઓ** સારી રીતે સમજતા હતા, અને બાહ્ય દૃષ્ટિથી જોનારા મનુષ્યોને કદાચ ભીતિ રહે કે પાયા કરતાં છાપરાંની પ્રથમ દરકાર લેનાર લોકો પોતાના જીવનનાંજ સુખદુઃખોના પાયા વિષે પણ તેમ કરશે, પણ તેમ નહોતું. કેળવણી વિષે **જાપાનીઓ** સુસ્ત નહોતા. કઈ પદ્ધતિ કનિષ્ઠ ને પોતાના દેશને પણ અમુક ઉત્તમ પદ્ધતિ કેવી રીતે બંધ બેસતી થશે તે વિષયો વિષે **જાપાનીઓએ** ઓછું મનન નથી કર્યું, અને હજી પણ તે વિષયોનાં નિરાકરણ વિષે તેઓ અસંતુષ્ટ છે. પરંતુ **જાપાનની** હાલની પદ્ધતિ વિષે જાણતાં પહેલાં તે કેવી રીતે દાખલ થઈ તે સમજવાને માટે **જાપાનના** ઇતિહાસનું સિંહાવલોકન આવશ્યક છે. તેથી આપણે પ્રથમ તે તરફ આપણાં ચક્ષુ ફેરવીએ.

## જાપાનનો ઇતિહાસ.

નકશામાં **જાપાન** એક બહુજ નાનો દેશ જણાય છે, ને છે પણ તેમજ. ખુદ **જાપાન** ચાર નાના નાના બેટથી બનેલો એક દેશ છે. **હો**કકૈડો, ક્યુશુ, **શિ**કોકુ, ને બીજા નાના નાના ઘણા બેટો. ફોર્મોસાને સાધારણ ગણતરીઓમાં **જાપાનમાં** ગણવામાં નથી આવતું. વિસ્તારમાં **જાપાન મદ્રાસ** ઇલાકાને મળતું આવે છે ને વસ્તીમાં યુનાઇટેડ પ્રોવિન્સિ (સંયુક્ત પ્રાન્તો)ને મળતું આવે છે. આંકડાઓ મૂકીએ તો વિસ્તાર ૧,૪૭,૦૦૦ ચોરસ માઇલ છે, ને વસ્તી ચાર કરોડ ને સાડસીત્તેર લાખ માણસની છે.

**જાપાનમાં** હાલમાં રાજ્ય ત્યાંના શહેનશાહનું છે. પૂર્વના વખતથી આધુનિક કાળ સુધી શહેનશાહ **નામનું** તો રાજ્ય ભોગવેજ છે, પણ એની

**સત્તા** સુમારે ૭૦૦ વર્ષ સુધી વચમાં બીજાઓ ભોગવતા હતા. ઘણાં વર્ષ સુધી **જાપાન**માં રાજ્યની બે સત્તાઓ રહી, એક શહેનશાહની નામની, ને એક ખરી સેનાપતિ અથવા **શોગન**ની. ઈ. સ. પહેલાં ૬૬૦—૫૮૪ સુધી **જાપાન**ને જીતી **જાપાન**માં રાજ્ય કરનાર **જાપાન**ના પ્રથમ શહેનશાહ **જમ્મુ**ના હાથમાં હાલના શહેનશાહના જેવી બધી સત્તા હતી; સેના અને નૌકાબળના તે પોતે જાતેજ અધિપતિ હતા. **જાપાન**ના પ્રથમ ૫૫ શહેનશાહોએ આવી રીતે પોતાની સંપૂર્ણ સત્તા ભોગવી.

પણ **જાપાન**ના ૫૬ મા શહેનશાહ, **સેવા** (૮૫૯—૮૭૬ ઈ. સ.) રાજ્યાસન પર આવ્યા ત્યારે તે માત્ર નવ વર્ષની ઉમ્મરના હતા. તેથી રાજ્યની બધી સત્તા રાજ્યના પ્રધાનને સોંપવાની તેમને આવશ્યકતા પડી, અને તે સત્તા, પ્રધાન, શહેનશાહને નામે વાપરતો. પોતાના રાજ્યના આઠમા વર્ષમાં તે રાજાએ આજ્ઞાપત્રિકા કાઢી કે ભવિષ્યમાં કોઈ પણ રાજા પુખ્ત ઉમ્મરનો ન હોય ત્યારે તેણે પોતાના પ્રધાન ચોશિફુશાના વંશજોમાંથી Regent (રાજપ્રતિનિધિ) નીમવો, અને પુખ્ત ઉમ્મરના હોય તેમણે તે વંશમાંના માણસને મુખ્ય પ્રધાન નીમવો. આ કુટુંબને આવી રીતની સત્તા અપાઈ ત્યારથીજ **શોગન**સત્તાનો પાયો નંખાયો એમ કહીએ તો ચાલે. ત્યાર બાદ કેટલાક શહેનશાહોએ આ પોતાની સત્તા પોતાના પ્રધાનોને આપી હતી; પણ કેટલાકોએ તેની વિરુદ્ધ પણ મત દર્શાવી તે સત્તા પ્રબળ ન થાય તેની સાવચેતી રાખી હતી.

દેશમાં સુખશાન્તિ હોવાથી લોકો આળસુ ને નિર્બળ થતા જતા હતા. તે વખતે શહેનશાહના કુટુંબમાંના ઉત્પન્ન થએલા રાજકુમારોના વંશજોમાં અન્યોન્ય સ્પર્ધા કરતા બે વિભાગ પડી ગયા હતા; એક દેશના દક્ષિણ ભાગમાં પોતાનું બળ ધરાવનાર **ટૈરા** નામનો, ને બીજો ઉત્તર ને પૂર્વમાં બળ ધરાવનાર **મિને**મોટો નામનો. બારમા સૈકામાં આ બે વર્ગો વારંવાર યુદ્ધક્ષેત્રમાં સામસામા ઉતરતા હતા. નજીવાં

કારણોથી લડાઈ થતાં કોઈ વાર એક વર્ગ ગાદી પર બેઠેલા શહેનશાહને મદદ કરતો ત્યારે બીજો વર્ગ રાજ્યકારભારમાંથી નિવૃત્ત થએલા ગત શહેનશાહને મદદ કરતો, ને એક કે બીજો વર્ગ થોડો સમય રાજ્યની લગામ હાથમાં રાખતો. લશ્કરી બળમાં પ્રાધાન્ય જે વર્ગનું હોય તેજ વર્ગની સહાયથી શહેનશાહ દેશમાં શાન્તિ રાખી શકતો, ને એવા વર્ગનો ઉપરી, **મિનેમોટો** વર્ગનો યોરિટોમો ૧૧૯૨ માં શહેનશાહ તરફથી **સૈ. ઇ. તૈશોગન** નીમાયો. **સૈ. ઇ. તૈશોગન** એટલે જંગલી મનુષ્યોને કાબુમાં રાખનાર સેનાપતિ. યોરિટોમોના વખત પહેલાં એવા સેનાપતિઓ કેટલાક થઈ ગયા હતા, ને તેઓ એ નામથી ઓળખાતા. પણ જંગલીઓ સામે હવે લડવાનું હતું નહિ. હવેના લશ્કરી અધિપતિને જંગલી મનુષ્યોને કાબુમાં લાવવાનું કામ રહ્યું નહોતું. તે તો ક્યારનુંએ જાપાન જીતાયા પછી થઈ ચૂક્યું હતું. એટલે હવે તો માત્ર સાધારણ સેનાપતિનું કામ તેને કરવાનું હતું. **સૈ. ઇ. તૈશોગન** અથવા ટુંકો શબ્દ વાપરીએ તો **શોગન** હવેથી સેનાપતિનું કામ કરતો. આ મુખ્ય **શોગન** તે ખરૂં જોતાં ગવર્નર જનરલનું કામ કરતો, અને બળવાન્ યોદ્ધાઓ—જેઓ **ડાઇમ્યો** નામથી ઓળખાતા તેઓ, **શોગન**ને homage (હૉમેજ અથવા સેવાંજલિ) આપતા. શરૂઆતમાં **શોગન**સત્તા વંશપરંપરા ઉતરતી જતી હતી, પણ આ સત્તાનો પાયો બળના પર હોવાથી તે હમેશ વંશપરંપરા રહેવું મુશ્કેલ હતું. તેમજ ડાઇમ્યો અથવા શોગનને homage (હૉમેજ) આપનારા ઉમરાવો પણ પોતાની સત્તા વધાર્યા વગર ભાગ્યેજ રહે તેમ હતું. મોટા ડાઇમ્યોના હાથ નીચે retainers (સેવકો) મોટી સંખ્યામાં તાબે રહેતા, ને દરેક મોટો ડાઇમ્યો વધારે સત્તા ધરાવતો થતો કે તે સર્વશક્તિમાન્ થવા પ્રયત્ન કરતો. તે કારણને લીધે દેશમાં માંહોમાંહ સર્વોપરિ સત્તાને માટે ડાઇમ્યો લડતા. અન્તે ઈ. સ. ૧૬૦૦ માં ટોકગવા વંશના ઇયેયસુનામના ડાઇમ્યોએ પોતાની સત્તાનું બળ યુદ્ધમાં સિદ્ધ કરી આપ્યું, ને તેથી ૧૬૦૩ ના વર્ષમાં તે વખતના શહેનશાહે ખુશ થઈને ઇયેયસુને શોગનની પદવી આપી.

પોતાની સત્તા લાંબો વખત ટકે એવા ઉદ્દેશથી ઇયેયસુએ દેશની સામાજિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપ્યું, ને લોકો ચિર કાળ યુદ્ધમાં રોકાયાથી દેશનાં સાહિત્ય ને કળા નષ્ટપ્રાય હતાં તેનું પુનરુજ્જીવન કર્યું. પરદેશના પાદરીઓને દેશમાં આવતા બંધ કરવામાં આવ્યા, તોપણ વ્યાપારને હાનિ ન પહોંચે તે ભૂલવામાં નહોતું આવ્યું, ને માત્ર વ્યાપારદૃષ્ટિથી વસનારા પરદેશીઓને–**ના**ગાસાકિમાં રહેતા ડચ લોકોને–દેશમાં રહેવા દેવામાં આવ્યા.

માણસ પોતાનેજ હાથે ઘણી વાર પોતાના પગ પર કુહાડો મારતો હોય તેમ થાય છે; ને પોતે ધારેલી ઇષ્ટ વસ્તુમાંથી પોતાનું અનિષ્ટ ઉત્પન્ન થાય છે. **શો**ગનસત્તાને તેવુંજ થયું. ટોકગવા **શો**ગનોએ દેશમાં સુલેહશાંતિ આણ્યાં, દેશના સાહિત્યકળાને પ્રોજ્જ્વલિત કર્યાં, ટોકગવા **મિત્સુ**કુનિએ તો "ડેનિપ્પન" અથવા "મહાન્ **જા**પાનનો ઇતિહાસ"—એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કરાવ્યું. પરિણામ એ આવવા માંડયું કે **શો**ગનસત્તાની ઉત્પત્તિ વિષે અંધારામાં રહેલા સાધારણ લોકો પણ તે વિષે સમજવા મંડયા, ને તેવી સૈનિક સત્તાની આવશ્યકતા વિષે શંકાસ્પદ થવા મંડયા. શહેનશાહની સંપૂર્ણ સત્તાને પાછી મૂળ પ્રમાણે બળવાન્ ને સર્વોપરિ કરવાની તરફેણમાં, ને શોગનસત્તાની વિરુદ્ધ ને તે હલાવવાની તરફેણમાં લોકોની ભાવનાઓ જાગ્રત્ થઈ.

પડી ભાગતી **ટો**કગવા શોગનસત્તાને સબળ કરવાના ઉદ્દેશથી આઠમા **શો**ગન **યો**શિમુનેએ (ઈ. સ. ૧૭૧૬–૧૭૪૪) પાશ્ચાત્ય વિજ્ઞાન ને પાશ્ચાત્ય સુધારા દાખલ કરી દેશોન્નતિ કરવાનું કાર્ય હાથમાં લીધું. ખ્રિસ્તિ ધર્મ સંબંધી પુસ્તકો બાતલ કરતાં ડચ ભાષામાં છપાએલાં ગણિત, વિજ્ઞાન, ભૂગોળ વગેરેનાં પુસ્તકો એણે દેશમાં ખુશીથી આવવા દીધાં, ને સાક્ષરોને તેનો અભ્યાસ કરવા અને સારાં પુસ્તકોનાં ભાષાંતર કરવા ઉત્સાહિત કર્યા.

ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં ડચ ઉપરાંત યુરોપના બીજા મોટા દેશોના લોકોની સંખ્યા **જા**પાન તરફ આવતી વધતી ગઈ, પરદેશીઓના

આગમન તરફ જાપાનીઓ શંકાશીલ થવા માંડયા અને તેમના બહિષ્કારની બૂમ ધીમે ધીમે બળવત્તર થતી ગઈ. ઈ. સ. ૧૮૩૭ માં ડચ લોકોની લશ્કરી કવાયતના પદ્ધતિ દેશમાં ડાઇમ્યો લોકોએ દાખલ કરી, નૌકા, કારખાનાંઓ, મિલો, યુદ્ધનાં સાધનો વગેરે બધી બાબતમાં ડચ લોકોનું અનુકરણ જાપાનીઓએ જલદીથી શરૂ કર્યું ને ચાલુ રાખ્યું.

એટલામાં ૧૮૫૩ માં અમેરિકાથી એક નાનું નૌકાબળ લઈ જાપાન સાથે સલાહના કોલકરાર કરવાના ઉદ્દેશથી નૌકાપતિ પેરિનું જાપાનના કિનારા તરફ આગમન થયું. ધારેલા કોલકરાર ૧૮૫૩ માં પેરિની સાથે જાપાનીઓએ કર્યા નહિ, તેથી ફરી એ બાબત વિચાર કરવાનું કહી, ભવિષ્ય વિષે કંઈક ધાસ્તી આપી, પેરિ અમેરિકા ગયો. ૧૮૫૪ માં તે પાછો જાપાન આવ્યો. એણે સલાહનો કોલકરાર, ને દરિયાના તોફાનથી હેરાનગતિમાં આવી પડેલા ખલાસીઓ તરફ સારી વર્તણુક રાખવાનો પોતાનો કરાર જાપાનીઓ કબૂલ કરે એવી ફરી માગણી કરી.

આ વખતે જાપાનના લોકોમાં બે મત પ્રવર્તમાન હતા. એક મત એ હતો કે દેશને પરદેશીઓના આગમન માટે ખુલ્લો મૂકવાથી પરદેશો સાથેનો જાપાનનો બહારનો સંબંધ સુધરશે અને તેથી દેશની પણ ઉન્નતિના માર્ગ ખુલશે. બહારના લોકોથી છૂટા રહેવાથી દેશના સુધારા પણ અટકે છે, ને તેથી દેશહિતાર્થે પરદેશીઓને ખુશીથી આવવા દઈ તેમના સમાગમમાં આવવું, કારણ કે એ સમાગમ લાભકર છે એમ કેટલાક માનતા. આ વિચારથી જુદો બીજો મત એવો હતો કે પ્રજાકીય ઐકય પરદેશોથી અલગ રહેવાથીજ જળવાશે, ને તેથી સ્પેન ને પોર્ચુગાલના પાદરીઓને દેશમાં આવતા ટોકગવા ઇયેયેસુએ જેમ બંધ કર્યા તેમ કરવુંજ વાસ્તવિક છે. લોકમત સામાન્ય રીતે આ બીજા મતની તરફેણમાં હતો. ગયા શહેનશાહ કોમૈ ને એની કચેરીના ઉમરાવોનો મોટો ભાગ પણ આ મતને ટેકો આપતા હતા.

આવી સ્થિતિમાં પેરિની માગણી વિષે શું કરવું તે મહાપ્રશ્ન શોગન-

સરકારને ગુંચવણ કરનાર નીવડયો. પેરિના સામા થઈ શકાય એટલી એનામાં સત્તા નહોતી, એટલે શોગન કરારની તરફેણમાં હતો. ઉમરાવોએ વાંધો ઉઠાવ્યો અને શોગનને રાજ્યની સત્તા વાપરવાના હક શા છે તે વિષે તેઓ વિચાર કરી બૂમ મારવા લાગ્યા. શોગનની વિરુદ્ધ લોકમત વધ્યો ગયો હોવાથી એણે શહેનશાહની સલાહ લેવાનું ઉચિત ધાર્યું. પણ શહેનશાહ તરફથી મંજુરી મળે ત્યાર પહેલાં શોગનસરકારની તરફના એક ઉમરાવે આપખુદીથી કોલકરાર કરી દીધો. શોગનસરકાર વિરુદ્ધ ઉમરાવો ને લોકોની લાગણી જારૂ ને જારૂ રહી. એવામાં ૧૮૬૬ માં શહેનશાહ કોમૈ ગુજરી ગયા, ને હાલના શહેનશાહ ગાદીએ આવ્યા. ઉમરાવો હવેથી શોગનને સત્તા આપવાની ચોખ્ખી રીતે વિરુદ્ધ થયા, કેટલાક આગેવાન ને બળવાન ઉમરાવોએ આ વખતના શોગન કેકિને પોતાની સત્તાનું રાજીનામું આપવાની ભલામણ કરી, ને પરિણામે તે તેણે ૧૪ મી ઑકટોબર ૧૮૬૭ માં આપ્યું. બીજેજ દિવસે રાજીનામું મંજુર થયું, શહેનશાહની ગએલી—અથવા રહેલી છતાં નહિ જેવી સત્તા એના હાથમાં પાછી આવી. રાજ્યમાં હવે પછીનો યુગ એટલે ૧૮૬૮ થી શરૂ થએલો નવો યુગ તે મૈજિ અથવા સુધરેલો યુગ કહેવાય છે.

હવે પછી રાજ્યની નોકરીઓ અમુક વંશના લોકોને કે અમુક વર્ગના લોકોને નહિ પણ અમુક રીતના કેળવાયલા મનુષ્યોને આપવા વિષે રાજ્યની આજ્ઞાપત્રિકા નીકળી, રાજ્યબંધારણની જાપાનની નવી પદ્ધતિ સ્થપાઈ, અને પરદેશોની સાથે સલાહશાન્તિ રહે ને પરસ્પર પ્રતિ ઉચ્ચ ભાવ રહે તે હેતુથી શહેનશાહે જુદાં જુદાં વર્ષમાં નવા કોલકરારો કર્યા.

## ડચ લોકોના સમાગમથી ને પેરીના આગમન પછી જાપાનીઓને થએલો લાભ.

પરદેશીઓ જાપાનમાં પ્રથમ ૧૬ મા સૈકામાં ગયા હતા. તે વખતે શોગનસત્તા પૂર જોસમાં હતી, દેશમાં ડાહ્યો લોકોને માત્ર યુદ્ધક્ષેત્રમાં

પોતાનું બળ દર્શાવવાનીજ ભાવનાઓ સર્વશક્તિમાન્ હતી, અન્યથા દેશ અજ્ઞ હતો, ને સર્વત્ર અન્ધારૂં છવાઈ રહ્યું હતું. તે વખતે પરદેશી પાદરીઓએ આવીને કેટલાક ઉમરાવોને પોતાના ધર્મમાં ફેરવ્યા હતા. પરંતુ વાત એટલેથી નહિ અટકતાં પરદેશીઓ માંહોમાંહ્ય ઈર્ષ્યા ને લડાઈ કરતા હતા. જાપાનીઓને જ્ઞાનની બાબતમાં તેમના આગમનથી ઘણો લાભ થયો હતો. પણ પરદેશીઓની માંહોમાંહ્યની ઈર્ષ્યા ને તેમની અંદરઅંદરની ઉદ્ધતાઈને લીધે જાપાનીઓને બધાની વિરુદ્ધ શંકા ઉત્પન્ન થઈ ને તેમનો દેશમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો. આવી સ્થિતિ લગભગ ૨૫૦ વર્ષ સુધી ટકી રહી. તે દરમ્યાન પશ્ચિમનું વિજ્ઞાન ને પશ્ચિમનું વૈદક, પશ્ચિમનું ગણિત ને પશ્ચિમનાં સાધનોનું જ્ઞાન ડચ લોકોની મારફતે જાપાનના લોકો મેળવતાજ ગયા. આમ પશ્ચિમના વિજ્ઞાનથી જાપાનીઓને ધીમે ધીમે લાભ મળ્યો જતો હતો. પણ દેખીતી રીતે લાભ પેરિના આગમન પછી થયો; કારણ કે પેરિની સાથેના કરાર પછી બીજા દેશોના એલચીઓ સાથે પણ કરારો કરાયા ગયા, ને પરદેશીઓને છૂટથી દેશમાં આવવા દેવામાં આવ્યા. આજ વખતે શોગનસત્તા પણ દબાવી દેવામાં આવી ને શહેનશાહના હાથમાં રાજ્યની સંપૂર્ણ સત્તા આવી. શહેનશાહે દૂરંદર્શી થઈ દેશ ખુલ્લોજ રાખ્યો, ને પશ્ચિમનું જાત જાતનું ઉંચું જ્ઞાન મેળવવાની પોતાની પ્રજાને સગવડો કરી આપવાનું કામ હાથમાં લીધું. લોકોને પણ શહેનશાહના હાથમાં સત્તા પૂરે પૂરી આવી હોવાથી નવો ઉત્સાહ આવ્યો. પશ્ચિમની પદ્ધતિથી લોકોને કેળવવાને શાં શાં ને કેવી કેવી રીતે શહેનશાહે પગલાં ભર્યાં તે જોવાનું હવે પ્રાપ્ત થાય છે.

## ફરજીઆત કેળવણી.

ઈ. સ. ૧૮૭૦ માં ઇંગ્લંડની આધુનિક કેળવણીની પ્રદ્ધતિ સ્થપાઈ તે પછી બે વર્ષ રહીને જાપાનની કેળવણીની પદ્ધતિનો પાયો રચાયો એમ કહીએ તો ચાલે; કારણ કે એજ વર્ષમાં કેળવણી વિષે શહેનશાહની

આજ્ઞાપત્રિકા બ્હાર પાડવામાં આવી હતી. તેમાં જાહેર કરવામાં આવેલા અભિલાષોમાં એક અતિ ઉચ્ચ એ હતો કે—

"It is designed henceforth that education shall be so diffused that there may not be a village with an ignorant family, nor a family with an ignorant member"—

**"હવેથી એવી યોજના રાખવામાં આવી છે કે કેળવણી એટલી બધી ફેલાવવી જોઈએ કે અભણ કુટુંબવાળું એકે ગામ ન રહે, કે અભણ માણસવાળું એકે કુટુંબ ન રહે."**

ખરેખર ! આ ઘણોજ ઉચ્ચ આદર્શ છે, ને અસાધ્યવત્ લાગે છે. પણ શુષ્ક તર્કશાસ્ત્ર કે વિચારશક્તિથી જે અશક્ય લાગે છે તે બની ગયા પછી ઘણી વાર આપણને શક્ય કબૂલ કરવુંજ પડે છે; કારણ કે હાલમાં ફરજીઆત કેળવણી જાપાનમાં સોએ સુમારે ૯૦ ઉપર છોકરાં લે છે એમ સિદ્ધ થયું છે.

પ્રાથમિક કેળવણી છોકરૂં ૭ વર્ષની ઉમ્મર થયે લેવાનું શરૂ કરે અને ચાર વર્ષ સુધી લે એ ફરજીઆત છે. આટલી પ્રાથમિક કેળવણી સાધારણ પ્રાથમિક કેળવણી કહેવાય છે; ને આ ચાર વર્ષની કેળવણી સમાપ્ત થયે બીજાં બે, ત્રણ, કે ચાર વર્ષનો પ્રાથમિક કેળવણીના ક્રમ જાપાનની પ્રાથમિક શાળાઓમાં રાખવામાં આવે છે. આ ઉચ્ચતર પ્રાથમિક કેળવણી કહેવાય છે.

## કિન્ડર્ગાર્ટન.

ફરજીઆત પ્રાથમિક કેળવણી શરૂ થાય તે પહેલાં શાળામાં રમતગમત ને સ્હેજસાજ મનને પસંદ પડે એવા ઉદ્યોગમાં રોકાયલાં છોકરાંઓ રાખવાની જેમની ઇચ્છા હોય તેમને માટે જાપાનમાં કિન્ડર્ગાર્ટન શાળાઓની યોજના છે. શાળાએ જવાની ઉમ્મરની અંદરનાં, એટલે ૩ થી ૬ વર્ષ સુધીનાં છોકરાંઓને આ શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. ગાયન, વાર્તાઓ, કિન્ડર્ગાર્ટનબક્ષીસો, ને રમતોમાં છોકરાંઓનું મન પોરવવામાં આવે છે.

આ ઉપરથી પ્રશ્ન એ ઉદ્દ્ભવે કે જાપાનમાં કિન્ડર્ગાર્ટનનું શિક્ષણ ઇષ્ટ છે તો હિંદુસ્થાનમાં શું નથી? શિક્ષકશાળાઓમાં ઘણી વાર કહેવામાં આવે છે કે કિન્ડર્ગાર્ટન તે કંઈ વિષયનું નામ નથી પણ જર્મનિ દેશમાંથી લેવામાં આવેલી શિક્ષણની એ એક પદ્ધતિ છે. ત્યારે 'કિન્ડર્ગાર્ટનનું શિક્ષણ' એ શબ્દોનો અર્થ શો? એ શબ્દો વાપરવાનું પ્રયોજન એ નથી કે તેથી કિન્ડર્ગાર્ટન કંઈ વિષય છે એમ મનાવવું; પણ ઉપર દર્શાવ્યા તેજ વિષયો જાપાનમાં કિન્ડર્ગાર્ટનશાળામાં શિખવવામાં આવતા હોવાથી પ્રથમ દૃષ્ટિએ એવો **ભાસ** થાય કે કિન્ડર્ગાર્ટન વિષય હશે તે પ્રથમ સૂચવવું. પણ આ ભાસ મિથ્યાજ છે; કારણ કે જાપાનમાં કિન્ડર્ગાર્ટનશાળાઓમાં છોકરાંઓને માત્ર રમાડવામાંજ આવે છે, શિખવવામાં કંઈ આવતું નથી. છોકરાંઓ ઘેર તોફાનમસ્તી કર્યા કરે તેના કરતાં કંઈક નિયમમાં રહીને રમતાં શીખે, કિન્ડર્ગાર્ટનની પદ્ધતિ પ્રમાણેની બક્ષીસોમાં તેમનું મન રોકે તો ધીમે ધીમે શાળા જવામાં કંઈક ગમ્મત છે એવો વિચાર ઉદ્દ્ભવે, ને વખત આવે ફરજીઆત પ્રાથમિક ક્રમ ભણવા જવાને આનાકાની ન કરે—એ ઉદ્દેશ સાધવાનો છે. આ ઉદ્દેશ હાનિકારક નથી પણ આથી બહુ લાભ હોય એમ પણ જાપાનના અધિકારીઓ માનતા નથી. જો એમ હોય તો પ્રાથમિક કેળવણી ચાર વર્ષ ફરજીઆત કરી તેનીજ સાથે કિન્ડર્ગાર્ટનશાળામાં છોકરાંઓને મોકલવાનું પણ ફરજીઆત કરવામાં આવે, પણ આવું પગલું ભરવામાં આવ્યું નથી ને તેમ થવા તરફ બીલકુલ ત્યાંનું વલણ પણ નથી. વળી જેમ હિંદુસ્થાનની પ્રાથમિક શાળાઓમાં બને છે તેમ જાપાનની કિન્ડર્ગાર્ટનશાળાઓમાં પણ છોકરાંઓને જાતે કામ કરતાં કે વિચાર કરતાં ન શિખવતાં શિક્ષકો અમુક એકની એક ઢબે પોતાનું શિક્ષણ ચલાવ્યા જાય છે. છોકરાં બધાં કંઈ એકજ પ્રકૃતિનાં નથી હોતાં. તેમની જુદી જુદી પ્રકૃતિ ને જુદા જુદા વલણ પ્રમાણે તેમની પાસે કામ કરાવવું તે કંઈ સ્હેલું કામ નથી. ઘણી વખતે એક નાના છોકરાનું મન પારખવું તે કામ, એક અભ્યાસમાં વધેલા મોટી ઉમ્મરના છોકરાના મનની મુશ્કેલી જાણવા કરતાં ઘણુંજ મુશ્કેલ

છે. બાલસ્વભાવથી સર્વથા વાકેફ બાલપ્રેમી કોઈ વિદ્વાન્ છતાં મૂર્ખના મનની શક્તિ જેટલી પોતાના મનની શક્તિ નીચે આણી શકનાર, મોટા છતાં નાનો બની શકે એવો માણસજ આ કામને માટે સમર્થ આલેખાય. એવા પુરુષો ઇંગ્લંડ, અમેરિકા, કે જર્મનિમાં છે, ત્યારે જાપાન કે હિંદુસ્થાનમાં કેમ ન હોય એ સ્વાભાવિક પ્રશ્ન છે. એ પ્રશ્નનો ઉત્તર એ છે કે એવા પુરુષો હોય તોએ બધા દેશોમાં બહુ વિરલજ હોય અને ઇંગ્લંડાદિ યુરોપીઅન દેશોમાં છે તેનાં કેટલાંક ખાસ કારણો છે. એક કારણ એ છે કે કિન્ડર્ગાર્ટન પદ્ધતિ વિષે પ્રથમ વિચાર કરનારા જર્મનિ દેશના શિક્ષણશાસ્ત્રીઓ હતા; એટલે તેઓએ તેમના દેશોનાં છોકરાંઓનો બાલસ્વભાવ સ્વતંત્ર રીતે વિચાર કરી તેમને અનુકૂલ પદ્ધતિ યોજી કાઢી. તેનું માત્ર અનુકરણ પૂર્વના દેશોમાં લાભદાયી ન થાય તેમાં આશ્ચર્યજનક કંઈજ ન ગણાય. દેખીતાજ કેટલાક ફેર છે. યુરોપીઅન છોકરાં જેટલાં તંદુરસ્ત હોય છે તેટલાં સાધારણ રીતે પૂર્વ તરફનાં છોકરાંઓ નથી હોતાં. કંઈક એ કારણથી તો કંઈક તેમને આપવામાં આવતી નાનપણથીજ છૂટનેલીધે તેઓ તોફાની વધારે હોય છે. તેમને કાબુમાં રાખવાં, તેમનું લક્ષ અમુક બાબતમાં ચોંટાડવું એ વધારે કઠણ કામ ગણી શકાય. બીજો ભેદ એ છે કે પશ્ચિમના લોકોની પેઠે તેમનાં છોકરાં પણ અન્તર્દર્શન કરતાં બહિર્દર્શન તરફ કંઈક વધારે વલણ ધરાવે છે. આવા ભેદોને લીધે બીજા પણ જુદા જુદા ભેદો ઉપસ્થિત થાય ને તે ભેદો અભ્યાસ કરનારા માનસશાસ્ત્રના ખાસ અભ્યાસીઓ ન હોય ત્યાંસુધી જુદા દેશના માનસશાસ્ત્રના નિયમો હિંદુસ્થાન કે જાપાનને સર્વથા ઇષ્ટ ન ગણાય એ વાસ્તવિક છે. જાપાનમાં પશ્ચિમની વસ્તુઓ દાખલ કરવાના વલણને લીધે આ વલણ ઉભું થયું હશે એમ માની શકાય; પણ ઉપર દર્શાવ્યું તે પ્રમાણે કિન્ડર્ગાર્ટન તરફ જાપાનના કેળવણીના અધિકારીઓનું ખાસ લક્ષ હોય તેમ લાગતું નથી. વળી જેટલું લક્ષ છે તેટલાને વિષે એટલું ભૂલવું ન જોઈએ કે છોકરાંઓ ત્રણ ને છ વર્ષની

વચલી ઉમ્મરનાં હોય ત્યારે તેમને કિન્ડર્ગાર્ટન શાળાઓમાં મોકલવામાં આવે છે. આમ કરવાથી એટલું બને કે તેઓ ઘેર ગમે તેમ તોફાન ન કરતાં કંઈક **નિયમિત રીતે** શાળામાં **તોફાન કરે** ! કારણ કે શાળામાં જાય એટલે કંઈક રીતભાત તો તેમને શીખવીજ પડે. એક છોકરૂં બીજાંને મારે ને વાત શિક્ષક પાસે જાય તો આમ કરવામાં તેની ભૂલ હતી તે તે શીખે, વખતસર કે કંઈક વખતસર નિશાળે જવાનું તે શીખે, ને સ્હેજસાજ મનને અમુક બાબતો પર ચોંટાડતાં પણ તે શીખે. આથી વિશેષ લાભ કંઈ થાય એમ માનવાને કારણો નથી. એમ કહેવામાં આવે છે કે પ્રાથમિક શાળાની ફરજીઆત કેળવણી લેવાને શાળામાં જવાનો વખત આવે ત્યારે તે આનાકાની ન કરે—એ બાબત સિદ્ધ થઈ શકે તેવી નથી; કારણ કે જાપાનમાં મૂળથીજ શાળાએ જનારાં છોકરાંની સંખ્યા કંઈ છેક નાના પ્રમાણમાં નહોતી, એટલે વધી, તે માત્ર કેળવણી ફરજીઆત થવાથીજ વધી છે એમ કહી શકાય; કિન્ડર્ગાર્ટનશાળાઓને એ બાબતમાં લેવાદેવા નથી. હવે જાપાનની પદ્ધતિ આપણી પદ્ધતિ સાથે સરખાવતાં માલૂમ પડશે કે જાપાનમાં કિન્ડર્ગાર્ટનશાળાઓથી જે કંઈ લાભ થતો હશે તેવો અહીંની પ્રાથમિક શાળાઓમાં થાય એ સંભવિત નથી; કારણ કે જાપાનમાં ઉમ્મર તે માટે ૩ થી ૬ની છે; અહીં સાધારણ રીતે પાંચ વર્ષ પછી, ને કેટલીક વાર ૭ કે સાત વર્ષે છોકરાંઓ પ્રાથમિક શાળામાં જવાનું શરૂ કરે છે. આ ઉમ્મરે શાળામાં છોકરૂં **શીખે** એજ વાસ્તવિક છે. રમવાને માટે કસરત-શાળામાં ક્યાં રમતો કરી શકાય તેમ નથી ? શિક્ષણની વખતે કિન્ડર્ગાર્ટન પાછળ વ્યર્થ કાળ વ્યતીત કરવો એ અનુચિત છે. વળી એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે એક હિંદુ છોકરૂં પાંચ વર્ષની ઉમ્મર થયે કંઈ છેક મંદધી નથી હોતું. એટલે કિન્ડર્ગાર્ટનની પદ્ધતિ પ્રમાણે પ્રાથમિક-શાળામાં હિંદુસ્થાનમાં શિખવવાનો અર્થ જો એવો કરવામાં આવે કે માત્ર ગોખણપટીઆ જ્ઞાન તેમને ન આપતાં તેમનું મનોબળ ધીમે ધીમે વધે ને તેમની માનસિક **શક્તિ**ઓનો **વિકાસ** થાય તો તે સર્વથા ઇષ્ટ છે, ને

ગ્રાહ્ય પણ છે. બાળકના મનની શક્તિઓ ખિલવવી એ દરેક શિક્ષકની ફરજ છે, દરેક શિક્ષકનો એ આદર્શ જોઈએ, દરેક શિક્ષક તેમ કરવાથી પોતાની પદવીને શોભાવે છે ને છોકરાંના "મનનો પિતા" થાય છે એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી, અને તેમ થાય ત્યારે તે ખરેખર પૂજ્ય થાય છે.

## પ્રાથમિક શિક્ષણ.

આમ કિન્ડર્ગાર્ટનશાળાઓ વિષે વિચાર્યા પછી પ્રાથમિક શાળાઓ વિષે જોવાનું પ્રાપ્ત થાય છે. છોકરાંઓને નીતિનાં તત્ત્વોનું સહેજ જ્ઞાન થાય, ભવિષ્યમાં સમાજનાં સારાં અંગો થવાને શવટ આવે ને બંધ બેસે એવી કેળવણી અપાય, દૈનિક જીવનની સાધારણ બાબતોમાં તેઓથી સારી રીતે માથું ઘલાય, અને શારીરિક બળનો વિકાસ યોગ્ય રીતે કરવાને તેમનું વલણ થાય, એ પ્રાથમિક શાળાના શિક્ષણના ઉદ્દેશ ગણાવવામાં આવે છે.

સાધારણ પ્રાથમિક શાળાઓમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, અંકગણિત, ને શારીરિક કસરતો તરફ લક્ષ અપાય છે. સ્થાનિક અગત્ય પ્રમાણે ચિત્રકળા, સંગીતકળા, કે હસ્તકળા (Manual Arts), ને છોકરીઓની બાબતમાં સીવણકળા જેવો એકાદ બીજો અગત્યનો વિષય શિખવવામાં આવે છે. ઉચ્ચતર પ્રાથમિક શાળામાં ઉપલા વિષયો ઉપરાંત જાપાનનો ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકળા, સંગીતકળા, ને છોકરીઓને માટે સીવણકળાના વિષયો હોય છે. વળી છોકરાઓને માટે ખેતી, વેપાર કે (હસ્તકળા) જેવા વિષયો ને અંગ્રેજી ભાષાનું શિક્ષણ પણ લક્ષ ખેંચે છે.

આ પદ્ધતિ વિષે વિશેષ કહેવાની કંઈ જરૂર નથી. બધા વિષયો અગત્યના છે. તેમાં નીતિનાં તત્ત્વોનું શિક્ષણ ને ચિત્રકળા, સંગીતકળા, ને સીવણકળા જેવા વિષયો ખાસ લક્ષ ખેંચે છે. નીતિના શિક્ષણ વિષે આગળ વિચારવામાં આવશે. ચિત્રકળા, સંગીતકળા, ને સીવણકળા જેવા વિષયો પ્રાથમિક શાળાઓમાં કદાચ બહુ અગત્યના ન ગણાય; પણ

તે શિક્ષણનો પાયો જાપાનમાં નાનપણથીજ નંખાય છે તેથી મોટા થતાં જાપાનીઓ કળામાં જલદીથી કુશળ થઈ શકે એમાં નવાઈ જેવું કંઈ નથી. સંગીતકળાના જ્ઞાનથી મનુષ્ય પોતાને તેમજ અન્યને શુદ્ધ, સાત્ત્વિક આનંદ આપવાની સત્તા ધરાવી શકે છે, ને શુદ્ધ આનંદને નીતિની સાથે કેટલો સંબંધ છે તે દર્શાવવાની જરૂર નથી. છતાં તે વિષે સ્હેજ કહેવાની જરૂર છે.

ગ્રીસના તત્ત્વવેત્તા પ્લેટોએ સંગીતનું જ્ઞાન નીતિના ઉદ્દેશથી આવશ્યક ધાર્યું છે. સંગીતનો અર્થ નાટકીઆ, શેરીઓમાં ગવાતાં ઢંગધડા વગરનાં વર્જ્ય ભાવોવાળાં, ને ગમે તેવા રાગડાઓ ગાવાની કળા ને તેનું શાસ્ત્ર એમ કરવાનો નથી. મનુષ્યના કંઠમાંથી નીકળતો ધ્વનિ અમુક કાળમાં અને અમુક ભાવો સાથે રાગતાલવાળો કેમ બની શકે તે શિખવવાની કળા તે સંગીતકળા એમ વિસ્તારથી કહેવું હોય તો કહી શકાય. ખરેખર! ભાવો શુદ્ધ ને સાત્ત્વિક હોય ને જ્ઞાન શાસ્ત્રીય પદ્ધતિથી અપાતું હોય તો તેના બળથી મનુષ્યની ભાવનાઓ કંઈ ઉચ્ચ કરી શકાય એ નિઃસંદેહ લાગે છે, અને સૌંદર્ય તે શું છે, ધ્વનિ અમુક કાળમાં નીકળવાથી તે પ્રિય કેમ લાગે છે, ને તેથી પ્રમાણ શું ને પ્રમાણની અગત્ય કેટલી છે તે સમજાય છે. એક બાબતમાં પ્રમાણનું અગત્ય ને સૌંદર્ય વિષે સમજુતી આવવાથી બીજી બાબતમાં પણ તે આણવી સુગમ થઇ પડે છે. માણસના આચરણમાં પણ પ્રમાણની જરૂર છે, સદ્‌ગુણદુર્ગુણ માત્ર પ્રમાણનિર્ણીત આચારથી ઉપસ્થિત થાય છે, ને સૌંદર્યને ને નીતિને ગાઢ સંબંધ છે. જેને આપણે કૃપણતા કહીશું તેને જરા સુધારીશું તો તે સદ્‌ગુણ થશે, ને તેથી વધારે સુધારીને બગાડીશું તો ઉડાઉપણાનો દુર્ગુણ થશે. એટલુંજ નહિ પણ અમુક કંઠ વધારે તીનો કે વધારે જાડો થવાથી જેમ માણસ બેસુર બને છે, તેમ અમુક વર્તણુક જોઈએ તે પ્રમાણમાં ન રહેવાથી સૌંદર્યભ્રષ્ટ થઈ તે દુર્ગુણના નામથી ઓળખાય છે. આવી દલીલ આથી વધારે

લઈ જઈ કેટલાક તત્ત્વચિંતકો એમ કહે છે કે નીતિ ને અનીતિનો પ્રશ્ન તે **માત્ર** સૌંદર્ય ને તદ્વિપરીતનોજ પ્રશ્ન છે. તેમ કહેવાને કેટલાક કદાચ તૈયાર ન થાય, ને તે વિષે અત્ર ઉતરવું અપ્રસ્તુત છે, તોપણ એટલું નક્કી છે કે કળાના જ્ઞાનને ને નીતિના ઉપદેશને ગાઢ સમ્બન્ધ છે. સંગીતના સંસ્કાર જલદીથી, સ્હેલથી, ને પ્રબળ કરી શકાય તેમ હોવાથી સંગીતનું શિક્ષણ શાળામાં અપાય એ ઇષ્ટ છે. "ગાયન એ પાંચમો વેદ છે;" એનું શિક્ષણ વધારે કે ઓછું લાભકર કરવું એ શિક્ષકોની શક્તિ ને શિષ્યોના અધિકાર પર આધાર રાખે છે.

જાપાનમાં ૭ વર્ષની ઉમ્મર પૂરી થયા પછી છોકરો પ્રાથમિક શાળામાં દાખલ થાય છે, ને ચાર વર્ષ સાધારણ ને ચાર ઉચ્ચતર પ્રાથમિક ક્રમનો અભ્યાસ કરે તો પ્રાથમિક શાળાનો સંપૂર્ણ ક્રમ ભણી એ ૧૪ વર્ષની વયે તેમાંથી ઉત્તીર્ણ થાય. ત્યાર બાદ એ માધ્યમિક શાળામાં જાય છે. આ શાળામાં ૧૨ વર્ષની ઉમ્મર પહેલાં છોકરાઓથી દાખલ થઈ ન શકાય એવો ત્યાં ધારો છે. કેટલાક હોશિયાર છોકરાઓ આખો પ્રાથમિક ક્રમ ન ભણતાં ઉચ્ચતર ક્રમમાં માત્ર બેજ વર્ષ રહે છે; તેઓ ૧૨ વર્ષની ઉમ્મરે માધ્યમિક કેળવણી શરૂ કરી શકે. હિંદુસ્થાનમાં પણ એમ થતું જોવામાં આવે છે. ગુજરાતીમાં સાતે વર્ષ હવે ઘણાજ થોડા છોકરાઓ રહે છે; બહુ મોટે ભાગે તો પાંચ કે તેથી પણ ઓછાં વર્ષ સુધી ગુજરાતી ભણી અંગ્રેજી મિડલ સ્કૂલ—માધ્યમિક શાળામાં જવાને તેઓ તત્પર બને છે.

## માધ્યમિક કેળવણી.

જાપાનમાં માધ્યમિક કેળવણી ઘણી અગત્યની લેખાય છે. તેનાં કેટલાંક કારણો છે. એક કારણ તો એ છે કે ત્યાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવામાં આવી છે; તેને લીધે માધ્યમિક શાળાઓમાં જવા ઇચ્છનારાઓની સંખ્યા મોટી હોયજ. વળી લોકો જાતે માધ્યમિક કેળવણીની તરફેણમાં છે. તેઓ સમજવા લાગ્યા છે કે આજના વખતમાં માત્ર Three Rs—

વાચન, લેખન, અને અંકગણિતનું સ્હેજસાજ જ્ઞાન મળ્યું એટલે આપણું કામ સરતું નથી. જિંદગીની સાધારણ પ્રવૃત્તિઓમાં પણ સફળ થવાને માટે વધારે જ્ઞાનની જરૂર છે. આમ લોકો જાપાનમાં માધ્યમિક કેળવણીની તરફેણમાં છે. આ શાળાઓ ઘણી લોકપ્રિય છે, ને છોકરાઓની વધતી જતી સંખ્યાના પ્રમાણમાં પૂરતી માધ્યમિક શાળાઓ ચાલુ રાખવી એ જાપાની સરકારને એક ઘણી મુશ્કેલીનું કામ થઈ પડ્યું છે. આ કારણો ઉપરાંત, બીજાં પણ કેટલાંક કારણો માધ્યમિક કેળવણીની અપેક્ષા વધારવામાં સહાયભૂત થયાં છે. જે લોકોને યુનિવર્સિટિનું ઉચ્ચ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેવાઓ ઉપરાંત વ્યાપારની, હુન્નરની, કે લશ્કરની સારી કેળવણી જેમણે લેવી હોય તેમને માધ્યમિક શાળામાંથી ઉત્તીર્ણ થવું આવશ્યક છે. તેમ નહિ તો માધ્યમિક શાળામાં અપાતા શિક્ષણની બરોબર જેમણે ઘેર શિક્ષણ લીધું હોય તેવાઓનેજ એ બીજી શાળાઓમાં પ્રવેશ મળે છે. વળી માધ્યમિક શાળાઓ ને તેથી ઉંચા પ્રકારની શાળાઓમાંથી જેઓ ઉત્તીર્ણ થયા હોય તેમને ફરજીઆત લશ્કરી નોકરી વિષે કંઇક લાભ છે. તેઓ ૨૮ વરસની ઉમ્મર સુધી તે નોકરી ન કરે તો ચાલે ને તે ઉમ્મર થયે પણ તેમને ત્રણ નહિ પણ માત્ર એકજ વર્ષ તે નોકરી કરવી પડે છે. આવા લાભો હોવાથી માધ્યમિક શાળામાં જનારાઓની સંખ્યા જાપાનમાં બહુ મોટી હોય છે.

શિક્ષણક્રમ માધ્યમિક શાળામાં ચાર કે ઘણી વાર પાંચ વર્ષ પહોંચે એવો હોય છે. અભ્યાસના વિષયોમાં અગત્યનાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, ચીનનું શ્રેષ્ઠ સાહિત્ય ('Chinese classics'), એક પરભાષા (અંગ્રેજી કે ફ્રેન્ચ), ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન (જુદા જુદા જરૂરના વિભાગો), સંગીત, ને શારીરિક કસરતો છે.

હિંદુસ્થાનમાં અપાતી કેળવણી ને ખાસ કરીને મુંબઈ ઇલાકામાં જે કેળવણી આપવામાં આવે છે તેની સાથે આ કેળવણી સરખાવતાં માલૂમ પડશે કે અહીંની મિડલ ને હાઇસ્કૂલ બન્નેમાં મળીને જેટલી કેળવણી આપ-

વામાં આવે છે તેટલી, બલ્કે તેથી કંઈ વધારે, જાપાનની માધ્યમિક શાળાઓમાં કેળવણી આપવામાં આવે છે; કારણ કે વિજ્ઞાનના કેટલાક વિભાગો, જેવા કે; ત્રિકોણમિતિ, પ્રાણિવિદ્યા, ઉદ્‌ભિજ્જવિદ્યા, ને ખનિજશાસ્ત્ર વિષે ત્યાં જ્ઞાન આપવામાં આવે છે તે અહીં આપવામાં આવતું નથી. વળી સંગીતનું જ્ઞાન ત્યાં માધ્યમિક શાળામાં આવશ્યક છે તેનો પણ અહીં અભાવ છે. છતાં અહીં મિડલ ને હાઇસ્કૂલોના ક્રમ સમાપ્ત કરતાં બધું મળી સાત વર્ષ થાય છે ત્યારે જાપાનમાં પાંચ વર્ષમાં માધ્યમિક કેળવણી પરિસમાપ્ત થાય છે. આમ હોવાનું એક કારણ એ છે કે ત્યાંનું શિક્ષણ જાપાનીભાષાદ્વારા અપાય છે, અહીંની પેઠે પરભાષાદ્વારા નહિ. અહીં હાઇસ્કૂલમાં શિક્ષણ અંગ્રેજીદ્વારા અપાય છે તેને લીધે તે કેટલુંક ધીમું આપવું પડે છે. જાપાનીઓની બુદ્ધિ હિંદુઓ કરતાં કંઈ ઉચ્ચતર પ્રકારની છે એમ માનવાને કંઈ કારણ નથી. અહીં જેમ સંસ્કૃત કે ફારસી જેવા વિષયનું જ્ઞાન અપાય છે તેમ જાપાનમાં ચીનના શ્રેષ્ઠ સાહિત્યનું ( Chinese classics ) શિક્ષણ અપાય છે.

માધ્યમિક કેળવણી વિષે બીજી લક્ષ ખેંચે એવી કેટલીક બાબતો છે. માધ્યમિક કેળવણી લેનારા છોકરાઓ ને છોકરીઓની શાળાઓ જુદી પાડેલી હોય છે. છોકરાઓને છોકરીઓની સાથે શિક્ષણ આપવામાં આવતું નથી. તેમને માટે અભ્યાસક્રમો જુદા છે. તે વિષે સ્ત્રીકેળવણીના મથાળા નીચે જુદોજ વિચાર કરીશું. બીજું, માધ્યમિક શાળાઓમાં જતાં છોકરાઓને શાળાના મકાનમાં રહેવાની પણ સગવડો કરી આપવામાં આવે છે. બધા છોકરાઓને માટે તેમ બની શકતું નથી, ને બધા છોકરાઓ શાળાના મકાનમાં જતાએ નથી, પણ કેટલાકને માટે આ પ્રકારની સગવડ કરી આપવામાં આવે છે. હિંદુસ્થાનમાં આવી સગવડો માત્ર કૉલેજોમાંજ પુરી પાડવામાં આવે છે. થોડોક વખત થયાં કેટલીક હાઇ સ્કૂલોને પણ સગવડો કરી આપવામાં આવી છે. વળી મુખ્ય ક્રમ ઉપરાંત જાપાનમાં વધારાના ક્રમો રાખવામાં આવે છે. જેમનાથી આગળ અભ્યાસ અનેક કારણોને

લીધે ન કરાય તેમ હોય ને જેઓ શાળામાંજ વધારે જ્ઞાન મેળવવા ઇચ્છતા હોય તે છોકરાઓને આ ક્રમો લાભના થઈ પડે છે. હિંદુસ્થાનમાં આ પદ્ધતિ નથી, પણ તેથી કંઈ આપણને ગેરલાભ હોય એમ માનવાને કારણ નથી, કારણ કે વધારાના ક્રમોમાં જાપાનમાં સંગીન જ્ઞાન આપી શકાતું હોય એમ મનાતું નથી, ને એમ હોવું શક્ય પણ નથી.

## ઉચ્ચતર શાળાઓમાં મળતી કેળવણી.

માધ્યમિક શાળાની કેળવણી પછી જાપાનની ઉચ્ચતર શાળાઓમાં છોકરા પ્રવેશ કરી શકે છે. ઉચ્ચતર શાળાઓનો ઉદ્દેશ એ છે કે યુનિવર્સિટિની કેળવણી જેઓ લેવા ઇચ્છતા હોય તેઓના મનનો તેને માટે જોઈએ તેટલો વિકાસ થાય. અર્થાત્, યુનિવર્સિટિના શિક્ષણ માટે અધિકારી થવા જેટલું શિક્ષણ આ શાળાઓમાં અપાય છે.

જાપાનની ઉચ્ચતર શાળાઓ જેવી શાળાઓ હિંદુસ્થાનમાં નથી એટલુંજ નહિ પણ યુરોપમાં ઇંગ્લંડઅમેરિકામાં પણ જાપાનની આ શાળાઓ જેવી શાળાઓ નથી. હિંદુસ્થાનની કૉલેજો જાપાનની ઉચ્ચતર શાળાઓની સાથે સરખામણીમાં મૂકી શકાય. ઇન્ગ્લંડ કે અમેરિકામાં આવી શાળાઓ નથી તેનું કારણ એ છે કે ત્યાં આવી શાળાઓની જરૂર નથી. જાપાનની યુનિવર્સિટિઓમાં બધા વિષયોનું જ્ઞાન સ્વભાષામાં આપવું અશક્ય હોવાથી કેટલીક પરભાષાઓનું જ્ઞાન આવશ્યક છે. તે જ્ઞાન ઉચ્ચતર શાળાઓમાં આપવામાં આવે છે. ઉચ્ચતર શાળાઓમાં કેટલાક વર્ગોમાં તો અઠવાડીઆના તેર કલાક પરભાષાનું જ્ઞાન આપવા પાછળ ગાળવામાં આવે છે. છોકરાઓને ક્યાંતો અંગ્રેજી ને જર્મન, કે અંગ્રેજી ને ફ્રેંચ, કે ક્યાંતો જર્મન ને ફ્રેંચ ભાષાઓ પસંદ કરવી પડે છે. ઉચ્ચતર શાળાઓના ક્રમ ત્રણ વર્ષના હોય છે ને ૧૭ વર્ષની ઉમ્મર પછી તે શાળાઓમાં દાખલ થઈ શકાય છે. એ વર્ષોમાં મુખ્ય ધ્યાન પરભાષાઓ સમજવાની શક્તિ છોકરાઓને આવે તે પાછળ આપવામાં આવે છે. પરભાષાઓ સમજાય એટલે તેમના

જ્ઞાનનો ઉદ્દેશ સફળ થયો, ને તે સમજવામાંજ તેમની એ શાળામાં ઇતિકર્તવ્યતા પરિસમાપ્ત થાય છે. સંભાષણ પરભાષામાં કરવાની શક્તિ મેળવવા તરફ બીલકુલ લક્ષ અપાતું નથી. આ કારણને લીધે જાપાનીઓ હિંદુસ્થાનના છોકરાઓ કરતાં યુનિવર્સિટિનું શિક્ષણ લીધા પછી પણ ભાગાતૂટા હાસ્ય ઉત્પન્ન કરે એવા **અંગ્રેજીમાં** પરદેશીઓ સાથે વાતચીત કરી શકે છે.*

જાપાનની ઉચ્ચતર શાળાઓમાં યુનિવર્સિટિને માટે Preparatory knowledge અથવા આધિકારિક (આદ્ય) શિક્ષણ અપાતું હોવાથી તે શાળાઓમાં દાખલ થતાંજ છોકરાઓને પોતાની ભવિષ્યની જિંદગી વિષે નિર્ણય પર આવવું પડે છે. અભ્યાસક્રમના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. પ્રથમ વિભાગ યુનિવર્સિટિમાં **કાયદા ને સાહિત્ય** શીખવા ઇચ્છનારાઓની અનુકૂળતાને માટે છે; દ્વિતીય વિભાગ યુનિવર્સિટિમાં **વિજ્ઞાન, ઈજનેરીકામ,**

---

* જાપાનીઓ અંગ્રેજીનો ઉચ્ચાર બરાબર નથી કરી શકતા. તેઓ l (લ) નો ઉચ્ચાર r (ર) કરે છે. "Not only cannot the Japanese pronounce the letter, but it would appear as though some of them could not even write it. Thus we find "interpreter and transrator" outside an office, "beriard" over a billiard saloon, "cold robster" on a bill of fare, and "hipporogy" amongst the branches of veterinary science." એટલુંજ નહિ પણ અંગ્રેજી લખાણ પણ જાપાનીઓ હસવું ઉત્પન્ન કરે એવું લખે છે; જેમકે "After the Japan seconds army had a bravry fight on the China Tokuiji all the Russia soldiers is picture to leave".

"Please give me very beantiful". "I want have a dairest daughter to as wife". આવા હાસ્ય ઉત્પન્ન કરે એવા દાખલાઓ જાપાની અંગ્રેજીમાંથી શોધવા મુશ્કેલ પડે તેમ નથી. જુઓ પ્રોફ. **શાર્પનું** પુસ્તક; પૃ. ૪૧૨-૩.

ને **ખેતી** શીખનારાઓની અનુકૂળતા સાચવે છે; ને તૃતીય વિભાગ યુનિવર્સિટિમાં **વૈદક** શીખનારાઓને અર્થે છે. યુનિવર્સિટિમાં કેવું જ્ઞાન લેવું છે ને ભવિષ્યમાં કયા ધંધા રોજગારમાં ઉધુક્ત થવું છે તેનો નિર્ણય આમ ઉચ્ચતર શાળામાં જતાંજ છોકરાઓને ચોક્કસ કરવો પડે છે. કેટલાકનું માનવું એવું છે કે આ હાનિકર પદ્ધતિ છે; કારણ કે નાની ઉમ્મરમાંથી ભવિષ્યની જિંદગીનો છોકરાઓને નિર્ણય કરવો એ સ્હેલું કામ નથી. અપરિપકવ વિચારથી પરિણામ ધાર્યા કરતાં જુદાંજ આવે ને ભવિષ્યનું જીવન બગડે. પણ એમ પણ શું ન કહી શકાય કે **જા**પાનમાં પ્રથમથીજ ભવિષ્યની જિંદગીનો નિર્ણય કરવો પડતો હોવાથી, જેમ હિંદુસ્થાનમાં બી. એ. થયા, એમ. એ. થયા ઇત્યાદિ ઇત્યાદિ થયાજ કર્યાં છતાં ભવિષ્યમાં જીવનની દોરી કઈ દિશા તરફ વાળવી છે તે અનિશ્ચિતજ રહે છે ને "આગળ થઈ રહેશે" એવી મનોભાવના રહે છે ને વર્ષો વ્યર્થ વ્યતીત થાય છે તેમ **જા**પાનમાં થવાનો સંભવ રહેતો નથી ? સત્તર વર્ષની વયે નિશ્ચય કરવો પડે છે તે વય કંઈ છેક અપરિપકવ ન કહી શકાય. વળી વડીલો કે મિત્રોની સલાહ તે વયે ક્યાં નથી લેવાતી? એટલે એ પદ્ધતિ કંઈ દોષવાળી ન ગણી શકાય.

અભ્યાસક્રમો વિષે સહજ નિરીક્ષણ કરવું આવશ્યક છે. પ્રથમ વિભાગમાં વિષયો નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય, પરભાષાઓ, ઇતિહાસ, માનસશાસ્ત્ર ને ન્યાયશાસ્ત્ર, કાયદાનાં મૂળ તત્ત્વો, સાહિત્યના શિષ્યો માટે અર્થશાસ્ત્રનાં મૂળ તત્ત્વો, ને શારીરિક કસરતોના છે. પરભાષાઓમાં **અંગ્રેજી**, **ફ્રેંચ**, કે **જર્મન**માંથી ઉપર કહ્યું તે પ્રમાણે એ ભાષાઓ પસંદ કરવી જોઈએ.

વિજ્ઞાન ને સાહિત્યના ક્રમો અહીં જુદા પાડવાની હીલચાલો થાય છે તેમ થવાનો **જા**પાનમાં સંભવ નથી; કારણ કે ત્યાં વિભાગો જુદાજ છે, ને વિજ્ઞાન, ઇજિનેરી કામ ને ખેતી કામના દ્વિતીય વિભાગમાં મુખ્ય વિષયો

નીચે પ્રમાણે છે. જાપાની ભાષા, અંગ્રેજી, જર્મન કે ફ્રેંચ ભાષા, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, ખનિજવિદ્યા, ચિત્ર કામ, ને શારીરિક કસરતો. ખેતીના છોકરાઓને જર્મન લેવું પડે છે. આ વિષયો તરફ નજર કરતાં માલૂમ પડશે કે વિજ્ઞાનના લગભગ બધાજ વિષયો આ દ્વિતીય વિભાગમાં છે, તોપણ આને માત્ર વિજ્ઞાનનો વિભાગ ન કરી નાખતાં ભાષાજ્ઞાન ને નીતિનાં તત્ત્વોનો ઉપદેશ અહીં પણ આવશ્યક છે એ ભૂલવું ન જોઈએ.

તૃતીય વિભાગમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, જર્મન ભાષા, અંગ્રેજી કે ફ્રેંચ, લૅટિન ભાષા, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, પ્રાણિવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ને શારીરિક કસરતો રાખવામાં આવ્યાં છે.

## જાપાનની ઉચ્ચતર શાળાઓમાં સ્વભાષાદ્વારા અપાતું શિક્ષણઃ હિંદુસ્થાનમાં સ્વભાષાનો અનાદર.

સ્વભાષાનું જ્ઞાન અહીં પણ આવશ્યક છે, ને શિક્ષણ સ્વભાષાદ્વારાજ અપાય છે એ વાત કોઈની પણ નજરે પડે તેમ છે. કબૂલ કરીશું કે અંગ્રેજી સાહિત્યનું ઉત્તમ જ્ઞાન હિંદુસ્થાનની કૉલેજના એક છોકરાને મળે તેટલું ઉંચું જ્ઞાન, ને ભાવનાઓને ઉચ્ચતર કરે એવા અંગ્રેજી સાહિત્યના ઉત્તમ લેખકોના સુંદર ને ભવ્ય આદર્શો હિંદુસ્થાનનો એક છોકરો લેવા જેટલો ભાગ્યશાળી થાય તેટલો જાપાનનો છોકરો કોઈ પણ પરભાષાના જ્ઞાનથી થતો નથી. એટલુંજ નહિ પણ અહીંની કૉલેજોમાં ચાર વર્ષ સુધી શિક્ષણ લેનારા યુવકો જાપાનની ઉચ્ચતર શાળાઓમાં ત્રણ વર્ષ સુધી કેળવણી લેનારા યુવકો કરતાં સંગીન જ્ઞાનમાં કોઈપણ પ્રકારે ઉતરતા હોવાનો સંભવ નથી. તોપણ સ્વભાષાજ્ઞાનમાં અહીંની કૉલેજના છોકરાઓ કેટલાં અન્ધારામાં હોય છે તે સર્વેને જાણીતું છે, સ્વભાષાપ્રેમી નરો તે વિષે બૂમો પાડે છે, ઝુંડા ઉડાવે છે, ને યુનિવર્સિટિક્રમમાં તે દાખલ કરાવવા

મથે છે ને તલપી રહે છે. વળી **અંગ્રેજી** જ્ઞાન અહીં ઘણુંજ ઉંચા પ્રકારનું મળે છે તેમ જાણી સંતોષ પમાય તેમ નથી. એટલું નિર્વિવાદ છે કે વિજ્ઞાન, ગણિત આદિનું જ્ઞાન જો સ્વભાષાદ્વારાજ અપાય તો તે તે વિષયોમાં સ્પષ્ટ વિચારો શિષ્યોને વધારે મળે, વધારે સ્હેલથી મળે, ને સર્ગશક્તિનો આવિર્ભાવ થવો પણ સુકર થાય. આમ સ્વભાષાદ્વારા જ્ઞાન ઇષ્ટ છે છતાં **હિંદુસ્થાન**માં તે કેમ અપાતું નથી ? હાલમાં દોષ વિચાર કરતાં કોઇનો નથી એમજ કહેવું પડશે. કારણ કે દેશમાં એક ભાષાની આવશ્યકતા તો છેજ ને તે અંગ્રેજી સિવાય બીજી થવી મુશ્કેલ છે. સ્થળે સ્થળે જુદી જુદી ભાષાઓમાં અંગ્રેજી સિવાય બીજા બધા વિષયોમાં સ્વભાષાદ્વારા જો જ્ઞાન આપવાનું કામ હાથમાં લેવામાં આવે તો તે ઘણુંજ મુશ્કેલ થઈ પડે; કારણ કે જ્યાં એકજ ઇલાકામાં ત્રણચાર ભાષા હોય ત્યાં જુદી જુદી ભાષાઓમાં શિક્ષણ ક્યાંથી અપાય ? દ્રવ્યનો ઘણો વધારે વ્યય થાય તે મુશ્કેલી પ્રથમ આવે. બીજી મુશ્કેલી શિક્ષણનાં પુસ્તકોની નડે; કારણ કે **અંગ્રેજી** વિજ્ઞાન, ગણિત આદિનાં ભારે પુસ્તકોનાં ભાષાન્તરો ક્યાંથી લભ્ય થાય ? **જા**પાનમાં પણ એજ મુશ્કેલીને લીધે પરભાષાઓ પાછળ વધારે ધ્યાન આપવામાં આવે છે, ને કેટલાક વિષયોનું યુનિવર્સિટિમાં પરભાષાદ્વારા શિક્ષણ અપાય છે; તેમ કર્યા વગર બીજો રસ્તોજ નથી. વળી **અંગ્રેજી જ**ર્મનાદિ ઉત્તમ ને જ્ઞાનના ભંડાર જેવા પ્રથમ પંક્તિના પ્રોફેસરોની ખોટ કેવી રીતે પૂરી પાડી શકાય ? કાળક્રમે ને ધીમે ધીમે એ દિશામાં પ્રયત્ન થાય; પણ હાલમાં પૂર્વ તરફની પ્રજાઓને પશ્ચિમ તરફના ગુરુઓ ને પશ્ચિમનાં પુસ્તકોનો જે લાભ મળે છે તે અમૂલ્યજ છે, ને તેવો લાભ સ્વભાષામાં લખાએલાં પુસ્તકોમાંથી આપી શકાય તેમ નથી એ પણ સ્પષ્ટ છે. પશ્ચિમનું, જ્ઞાન પશ્ચિમના ગુરુઓ, ને પશ્ચિમના પુસ્તકો દ્વારાજ ઉત્તમ અપાય એ ખુલ્લું છે, એને સિદ્ધ કરવાની જરૂર નથી. કાયદામાં જેમ કેટલીક વાર એક સૂત્ર લાગુ પાડવામાં આવે છે કે Res ipsa loquitur ( the thing speaks for itself ) વસ્તુ જાતેજ પોતાને માટે પોતાનું કારણ અથવા

પોતાની સમજુતી આપે છે, તેમ અહીં પણ દલીલ કરવાની આવશ્યકતા રહેતી નથી. પ્રશ્ન માત્ર એટલોજ રહે છે કે આપણને મળતા ઉત્તમ લાભો સાથે કેટલાક ગેરલાભ શું ભારે નથી થતા ? આનો ઉત્તર પણ હકારમાં આપ્યા વિના રહેવાતું નથી. સ્વભાષાદ્વારા શિક્ષણ સિવાય સ્પષ્ટ જ્ઞાન દુર્લભ છે, જ્ઞાન મેળવતાં કાળ વધારે વ્યતીત થાય છે, ને સ્વભાષાપ્રેમ ઉત્પન્ન ન થાય ને તે હોય ત્યાં પણ તેનો વિકાસ ન થાય એ ખાસ અનિષ્ટ છે. તો આવી સ્થિતિમાં હિંદુસ્થાનની કૉલેજોમાં સ્વભાષાદ્વારા નહિ તો સ્વભાષાનું તો જ્ઞાન આવશ્યક જોઈએજ એમ આપણે કહી શકીએ. તેમ કરવાથી અભ્યાસનો બોજો વધી જાય કે તેમ કરવામાં અભ્યાસક્રમમાંથી બીજા અગત્યના વિષયો ઓછા કરવા પડે એવી દલીલો આ વિરુદ્ધ આણવી સ્હેલી છે; પણ એટલું પણ નક્કી છે કે કોઈ વસ્તુ કરવીજ જોઈએ એમ જો દૃઢ માનવું થાય તો તે કરવામાં ઉપસ્થિત થતી મુસ્કેલીઓનું નિરાકરણ અશક્ય નથી હોતું. પ્રિવિઅસમાં શીખવા પડતા ઇતિહાસ વિના આપણને ખુશીથી ચાલી શકે. એમ કહેવામાં આવે છે કે અંગ્રેજી સાહિત્ય સમજવામાં ગ્રીસ ને રોમના ઇતિહાસ અગત્યના છે. પણ એક વર્ષ ગ્રીસનો ને એક વર્ષ રોમનો ઇતિહાસ શીખવાય છે એટલે સમાનતા જાળવી શકાતી નથી. અગત્યના હોય તો બન્ને દેશના ઇતિહાસો સરખાજ અગત્યના છે. પણ તે વારા ફરતી શિખવવામાં આવે છે. એટલે ઉદ્દેશ ઉત્તમ રીતે સાધી શકાતો નથી, તો પછી સ્વભાષા તેને બદલે દાખલ કરવામાં આવી હોય તો હાનિ કરતાં લાભ વધારે થાય એમ સંભવિત છે. વળી ઇન્ટરમિડીએટમાં પદાર્થવિજ્ઞાનનું ઉપલકીઆ જ્ઞાન જીવનમાં શું કામમાં આવે છે, મનોવિકાસ પણ તેથી શું થાય છે ? અગત્યનું તો ભૂસ્તરવિદ્યાનું જ્ઞાન કે ખગોળવિદ્યાનું જ્ઞાન પણ તેટલુંજ છે, પણ તે વિષયો નથી શીખવી શકાતા તો આ વિષય પણ મૂકી દઈ શકાય. એ વિષયથી મળતા લાભ કરતાં સ્વભાષાથી વધારેજ મળે. વળી એમ. એ. જેવી અઘરામાં અઘરી પરીક્ષામાં ઐચ્છિક વિષયોમાં સ્વભાષા દાખલ કરવામાં આવી છે તો શું

બી. એ. માં તેમ ન બની શકે ? એમ. એ. ને માટે પુસ્તકો જડે છે તો બી. એ. ને માટે કંઈ શોધવાં ન પડે. આમ કૉલેજમાં સ્વભાષા દાખલ કરવી અશકય નથી. કયો વિષય ઓછો કરવો ને કયો રહેવા દેવો એ બાબત મતભેદની છે. તોપણ સ્વભાષાજ્ઞાન ઘણુંજ અગત્યનું છે એ મતભેદની વાત નથી. તો પછી સુધારો અશકય ન ગણી શકાય.

ઉચ્ચતર શાળાનું શિક્ષણ પૂરૂં થયા પછી યુનિવર્સિટિશિક્ષણ લઈ શકાય છે. તે શિક્ષણના ક્રમો સાધારણ રીતે ત્રણ વર્ષ પહોંચે તેવા હોય છે. રાજ્ય તરફથી બે યુનિવર્સિટિઓ છે; એક મોટી ટોકિયોમાં, ને એક કિયોટોમાં. દાખલ થવાની ઉમ્મર ઓછામાં ઓછી ૨૦ વર્ષની રાખવામાં આવી છે, પણ સાધારણ રીતે દાખલ થનારાઓની ઉમ્મર બેત્રણ વર્ષ મોટી હોય છે; કારણ કે એક શાળાનો ક્રમ સમાપ્ત કરી બીજીમાં જતાં પ્રવેશક પરીક્ષા આપવી પડતી હોવાથી ને પ્રવેશક પરીક્ષાઓમાં સ્પર્ધા બહુ જબરી થતી હોવાથી ઉમ્મર સારા છોકરાઓની પણ યુનિવર્સિટિમાં દાખલ થતાં જોઈએ તે કરતાં કંઈક વધી જાય છે.

## ગરીબ શિષ્યોને મદદ.

ઉમ્મર આમ વધી જતી હોવાથી સાધારણ સ્થિતિનાં માબાપોને પોતાના છોકરાઓને ઉત્તમ કેળવણી આપવી બહુ અઘરી થઈ પડે છે. ઉપલી વર્ણના લોકો જાપાનમાં ગરીબ અવસ્થામાં છે; તેઓ શિઝોકુના નામથી પીછાનાય છે. તે લોકો પોતાનાં છોકરાંને ઉત્તમ કેળવણી આપવાની હોંસ ધરાવે છે. આ બાબતમાં હિંદુસ્થાનના બ્રાહ્મણવર્ગની સાથે તેમની કંઈક સરખામણી કરી શકાય. દ્રવ્યની મુશ્કેલી નડતી હોવા છતાં પણ તેઓ કેવી રીતે નિભાવે છે તે પ્રથમ સમજવું અઘરૂં થઈ પડે. પણ તેમ નથી. તેની સમજુતી સ્હેલી છે. જો કોઈ હોશિયાર છોકરાનાં માબાપ અભ્યાસને માટે નાણાની ભીડમાં આવે તો એની ભવિષ્યની કેળવણીને

માટે કુટુંબનાં બીજાં સગાંઓ એને માટે ભારે સ્વાર્પણ કરવાને તૈયાર થાય છે. એક ઉદાહરણ મોજુદ છે. પોતાના નાના ભાઈની કેળવણીનો ખરચ પૂરો પાડવામાં મદદ આપવાને તૈયાર થએલી એક સ્નેહાળ ભગિનીએ તે માટે જીશાનો ધંધો પસંદ કર્યો હતો. જાપાનમાં આ ધંધો અધમ નથી ગણાતો, પણ તેમ માનનીયએ નથી ગણાતો. આવા દાખલા જવલ્લેજ બને છે, પણ માતપિતાઓ મુશ્કેલીથી પોતાનું નિભાવી છોકરાઓને મદદ આપે છે એવાં ઉદાહરણો સાધારણ રીતે ઘણાં જોવામાં આવે છે. આ ઉપરાંત, જાપાનમાં ધીરેલાં નાણાંની પેઠે અપાતી શિષ્યવૃત્તિઓની પદ્ધતિથી ઘણો લાભ થાય છે. ચંચળ ને મહેનતુ છોકરાઓને ભણવાને નાણાંની જરૂર પડે છે ત્યારે અમુક મંડળો આવી રીતે તેમને મદદ આપે છે. મળેલાં નાણાં અભ્યાસ પૂરો થયે ધીમે ધીમે વ્યાજસહિત કે તે વગર પાછાં આપવાં પડે છે. ઉચ્ચતર કેળવણીને આવાં મંડળો ઘણી મદદ આપે છે, કારણ કે આવાં મંડળો જાપાનમાં ઘણાંજ છે. ત્રીજા પ્રકારની મદદ અમલદારી વર્ગના હોદ્દેદાર મનુષ્યો કે ધંધારોજગારમાં સારી રીતે ગોઠવાએલા મનુષ્યો આપે છે. તેઓ હોશિયાર પણ ગરીબ છોકરાઓને પોતાના ઘરમાં રહેવા દે છે, તેમને પોતાને ત્યાં ખાવાપીવાનું આપે છે, ને બદલામાં ફેરાઆંટાનું તેમની પાસે નહિ જેવું કામ લે છે. આમ ભિન્ન ભિન્ન રીતે ગરીબ અવસ્થામાં ભણનારા હોશિયાર છોકરાઓ ઉચ્ચતર શાળાઓમાં ભણવાની કે યુનિવર્સિટિના ઉત્તમ જ્ઞાનનું અમૃતપાન કરવાની વાંછનાઓ તૃપ્ત કરે છે. હિંદુસ્થાન ને જાપાનની આ બાબતમાં કંઈક સરખામણી કરી શકાય; પણ ન્યાતજાતની ખોટી તકરારોને કોરટોમાં લઈ જવામાં થતા દ્રવ્યનો ખોટો વ્યય ન કરતાં, કે ધર્મમતના ખોટા ઝગડાઓ ને શાસ્ત્રાર્થોને માટે કાળ ને દ્રવ્ય ન ગુમાવતાં ને નાણાંનો પરિષદાદિ ભરવામાં દુરુપયોગ ન કરતાં, ને સંસારસુધારાપરિષદોમાં દૂરદૂરથી હાજરી આપવા જવામાં ને તેના કહેવાતા સારા ઉદ્દેશો કહેવાતી સુધરેલી પદ્ધતિ-ઓથી સાધવા જતાં દ્રવ્યનો સારો કે નઠારો એમ શંકાગ્રસ્ત રીતિએ

વ્યય ન કરતાં કેળવણી જેવા નિર્વિવાદ વિષયમાં ને જુદા જુદા વિજ્ઞાનના વિષયોમાં ઉચ્ચતર ને ઉત્તમ જ્ઞાન, દેશમાં રહી તેમજ પરદેશમાં જઈ લેવા ઇચ્છનારાઓને ન્યાતજાતનો ભેદ ગણ્યા વગર દ્રવ્યની છૂટથી મદદ આપવામાં આવે તો પરિણામ કેટલાં બધાં લાભદાયી નીવડે ! સરકાર મદદ આપે છે તે સિવાય લોકો તરફથી કેટલી મદદ મળે છે? છતાં તેવી મદદ ધારી હોય તો ઘણી વધારે આપી શકાય એ નિઃસંદેહ છે.

## યુનિવર્સિટિની કેળવણી.

**ટોકિયો**યુનિવર્સિટિમાં છ કૉલેજો છે, ને **ક્યિોટો**માં ચાર. **ટોકિયો**માં કાયદા, વૈદક, ઇજિનેરી કામ, સાહિત્ય, વિજ્ઞાન, ને ખેતી કામની, એમ છ કૉલેજો છે; ને ક્યિોટોમાં કાયદો, વૈદક, સાહિત્ય, અને વિજ્ઞાન ને ઇજિનેરી કામની એમ ચાર કૉલેજો છે. આ કૉલેજોના ઉત્તમ શિક્ષણાર્થે પરદેશી પ્રોફેસરોની મદદ લેવામાં આવે છે. દેશીઓમાંથી માત્ર પરદેશ જઈ આવીને પ્રવીણ થયા હોય તેવાઓનેજ પ્રોફેસરની પદવીએ બેસાડવામાં આવે છે. અપવાદ માત્ર સ્વભાષા ને **ચીન**નું સાહિત્ય શિખવવામાંજ કરવામાં આવે છે; તેમાં તેવા પ્રોફેસરોની આવશ્યકતા નથી હોતી.

જુદી જુદી કૉલેજોમાં દરેક વિષયમાં શું શીખવાય છે તે અત્ર કહેવાની જરૂર નથી, કારણ કે જ્ઞાનના દરેક વિષયને માટે તે અભ્યાસક્રમોમાં ગોઠવણ કરેલી જોવામાં આવે છે.

અભ્યાસક્રમ સમાપ્ત થયા પછી ત્રણ વર્ષ University Hall "યુનિવર્સિટિના ઓરડામાં"-શોધખોળને માટે વધુ અભ્યાસ કરી શકાય છે, ને તે અભ્યાસને અન્તે સર્ગશક્તિ કે સ્વતંત્ર વિચાર દર્શાવે એવો નિબંધ મોકલવો પડે છે. તે નિબંધ પસંદ થાય તો તેવા લખનારને **હકુશી** અથવા ડૉક્ટરની (એમ. એ. જેવી ઉંચી) પદવી આપવામાં આવે છે.

આવી પદ્ધતિ હિંદુસ્થાનમાં નથી. માત્ર પરીક્ષાઓમાંથી ઉત્તીર્ણ થનારાઓમાં સ્વતંત્ર વિચારશક્તિ નથી આવી શકતી ને જો આવી પદ્ધતિથી આવે તેમ હોય તો તે લાભકર નીવડે, અન્યથા કાલનો વ્યય થવાનોજ સંભવ છે.

## સ્ત્રીકેળવણી.

હજારદોઢહજાર વર્ષ પહેલાં જાપાનમાં સ્ત્રીઓની પદવી ઉંચી પંક્તિની હતી. સ્ત્રીઓમાં તે વખતે કેટલીકે રાજ્યાસનપર બેસી રાજ્યતંત્ર ચલાવ્યું છે, કેટલીકે યુદ્ધક્ષેત્રમાં પોતાની દક્ષતા દાખવી છે, ને કેટલીકે કવિતા, વાર્તા ને કળાના વિષયોમાં પોતાનું ચાતુર્ય વાપર્યું છે. ઇતિહાસના અભ્યાસથી માલૂમ પડે છે કે પ્રાચીન કાળમાં ૯ સ્ત્રીઓએ રાજ્યાસન દીપાવ્યું છે. સ્ત્રીઓની નીતિ પણ ઉચ્ચ પંક્તિની હતી. દરેક રીતે તેઓ પુરુષોની સાથે સમાનતા ધરાવતી હતી. અલબત તેઓ કેળવાયલી હોવીજ જોઈએ. તેમની પ્રાચીન કેળવણીને માટે પાશ્ચાત્ય પ્રજાઓને પણ સન્માન ઉત્પન્ન થાય છે, તે એટલે સુધી કે જાપાનના સાહિત્યનો ઇતિહાસ લખનાર પશ્ચિમનો વિદ્વાન્ મિ. ઍસ્ટન, જાપાનના સાહિત્યના ઉત્તમ યુગના ઉત્તમ લખાણોમાં બહુ મોટે ભાગે લખાણો સ્ત્રીઓનાં લખેલાં જોય છે. તેના જેવો દાખલો બીજા કોઈ પણ યુરોપીઅન દેશમાંથી તેને મળતો નથી. Mr. Aston, " knows of no parallel in the history of European letters to the remarkable fact that a very large proportion of the best writings of the best age of Japanese literature was the work of women." બૌદ્ધ ધર્મના પ્રથમ ધર્મસ્થાપકોનું કામ જાપાનમાં ત્યાંની સ્ત્રીઓએ કર્યું હતું; અને બૌદ્ધ ધર્મનો વધારે અભ્યાસ ને તેની વધારે શોધો કરવાને હિંદુસ્થાન પ્રથમ જેમને મોકલવામાં આવ્યાં હતાં તે પણ ત્રણ સ્ત્રીઓજ હતી; જેન્શિન્નિ, જેન્ઝોનિ, કૈઝેનિ.

પરંતુ બુદ્ધધર્મને કૉન્ફ્યુસના ધર્મનું દેશમાં દાખલ થવાનું શરૂ થયા પછી ધીમે ધીમે નારીપ્રતિષ્ઠા દેશમાં ઉતરતી ગઈ. મધ્યકાલીન યુગોમાં યુદ્ધકળાનું બળ-પૂર જોસમાં ચાલુ થયું; ને વિજ્ઞાન ને સાહિત્યને સંતસાધુઓ પચાવી બેઠા હતા. ટોકગવા શોગનના વખતમાં કચેરીના અમીરી વર્ગમાં **ચીન**ની અસર બળવત્તર થઈ હતી ને તેની સાથે **ચીન**માં ગણાતી નારીની અધમતાના વિચારોએ પણ સંપૂર્ણ વિકાસ લીધો હતો **જાપાની** સ્ત્રી-વિશ્વવિદ્યાલયનો સ્થાપક પ્રોફ. **નરૂસ** એ વખતની નારીપ્રતિષ્ઠાને માટે કહે છે કે—

"Women were entirely submerged and their activities were never allowed to go even one step outside the household. If there was any education for women at that time, it was only in the line of women's etiquette-sewing, weaving, cooking, the art of tea-service and of flower-arrangement, besides some elementary lessons in writing and reading. Their intellectual education was wholly neglected. As to their moral education, the famous doctrine of the three obediences for girls—unconditional obedience to parents when young, obedience to husbands when married, and obedience to children when old—was daily taught and strongly emphasized." ભાવાર્થ કે ઘરમાં રહીને પોતાના પિતા કે મોટી થયે પોતાના ભર્તા કે છેવટે પોતાનાં છોકરાં પ્રતિ પોતે કેમ તાબેદાર રહેવું તેજ સ્ત્રીને શિખવવામાં આવતું હતું. બુદ્ધિની કેળવણીનો તદ્દન અનાદર કરવામાં આવતો હતો. ઘરસંસારમાં પણ જ્યારે સ્વાર્થબુદ્ધિથી સ્ત્રીકેળવણીના ઉદ્દેશો ગણાવવામાં આવે તો પછી ઘર સિવાય બહારના વાતાવરણમાં સ્ત્રીનું મન જરાએ

પેસવા દેવામાં ન આવે એ અસંભવિતજ હતું. પ્રાચીન કાળમાં પળાતા **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** તે સૂત્ર પરથી જાપાનીઓ પણ જાણે **न स्त्री स्वातंत्र्यमर्हति**—એ સૂત્ર પર મધ્યકાલીન યુગમાં આવ્યા હતા.

ઉપર ચોટીઆ નજર નાખીને હિંદુસ્થાન સાથે સરખામણી કરતાં પ્રાચીન ને મધ્યકાલીન જાપાનની નારીપ્રતિષ્ઠા હિંદુસ્થાનની નારીપ્રતિષ્ઠાને કંઈક મળતી આવે છે. પ્રાચીન આર્યભૂમિમાં સ્ત્રીઓની પદવી ઘણીજ માનની હતી ને સ્ત્રીઓ વિદુષી થતી હતી. તે ઉપરાંત પ્રાચીન સાધ્વી સ્ત્રીઓના ઉચ્ચ આદર્શો હમેશ હિંદુઓની નજર આગળ રમ્યા કરે છે. હિંદુસ્થાનમાં પણ મધ્યકાલીન યુગોમાં કંઈક રાજકીય ને કંઈક અન્ય કારણોને લીધે સ્ત્રીસન્માન ઘટવા માંડ્યું ને સ્ત્રીઓ પડદા પછાડી પૂરાવવા મંડાઈ; અને બહુધા અહીંઆં પણ મધ્યકાલીન જાપાનમાં ગણાતી ત્રણ શુશ્રૂષાઓ પણ ઇચ્છવામાં આવતીજ હતી. ઇતિહાસ આમ મળતો આવે છે, તો આધુનિક જાપાનની સ્ત્રીકેળવણી કેવી છે ને તે પરથી આધુનિક યુગમાં આપણને શું ધોરણ મળે તેમ છે તે મન્તવ્ય છે.

પશ્ચિમના પવનથી પૂર્વના પડદાઓ ફાટી ગયા, જાપાનમાં નારી-સ્વાતંત્ર્ય વધ્યું, સ્ત્રીકેળવણી તરફ ખાસ લક્ષ જવા માંડ્યું, ને ઉત્તમ સ્ત્રીકેળવણી કેમ અપાય તેનું ચિંતન ગંભીરતાથી થવા માંડ્યું. ખ્રિસ્તિ પાદરીઓએ પોતપોતાના દેશોની પદ્ધતિ પ્રમાણે જાપાનમાં આવી સ્ત્રીકેળવણી-નું સુકાન ફેરવવા માંડ્યું. સરકારનું પણ આ દિશા તરફ લક્ષ ગયું, ને છોકરા-ઓની પેઠે છોકરીઓની પ્રાથમિક કેળવણી પણ ફરજીઆત કરવામાં આવી. ઈ. સ. ૧૮૮૪થી ૧૮૯૧ સુધી સ્ત્રીકેળવણીનું કામ આબાદીમાં રહ્યું. પણ હવે લોકોને લાગવા માંડ્યું કે પશ્ચિમની પદ્ધતિએ કેળવાયલી છોકરીઓ સ્વતંત્ર વિચારમાં વધતી જતી હતી, તે એટલે સુધી કે જૂના સંસ્કારો પ્રમાણે ને પ્રાચીન રૂઢિએ રહેનારાં તેમનાં માબાપોના વિચારો સાથે તેમના પોતાના વિચારો વારંવાર સંઘટ્ટનમાં આવવા માંડ્યા. ગૃહોની શાંતિનો ભંગ થવાનો ભય

વધારે ને વધારે ઉત્પન્ન થતો ગયો, ને જૂના મતનાં લોકોને લાગવા માંડ્યું કે છોકરીઓ ચઢી જશે, ફાટી જશે, ને અન્તે જાપાનના પ્રાચીન કાળના ઉત્તમ સ્ત્રીના સુંદર આદર્શો નષ્ટભ્રષ્ટ થઈ જશે. પવન સામો વાવાનું જોરમાં શરૂ થયું. બુદ્ધિની કેળવણી કરતાં નીતિની કેળવણી તરફ ખાસ લક્ષ અપાવવા મંડાયું, ને સ્ત્રીઓને ઉત્તમ ભાર્યાઓ ને ઉત્તમ માતાઓ બનાવવાના પ્રયત્નો ધ્યાનમાં રાખીને તેમની કેળવણીનું સુકાન પાછું ફેરવાયું. પણ આનું કારણ કંઈકે એ હતું કે સુધારા બહુ જલદીથી થયા હતા, બાકી એક અજ્ઞાન જાપાની સ્ત્રી પોતાનું ઘર શાન્તિમાં ચલાવી શકે તો તેની કેળવાયલી ભગિની ન ચલાવી શકે એમ બનવાનું કંઈ ખાસ કારણ નહોતું.

આ વખતે મિ. ફુકુઝવાએ "A new Great Learning for Women" એ નામનું પુસ્તક પ્રસિદ્ધિમાં આણ્યું; ને તેમાં એણે સ્ત્રીકેળવણીની સચોટ ભલામણ કરી. એના મત પ્રમાણે બધી છોકરીઓને સ્વભાષા, પત્રલેખન, અંકગણિત, હિસાબી કામ, ગુંથણકળા, ગૃહકળા, ને રાંધવાનું કામ આવડે એવા પ્રકારનું શિક્ષણ અપાવવું જોઈએ; તે ઉપરાંત, ઉચ્ચતર કેળવણી પણ જેમ છોકરાઓને લાભકારક છે તેમ છોકરીઓને પણ લાભકારક હોવાથી તે અપાય. તેમાં ખાસ ધ્યાન પદાર્થવિજ્ઞાન, શરીરવિદ્યા, ભૂગોળ, ઇતિહાસ, કાયદા ને અર્થશાસ્ત્રનું હોવું જોઈએ. આ છેલ્લા બે વિષયો સ્ત્રીઓ સમાજનાં અંગ છે ને સામાજિક બાબતોમાં પણ તેઓ ભાગ લે તે ઉદ્દેશથી મિ. ફુકુઝવા ગણાવે છે. હાલમાં માધ્યમિક કેળવણી લોકપ્રિય થઈ છે ને તેથી છોકરીઓને માત્ર પ્રાથમિક નહિ પણ માધ્યમિક કેળવણી પણ અપાવવી જોઈએ એમ લોકોનું માનવું થયું છે, ને ફુકુઝવાની ધારણા સફળ થઈ છે. એટલે સુધી કે સ્ત્રીકેળવણીની લોકપ્રિયતા વિષે લખતાં પ્રોફ. શાર્પ કહે છે:—

"Young men, too, now look for wives who have had some education of a literary as well as domestic

character. In India it is the boy whose value in the matrimonial market rises with every examination that he passes, but in Japan the girls are finding that to have graduated from a secondary school appreciately improves their prospects. Two small evidences may be mentioned. In the last two or three years matrimonial advertisements have begun to appear in the Japanese papers, and in these the educational qualification is always emphasized. Again, in an old-fashioned district of the west coast there is a temple of an ancient Shinto-deity, adjoined by a bamboo grove, where it is the fashion for young men to carve their matrimonial aspirations on the bamboos; and several of these contain the petition, addressed to the deity, "Please give me a graduate of a girls' higher school." ( " જુવાન માણસો પણ હવે સાહિત્યની અને ઘરસંસારના કામમાં આવે એવા પ્રકારની કેળવણી લીધેલી પત્નીઓની શોધમાં હોય છે. હિંદુસ્થાનમાં લગ્નસંબંધી બાબતમાં દરેક પરીક્ષામાંથી ઉત્તીર્ણ થાય છે તેમ છોકરાની કીંમત વધતી જાય છે, પણ જાપાનમાં છોકરીઓને લાગવા માંડયું છે કે માધ્યમિક શાળામાંથી ઉત્તીર્ણ થવાથી દેખીતી રીતે આપણું ભવિષ્ય સુધરે છે. આના બે નાના પુરાવા આપી શકાય તેમ છે. છેલ્લાં બેત્રણ વર્ષમાં જાપાનનાં વર્તમાનપત્રોમાં લગ્નસંબંધી જાહેરખબરો આવવા માંડી છે, અને આમાં કેળવણીની લાયકાત પર હમેશ ભાર મૂકવામાં આવે છે. વળી પશ્ચિમના કિનારા પરના જૂની ઢબના એક જિલ્લામાં એક વાંસના વન પાસે એક જૂના શિન્ટો દેવનું દહેરૂં છે, ત્યાં જુવાન માણસો શોખ ખાતર વાંસો પર પોતાની લગ્નની

ઉમેદો કોતરે છે અને એ ઉમેદોમાંની કેટલીકમાં દેવ પાસે આ પ્રમાણે વરદાન યાચવામાં આવે છે.—" મહેરબાની કરી છોકરીઓની ઉચ્ચતર શાળામાંથી ઉત્તીર્ણ થએલી છોકરી મને આપજે ) ".

અહીં એટલું લક્ષમાં રાખવાનું છે કે **જા**પાનની છોકરીઓની ઉચ્ચતર શાળા, તે છોકરાઓની માધ્યમિક શાળાથી કંઈક ઉતરતા પ્રકારની અથવા બહુ તો તેવી હોય છે.

પ્રાથમિક કેળવણી આપ્યા બાદ આગળ કેવી કેળવણી છોકરીઓને **જા**પાનમાં આપવામાં આવે છે તે ત્યાંના અભ્યાસક્રમો તપાસ્યાથી માલૂમ પડશે. પ્રાથમિક કેળવણી લઈ રહ્યા બાદ ૧૨ વર્ષની ઉમ્મર થયે છોકરીઓ છોકરાઓથી નીરાળી શાળાઓમાં ભણી શકે છે. આ શાળાઓ છોકરીઓની ઉચ્ચતર શાળાઓ કહેવાય છે. તેમાં ચારપાંચ વર્ષનો અભ્યાસક્રમ હોય છે. કેળવણીખાતા તરફથી નીચેના વિષયો એ શાળાઓના અભ્યાસક્રમ માટે ગણાવવામાં આવે છેઃ—નીતિના બોધો, **જા**પાની ભાષા, પરભાષા, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, ચિત્રકળા, ગૃહવિજ્ઞાન, સીવણકળા, સંગીત, ને શારીરિક કસરતો. જે શાળાઓમાં વખત કમી કરવામાં આવ્યો હોય તેમાં પરભાષા મૂકી દઈ શકાય છે; બાકી જ્યાં શિખવાય છે ત્યાં **અં**ગ્રેજી કે ફ્રેંચ શિખવાય છે.

સ્ત્રીકેળવણીનો પ્રખ્યાત હિમાયતી મિ. **ન**રૂસ એ વિષયનો ખાસ અભ્યાસ કરવાને **અ**મેરિકા ગયો હતો. ત્યાંથી આવ્યા પછી **જા**પાનમાં સ્ત્રીઓને માટે યુનિવર્સિટિ સ્થાપવાની પોતાની ઇચ્છા દેશના કેટલાક આગેવાન લોકોને એણે જાહેર કરી; તેમણે અનુમતિ દર્શાવી, ને નાણાં એકઠાં કરવામાં મદદ કરી. અન્તે ૨૦ મી એપ્રિલ ૧૯૦૧ને દહાડે **જા**પાનનું સ્ત્રીવિશ્વવિદ્યાલય સ્થપાયું. એ વિશ્વવિદ્યાલયમાં ત્રણ વિભાગ રાખવામાં આવ્યા છેઃ ગૃહવિજ્ઞાનનો, **જા**પાની સાહિત્યનો, ને **અં**ગ્રેજી સાહિત્યનો. આ ત્રણેમાં પહેલા બેમાં **જા**પાની તત્ત્વનું પ્રાધાન્ય છે ને વધારે છોકરીઓ એ

વિભાગોના વિષયોનુંજ શિક્ષણ લે છે. દાખલ થનાર છોકરીઓ ૧૭ વર્ષની ઉપરની ઉમ્મરની હોવી જોઈએ ને તેમણે છોકરીઓની ઉચ્ચતર શાળામાં અપાતી કેળવણી જેટલી કેળવણી લીધેલી હોવી જોઈએ. આ વિશ્વવિદ્યાલયનો મુખ્ય ક્રમ ત્રણ વર્ષ પહોંચે છે.

ગૃહવિજ્ઞાનના વિભાગમાં ખાસ લક્ષ ખેંચનારા વિષયો વિજ્ઞાન, ઘરકસર (ગાર્હસ્થ્ય), સભ્યતાના નિયમો, છોકરાંઓની કેળવણી ને જાળવણી, સ્ત્રીશરીર–આરોગ્યવિદ્યા, **જાપાનની** ને **યુરોપની** રસિક કળાઓ, **ચીનનું** શ્રેષ્ઠ સાહિત્ય, સંગીત, ને શિક્ષણપદ્ધતિના છે. સ્ત્રીઓની બુદ્ધિ ખીલે, તેમને પ્રજાતંત્રનું જ્ઞાન મળે, પણ તેનીજ સાથે સ્ત્રીઓ ગૃહસંસાર વધારે સરસ રીતે ચલાવી શકે એ આ વિભાગમાં વિષયો પસંદ કરવાનું મુખ્ય ધોરણ છે.

બીજા વિભાગમાં **ચીન** ને **જાપાનની** ભાષાઓનું જ્ઞાન આપવા તરફ ખાસ લક્ષ રાખવામાં આવ્યું છે પણ તેનીજ સાથે ગૃહવિજ્ઞાનના અગત્યના વિષયો મૂકી દેવામાં આવ્યા નથી.

ત્રીજા વિભાગમાં **અંગ્રેજી** ભાષા, **અંગ્રેજી** સાહિત્ય, **જાપાની** ભાષા, તત્ત્વજ્ઞાન, પાશ્ચાત્ય ઇતિહાસ આદિ વિષયો જોવામાં આવે છે. તોપણ બાલઅભ્યાસ ને કલ્પિત વાર્તાઓનો અભ્યાસ કરાવવામાં આવે છે.

સ્ત્રીકેળવણીનું ઉપરનું ચિત્ર ખરેખર મનમોહક, સુંદર, ને કંઈક ભવ્ય પણ લાગે છે. સ્ત્રીઓને માત્ર કળાઓ ન શીખવતાં વિજ્ઞાન, સાહિત્ય, તત્ત્વજ્ઞાન જેવા વિષયો શીખવી તેમની બુદ્ધિ પણ ખીલે તેને માટે યોજના બરાબર ઘડવામાં આવી છે.

આ ચિત્ર જોઈ પ્રશ્ન એ ઉદ્ભવે છે કે છોકરીઓને માટે કેળવણીની પાશ્ચાત્ય પદ્ધતિ **હિંદુસ્થાનમાં** લોકપ્રિય કેમ નહિ થતી હોય ? પૂર્વના એક દેશને માટે ઉત્તમ છે તે શું બીજા દેશને માટે નથી ? **સ્ત્રીકેળવણીને** માટે **હિંદુસ્થાનમાં** હવે વિરુદ્ધ મત હોય એવું ભાગ્યેજ જોવામાં આવે છે;

પણ તે કેળવણી **કેવા પ્રકારની, કેટલે સુધી,** ને **કેટલા વર્ષની ઉમ્મરમાં** અપાવવી જોઈએ તેનેજ વિષે મતો જુદા પડે છે.

સ્ત્રીઓ શરીરે સુંદર, શક્તિમતી, ને તંદુરસ્ત બને, નીતિમાં સભ્ય, સાધ્વી, ને સદાચારવાળી બને, ગૃહકાર્યમાં કુશળ, કરકસરવાળી, ને સ્નેહાળ બને, અને બુદ્ધિમાં સમજુ, ચંચળ, ને ગાંભીર્યવતી બને એ બધા ઉદ્દેશો સ્તુત્ય છે. પણ તે સાધવામાં પ્રમાણ જાળવવું આવશ્યક છે. બુદ્ધિ ખીલે ને શરીર સંકોચાય, કે બુદ્ધિ વિકસે ને નીતિ ને આચારો હસનીય થાય તો તે ઇષ્ટ નથીજ; નહિ કે પુરુષોના સ્વાર્થને માટે, પણ સ્ત્રીઓના આત્માના આવિર્ભાવને માટે, સ્ત્રીઓની શોભાને માટે, સ્ત્રીઓના પોતાના લાભને માટે. કેળવણી જો એવી અપાય કે તે લેવાથી તે નવી કેળવણી પ્રમાણે બધા વિચારો આચારમાં મૂકાવવાજ જોઈએ એવી સ્ત્રીઓને હઠ આવે, કેળવણી જો એવી અપાય કે તેથી ગૃહકાર્યમાં રસોડું તે રસોઇઆનું સ્થાન છે ને ચોકડી તે ચાકરનેજ માટે છે ને કામકાજ કરવાં તુચ્છ છે એવાજ વિચારો સ્ત્રીઓમાં પ્રાધાન્ય ભોગવે, અને કેળવણી જો એવી આવે કે જ્ઞાનના અગાધ સાગરને કિનારે ફરનાર પ્રખ્યાત અંગ્રેજી વિજ્ઞાની ન્યૂટન જેવો મહાન્ ચિંતક પણ જ્યારે હું માત્ર કિનારા પર પડેલા હજારો સુંદર પથરાઓમાંથી એકજ પોતાના મારા હાથમાં લઉં છું એમ કહેવાની નમ્રતા રાખે, ત્યારે અલ્પજ્ઞાનીઓને પણ વિશેષ જ્ઞાનની ઝોમ આવે તો તે કેળવણી ત્યાજ્ય છે. આવા ધાર્ષ્ટ્યની ભીતિ રાખવાનું કંઈ કારણ નથી. પણ એ દિશામાં મંદ મંદ પવન કેટલીક વાર વાય છે ને મંદ હોવાથી તે કેટલાકને ખરેખર સુખકર લાગે છે ! બાકી અહીં દર્શાવવામાં આવેલા ઉદ્દેશો પ્રમાણ સાચવી જો સધાતા હોય તો તે ઉદ્દેશો સાધનારી કેળવણી ઇષ્ટ છે. તે ઉદ્દેશો સધાવવાને ઉત્તમ કેળવણીની જરૂર છે; તે ન આપી શકાય ને અર્ધદગ્ધ સ્થિતિએ પહોંચાય તો તેનું પરિણામ સારૂં ન આવે. ઉત્તમ સ્થિતિએ ન પહોંચાય તો સ્વભાષાજ્ઞાન, ગણિત, વિજ્ઞાન,

ગૃહવિજ્ઞાન, સંસ્કૃત, સંગીતકળા, ચિત્રકળા, પ્રજાતંત્રનું સાધારણ જ્ઞાન, તે આરોગ્યવિદ્યાના જ્ઞાનથી **સાધારણ રીતે** સંતોષ થશે.

All that glitters is not gold ( પીળું એટલું સોનું નથી ) અને જાપાનની સ્ત્રીકેળવણી વિષે ઉચ્ચ અભિલાષાઓ રાખનાર પ્રોફ. **નરુસે** પોતેજ કહે છે કે—

" We should conduct our schools in such a way that the school-life may never disqualify our girls for their home-life when they finish their study and return to their houses Modern institutional education has many evils as well as advantages, and its greatest evils for girls is the danger of making them unfit for their future home duties. How to avoid this danger is a problem that remains to be solved in the future, not only in our country, but also in western countries.........In establishing the Women's University I took special pains to make it as far as possible free from this danger.........Our dormitory, for instance, is made up of seventeen 'homes,' each containing not more than twenty five students. They look upon their matron as their mother and feel towards one another as sisters. Cooking, washing, setting aside tables, decorating the rooms, the economical management and everything that concerns the house is under the control of the residents...... The results hitherto attained in this respect do not

at all completely satisfy us, but we are glad to say that our endeavours have not been fruitless and we are encouraged to make greater efforts for the future in the hope that we shall be able to contribute to the world some new light towards the solution of this important problem." "આપણે શાળાઓ એવી રીતે ચલાવવી જોઈએ કે આપણી છોકરીઓ અભ્યાસ સમાપ્ત થયે જ્યારે પોતાને ઘેર જાય ત્યારે તેમના ગૃહજીવનને માટે શાળાજીવન તેમને નાલાયક ન કરી મૂકે. આધુનિક સંસ્થાઓ દ્વારા અપાતી કેળવણીના ઘણા ગેરલાભો છે ને લાભો પણ છે, અને છોકરીઓને થતા એના મોટામાં મોટા ગેરલાભોમાં તેમને ભવિષ્યનાં ગૃહકર્તવ્યોને માટે નાલાયક કરી મૂકવાની ભીતિ એ એક છે. આ ભીતિથી કેમ દૂર રહેવું તે માત્ર આપણા દેશમાંજ નહિ પણ પશ્ચિમના દેશોમાં પણ ભવિષ્યને માટે નિરાકરણ કરવાનો એક ફૂટ પ્રશ્ન છે........ સ્ત્રીવિશ્વવિદ્યાલય સ્થાપતાં જેમ બને તેમ આવી સ્થિતિથી તેને વિમુક્ત રાખવાને મેં ખાસ પરિશ્રમ લીધો હતો........ઉદાહરણ તરીકે, પચીસ શિષ્યોથી વધારે શિષ્યો જેમાં ન રહી શકે એવું દરેક, એવાં સત્તર ગૃહોનું બનેલું અમારા સ્ત્રીવિશ્વવિદ્યાલયનું છાત્રાલય (રેઝિડેન્સિ) છે. અંદર રહેનારી છોકરીઓ પોતાના પર દેખરેખ રાખનાર બાઈને માતાતુલ્ય ગણે છે, અને માંહોમાંહ્ય એકબીજી છોકરીઓ બેનો જેવા ભાવ રાખે છે. રાંધવાનું, ધોવાનું, ટેબલો ગોઠવવાનું, ઓરડાઓ શણગારવાનું, આર્થિક વ્યવસ્થા કરવાનું, ને ગૃહસંબંધી બીજું સર્વ કામ રહેનારીઓ જાતેજ કરી લે છે........આ બાબતમાં અત્યાર સુધી આવેલા પરિણામો સંપૂર્ણ રીતે અમને તદ્દન સંતોષ આપી શકતા નથી, પણ અમે કહેવાને રાજી છીએ કે અમારા પ્રયત્નો નિષ્ફળ ગયા નથી, અને આ અગત્યના પ્રશ્નના નિરાકરણને અર્થે દુનિયાને અમે કંઈક નવો પ્રકાશ આપી શકીશું એવી આશાથી ભવિષ્યને માટે વધારે પ્રયત્નો કરવાને અમે પ્રોત્સાહિત થયા છીએ."

આ ઉપરથી જણાશે કે જાપાનની સ્ત્રીઓની યુનિવર્સિટિમાં ભણનારી છોકરીઓ જે છાત્રાલયો અથવા રેઝિડેન્સિઓમાં રહે છે તેમાં ઘરોની ઢબ પ્રમાણે વ્યવસ્થા રાખવામાં આવી છે, છોકરીઓ પોતાનાં ઘરનું કરતી હોય તેવું બધું કામ કરે છે, ને તેથી ઘરસંસારને ખપની કેળવણીને તદ્દન લક્ષ ન અપાય એવું થતું નથી. છોકરાઓ જે કૉલેજોમાં ભણતા હોય ને છોકરીઓની જ્યાં સોબત ન હોય એવી અહીંઆંની કૉલેજોમાં પોતાની છોકરીઓને યુનિવર્સિટિની કેળવણી લેવા મોકલનારાં માબાપો અને વડીલોને ઉપરના વિચારો મન્તવ્ય છે. છોકરાઓ જે વિષયો શીખતા હોય તેજ વિષયો જ્યાં છોકરીઓને પણ શિખવવામાં આવે, અને ગૃહવિજ્ઞાનનાં મૂળતત્ત્વોનું પણ જ્યાં શિક્ષણ આપવામાં ન આવે તો પછી ગૃહસંસારની જિંદગીને અગત્યની દૈનિક, વ્યાવહારિક બાબતોનું તો જ્યાં શેનુંજ શિક્ષણ આપવામાં આવે, એવી અહીંઆંની કૉલેજોમાં પોતાની છોકરીઓને યુનિવર્સિટિની કેળવણી લેવા મોકલનારાં માબાપો અને વડીલોને ઉપરનું ચિત્ર પ્રેક્ષણીય છે. ગૃહનીતિ અને ગૃહરીતિના વ્યાવહારિક શિક્ષણની સાથે સાથે બુદ્ધિની કેળવણી ન અપાતાં જ્યાં માત્ર બુદ્ધિ ખિલવવા તરફ લક્ષ અપાતું હોય એવી અહીંઆંની કૉલેજોમાં પોતાની છોકરીઓને યુનિવર્સિટિની કેળવણી લેવા મોકલનારાં માબાપો અને વડીલોને ઉપરના સ્ત્રીકેળવણીના એક પ્રખ્યાત જાપાની હિમાયતીના આદર્શો અનુકરણીય છે. એક સાદું સુખી ઘર ઉત્તમ કેળવણી લેનારી સ્ત્રીને હાથે કેવું ચાલી શકે તેનું જ્યાં લેશ પણ ભાન ન કરાવાતું હોય, ને પિંગપૉંગ ને એવી તેવી બીજી ખરચાળ રમતોમાં જ્યાં પોતાની જુવાનીનો ઉત્તમ વખત ગળાવવામાં આવતો હોય એવી અહીંઆંની કૉલેજોમાં પોતાની છોકરીઓને યુનિવર્સિટિની કેળવણી લેવા મોકલનારાં માબાપો અને વડીલોને ઉપરના વિચારો કદાચ નહિ રુચે તોએ નહિ મનનીય તો ભાગ્યેજ લાગશે.

કેળવણીનાં પરિણામો લાભદાયી નીવડવાને માટે કેળવણીની પદ્ધતિ કઈ જાતિને માટે યોજવાની છે, કયા દેશને માટે યોજવાની છે, જે દેશને

માટે યોજવાની છે તે દેશના પ્રાચીન સંસ્કારો કેવા પ્રકારના છે ને તેમાંના સારા હોય તે કેવી રીતે ને કઇ પદ્ધતિથી જાળવી રખાશે, ને જે દેશને માટે યોજવાની છે તેની આધુનિક પરિસ્થિતિ કેવા પ્રકારની છે, ને ભવિષ્યમાં તે દેશની સ્ત્રીઓ સફ્રેગેટની લડતો લડી શકે એવી બને તેવી કે જુદી જાતની ને વિનીત થાય તે પાલવે તેમ છે તે તે અનેક જુદા જુદા વિચારો ધ્યાનમાં રાખીને પછીજ કેળવણીની નવી પદ્ધતિના ધોરણ પર આવવું યોગ્ય કહેવાય.

વળી **વિલાયતની** કે **જાપાનની** સ્ત્રીકેળવણી વિષે ઉચ્ચ અભિપ્રાય બાંધીને તેનું અક્ષરશઃ અનુકરણ કરતા પહેલાં એક બીજી બાબત ધ્યાનમાં રાખવી આવશ્યક છે. તે દેશોમાં લગ્નની ઉમ્મર મોડી આવે છે. સામાજિક સુધારકો અહીં પણ ઉમ્મર વધારવાને પ્રયત્ન કરે છે, કંઇક તેમના પ્રયત્નથી તો ઘણે વધારે ભાગે આર્થિક ને સામાજિક અન્ય કારણોને લીધે ઉમ્મર વધી પણ છે. પણ જેટલી **જાપાન**, કે **વિલાયત**, કે **અમેરિકામાં** તે ઉમ્મર છે તેટલી થવી શક્ય ભાસતી નથી. લગ્ન વિષેના વિચાર તો **જાપાનમાં** અહીંના જેવાજ છે. ત્યાં પણ લગ્ન ધાર્મિક કૃત્ય ગણાય છે, ને જેમ અહીં પુત્ર તે **पुंनाम्नो नरकात्त्रायते** એમ કહેવાય છે તેમ ત્યાં પણ પૂર્વજોની પૂજા જારૂ રાખનાર કુટુંબનો એક વારસ, તે પુત્ર એમ ગણાય છે " In the eyes of the old law it was essential that a family should perpetuate itself for ever, and marriage represented the nnion of man and woman for the purpose of obtaining a successor to maintain the community of ancestor-worship. " પૂર્વજોની પૂજા, **શિન્ટો** ધર્મમાં અગત્યનું તત્ત્વ છે, અને લગ્નને તેથીજ પ્રાચીન **જાપાનમાં** એક અતિધાર્મિક કાર્ય તરીકે ગણવામાં આવતું હતું. તોપણ લગનના આમ સરખા વિચારો હોવા છતાં એ દેશોમાં લગનની ઉમ્મર વિષે ભિન્નતા છે. **જાપાનમાં** હાલમાં સાધારણ રીતે યુવતીઓ ૧૭ ને ૨૦ વર્ષની વચમાં, ને યુવકો ૨૦ ને

૨૩ ને ઉંચી વર્ણમાં ૨૫ ને ૩૦ ની વચમાં લગ્ન કરે છે. વળી છૂટાછેડાનો પણ જાપાનમાં રિવાજ છે. આ વિચારીશું ત્યારે માલૂમ પડશે કે જાપાન પાશ્ચાત્ય દેશોને હિંદુસ્થાન કરતાં વધારે મળતું આવે છે તોપણ એવા દેશમાં પણ પ્રાથમિક કેળવણી સમાપ્ત થયે છોકરીઓની શાળાઓ છોકરાઓથી જુદીજ રાખવામાં આવે છે, ને સ્ત્રીઓની યુનિવર્સિટિ નવી સ્થપાઈ છે તે પણ માત્ર સ્ત્રીઓને માટેજ છે એ યાદ રાખવા લાયક છે. અહીંની કૉલેજોમાં યુવકોની સાથે યુવતીઓ કેળવણી લે છે ને યુવકોને ખાસ કામના વિષયોમાં શિક્ષણ લે છે એવું ત્યાં નથી.

## શિક્ષકશાળાઓ, હુન્નરશાળાઓ વગેરે.

જાપાનની સાધારણ ને ઉચ્ચતર શિક્ષકશાળાઓ, જાપાનની જુદી જુદી હુન્નરઉદ્યોગની ને ખાસ શાળાઓ વિષે વિશેષ કહેવાનું ન હોવાથી, ને તે વિષયોમાંથી હિંદુસ્થાનની કેળવણીની પદ્ધતિની સાથે સરખામણી કર્યાથી બહુ લાભ થાય તેમ નહિ હોવાથી તે વિષે ખાસ લખવાનું આવશ્યક નથી. એક વાત ખાસ ધ્યાન ખેંચે તેવી છે. જાપાની હુન્નરઉદ્યોગની શાળાઓની પણ ચઢતાઉતરતી ત્રણ પંક્તિઓ છે; સાધારણ, માધ્યમિક, ને ઉચ્ચતર, કેટલેક ઠેકાણે વધારાના વર્ગો રાખવામાં આવે છે; તેમાં શીખવાથી એકની એકજ શાળામાં રહેવા છતાં કંઇક અભ્યાસ વધારી શકાય છે. જાપાનીઓ હુન્નરઉદ્યોગની કેળવણીથી પોતાને ઘણો લાભ થાય છે એમ દર્શાવે છે. લાભ થવાનું મોટું કારણ એક એ છે કે હુન્નરઉદ્યોગો સ્થાનિક અગત્ય પ્રમાણે શિખવાય છે ને તેના શિક્ષણમાં સુધારાવધારા કેવા પ્રકારના કરવા તેસંબંધી સ્થાનિક આગેવાનોની જાપાનીઓ સલાહ લે છે. આમ સંસ્થાઓ લોકપ્રિય પણ થાય છે, ને સંગીન સેવા પણ બજાવી શકાય છે. પછાત પડતા વર્ગોને માટે જાપાનમાં ખાસ નિશાળો છે, તેથી તે લોકોની સ્થિતિની પણ ઉન્નતિ થતી જાય છે, એટા ને હીનિન અથવા ત્યાંના અન્ત્ય વર્ગોના ઉદ્ધાર માટે બને તેટલાં જાપાનીઓ પગલાં ભરે છે. આંધળા–મૂગાઓ ને ઐનુ જેવા દેશના પ્રથમનિવાસી જંગલી

લોકોની કેળવણીના સવાલો પર બનતું ધ્યાન પણ જાપાનીઓ આપે છે.

જાપાનની કેળવણીની પદ્ધતિ ને હિંદુસ્થાનની પદ્ધતિની સાધારણ રીતે સમતા કે વિરુદ્ધતા શી છે તે વિષે હવે જોઇશું.

## ઉમ્મરની હદ.

પ્રથમ લક્ષ જાપાની અભ્યાસક્રમોને માટે જુદી જુદી શાળાઓની જુદી જુદી ઉમ્મરની હદ રાખવામાં આવી છે તે તરફ દોડે છે. આ ઉમ્મરો ખાસ આટલીજ ને ઓછી વત્તી કેમ નહિ રાખવામાં આવી હોય એવો સવાલ પૂછવામાં આવે તો ભાગ્યેજ તેનો ઉત્તર મળે. હિંદુસ્થાનમાં પણ મૅટ્રિકની પરીક્ષાને માટે ૧૬ વર્ષની ઉમ્મર નક્કી કરવામાં આવી છે. અપરિપક્વ વયના છોકરાઓના શરીર પર નકામો બોજો પડતો અટકે એવી એક દલીલ આપવામાં આવે છે. પણ અમુકજ સરખી શારીરિક શક્તિ ધરાવનારા છોકરાઓની માનસિક શક્તિમાં ફેર હોઈ શકે છે ને વસ્તુતઃ હોય છે, તો પછી આવી દલીલને બહુ વજન આપી ન શકાય. જાપાનમાં પ્રાથમિક કેળવણી ૬ વર્ષે શરૂ થાય છે ને ૧૨ વર્ષે માધ્યમિક શાળામાં દાખલ થઈ શકાય છે; ત્યાર બાદ ૧૭ વર્ષે ઉચ્ચતર શાળામાં ને ૨૦ વર્ષે યુનિવર્સિટિમાં દાખલ થવાય છે. સાધારણ રીતે ૨૬-૨૭ વર્ષની ઉમ્મરે યુનિવર્સિટિનું શિક્ષણ સમાપ્ત થાય છે. હિંદુસ્થાનમાં છોકરાઓ પાંચ વર્ષનાં થયે પ્રાથમિક શાળામાં દાખલ થઈ શકે છે ને પછી મટ્રિક સુધી ઉમ્મરનો બાધ નથી. મૅટ્રિકમાં સોળમે વર્ષે પાસ થઈ બરાબર ઉત્તીર્ણ થયા કરે તો ૨૦ મે વર્ષે છોકરો બી. એ. થાય છે એટલે જાપાનની ઉચ્ચતર શાળાની કેળવણી જેટલી કેળવણી એ લઈ શકે છે. સાધારણ રીતે હિંદુસ્થાનમાં કેળવણી જાપાન કરતાં કંઈક વહેલી સમાપ્ત થાય છે, ને મૅટ્રિકને માટે ઉમ્મરનો બાધ નહોતો ત્યારે ઘણી વહેલી થયાના પણ દાખલા બનતા હતા.

## શારીરિક કસરતો.

માત્ર ઉમ્મર વિષે ધ્યાન આપ્યાથી શરીરના બાંધા સુધારી શકાતા નથી. પણ કેળવણી લેતાં શારીરિક કસરતો યોગ્ય ન લેવાય કે પરીક્ષા-

ઓના બોજા નકામા વધારે પડે તો શરીર પર માઠી અસર થાય એ સ્પષ્ટ છે. હિંદુસ્થાનમાં પણ વ્યાયામશાળાઓ ને ક્રિકેટફીલ્ડો શાળાઓને અંગે સરકાર રાખે છે, પણ જાપાનમાં શારીરિક કસરતો પ્રથમથી અન્ત સુધીની કેળવણી લેનારાઓને માટે ફરજીઆત છે તેવું અહીં નથી. શાળાના છોકરાઓને લાંબે સુધી ચલાવવાની કસરત પણ જાપાનને વિષે વિશેષજ જણાય છે. શાળાઓને અંગે શાળાનાં છોકરાંની શારીરિક સ્થિતિ તપાસવાની યુરોપની પ્રજાઓની દાક્તરની પદ્ધતિ પણ ઠેકાણે ઠેકાણે જાપાનમાં કેટલાંક વર્ષ થયાં દાખલ કરવામાં આવી છે. આ પદ્ધતિનો હિંદુસ્થાનમાં અભાવ છે.

## પરીક્ષાઓ.

શાળાઓમાં ભણનારાઓનાં શરીર પર બેહદ બોજો મૂકનાર પેલું વિચિત્ર યંત્ર-પરીક્ષાઓ, જાપાનમાં નહિ જેવું તોફાન મચાવડાવે છે. જાપાનમાં પરીક્ષાઓ રાખવામાં આવી છે ખરી, પણ તે માત્ર નામનીજ છે. એટલુંજ નહિ પણ તે પરીક્ષાઓમાં ૫૦ કે ૬૦ ટકા ગુણો મેળવવા આવશ્યક હોય છે છતાં વર્ગોના વર્ગો શાળાઓમાંથી સ્હેલાઇથી ઉત્તીર્ણ થાય છે. એક વર્ગમાંથી બીજા વર્ગમાં ચઢવાને માટે પરીક્ષામાં નપાસ થનારાઓ કમનસીબ બહુજ થોડા છોકરા જાપાનમાં નીકળે છે. રહી જનારાઓ તોફાન કે મંદવાડને લીધે વર્ગ ચઢવામાં રહી જાય છે. આની વિરુદ્ધ હિંદુસ્થાનમાં પરીક્ષાઓના ત્રાસ વિષે વિચાર કરવામાં પણ ત્રાસ ઉત્પન્ન થાય છે; વર્ષે વર્ષે પરીક્ષા, ને તેમાંએ પણ ત્રીસ ટકા ને પીસતાળીસ ને સાઠના ભેદો, ને તે ગુણો આપનારા ઘી કરતાં મોઘી વસ્તુઓ આપતા હોય તેમ કંજુસાઇથી આપનારા મનુષ્યો ! પ્રાચીન આર્યાવર્તની સ્થિતિ તપાસતાં આનાથી હસવું ને ક્રોધ બન્ને ઉત્પન્ન થાય છે. જ્ઞાનના આકરગ્રન્થો લખનારા, દુનિયાના ડાહ્યામાં ડાહ્યા ને ઉત્તમમાં ઉત્તમ તત્ત્વચિન્તકોમાં કેટલાક હિંદુસ્થાનમાં પણ પેદા થયા છે, ને તેમને માટે આપણે મગરૂબ છીએ. તેમણે કઈ પરીક્ષાઓ આપી હતી ? આ પ્રશ્ન મૂકી આધુનિક પદ્ધતિ ત્યાજ્ય છે એમ

સૂચવવાનો હેતુ નથી. આધુનિક પરિસ્થિતિમાં, આધુનિક સ્પર્ધાના વખતમાં પરીક્ષાઓ અગત્યની તો ગણાય, પણ તેથી ડગલે ડગલે ને વર્ષે વર્ષે તે રાખવાની ને અધરી અધરી રાખવાની આવશ્યકતા કંઈ સિદ્ધ થતી નથી.

## શિક્ષા ને શાસન.

**જા**પાનના છોકરાઓને કરવામાં આવતી શિક્ષાઓમાં સોટી મારવાની શિક્ષા ભાગ્યેજ ગણાવવામાં આવે છે. **હિં**દુસ્થાનમાં પણ **અંગ્રેજી** પદ્ધતિ દાખલ થયા પછી સોટીનો ઉપયોગ નહિ જેવોજ થઈ ગયો છે. વર્ગમાંથી બહાર કાઢવાની, વર્ગમાં આવતા બંધ કરવાની, ને એવી તેવી સાધારણ શિક્ષાઓનો સ્હેલથી ઉપયોગ કરવામાં આવે છે. પણ હુલ્લડ મચાવવાની પદ્ધતિ **જા**પાનમાં કંઈક વિશેષ જોવામાં આવે છે. જરા કંઈ શિષ્યશિક્ષક વચ્ચે અણબનાવ થાય કે શિષ્યો હડતાલ પાડે છે ને શિક્ષકને ઠેકાણે આવવું પડે છે. તેમ ન કરે તો નોકરીમાંથી નિવૃત્ત થવાનો વખત આવીને ઉભો રહે છે. સદ્‌ભાગ્યે આવા શિષ્યો **હિં**દુસ્થાનમાં જોવામાં આવતા નથી. આવા શિષ્યો હોય ત્યાં શિષ્યશિક્ષક વચ્ચે પ્રેમભાવ ભાગ્યેજ અસ્તિત્વમાં આવે, ને શિષ્યના વર્તન પર ગુરુ જબરા સંસ્કાર પાડવાને પણ બહુ પ્રયાસ ન કરી શકે.

## અક્ષરજ્ઞાનની મુશીબત.

**જા**પાનની કેળવણીમાં કેટલીક જબરી મુશ્કેલીઓ નડે છે. **ચીન**ની ભાષા ને **જા**પાનની ભાષાનો સંબંધ પરાપૂર્વથી ગાઢ છે **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય **જા**પાનીઓને શીખવું પડે છે, ને સંસ્કૃતની અસર જેમ ગુજરાતી મરાઠી આદિ ભાષાઓ ને તેના સાહિત્ય પર થાય છે તેમ **ચીન**ના શ્રેષ્ઠ સાહિત્યની અસર **જા**પાની સાહિત્ય પર ઘણી થાય છે. **ચીન**ની ભાષામાં દરેક શબ્દને માટે વિચારસૂચક ચિહ્ન ( ideograph ) છે. **જા**પાનમાં લખવાની ભાષા પ્રથમ પાંચમા સૈકામાં શરૂ થઈ ને તે **ચીન**નાં ચિહ્નોથીજ. પણ ચીનનાં વિચારસૂચક ચિહ્નો ફાવતાં નહિ-પડતાં હોવાથી લખાણ સરળ કરવાને **જા**પાનમાં ૮ મા ૯ મા

સૈકામાં પ્રયત્ન કરવામાં આવ્યા. ધ્વનિસૂચક ચિહ્નો અથવા અક્ષરો લખવાની એક યોજના કરવામાં આવી, છતાં **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય **ચીન**નાં ચિહ્નોમાં લખાતું ને વંચાતું હોવાથી તે ભાષાનાં કઠંગાં ચિહ્નો પણ રહ્યાં. **જાપાન**ના સુધરેલા સરળ અક્ષરો બૈરાંઓ ને ઓછા કેળવાયલા માણસોને માટે ખાસ ઉપયોગના ગણાવવા મંડાયા, ને ભણેલા માણસો, જેમને **ચીન**ના સાહિત્ય સાથે હમેશ સહવાસ રાખવો પડતો તેઓને **ચીન**ના વિચારસૂચક ચિહ્નો પણ અભ્યાસ કરવો પડતો. આવાં ચિહ્નો કોશ કરવો હોય તો ઓછામાં ઓછાં ૫૦,૦૦૦ જાણવાં જોઈએ, ને કોઈ પણ માણસ વિદ્વાનની પદવીએ પહોંચે તેને ઓછામાં ઓછાં ૧૦,૦૦૦ જાણવાં એ આવશ્યક લેખાય છે. વાક્યમાં વિરામચિહ્નો કે અંગ્રેજીમાં વપરાતા શરૂઆતમાં મોટા અક્ષરો લખવાની પદ્ધતિ પણ **ચીન**ની ભાષામાં નહિ હોવાથી **ચીન**નું લખાણ વાંચવું ઘણુંજ મુશ્કેલ થઈ પડે છે. નીચેનું અવતરણ કંઈક ખ્યાલ આપશે:—

"Add to this that the Chinese characters are commonly written and even printed in every sort of style, and each *hiragana* syllabic letter has several altenative forms, that there is no method of indicating capitals of a punctuation, that all the words are run together on a page without any mark to show where one leaves and another begins,—and the result is the most complicated and uncertain system of writing under which poor humanity has ever groaned. An old Jesuit missionary declares it to be evidently the invention of a conciliabule of the demons to harass the faithful."*

* Chamberlain, "Things Japanese."

વળી નિબંધ, પત્રલેખન, વર્તમાનપત્ર વગેરેમાં લખવાની પદ્ધતિ જુદી જુદી જોવામાં આવે છે. બોલવાની ભાષા જાપાની ભાષા હોવાથી બોલાય તે પ્રમાણે તેનો ઉતારો કરી લેવાની પદ્ધતિ વળી કંઈ જુદીજ છે. આ બધું પરદેશીઓને તો કંઈ કરોળીઆની જાળ જેવુંજ લાગે; આનો અર્થ શું તેજ પ્રથમ તો નહિ સમજાય. અક્ષરજ્ઞાનમાં કેટલી બધી શક્તિ ને કેટલો બધો કાળ જાપાનીઓનાં નકામાં જતાં હોવાં જોઈએ! છતાં આ તેઓ સુધારી કેમ શકતા નથી? સુધારાની યોજનાઓ જાપાનીઓ વિચારી ચૂક્યા છે. એક વખતે તેઓ અંગ્રેજી અક્ષરો દાખલ કરી દેવાની તરફેણમાં હતા. ૧૮૮૫ માં સુધારો થશે એવું ભાસતું હતું. પણ જાપાનીઓ રૂઢિને વળગી રહ્યા, ને દેશવત્સલતા ને સ્વદેશપ્રેમે તેમને પાછા હઠાવ્યા. અઘરી છતાં પોતાનીજ રીત તેમણે પસંદ કરી; કારણ કે તે પોતાની માતૃભાષાની હતી ને તેથી દેશપ્રેમ સચવાતો હતો. સદ્‌ભાગ્યે હિંદુસ્થાનમાં અક્ષરજ્ઞાન વિષે આવી કંઈ ગુંચવણો ઉભી થાય તેવું નથી.

## પરદેશગમન.

પણ ઉપર દર્શાવેલી નહિ ત્યારે જુદી જાતની ગુંચવણો હિંદુસ્થાનમાં ઉભી એવી થાય છે કે જે કોઈ પણ સુધરેલા દેશમાં થતી નથી ને જેવી ગુંચવણો નહિ હોવાને લીધે જાપાનનું કામ ઘણું સરળ થઈ ગયું હતું—પરદેશગમન. કેળવણીને ને શિષ્ટતાને (civilization) પરદેશગમન સાથે ગાઢ સમ્બન્ધ છે. કોઈ પણ દેશ ગમે તેટલો ઉત્તમ હોય પણ તેને બીજા દેશ તરફથી શીખવાનું કંઈ રહ્યું નથી એવું માનનારાઓની મોટી ભૂલ છે. આધુનિક કાળમાં વીજળી, વર્તમાનપત્રો, સ્ટીમરો, રેલ્વેઓ વગેરેથી ઘેર બેઠા માણસો આખી દુનિયાની બાતમીથી વાકેફ થાય છે, ને તેથી તેનો માનસિક વિકાસ ઘણી સ્હેલાઈથી થઈ શકે છે. પણ કેટલીક વ્યાવહારિક બાબતો, ને વ્યાપારહુન્નર ને વિજ્ઞાનસંબંધી અગત્યની બાબતો માણસ જાતે જોયા વગર કદી શીખી શકે તેમ નથી. જાપાનીઓ તે

બહુ સારી રીતે સમજતા હતા. સુમારે અડધી સદી પહેલાંથી **જા**પાનના યુવકોને જથ્થાબંધ પરદેશપ્રેષણનું કાર્ય **જા**પાની સરકારે માથે લીધું, ને ત્યાંના યુવકો ને યુવતીઓ ઉત્સાહથી નવીનજ્ઞાનસંપાદનાર્થે પરદેશ ગયાં. તેઓએ જોયું કે પશ્ચિમની પ્રજાઓ જે વસ્તુઓને લીધે બળવાળી થઈ છે, ને જે આચારવિચારોથી ઉન્નત થઈ છે તેમાંના ઘણા આચારવિચારો ગ્રહણ કરવાથી સ્વદેશને લાભ છે, માટે તેનો સારાસારવિવેક કરી સારૂં લેવું ને તેમ ન હોય તેને પડતું મૂકવું. દરેક વર્ષે સરકાર તરફથી સંખ્યાબંધ **જા**પાનીઓને યુરોપ મોકલવામાં આવ્યા. **જા**પાનીઓ જાણે નીચલું સૂત્ર ગ્રહણ કરતા ન હોય એમ થયું:—

"The most advanced nations are always those who navigate the most. Tho power which the sea requires in the sailor makes a man of him very fast, and the change of shores and population clears his head of much nonsense of his wigwam." Emerson on "Civilization."

"સૌથી વધારો સુધરેલી પ્રજાઓ, સૌથી વધારે સમુદ્રયાન કરનારી પ્રજાઓ હોય છે. સમુદ્રની સફર કરનાર માણસનામાં જે શક્તિ જોઈએ છે, તેથી તે માણસ ઘણો જલદીથી નર બને છે, અર્થાત્ બહાદુર થાય છે, અને કિનારાઓ ને વસ્તીના ફેરફારથી ઘણા સંકુચિત આચારવિચારો એના મગજમાંથી દૂર થાય છે."

પણ પ્રરદેશપ્રેષણની **જા**પાનની પદ્ધતિમાં એક વિશેષતા છે:—જે **જા**પાનીઓને પરદેશ મોકલવામાં આવ્યા હોય તેમણે દેશમાં પાછા આવતાં પોતે પરદેશમાં જેટલો કાળ ગાળ્યો હોય તેથી બમણો કાળ સુધી જે શીખી આવ્યા હોય તેનું **શિક્ષણ** આપવું. એટલુંજ નહિ પણ પરદેશમાં જઈને પોતાનું કામ તેઓ બરાબર કરે ને પોતાની શક્તિ-

નો ગમેતેવો હાનિકર દુરુપયોગ ન કરે તેને માટે જાપાની સરકાર જોઈતી સંભાળ લે છે. વળી સાહિત્યનો શોખીન છોકરો વિજ્ઞાન વિષે અભ્યાસ કરવા પરદેશ જાય કે જેને કંઈ આવડતું ન હોય એવો બૅરિસ્ટર બનવા જાય એવા દાખલા જાપાનમાં બહુ ઓછાજ બને છે. ટુંકામાં, પરદેશપ્રેષણ, તે માટે યોગ્ય પસંદગી, પરદેશમાં છોકરાઓની વર્તણુકની સંભાળ, ને પાછા આવનારાઓ પાસે તેમના નવા જ્ઞાનનો લાભ લેવાની યોજના વિષે જાપાની સરકાર ઠીક સાવચેતી રાખે છે. હિંદુસ્થાનમાં પ્રથમ તો પરદેશગમનના બાધને લીધે યોગ્ય પુરુષો જતા અટકે છે; કેટલાક યોગ્ય ને ઘણેભાગે દ્વિતીય પંક્તિના મનુષ્યો જે જાય છે તેમને જોકે સરકાર તરફથી મદદ આપવામાં આવે છે ને સરકાર તેમને વિષે સંભાળ રાખે છે, તોપણ પાછા આવનારાઓ પોતાના જ્ઞાનથી સંગીન લાભ દેશને કરતા જોવામાં આવતા નથી. ઘણાખરાનો દેશપ્રેમ ઓછો થએલો હોય છે, ને તેથી દેશનો તેમની પ્રતિ પ્રેમ પણ શિથિલ થાય છે; અન્તે કેળવણી, દેશોન્નતિ, કે શિષ્ટતામાં થવા જોઈતા લાભ હિંદુસ્થાનને મળતા નથી. આ એક શોચનીય વૈચિત્ર્ય છે.

## ધર્મ ને નીતિની કેળવણી.

ધર્મ અને નીતિની કેળવણી વિષે જાપાન કેવાં પગલાં લે છે, ધર્મ ને નીતિ વિષે એક એકથી નિરાળી કેળવણી આપવામાં લાભ છે કે કેમ, અને નીતિની કેળવણી જાપાનમાં અપાતી હોય તો તે પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે અપાય છે એ બાબતનું મનન અતિ અગત્યનું છે. હિંદુસ્થાનમાં ધર્મનાં તેમજ અન્ય મંડળોમાં આ બાબતો હાલમાં ઘણી ચર્ચાય છે, સરકાર તરફથી પણ આ વિષે વિચાર ચાલે છે, ને તે હેતુથી આ વર્ષના એપ્રિલ માસમાં, મુંબઈના "શિક્ષકમંડળ" ના આશ્રય નીચે 'એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલ'ના મકાનમાં એક પરિષદ્ ભરવામાં આવી હતી. આ અગત્યની બાબતોમાં જાપાનીઓએ શું કર્યું છે તે આપણે પ્રથમ જોઈશું.

જાપાનીઓની જુદી જુદી ધાર્મિક ભાવાનાઓના બળનું એક સમ્મીલિત બળ તે **બુશિડોના** નામથી ઓળખાય છે. જાપાની પ્રોફ. ઈનાઝો નિટોબે કહે છે કે "The truth is that *Bushido* is the totality of the moral instincts of the Japanese race, and as such it was in its elements coeval with our blood and therefore also with our religion of Shintoism." અર્થાત્, જાપાની પ્રજાની નૈસર્ગિક નીતિની ભાવનાઓનો બધીનો એક નામમાં સમાવેશ થાય છે—**બુશિડો.** સ્વાભાવિક હોવાથી આ ભાવનાઓ જાપાનીઓની રગે રગમાં ને તેમના **શિન્ટો** ધર્મની સાથે સાથે શરૂઆતથીજ જોવામાં આવે છે.

બુશિડોનો અં૦ અંગ્રેજી chivalry, અથવા સ્નેહયુક્તશૌર્ય, અથવા કંઈક ખોટો, પણ હાલમાં ચર્ચિત હોવાથી જલદીથી સમજી શકાય એવો શબ્દ વાપરીએ, તો પ્રેમશાર્યને મળતો આવે છે. **બુશિડોનો** અર્થ ઉપલા જાપાની લેખકનાજ શબ્દોના ભાષાન્તરમાં "શૂરવીર આચારોનું શિક્ષણ," અથવા "શૂરોનાં સૂત્ર" અથવા કદાચ "ગૌરવસંહિતા" ( Code of Honour, આદરણીય સદ્‌ગૃહસ્થને વર્તવાના નિયમો) એવો કરી શકાય છે. આ સંહિતા જાપાનનો મૂળ ધર્મ **શિન્ટો, હિંદુસ્થાન ને ચીનમાંથી** ગએલો બૌદ્ધ ધર્મ, ને **ચીનના** તત્ત્વચિંતક કૉન્ફ્યૂસ્યસનાં સિદ્ધાન્તોના સંમિશ્રિત તારતમ્યથી બનેલી છે. તે સમજવાને આ ત્રણે વિષે કંઈક જાણવું અગત્યનું છે.

**શિન્ટો** ધર્મનાં તત્ત્વમાં નદી પર્વતાદિ પ્રકૃતિના સામાન્ય સત્ત્વોની પૂજા; ને તેથીએ વધારે, પૂર્વજોની પૂજા—આ બે છે. આ બીજા તત્ત્વનું પ્રાધાન્ય જાપાનીઓનાં જીવન દોરવવામાં જબરૂં નીવડ્યું છે. **શિન્ટો** ધર્મ કહે છે, "તારા આત્માને પીછાન; તારા મનમાં ચિન્તન કર; તારો નિયામક ને આજ્ઞાપક, તારા અંતઃકરણમાં ઈશ્વરી તત્ત્વ; ઈશ્વર છે તે જો; તેની આજ્ઞાને પાળ, તો પછી તારે બીજા દેવોની જરૂર નથી. તારી ઉત્પત્તિ

ક્યાંથી થઈ તેનો વિચાર કર—તારાં માબાપમાંથી, ને તેમની તેમનાં માબાપમાંથી, આમ એક સદી તેની પૂર્વેની સદીમાંથી ઇત્યાદિ; તારા અસ્તિત્વને માટે તું તારા ઉત્પાદકોનો આભારી છે, ને તેઓ તને અદૃશ્ય છે, તોપણ તું તેમનો ઉપકાર તો ગણી શકે. વળી તું ક્યાં છે તેનો પણ વિચાર કર—એક સુવ્યવસ્થિત રાજ્યમાં, કે જ્યાં તું અને તારાં, સારાં ને સહીસલામત છો; માત્ર એવા રાજ્યમાં તારી માતા તને જન્મ આપી શકી, ને તને પયપાન કરાવી શકી; માત્ર એવા રાજ્યમાં તારાં છોકરાં આબાદીમાં રહી શકે; તેટલા માટે તારા અધીશ ને રાજા, જે શાન્તિ, કાયદા, ને વ્યવસ્થાનું ઉત્પત્તિકારણ છે તેને વિસરીશ મા ". સ્હેલાંસપ ને તત્ત્વજ્ઞાનના પાયા વગરનાં આવાં વાક્યો કેટલીક વાર શાન્ત સુખકર અસર કરે છે, ને જાપાનીઓના દેશવાત્સલ્ય ને દેશપ્રેમ, ને જાપાનીઓની રાજ્યવફાદારીને રાજા પ્રતિ પૂજ્યભાવ શિન્ટો ધર્મના સબળ સંસ્કારોને લીધેજ છે: કારણ કે પૂર્વજોની પૂજામાં પ્રથમ રાજાના પૂર્વજોની પૂજા, પછી જાતિના પૂર્વજોની પૂજા, ને ત્રીજી કુટુમ્બના પૂર્વજોની પૂજા આવે છે. પ્રજાકીય ઉત્સાહ પ્રથમની પૂજા તરફ છે; તેમાં પણ શહેનશાહની પ્રથમ પૂર્વજ અમતેરસુ–ઓમિ–કામિ અથવા "દિવ્ય તેજસ્વી મહાદેવી"ની તરફ છે. આ પ્રથમ રાજપૂર્વજની પૂજાનું મુખ્ય સ્થાન ઇસેમાં કેજિન્ગુના મંદિરમાં છે. એમ કહેવાય છે કે એ મંદિરમાં એ પ્રથમ પૂર્વજે એક આરસી અર્પણ કરી હતી, ને કહ્યું હતું કે વંશજો એ આરસીને આત્મા તરીકે માને ને પૂજે. આ દિવ્ય આરસી; પ્રથમ, શહેનશાહોના ઘરમાંજ રહેતી હતી, ને તે ત્યાં પૂજાતી હતી, પણ ઈ. સ. પૂર્વે ૯૨મા વર્ષમાં એક શહેનશાહને એમ લાગ્યું કે સતત સહવાસથી એને વિષે પૂજાભાવ ઘટશે તેથી તેને આંધી ખસેડવી જોઈએ. તેથી તેને ઈસેના મંદિરમાં મૂકવામાં આવી; આ સ્થળ જાપાનીઓનું મોટું યાત્રાનું સ્થળ છે. આ મૂળ આરસીની બીજી નકલ ત્યાર પછી શહેનશાહના ઘરમાં રાખવામાં આવી. પણ રાજપૂર્વજોની પૂજા દરેક જાપાની પોતાના ઘરમાં પણ કરી

શકે છે, દરેક **જાપા**નીના ઘરમાં બે સ્થાન પવિત્ર હોય છે; એક **કા**મિદાના અથવા 'દેવાસન', ને બીજું **બ**ત્સુદન અથવા "બૌદ્ધ વેદી". આમાં પ્રથમમાં દરેક વર્ષે મળતી ઈસેના મંદિરમાંની પ્રસાદીઓ, ને કુટુમ્બના પૂર્વજોનાં નામના તકતાઓ મૂકવામાં આવે છે; ને દ્વિતીયમાં મુખ્ય-**બૌદ્ધ** નામોની તકતી હોય છે. આમ જોતાં **જા**પાનીઓનો **શિન્ટો** ધર્મ ને તે ધર્મ પાળનારાનું ઘર એક સાધારણ **હિં**દુ ઘરને મળતું આવે છે. જેમ **હિં**દુઓમાં તેમ **જા**પાનીઓમાં આવાં ઘરોની સંખ્યા કમી થતી જાય છે. તોપણ **જા**પાની **શિન્ટો** ધર્મમાં પ્રજાકીય તત્ત્વ છે તેટલું રહ્યું છે, ને તેને લીધે રાજા તરફ પૂજ્ય ભાવ હજી **જા**પાનમાં અનુપમ છે. **જા**પાનની હાલની ઉન્નતિમાં એ એક બળવાન્ કારણ છે; કારણ કે **શો**ગનસત્તા વિરુદ્ધ યુદ્ધ કરવામાં આનું જોર ઘણું હતું ને **ર**શિઆ સાથેની લડાઇમાં પણ રાજ્યપ્રેમ ને દેશવત્સલતાના સદ્ગુણો ઘણા અસરકારક નીવડ્યા હતા.

**બુશિડો**માં બીજું **બૌદ્ધ** તત્ત્વ હતું. જન્મમરણ, સુખદુઃખ, ને આત્મા અનાત્માના કૂટ વિષયો પર વિચાર કરવાની શક્તિ **જા**પાનીઓને **બૌદ્ધ** ધર્મના સંસ્કારોથી થઈ છે. જો કંઈ પણ મનન કે નિદિધ્યાસનનો **જા**પાનીઓને પ્રેમ હોય તો તેને માટે **બૌદ્ધ** ધર્મ અથવા આડકરી રીતે **ચી**ન ને **હિં**દુસ્થાનને તેનું માન ઘટે છે.

છેલ્લું તત્ત્વ કૉન્ફ્યૂશ્યસના વિચારોનું છે. કૉન્ફ્યૂશ્યસનું તત્ત્વજ્ઞાન નાસ્તિકવાદ છે. એના સિદ્ધાન્તોની મૂળ અસર **જા**પાનની નીતિ પર થઈ છે. **જા**પાનીઓ નીતિનાં શિક્ષણમાં જે પાંચ સંબંધો પર ધ્યાન ખેંચતા તે તેઓ કૉન્ફ્યૂશ્યસ પાસે શીખ્યા છેઃ—માબાપ ને છોકરાંનો, પતિ ને પત્નીનો, સેવ્ય ને સેવકનો, ભાઇ ભાઇનો, ને મિત્ર મિત્રનો સંબંધ.

આ પ્રમાણે **જા**પાનના ધર્મના ત્રણ મુખ્ય ફાંટા છે. પણ ખ્રિસ્તિઓના ગયા પછી પાદરીઓ પોતાનો ધર્મ ફેલાવવાને ત્યાં મથન કરે છે. દેશના આગેવાનોમાં હાલમાં ધર્મને માટે ખાસ ઉત્સાહ જોવામાં આવતો નથી. તેમાંના કેટલાક ધર્મને ઢોંગ માને છે, કેટલાક એક માનસિક રોગ માને છે, કોઈ

વળી એને ચાહપાન જેવી જિંદગીની માત્ર સગવડકારક વસ્તુ સાથે સરખાવે છે. આમ હોવાથી કેળવણીમાં ધાર્મિક કેળવણી આપવાની તરફેણમાં જાપાનના આગેવાનો નથી ને જાપાનમાં ધર્મસંબંધી કેળવણી અપાતી નથી. પરદેશના પાદરીઓને પણ આ કારણને લીધે કેટલોક વખત ભારે મુશ્કેલીઓ નડી હતી. પણ હવે તેમને તેમની શાળાઓમાં ધર્મનું શિક્ષણ આપવા દેવામાં આવે છે; માત્ર રાજકીય બાબતોમાં માથું નહિ મારવાની તેમને સાવચેતી આપવામાં આવે છે.

ધર્મને માનસિક રોગ માનનારા હિંદુસ્થાનના આગેવાનોમાં સદ્ભાગ્યે હજી મોટી સંખ્યામાં કોઈ જોવામાં આવતા નથી એટણે ધર્મને વિષે અહીં છેક શિથિલતા નથી. તોપણ ધર્મસંબંધી કેળવણી આપવી અહીં અશક્ય છે. મતમતાન્તરભિન્નતાવાળા દેશમાં સરકાર ધર્મની કેળવણી આપવાનું પગલું ન લે એજ લાભકર છે. ખાનગી શાળાના વ્યવસ્થાપકો પોતાને જેવી ધર્મની કેળવણી આપવી હોય તેને માટે સ્વતંત્ર છે, અને આ સ્થિતિ કંઈ શોચનીય ન કહેવાય. ઉત્સાહી વ્યવસ્થાપકો ધારે તો ધર્મની કેળવણી આપી શકે, કારણ કે પેટા ભાગો ને નાના ભેદો ન ગણતાં હિંદુસ્થાનમાં મુખ્ય ધર્મોના કંઈ બહુ ભાગ થાય નહિ. પરંતુ અત્ર જે છે તે વિષે લખવું વધારે ઉચિત છે; આદર્શો મૂકવા ને તે સફળ કરવા તે અન્ય કર્ત્તવ્ય છે.

જાપાનમાં ધર્મની કેળવણી અપાતી નથી તોપણ નીતિની કેળવણી પ્રત્યક્ષ રીતે અપાય છે, ને તે જાપાનના ધર્મના વિચારોને અવલમ્બીને અપાય છે. જાપાનની દરેક શાળામાં વર્ષે એક વાર શહેનશાહની છબીને સન્માન અપાય છે, અથવા શિન્ટો ધર્મના મુખ્ય વિચારો યાદ રાખીશું તો શહેનશાહની પૂજા કરવામાં આવે છે એમ કહેવું પડશે. વળી નીતિસંબંધી કેળવણીનો પાયો ને તે કેળવણીમાં શિખવવાનાં નીતિનાં તત્ત્વોનું પ્રમાણ ( Sanction ) તે શહેનશાહની માત્ર આજ્ઞાપત્રિકાજ આપવામાં આવે છે. ૧૮૯૦માં શહેનશાહે નીતિશિક્ષણ વિષે આજ્ઞાપત્રિકા કાઢી હતી ને તેમાં દર્શાવેલા સદ્ગુણો પ્રજામાં આણવાને હુકમ કર્યો હતો. તેમાં કોન્ફ્યુ-

સ્યસના "પાંચ સંબંધો" ના સદ્‌ગુણો કેળવવા તરફ લક્ષ દોરવવામાં આવ્યું છે, ને દેશવાત્સલ્ય રાખવાની ને રાજાના અધિકારને ટકવવાની ખાસ આજ્ઞા કરવામાં આવી છે. સાધારણ ને ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં નીતિસંબંધી ખાસ પુસ્તકો ચલાવવામાં આવે છે, ને માધ્યમિક ક્રમને માટે નીતિશિક્ષણનું ધોરણ સરકારે નક્કી કર્યું છે તે પ્રમાણે ખાનગી પુસ્તકો લખાય છે, ને કેટલીક માધ્યમિક શાળાઓમાં તે પ્રમાણે ભાષણદ્વારા નીતિશિક્ષણ અપાય છે. આમ પ્રાથમિક ને માધ્યમિક શાળાઓમાં જાપાનમાં નીતિનું પ્રત્યક્ષ શિક્ષણ અપાય છે. નીતિશિક્ષણ માટે લખાયલાં પુસ્તકોમાં પાઠો જુદા જુદા સદ્‌ગુણો પર લખાયા જણાય છે; જેમકે, માબાપ ને છોકરાં; મા; બાપ; ભાઇઓ; સ્વચ્છતા; મિત્રો; હિંમત; બીજાને નકામી તસ્દી ન આપો (જેમકે રસ્તામાં કચરો નાખીને); પૂર્વજો; સ્વાશ્રય; સભ્યતા; લશ્કરી નોકરી; કાયદાને માન; સારો જાપાનીઝ ઇત્યાદિ. આવા વિષયો પર સાધારણ પ્રાથમિક ક્રમના બીજાથી ચોથા વર્ષને માટે પાઠો છે; પહેલા વર્ષ માટે નથી. ઉચ્ચતર પ્રાથમિક ને માધ્યમિક ક્રમમાં પણ એવાજ પ્રકારના વિષયો હોય છે, પણ લખાણ જરા અઘરૂં હોય છે.

નીતિશિક્ષણ વિષે જાપાનના કેળવણીવાળાઓ બહુ ઉત્સાહ રાખે છે, ને તેઓ એમ માને છે કે નીતિના પ્રત્યક્ષ શિક્ષણથી લાભ છે. તોપણ શિક્ષકના પોતાના ગુણો પર નીતિશિક્ષણની અસરનો આધાર રહે છે તે જાપાનીઓ સમજે છે. હાલનું શિક્ષણ સંપૂર્ણ રીતે સંતોષકારક હોય એમ ત્યાંની સરકાર માનતી નથી, તોપણ તે લોકોને સુધારે છે એમ તે માને છે. જાપાનીઓમાં કેટલાક વિરુદ્ધમત એવો દર્શાવે છે કે માત્ર પુસ્તકોથી નીતિશિક્ષણ આપવાને પ્રયત્ન કરવા તે ભૂલભરેલો વિચાર છે, કારણ કે તેમ કરવાથી નીતિશિક્ષણ શુષ્ક થઈ જાય છે; નીતિશિક્ષણના ગુરુઓ સદ્‌ગુણોના આદર્શરૂપ જોઈએ ને તેમનું વર્તનજ દાખલારૂપ જોઈએ. તે ન હોય ત્યાંસુધી નીતિશિક્ષણની લાભકર અસર થઈ ન શકે. હિંદુસ્થાનમાં

પ્રત્યક્ષ શિક્ષણ નથી, પણ તેમ માત્ર પરોક્ષ શિક્ષણ છે એમ પણ કહી શકાતું નથી; કારણ કે વાચનમાળાના પાઠોમાં કેટલાક નીતિસંબંધી પાઠો છે, તેમાં નીતિનું પ્રત્યક્ષ શિક્ષણ છે. નીતિસંબંધી ખાસ વાચનમાળા અહીં નથી. કેટલેક અંશે પ્રત્યક્ષ શિક્ષણ છે એમ કહીએ તો ચાલે. આવા પરોક્ષ શિક્ષણને માટે પાઠો વધારે લખાય કે પ્રત્યક્ષ શિક્ષણને માટે નવી ખાસ ચોપડીઓ થાય તો શિક્ષણથી લાભ નહિ થાય એમ કહી શકાય તેમ નથી. જાપાનમાં મતભિન્નતા છે તેવી અહીં પણ છે; પણ તેનું નિરાકરણ એ છે કે જોકે શિક્ષકનું વર્તન ઉત્તમ જોઇએ એમ કબૂલ કરીએ તોપણ તે વિષે પ્રાથમિક શાળાઓના છોકરાઓ અજ્ઞાનમાં હોય છે. શિક્ષકના વર્તન વિષે માત્ર મોટી ઉમ્મરના ને માધ્યમિક શાળાના છોકરાઓજ કંઈ પણ જાણે છે, છેક નાના છોકરા કંઈ જાણતા નથી. તેથી પ્રાથમિક શાળાના છોકરાઓને પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં હાનિ નથી: ઉલટું બહુ નાનપણમાં મગજમાં ઠસેલાં નીતિનાં સૂત્રોની જીવન-પર્યન્ત અસર રહે છે, ને પ્રથમ ઠસેલાં વિચારોની સત્યતા વિષે કારણ આપવામાં આવ્યું હોય કે ન હોય તોએ કંઈ ઓર માન, કંઈ ખાસ તે તરફ વલણ થાય છે, ને તેથી હાનિ તો નથીજ થતી, થાય તો કંઈ પણ લાભ થાય. બાકી શિક્ષકનું વર્તન ગમે તેટલું ઉત્તમ હોય તોએ તેની પ્રાથમિકશાળા અસર સારી થવી જોઈએ તેટલી થશેજ એની ખાત્રી શી છે? માધ્યમિક શાળાઓમાં કે ઉત્તમ શાળાઓમાં કે કૉલેજોમાં નીતિનું પ્રત્યક્ષ જ્ઞાન આપવાનું કામ શુષ્ક થવાનો સંભવ છે; એટલુંજ નહિ પણ મોટી ઉમ્મરના છોકરાઓ શિક્ષકની વર્તણુક વિષે બધું જાણતા હોય છે ને જાણવાની તેમને ખાસીયત હોય છે. તેટલા માટે શિક્ષકોની વર્તણુક ઉત્તમ ન હોય ને તેઓ ડહાપણનો દાવો કરતા હોય, તો ખાસ હાનિકર અસરની ધાસ્તી છે. તેવી વખતે તો બધો આધાર શિક્ષકના વ્યક્તિબળ પરજ છે. આ વિષે એટલુંજ કહેવું બસ છે કે—

"જેનું દર્શન સૌમ્ય ને પ્રૌઢ છે, જેના વિચાર પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે છે, જેના આચાર વિચાર સાથે સુશ્લિષ્ટ છે, જેને સત્ય માટે પ્રેમ છે

ને અસત્ય તરફ તિરસ્કાર છે, જેનામાં સ્વાર્થવૃત્તિનો અંશ પણ નથી, ને જે સર્વ તરફ સમાન ન્યાયવૃત્તિ દર્શાવે છે એવો શિક્ષક પોતાનાં આચરણથી જેવું ઉત્તમ પરોક્ષ નીતિશિક્ષણ આપશે તેને સોળમે અંશે પણ બહુશ્રુત, ને વાચાળ, પણ જેનાં મન, વાણી, ને કર્મ એકરૂપ નથી એવા શિક્ષકનું ગમેતેવું ઉત્તમ પ્રત્યક્ષ નીતિશિક્ષણ ફળદાયક થશે નહિ એ નિઃસંશય છે."*

વળી એટલુંએ નક્કીજ છે કે પ્રાથમિક શાળામાં જે શિક્ષણ પ્રત્યક્ષ અપાય, ને માધ્યમિક શાળામાં કે આગળ જે શિક્ષણ પરોક્ષ અપાય તે બધાનો પાયો માત્ર શુષ્ક નીતિનિયમો પર ન જોઈએ, પણ ધર્મનાં સામાન્ય તત્ત્વોની તેમાં મદદ લેવી જોઈએ. એ શિક્ષણમાં દેશનાં ધાર્મિક સૂત્રો, ધાર્મિક વાર્તાઓ, કથાઓ, 'ઐતિહાસિક વીર ને સદ્‌ગુણી પુરુષ ને સ્ત્રીઓનાં દૃષ્ટાન્તો સાથે તેમજ પ્રાચીન ને અર્વાચીન સાહિત્યમાંથી દૃષ્ટાન્તો' અપાવવાં જોઈએ. અર્થાત્, નીતિબોધ આપવામાં રસ કેમ ઉત્પન્ન કરાવાય તે પ્રથમ ધ્યાનમાં રાખવું જોઈએ. ઉત્તમ શિક્ષણપદ્ધતિસહિત, નાના સાથે નાના થવું ને મોટા સાથે ગંભીર થવું એવું જે શિક્ષકને આવડતું હોય તે શિક્ષક આવાં સૂત્રો, આવી કથાઓ, ને આવા દૃષ્ટાન્તોનો બરાબર અસરકારક રીતે ઉપયોગ કરી રસ ઉત્પન્ન કરી શકશે, ને તેવા શિક્ષકે જેમ બને તેમ આ રીતનો વધારે ઉપયોગ કરવોજ જોઈએ.

કેળવણીનો અન્તિમ ઉદ્દેશ શિષ્ટતા ( Civilization ) છે, ને શિષ્ટતામાં સૌથી વધારે અગત્યની બાબત નીતિની છે. તે વિષે એમર્સન કહે છે:—

"The evolution of a highly destined society must be moral; it must run in the grooves of the celestial wheels. It must be catholic in aims. What is *moral*? It is the respecting in action Catholic or universal aims. Hear the definition which Kant

---

* શાળાપત્ર, જુન ૧૯૧૦, પૃ૦ ૨૦૮ ).

gives of moral conduct. " Act always so that the immediate motive of thy will may become a universal rule for all intelligent beings ". અર્થાત્, ઘણા શિષ્ટ ને ઉન્નત સમાજની ઉત્ક્રાન્તિ, નીતિનિયમો પર થવી જોઈએ; નીતિ પર તેનો પાયો જોઈએ. કૅન્ટના એક સૂત્રથી નીતિ શું છે તે સમજાય છે. તે એ છે કે **आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति** એવા **ભગવદ્ગીતા**ના બોધ પ્રમાણે બીજાના આત્માઓને પોતાના આત્મામાં માણસ ભેદ ન ગણે ને પોતે પારકાની સ્થિતિમાં હોય તો પોતાના કોઇ પણ કામથી તે વખતે શી અસર થાય તે જોઈને પોતે શું કરવું તેનો પોતે નિર્ણય કરવો એજ નીતિનું મોટું સૂત્ર છે. પરંતુ નીતિનાં સૂત્રો પર ઉતરી પડવાનું અત્ર પ્રયોજન નથી. એટલુંજ કહેવું આવશ્યક છે કે જ્યારે કેળવણીથી પ્રજામાં શિષ્ટતા આવશે ત્યારેજ કેળવણીનો ઉદ્દેશ સફળ થયો ગણાશે, ત્યારેજ સંસ્કારી વિચારો આવશે, ને ત્યારેજ ઉન્નત આચાર આવશે. તેથીજ નીતિસંબંધી કેળવણીને માટે દરેક દેશમાં યોગ્ય ઉપાયો લેવાવવા જોઈએ.

પ્રોફ. **ચેમ્બરલેન** કહે છે કે એક રીતે જોતાં **જાપાન** પોતાના સુધારાઓને માટે **હિંદુસ્થાન**ને ઉપકૃત છે, કારણ કે **જાપાન** પ્રથમ **બૌદ્ધ** ધર્મથી સુધર્યું ને એ બૌદ્ધ ધર્મ **ચીના** લોકોએ **જાપાની**ઓને શીખવ્યો, પણ **ચીના**ઓને તે ધર્મ તેની જન્મભૂમિ અને મૃત્યભૂમિ, **હિંદુસ્થાન**માંથી મળ્યો હતો. તો તેના બદલામાં **જાપાન**માંથી શીખવા જેવું હોય તે આપણે હાલમાં ગ્રહણ કરીએ તો તેમ કરવાથી આપણને કંઈક બદલો મળ્યો ગણી શકાય. તે હેતુથી સુધારાને માટે વિચાર કરવાને યોગ્ય સાધન મળે તેથી **જાપાન** ને **હિંદુસ્થાન**ની કેળવણીની પદ્ધતિની સરખામણી ને **જાપાન**ની પદ્ધતિની સારાસારતા વિષે આ ઉપોદ્ઘાતરૂપ લેખ જરા વિસ્તારથી લખ્યો છે; તેમાં માત્ર આરંભના બે બોલનીજ આશા રાખનાર વાચકો આ જરા વિસ્તારથી લખાએલા લેખને વિષે ગુણગ્રાહી બની મારો દોષ ક્ષન્તવ્ય ગણશે.

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.**

# પ્રસ્તાવના.

"The Educational System of Japan", Occasional Report No. 3, (Office of the D. P. I. of India)— એ નામના પ્રોફ. **શાર્પ**ના **અંગ્રેજી**માં લખેલા પુસ્તક પરથી એક ગુજરાતી પુસ્તક લખવાનું કામ ગુ. વ. સોસાઇટિ તરફથી મને સોંપવામાં આવ્યું. તે મુજબ તૈયાર થએલું, **અંગ્રેજી** પુસ્તકના સારરૂપ મારૂં આ પુસ્તક છે. આ પુસ્તક લખવાથી મને એક મોટો લાભ થયો છેઃ–**જાપાન** વિષે મને બહુ જિજ્ઞાસા ઉદ્‌ભવી ને જાપાન વિષે વધારે ને વધારે જાણવાની મારી ઇચ્છા વધતી જાય છે. આને માટે હું સોસાઇટિનો અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું.

વિશેષમાં એક વાત વક્તવ્ય છે. મુખ્ય પુસ્તક લખવામાં પ્રોફ. **શાર્પ**ની **અંગ્રેજી** ચોપડીના બહુ અગત્યના ભાગોના મેં તરજુમા કર્યા છે, અગત્યના ભાગોના મેં સારાંશ આપ્યા છે, ને ઓછા અગત્યના ભાગો મેં મૂકી દીધા છે. એક પણ અગત્યની બાબત રહી ન જાય તેની મેં સંભાળ રાખી છે. ઉપોદ્‌ઘાત લખવામાં "Japan by the Japanese" (જાપાનીઓને હસ્તે લખાએલું જાપાનનું વર્ણન)—એ નામનું **આલ્ફ્રેડ સ્ટેડ**નું પુસ્તક મને ઘણું ઉપયોગી થઈ પડયું છે.

**કૉરોનેશન બિલ્ડિંગ**
**ગિરગામ, મુંબઈ.**
સપ્ટેમ્બર, ૧૯૧૦.

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.**

# જાપાનની કેળવણીની પદ્ધતિ.

## પ્રકરણ ૧ લું.

### જાપાનમાં કેળવણીનું ઐતિહાસિક ચિત્ર.

**વિષયના ભાગ.**

૧. જાપાનમાં કેળવણીના ઇતિહાસના અવલોકનના ત્રણ વિભાગ સુગમતાથી કરી શકાય; પહેલામાં, ૧૮૫૩ માં પેરીના આગમન સુધીનો વિષય આવી જાય; બીજામાં, ૧૮૭૧ માં કેળવણીખાતું સ્થપાયું ત્યાંસુધીના સંક્રાન્તિ-કાળનો સમાવેશ થઈ જાય; અને ત્રીજામાં, વર્તમાન કાળ સુધીની આધુનિક કેળવણીનો વિકાસ કેવી રીતે થયો તે લખાય. પહેલા વિભાગમાં પાછી બે અવસ્થા છે; બૌદ્ધ અને કૉન્ફ્યૂશ્યસની. એકની અંદર ધાર્મિક શિક્ષકનું પ્રાબલ્ય છે ને બીજીની અંદર લૌકિકનું.

## ૧. જાપાનમાં ૧૮૫૩ સુધીની કેળવણી.

**કેળવણીની શરૂઆતો.**

૨. બીજી બધી બાબતોની શરૂઆતોની પેઠે **જાપાનની** કેળવણીની શરૂઆત પણ **ચીનના** સુધારા દાખલ થવા માંડ્યા ત્યારથી જોવામાં આવે છે. ખ્રિસ્તિ ત્રીજા સૈકા જેટલા વહેલા આ સુધારા દાખલ થવા માંડ્યા હતા, પણ છઠ્ઠા સૈકામાં જ્યારે **બૌદ્ધ** ધર્મપ્રચારકો **કોરીઆથી** સામે કિનારે આવ્યા ત્યારેજ **ચીન** દેશની સંસ્થાઓ અને શિક્ષણપદ્ધતિઓ મોટે ભાગે **જાપાનમાં** આવ્યાં. **બૌદ્ધ** ધર્મને શરૂ થયાને તે વખતે હજાર વર્ષ થઈ ગયાં હતાં. મૂળ દેશ **હિંદુસ્થાનમાંથી** જુદા જુદા દેશોમાં એ ધર્મ ગયો; મૂળ ધર્મ શુદ્ધ અને સાદો હતો, તેમાંથી ધર્મશાસ્ત્ર ને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો, જુદી જુદી ધર્મક્રિયાઓ, ને **જાપાની** લોકોની ભાવનાઓને રુચે એવું બધું વધી ગયું હતું. **જાપાનનો** ખુદ દેશી ધર્મ **શિન્ટો** એટલે '**દેવોનો માર્ગ**,' એ નામનો હતો. એમાં પ્રકૃતિની શક્તિઓમાં જીવારોપણ કરી ( જેમકે નદીની દેવી, અગ્નિદેવ વગેરે ) તેની પૂજા સાથે કુટુમ્બના, જાતિના, કે દેશના પૂર્વજોની પૂજાનો સમાવેશ થતો હતો. પણ એમા ધાર્મિક મતો, સિદ્ધાન્તો ને નીતિનિયમોનો અભાવ હોવાથી, તેમજ ધર્મક્રિયાઓની અછત હોવાથી, આ નવા ધર્મની હરીફાઈમાં ટકવાની એ જૂના ધર્મમાં શક્તિ નહોતી. એમ હતું છતાં, **બૌદ્ધ** ધર્મની ફત્તેહ થતાં કેટલાક સૈકા લાગ્યા; અને **શિન્ટો** ધર્મના દેવોનો અંદર સમાવેશ કર્યો ત્યારેજ **જાપાની** પ્રજાના સામાન્ય વર્ગને એ પ્રિય થયો. તોપણ ઉંચા વર્ગોમાં **ચીન** અને **કોરીઆની** અસર વધારે જલદીથી માલૂમ પડી હતી. એ દેશોની સાથે રાજખટપટ ચલાવવાની ભાષા **ચીનના** સાહિત્યમાં હોવાથી, ઉમરાવો એનો અભ્યાસ કરવા લાગ્યા; છોકરાઓને કેળવણી આપવા **ચીન** મોકલવામાં આવ્યા; અને રાજ કરનાર શહેનશાહે ઇતિહાસ, ભાષા, કાયદા, અને ગણિતશાસ્ત્રના વિષયો શિખવવા ૭૦૧ ના વર્ષમાં વિશ્વવિદ્યાલય ( યુનિવર્સિટિ ) સ્થાપ્યું એમ કહેવાય છે. તે ઉપરાંત, દરેક પ્રાન્તમાં ભાષા, ગણિત, ને લેખનનું જ્ઞાન

આપવા એક શાળા સ્થાપવાની હતી; ને કેળવણીના કામ સારૂ સરિયામ જમીનો બક્ષીસ આપવામાં આવી હતી. જૂનામાં જૂનાં હયાત પુસ્તકો—**કોજિકી** અથવા ' જૂની બાબતોની નોંધ ' અને **નિહોંગી** અથવા ' **જા**પાનના હેવાલ '—આજ વખતનાં છે. ટુંકા વખતમાં, રાજ્યનો દાખલો લઈ કેટલાક ઉમરાવોએ પોતાનાં કુટુમ્બોનાં છોકરાંઓને સારૂ નિશાળો કાઢી. આ બધી સંસ્થાઓ, અમલદારો પૂરા પાડનાર ઉપલા વર્ગોને સારૂજ હતી; પણ એમ જણાય છે કે કેટલાંક શ્રેષ્ઠ—સંસ્કારી પુસ્તકોનો પ્રજામાં વધારે વાચનપ્રચાર થયો હતો; એટલે કેળવણીની વધારે સામાન્ય સગવડો હોવી જોઈએ. **શિન્ટો** ધર્મગુરુઓ તો શિક્ષકો નહોતા; પણ **બૌદ્ધ** ધર્મગુરુઓ, જેને ઇચ્છા હોય તેને **ચી**નની કળાઓ અને વિજ્ઞાનનું તેમજ દેશી ભાષાનાં વાચન ને લેખનનું જ્ઞાન આપતા એ નિઃશંક છે; અને આને પરિણામે વિદ્યાકળામાં એટલી પ્રવૃત્તિ થઈ કે આઠમાથી અગિયારમા સૈકાનો કાળ **જા**પાની સાહિત્યનો સુવર્ણમય યુગ ગણાય છે.

**અન્ધ કાળ.**

૩. ત્યાર પછી, રાષ્ટ્રીય સંક્ષોભને લીધે ઉંચી કેળવણી પડવા માંડી ને માત્ર થોડાએક સાક્ષરોનાજ વંશપરંપરાના ધંધા તરીકે તે ટકી રહી. નાશ પામતાં, સાહિત્ય ને કળા, માત્ર **બૌદ્ધ** દેવળોમાંજ ટકી રહ્યાં; અને યુરોપના મધ્ય કાળમાં જેમ થતું હતું તેમ જાહેરમાં વાદવિવાદ ચલાવવામાં ધર્મગુરુઓ મઝા માનતા હતા. જાહેરમાં ચર્ચાઓ ચલાવવા દહેરે દહેરે તેઓ ભટકતા. આચાર્યજ વાદવિવાદમાં શ્રેષ્ઠ ગણાતો ને કોઈ પણ સામા પક્ષવાળાની સાથે દલીલ કરવા એને તૈયાર રહેવું પડતું. જો કોઈ બહારનો જીત મેળવે તો આચાર્યે પોતાની પદવી ને મળતર જીતનારને આપવાં પડતાં. આસપાસના લોકોને સારૂ ધર્મગુરુઓ પ્રાથમિક શાળાઓ પણ ચલાવતા; તેથી કોઈ દહેરા સાથે સંબંધ ધરાવતી હોય કે નહિ, તોપણ પ્રાચીન **જા**પાનની બધી પ્રાથમિક શાળાઓનું **ટેરાકોયા**,[1] એ સામાન્ય નામ પડી ગયું હતું.

૧. **ટેરા** એટલે બૌદ્ધ દહેરૂં, **તે પરથી.**

**ખ્રિસ્તિ ધર્મનો પ્રવેશ.**

૪. આ વખતે (૧૫૪૨) **મેન્ડેઝ પિન્ટો** નામના એક સાહસિક પોર્ચુગીઝે **જા**પાન શોધી કાઢ્યું, ને એણે ત્યાંના રહેવાસીઓની નજરે બંદુક, તોપ વગેરે અગ્નિશસ્ત્રો આણ્યાં. પોર્ચુગીઝોને વેપારનો આથી એક નવો બજાર મળ્યો; ને **જા**પાની રાજકુમારોને અગ્નિશસ્ત્રોના બદલામાં વેપાર કરી પૈસાદાર થવાની તક મળી; તેથી તેઓ પણ રાજી થયા. થોડીક મુદ્દતમાં પાદરીઓ પણ બહારથી આવવા મંડ્યા; **ઝેવીયર** ને એક બીજો, ૧૫૪૯માં ત્યાં ઉતર્યા. એ વખતે દેશના જુદા જુદા ટુકડાઓ પડી ગયા હતા, અને તેઓ વચ્ચે વારંવાર લડાલડી થતી હતી. **બૌદ્ધ** ધર્મે **શિન્ટો** ધર્મને હાંકી કાઢયો હતો અને **બૌદ્ધ** ધર્મ રાષ્ટ્રીય ચેતન અને યુદ્ધકળાને પોષણ આપતો હોવાથી, રાજ્યકારભારી **નોબુનગા**ની સર્વોપરિ સત્તા મેળવવાની ઇચ્છાને નડતર થઈ પડયો હતો. તેથી **નોબુનગાએ** આ નવા ધર્મવાળાઓને ઉત્તેજન આપવું અને **બૌદ્ધ** ધર્મવાળાઓને તોડી પાડવાનું યોગ્ય ધાર્યું; અને **ઝેવીયર** લાંબો વખત **જા**પાનમાં રહ્યો નહિ તોપણ એના અનુયાયીઓને નવો ધર્મ ફેલાવવામાં અજબ ફત્તેહ મળી. જુદી જુદી જાતના લોકોને, તેમાં કેટલાક **ડાઇમ્યોસ**, એટલે ઉમરાવોને પણ, તેઓ વટાળી શકયા. **ફીલીપ્પાઈન** બેટોમાંથી **સ્પેની**શ પાદરીઓ પણ આવ્યા, ને તે સૈકાને અંતે વટળી ગએલા **ખ્રિસ્તિ**ઓની સંખ્યા ૬,૦૦,૦૦૦ ની કહેવાય છે; પણ **જા**પાનના હાલના છેલ્લા તવારીખ લખનાર મિ. **મરડૉક**ના મત પ્રમાણે આમાંની અડધી સંખ્યા કાઢી નાંખવી જોઈએ. ખરૂં જોતાં નવા ધર્મનો પ્રચાર સ્હેલો પડે તેમ હતો, કારણ કે **બૌદ્ધ** ધર્મ **ખ્રિસ્તિ રોમન કૅથૉલિક** ધર્મને બહારથી મળતો આવે છે, ને એમ પણ જણાય છે કે કેટલાક જાપાનીઓ ભૂલમાં નવા ધર્મને સુધરેલો **બૌદ્ધ** ધર્મ માનતા.

૫. પોતાનો ધર્મ ફેલાવવાને આવેલા આ બધા પાદરીઓ ધર્મના

**જેસ્વિટ પાદરીઓની નિશાળો.**

પ્રચારની સાથે ભાગ્યેજ કેળવણી આપવાનો ઉદ્દેશ જોયા વગર રહે. **જેસ્વિટ** પાદરીઓએ તો ત્યાં સામાન્ય કેળવણી આપવાને તેમજ ધર્મગુરુઓ તૈયાર કરવાને **નાગાસાકી**માં એક કૉલેજ ને તે ઉપરાંત બીજી કેટલીક સંસ્થાઓ સ્થાપી હતી. પાશ્ચાત્ય વિષયોનું જ્ઞાન સંપાદન કરવા ઇચ્છનારા **જા**પાનીઓ જેમ પાછલા વખતમાં **ડચ** ને ત્યાર પછી પણ **અંગ્રેજી** ભણ્યા, તેમ તે વખતે **જા**પાનીઓ, **પોર્ચુગીઝ** ભાષા શીખતા. પણ ટુંક વખતમાં, પરદેશીઓને દેશમાં આવવા ન દેવા એવો જાપાની સરકારે ઠરાવ કર્યો; એટલે પાદરીઓ તરફથી મળેલી આ કેળવણીની દેશની કેળવણી પર દેખીતી અસર રહી નહિ.

**પરદેશીઓને માટે દેશ બંધ થયો.**

૬. આ પાદરીઓ ધર્મના પ્રચારને ન વળગી રહેતાં રાજ્યખટપટમાં પડ્યા; ને એમને દેશમાં પગ મૂકવા દેનાર **નોબુનગા** પણ રાજકીય કારણોને લીધે પોતે આપેલી સાહાય્યને માટે દિલગીર થવા લાગ્યો. એની પછી આવનાર રાજ્યમંત્રી **હિ**ડેયોશીએ આ પાદરીઓની પૂઠ પકડી, ને એમને હાંકી કાઢવા માંડયા. આમ થવામાં ખરૂં જોતાં એ પાદરીઓજ કારણભૂત હતા. જુદા જુદા દેશના પાદરીઓ અંદર અંદરની અદેખાઈને લીધે એક બીજા સામે કોટાં રચવા મંડ્યા; આને પરિણામે **જા**પાની સરકારનો બધા પાદરીઓ સામે શક ગયો. દુનિયાના જુદા જુદા ભાગોમાં ધર્મના નામથી શું શું થયું હતું તે વિષે **જા**પાની લોકો કંઈ અજ્ઞાનમાં નહોતા, ને તેઓ ઠોકીને કહેવા મંડ્યા કે **જા**પાનની સ્વતંત્રતા છીનવી લેવા પરદેશીઓના કાવતરાંનો લિખિત પુરાવો અમને મળ્યો હતો. **હિ**ડેયોશીએ બધા પાદરીઓને દેશ બહાર કાઢી મૂકવાનો હુકમ કર્યો, ને જે સામા થયા તેને ફાંસીએ ચઢાવ્યા. ત્યાર પછીનાં વર્ષોમાં પણ એવા હુકમો નીકળ્યા કર્યા ને જ્યાંલગણ ખ્રિસ્તિ ધર્મનું નામ નિશાન રહ્યું નથી એવી ખાત્રી ન થઈ ત્યાંલગણ નિયમસર જોર

જુલમથી હાંકી કાઢવાના આ કામમાં ટોકગવા વંશનો પહેલો [1]શોગન ઇયેસુ ને એની પછી આવનારાઓ તત્પર રહ્યા. એ જાતની દેશમાં થતી બહારની બધી અસરો અટકાવવા, શોગન ઇયેમિત્સુએ ઇ. સ. ૧૬૨૪ માં પ્રયત્ન કર્યા: પરદેશીઓને જાપાનમાં આવવાની મના કરવામાં આવી, ને દેશીઓને બહાર જતા અટકાવવામાં આવ્યા. કંઇક સરકારની સામેનું કાવતરું ખુલ્લું કરવાના બદલામાં, તો કંઇક ખ્રિસ્તિ ધર્મ સાથેનો બધો સંબંધ તોડી તેઓ તેથી અલગ રહેતા હોવાથી, કેટલાક ડચ લોકોને નાગાસાકીના એક નાના બેટમાં રહેવા દેવામાં આવ્યા હતા; અને માત્ર તે લોકોની અને થોડાએક ચીનાઓની માર-ફતેજ દુનીઆના બીજા ભાગો સાથે જાપાનનો સંબંધ રહ્યો હતો. બૌદ્ધ, કૉન્ફ્યૂસ્યસના, અને આધુનિક સુધારાઓની જાપાન પર થએલી અસરનું મહત્વ જોતાં, ૧૫૪૨ થી ૧૬૨૪ સુધીમાંના પરદેશીઓના સમાગમની જાથુકની અસર દેશ પર નહિ જેવી હતી. દેખીતા પરિણામોમાં બંદુક, તોપ, વગેરે હથિયારો, તમાકુ, મચ્છરદાનીઓ, એકાદ બે નવા રોગો, ને થોડાએક પરદેશી શબ્દો દાખલ થએલા જણાય છે; બાકી ખ્રિસ્તિ ધર્મ વિરુદ્ધ ખોટા તિરસ્કારની લાગણી સિવાય બુદ્ધિ, નીતિ, કે કળા પર કંઈ છાપ પડી દેખાતી નથી.

**કૉન્ફ્યૂશ્યસના ધર્મનો પુનર્જન્મ.**

૭. ચીનના લોકોની પેઠે જાપાનના લોકો તદ્દન જૂનાને કોઈ પણ દહાડે વળગી રહ્યા નથી. કંઈ પણ નવું જાણવા લાયક હોય તો તેઓ ઉમંગથી શીખતા; ચીન ને કોરીઆની પાસેથી તેઓએ કંઈક મૂળ રૂપમાં તો કંઈ સુધારા વધારા કરી, સારું જ્ઞાન, વર્ષો સુધી ગ્રહણ કર્યું હતું, અને યુરોપના પ્રતિનિધિઓ આવ્યા, ત્યારે તેમના કહેવા તરફ પણ એ લોકોએ લક્ષ આપ્યું હતું. કદાચ, એ યુરોપમાંથી આવેલા પરદેશીઓએ આણેલાં પાશ્ચાત્ય વિજ્ઞાનને ઠેકાણે કૉન્ફ્યૂશ્યસના ધર્મવિચારોનો પ્રચાર

૧. જંગલી લોકોને વશ કરનાર મુખ્ય સેનાધિપતિ

પામી જાપાની લોકોની જ્ઞાન મેળવવાની સાધારણ તરસ છીપાઈ ન હોત, તો એ પરદેશીઓને દેશમાંથી હાંકી કાઢવામાં તેઓને ઓછી ફત્તેહ મળત. કૉન્ફ્યૂશ્યસના વિચારો તો **જાપ**ાનમાં ઈ. સ. શરૂ થતાં પેસી ચૂક્યા હતા, પણ **બૌદ્ધ** મતોનું જોર હતું તેટલો લાંબો વખત એ દબાયલા રહ્યા. ૧૭મા સૈકામાં કૉન્ફ્યૂશ્યસના ધર્મ વિષેનાં લખાણો છપાવી, હયેસુએ એ ધર્મનો પુનરુદ્ધાર કર્યો. એ ધર્મમાં કંઈ નવું નહોતું; પણ **જા**પાનમાં હતી તેવી પૂર્વજોની પૂજા, ને તેની સાથે તેને બંધબેસતા નીતિ વિષેના અને રાષ્ટ્રીય મતો આવતા હતા. આ વખતે એ ધર્મ રાજ્યકર્ત્તાને સ્હેલથી ગ્રાહ્ય થઈ પડ્યો; અને **જા**પાની લોકોની જુદા જુદા મતોનો સાર ગ્રહણ કરવાની વિચિત્ર રીત પ્રમાણે કૉન્ફ્યૂશ્યસ વિષેનું સાહિત્ય, **શિન્ટો** દેવમંદિર, ને **બૌદ્ધ** શિલાઓ—આ, ત્રણે મતનાં ચિહ્નો, એક ઘરમાં સાથે સાથે જોવામાં આવે એમ હતું. છેલ્લાં બે તો હજી છે, પણ સાહિત્યની દરકાર લેવાતી નથી.

**"પાંચ સંબંધ."** ૮. કૉન્ફ્યૂશ્યસમતનાં સાહિત્યનાં નવ પુસ્તકો છે, તેમાં ઘણે ભાગે નીતિનાં અને રાજકીય ખપનાં લખાણો છે; અને **ચી**ના લોકોએ તેના પર ઘણી ટીકાઓ લખી છે. જાપાનીઓ, **ચી**ના લોકોનાંજ પુસ્તકો દ્વારા લાંબો વખત સુધી કેળવણી લેતા હોવા છતાં, અને **જા**પાનનું રાજકીય બંધારણ હજી પણ ટેકવી રાખનાર મુખ્ય તત્ત્વ, માબાપ અને રાજ્યકર્ત્તાને સંપૂર્ણ તાબે રહેવાનો મત છે તે પણ **ચી**નાઓનો હોવા છતાં, આ પુસ્તકોના કોઈ પણ સારા તરજુમા કે ટીકાઓ જાપાની લોકોએ લખ્યાં નથી એ વિચિત્ર છે. બાપ ને છોકરાં, ને રાજા ને પ્રજાના આ બે સંબંધમાં કૉન્ફ્યૂશ્યસે ધણી ને સ્ત્રી, મોટા ને નાના ભાઈ, અને મિત્રોનાં મળી ત્રણ સંબંધ ઉમેર્યા. આ દરેક સંબંધને અનુકૂળ દરેકનો સદ્ગુણ છે. પણ જ્યારે **ચી**નમાં માબાપ તરફ સન્માનનો સદ્ગુણ શ્રેષ્ઠ ગણાતો હતો, ત્યારે **જા**પાની લોકોએ રાજ્યને વફાદારીનો સદ્ગુણ તેથી પણ ચઢીઆતો ગણ્યો. છતાં આ વફાદારી રાજ્ય કરતાં મંડળ કે જાતિ તરફ વધારે હતી.

**બુશિડો-નીતિશાસ્ત્ર.**

૯. કૉન્ફ્યૂશ્યસના વિચારોના અભ્યાસને પરિણામે **જા**પાની લોકોએ જે નીતિનિયમો માન્ય કર્યા તેને બુશિડોનું, એટલે બુશિ અથવા **યોદ્ધાઓના માર્ગનું**, નામ અપાયું છે. મધ્યકાલીન યુરોપમાં જેમ મોટા જમીનદારોને પોતાના હાથ નીચેના માણસો સંપૂર્ણ આધીન રહેતા, ને પોતાના હક ઈશ્વરદત્ત છે એમ માનનારા રાજાઓને, માગે તો જીવ પણ આપવા પ્રજા તાબેદાર રહેતી, તેમજ **જા**પાનમાં આ વખતે હતું; અને બન્નેમા જન્મ અને કુળની આગળ પૈસાની કંઇ ગણતરી નહોતી. પણ યુરોપ ને **જા**પાનમાં, આ સંબંધના મુખ્ય ત્રણ તફાવત હતા. **જા**પાનમાં જ્યારે આત્મઘાતનો રિવાજ હતો ત્યારે **યુ**રોપમાં દ્વન્દ્વયુદ્ધનો હતો. યુરોપના નારીસન્માનનો **જા**પાનમ અભાવ હતો; અને તેજ પ્રમાણે ધર્મનો જોસ્સો પણ જાપાનમાં નહોતો. બુશિડોનાં મુખ્ય તત્ત્વ કૉન્ફ્યૂશ્યસના વિચારોમાંથી લીધાં હતાં; તેમાં **બૌદ્ધ** પ્રારબ્ધવાદ અને **શન્ટો** ધર્મના વફાદારીનાં તત્ત્વ ઉમેરાયાં; એટલે તેને પરિણામે ઉત્તમ **સેમુરાઇ** ( ઉમરાવો ) વિદ્વાન્ અને યુદ્ધમાં કુશળ થવાનો ઉચ્ચ આદર્શ રાખવા મંડ્યા. અત્યાર લગણ યોદ્ધાઓને કંઈ પણ સંસ્કાર મેળવવાની નવરાશ નહોતી, પણ **ટો**કગવા **શો**ગનોના મજબુત રાજ્યમાં જળવાયલી લાંબી શાન્તિને પરિણામે **સે**મુરાઇને ઘણી નવરાશ મળી; તેમાંના ઘણાએ સાહિત્યના ક્ષેત્રમાં એ વખતનો ઉપયોગ કર્યો. જુદી જુદી જાતનાં સાહિત્ય કેળવાયાં, અને **બૌદ્ધ** યુગમાં જ્યારે કેળવણી ધર્મગુરુઓના હાથમાં હતી, ત્યારે હવે, એ લૌકિક અથવા સામાન્ય શિક્ષકોના હાથમાં આવી.

**જમીનદાર અને ઉંચા વર્ગોની ગોઠવણ. સેમુરાઇ લોકો.**

૧૦. રાજ્યકુટુંબની હેઠળ **સે**મુરાઇ લોકો **જા**પાની સમાજમાં પહેલા ગણાતા. પૂર્વે જેમ **હિ**ન્દુસ્થાનમાં હતા તેમ એ લોકોમાં મુખ્ય ભાગ આ પ્રમાણે હતા; પહેલો, અમલદારી અને લડવૈયાનો વર્ગ; બીજો, ખેડુતોનો; ત્રીજો, કારીગરોનો; ચોથો, વેપારીઓનો; ને છેલ્લે, સમાજના બંધારણની બહાર કેટલાક પતિતોનો વર્ગ. આ છેલ્લાની અંદર જેવા પહેરિયા ને જ્ઞાતિ બહારના માણસો

હિંદુસ્થાનમાં છે તેવા કેટલાક માણસમાં પણ નહિ ગણાનારા લોકોનો સમાવેશ થતો. બાપદાદાના ધંધાઓને લોકો ઘણુંખરૂં વળગી રહેતા. પણ ઇજીપ્ટ (મીસર) કે હિંદમાં જેવાં જ્ઞાતિનાં બંધારણ સખ્ત થઈ ગયાં છે તેવાં ત્યાં બૌદ્ધ ધર્મથી થએલી સારી અસરને લીધે ભાગ્યેજ થવા પામ્યાં હતાં. અમલદારી ને લડવૈયાના વર્ગની અંદર ઉમરાવો અને તેમના આશ્રિતો આવી જતા હતા. આ બધા સેમુરાઇ કહેવાતા; તેમને ચોખાની, બાપીકી આવક મળતી. તેઓ બે તરવારો ધારણ કરતા, કરમાંથી બાતલ હતા, ને સૌથી વધારે નવરા હોવાથી, કેળવાયલો વર્ગ તેમનો બનેલો હતો. તેમનાં ૪,૦૦,૦૦૦ કુટુમ્બો હતાં એટલે આશરે વીસ લાખ માણસો હતાં. ડાઇમ્યોસનાં લગભગ ૨૯૨ કુટુમ્બો હતાં. ગોરો કે ધર્મગુરુઓનો ધંધો કરનારાઓનો ખાસ વર્ગ નહોતો. ગમે તે માણસ ધર્મગુરુ થઈ શકતો ને ઘણાએ સેમુરાઇ માથું બોડાવી કંઈ કંઈ કારણોને લીધે વૈરાગ્ય લેતા. પણ ધર્મગુરુઓની પદવી સેમુરાઇના જેટલીજ ઉંચી હતી ને તેમની માફક તેમના જીવનનો આધાર પણ બાકીના લોકોની મહેનત પર હતો. કેટલાએક ભાગોમાં સેમુરાઈને ખેતી કરવા દેવામાં આવતી હતી, પણ કોઇએ ઠેકાણે વેપાર કે હુન્નરમાં એમને પેસવા દેવામાં આવતા નહોતા; એટલે એ બધા લોકોનો ભાર બાકીના લોકોને બને તેટલો વેઠવો પડતો. એ લોકોનો ઉદ્યોગ માત્ર લડાઈનોજ હતો, અને લડાઈ તો ટોકગવા શોગનોના વખતમાં શાન્તિ હોવાથી થતી નહોતી; એટલે ભાગ્યેજ એમનું નીતિબળ ચીતરવામાં આવે છે એવું સારૂં રહ્યું હશે.

**બીજા વર્ગો.** ૧૧. સામાજિક બંધારણમાં વેપારીઓની નીચી પદવી—એ એક બીજી નોંધ લેવા લાયક વાત છે. ગ્રીસમાં જેમ પ્રાચીનકાળમાં ઉંચા વર્ગના લોકો વેપાર તરફ તિરસ્કારની દૃષ્ટિ રાખતા હતા તેમ જાપાનમાં પણ હતું, ને હજી સુધી આ તિરસ્કારની છાયા વેપારી વર્ગની નીતિ વિષેની

શાખમાં જણાઈ આવે છે. ખેડુત ને કારીગર વર્ગની સ્થિતિ પણ કંઈ વધારે સારી નહોતી; મોટા જમીનદારો ને તેમના આશ્રિતો આખી પ્રજા પર રોપ મારતા. "જેમ ખેડુતો મૂળાનો કંદ કાપી નાખે તેમ તેઓ સામાન્ય લોકોનાં માથાં કાપી નાખતા." કેટલીક વખત તો માત્ર તરવારની ધાર કેવી છે તે તપાસવા દેવા ખાતર, સેમુરાઇને ચારે વર્ણના શેઠ ગણવા, એવો હુકમ, શોગન ઇયેસુએ કર્યો હતો. "ખેડૂતો કારીગરો અને વેપારીઓથી, સેમુરાઇ તરફ જંગલી રીતેથી ન વર્તાય, અને તેઓ જરા પણ અનિષ્ટ રીતેથી વર્તે તો સેમુરાઇને તેમનો પ્રાણ લેતાં પણ અટકાવી ન શકાય." જાપાનમાં વિવેક ને માન ઘણાં જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ આજ છે; કારણ કે સભ્ય આચારનો જરા પણ ભંગ થયે, જ્યાં મોતની સજા ભોગવવી પડે ત્યાં સલુકાઈના નિયમો, દેશની પ્રજા પ્રેરણાબુદ્ધિથીજ પાળે એટલા સ્થાયી થાય તો તેમાં અસંભવિત કંઈ નથી.

**ઉંચા વર્ગો સર્વોપરિ પદ ધરાવતા હતા તે વખતની નિશાળો.**

૧૨ આ વખતે બે જાતની નિશાળો હતી. એક ખાસ સેમુરાઇના કામની હતી, બીજી (ટેરાકોયા) સામાન્ય લોકોની કેળવણીના કામમાં આવતી હતી. આમાં તેઓ મેળવી શકાય તેટલું વાચન, લેખન, ને હીસાબનું જ્ઞાન લેતા. કોઈ કોઈ વખત સેમુરાઇનાં છોકરાંઓ પણ ટેરાકોયા એટલે સામાન્ય વર્ગની નિશાળોમાં જોવામાં આવતાં હતાં. સામાન્ય શાળાઓમાં કોઇક વખત ધર્મગુરુ, તો કોઇક વખત દાક્તર, ને કોઇક વખત થોડી કેળવણી પામેલો બીજો કોઈ માણસ શિક્ષકનું કામ કરતો જોવામાં આવતો; પણ સેમુરાઇની નિશાળોમાં સેમુરાઇજ શિક્ષક થતો. પાંચમા ટોકગવા શોગને ૧૬૯૧ માં એક કૉલેજ સ્થાપી; તેમાં ૧૮૬૮ માં ફેરફારો થયા ત્યાંસુધી તે જાપાનમાં કેળવણીની મોટામાં મોટી સંસ્થા હતી. તેના નિભાવને માટે જમીન બક્ષવામાં આવી હતી; અને ભણેલા માણસો ને

શિષ્યોની હાજરીને ઉત્તેજન આપવામાં આવ્યું હતું. આનો દાખલો લઈ દરેક પ્રાન્તમાં અમીર ને મોટા લોકોએ પોતે પોતાના આશ્રિતોને માટે નિશાળો કાઢી; ને કેટલાકોએ પુસ્તકાલયો કાઢ્યાં, અને વિદ્વાન્ લોકોને ઉત્તેજન આપ્યું; પણ નવો યુગ બેસતાં જ્યાં પાશ્ચાત્ય કેળવણી દેશમાં આવી કે આ બધી સંસ્થાઓ નાશ પામી. એ સંસ્થાઓ તો માત્ર હવે ઘરડા થતા માણસોના સ્મરણપ્રદેશમાંજ વસે છે, અથવા તો ક્યોટોની બહારના કબ્રસ્તાનમાં, મહામુશીબતે ઉકલતા લેખ પરથી, જે પથ્થરને ટેરાકોયાના છોકરાઓએ ગુરુના માનમાં મૂકેલો સમજાય છે એવા મોટા કઢગા પથ્થર પર યાદ રહી છે. આમાંના કેટલાએક શિક્ષકો ઘણા લોકપ્રિય થયા હતા; બાકીના ઘણું કરી અજ્ઞાન અને કંઈક ઘાતકી પણ હતા.

**ટેરાકોયા અથવા સામાન્ય શાળાઓ.**

૧૩. દરેક શહેરમાં કેટલીક ટેરાકોયા અથવા સામાન્ય વર્ગને સારૂ શાળાઓ હતી, ને દરેક ગામમાં ઓછામાં ઓછી એક હતી; પણ તેમાંની ઘણીખરીમાં લખતાં શિખવાતું હતું. છોકરાઓ નીચા મેજો આગળ તકીયા પર વળી ૪૭ અક્ષરના દરેક, એવા બે જાપાની વર્ણક્રમો ભણવાની શરૂઆત કરતા. ચીનાઈ સાહીમાં પીંછી બોળી, હજી જોવામાં આવે છે તેમ, તેઓ એ અક્ષરો કાગળ પર લખતા, ને કાગળ ભીનો થાય તો એનોએજ પાછો સુકવીને કામમાં લેતા. આમ કરવામાં સારી પેઠે સાહી છોકરાઓના મોં ને હાથ પર લાગતી ને તેથી તે હબસી જેવા કાળા જણાતા. અક્ષરઃઘણીવાર ઘુંટાયા પછી સાફ કાગળ પર ફરી બરાબર લખાતા ને શિક્ષકને બતાવવામાં આવતા. સુધારો કરવાનો હોય, તો શિક્ષક લાલ સાહીથી કરતો, ને તેની જરૂર ન હોય તો છોકરો નવો અક્ષર લખવાનો શરૂ કરતો. જાપાની અક્ષરો તૈયાર થયા પછી માણસના નામના, જગ્યાના નામના, ને વેપારમાં ખપના સોએક ચીનની ભાષાના અક્ષરો શિખવાતા. કેટલીક વખત લેખનકળામાં છોક-

રાંઓની સ્પર્ધા રાખવામાં આવતી, ને જેના અક્ષર સૌથી સુંદર હોય તેના, ટેન્જીન દેવને[1] અર્પણ કરવામાં આવતા. લખતાં શિખવવા ઉપરાંત, અંકગણિતમાં લખોટાયંત્રોનો ઉપયોગ પણ શિખવાતો; ને કેટલીક નિશાળોમાં થોડુંક ઇતિહાસનું જ્ઞાન અપાતું. ઘણાંખરાં છોકરાંઓ બે ત્રણ વર્ષ ભણતાં; પણ કેટલાંએક છ કે સાત વર્ષ પણ નિશાળમાં ગાળતાં. છોકરાંઓની સંખ્યા પણ વત્તીઓછી જોવામાં આવતી. એક ઠેકાણે ૧૦૦ છોકરાં ભણતાં હતાં, તેમાં ૩૦ છોકરીઓ હતી. બીજે ઠેકાણે છ નિશાળો હતી તેમાં બે મળી ૫૦૦ છોકરાંઓ હતાં, તેમાં ૧૦ ટકા છોકરીઓ હતી. બીજા એક શહેરમાં જુદી જુદી સંસ્થાઓથી ચલાવાતી ત્રણ નિશાળો હતી; તેમાં મોટામાં મોટીમાં સોની સંખ્યા હતી; અને વળી બીજા એક ગામમાં બાદ્ધ ગુરુ આશરે દશેક છોકરાંને શિખવતો હતો, ને એક દાકતર પાંચથી દશ. દરેક છોકરો શિક્ષકને થોડાક શેર ચોખા આપતો, ને બીજે તો થોડાક પૈસા. છોકરાઓનું શાસન શિક્ષકના આત્મબળ પર આધાર રાખતું. શિક્ષાઓમાં, કેટલીક વખત વર્ગની સામુ કલાક ઉભા રહેવાની શિક્ષા કરવામાં આવતી, કેટલીક વખત સોટી લગાવવામાં આવતી કે બાંસુનો માર મારવામાં આવતો, તો કેટલીકવાર આંગળાં બળી જાય ત્યાંસુધી સળગતી અગરબત્તી છોકરાંઓ પાસે ઝલાવવામાં આવતી.

**સેમુરાઇ અથવા ઉંચા વર્ગોને સારૂ નિશાળો.**

૧૪. સેમુરાઇ લોકોની ત્રણ પ્રકારની શાળાઓ હતી; નવા સુધારાઓ દાખલ કરી બધું જૂનું રદ કરવામાં આવ્યું, તેની થોડોક વખત પહેલાં નિશાળોના ત્રણ ક્રમ હતા; પ્રાથમિક ને માધ્યમિક કેળવણીને સારૂ દરેક શહેરમાં શાળાઓ હતી, પણ ઉત્તમ જ્ઞાન આપે એવાં મહાવિદ્યાલયો (કૉલેજો), બહુ ઓછાં હતાં. એક

૧. જેમ હિંદમાં સરસ્વતી દેવી છે, તેમ જાપાનમાં સારા અક્ષરો ને સારી લેખનકળાના દેવનું નામ ટેન્જીન.

સારામાં સારૂં મહાવિદ્યાલય, **ચેડો**માં હતું; **બૌદ્ધ** ધર્મનાં તત્ત્વો, રસિક કળાઓ, ને શુદ્ધ **જાપાની** સાહિત્ય જ્યારે કિયેટોમાં શિખવાતાં ત્યારે **ચીન**નું જ્ઞાન સંપાદન કરવાનું મુખ્ય સ્થાન અહીંજ હતું. **સેમુરાઇ**ના છોકરાઓ છસાત વર્ષની ઉમ્મરે ભણવાનું શરૂ કરી પ્રાથમિક શાળામાં પાંચેક વર્ષ કાઢતા. પહેલાં **જાપાની** ને પછી **ચીન** દેશની ભાષાના અક્ષરો તેઓ શીખતા. મહેતાજી ભોંય પર નીચો વળી બેસતો, તેની આસપાસ છોકરાઓ પણ તેમજ બેસી **ચીન**ની ભાષાના અક્ષરોનો ઉચ્ચાર શીખવાનું શરૂ કરતા. આખી ચોપડી ગોખ્યા પછી અર્થ સમજવાનું શરૂ કરતા. તે પછી ફરી એકવાર ચોપડી વાંચી તેનો સાર શિખવવામાં આવતો. આમ કંટાળો ઉપજે એવી રીતે અર્થ જાણ્યા વગર શબ્દો ગોખાવી **કૅ**.ન્ફ્યૂસ્યસની નીતિનાં ચાર પુસ્તકો, માતા પિતા તરફના તેમજ બીજા ધર્મનાં પુસ્તકો, શહેનશાહના વંશજોનાં નામ વગેરેનાં પુસ્તકો શિખવવામાં આવતાં. છોકરાઓ પોતાનાં, શહેનશાહનાં, **જા**પાનનાં પ્રાન્તો ને શહેરોનાં, ઋતુઓનાં, જુદા જુદા દેશોનાં, યુગોનાં, વર્ષોનાં એવાં નામો લખતાં શીખતા; તેઓ રાજ્યની આજ્ઞાપત્રિકાઓ વાંચતાં ને તેનો ઉતારો કરતાં શીખતા; અને અંકગણિતનું સાધારણ જ્ઞાન મેળવતા. તે ઉપરાંત, સભ્ય આચારના નિયમો શિખવવામાં બહુ વખત જતો. વર્ષમાં બેવાર પરીક્ષાઓ લેવાતી. તે વખતે **ડાઇમ્યોસ** કે કોઈ મોટા અધિકારીઓ હાજર રહેતા, અને સૌથી હોશિયાર છોકરાઓને ઇનામ આપતા. ત્યાર પછી તે છોકરાઓ માધ્યમિક શાળામાં ભણવા જતા. ત્યાં તેઓ **ચીન** ને **જા**પાનના ઇતિહાસ શીખતા, વક્તૃત્વકળા, યુદ્ધકળા, ને દેશનો નકશો શીખતા, ને તે ઉપરાંત, સરકારી તેમજ ખાનગી કાગળો જુદી જુદી રીતે કેમ લખવા તે શીખતા. અંકગણિતનું જ્ઞાન આ બધાની સાથે જરા જરા વધારે અપાતું. પણ અહીં ખાસ ધ્યાન શારીરિક કેળવણી, પટાબાજી, કુસ્તી, ધનુર્વિદ્યા, ભાલો વાપરવાની કળા, ને તરવા ને ઘોડે બેસવાની કળા પાછળ અપાતું. આ બધાંમાં લગભગ ત્રણ વર્ષ જતાં. થોડીઘણી ઉચ્ચતર શાળાઓ ને કૉલેજો

હતી. ત્યાંએ આ બધું વધારે પકકું શિખવાતું હતું, ને તેની સાથે ઇતિહાસ, અંકગણિત, ને બીજગણિતનું વધારે ઉંચા પ્રકારનું જ્ઞાન અપાતું. આટલે સુધીની કેળવણી લેનારા નહિ જેટલી સંખ્યામાં હતા, પણ પ્રાથમિક શાળામાં મળે એટલું સાધારણ જ્ઞાન સુદ્ધાં જેણે ન લીધું હોય એવો કોઈએ સેમુરાઇ ગૃહસ્થાશ્રમમાં નહોતો રહી શકતો. નિશાળ રોજ ૭ કલાક ચાલતી, પણ આખા વર્ષમાં ઉપરાઉપરી તહેવારોની સંખ્યા ઘણી મોટી આવતી હતી. છોકરાઓ પર દાબ સખ્ત હતો. મોડા આવનારને આખો દહાડો નિશાળ બહાર કાઢી મૂકવામાં આવતા, ને નિશાળની અંદર આવ્યા પછી નિશાળ બંધ થયા વગર છોકરાઓને બહાર જવા દેવામાં આવતા નહોતા. રેશમના કકડા, ખડીઆ, લખવાની પીછીઓ વગેરે વસ્તુઓ ઇનામ તરીકે આપવામાં આવતી હતી; ને શિક્ષાઓમાં, નિશાળમાં રોકી રાખવાની, ચાબુક મારવાની, લખવાનું મેજ માથા પર મૂકી આગળપાછળ ફરવાની, અને મોકસા એટલે એક જાતના છોડનાં છુંછાં આંગળાં પર મૂકી તેને બાળવાની શિક્ષાઓ સાધારણ રીતે ફરમાવવામાં આવતી હતી.

**શિક્ષણની સખતાઈ.**

૧૫. આ પ્રમાણે શારીરિક કેળવણી લીધા ઉપરાંત, સેમુરાઇ લખતાં, ગણિતમાં લખોટાયંત્ર વાપરતાં, જાપાનનો ઇતિહાસ ને રાજ્યની આજ્ઞાપત્રિકાઓ વાંચતાં, ને ચીનનું કેટલુંક નીતિ વિષેનું, રાજકીય, અને ઐતિહાસિક સાહિત્ય ગોખવાનું શીખતા. "**જાપાન મેલ**" નો લેખક કહે છે તેમ, એ આખી પદ્ધતિથી લેખનકળામાં પ્રવીણતા મળતી, **ચીન** ને **જાપાન** એ બે **એશિઆના** દેશોનું સારૂં જ્ઞાન મળતું, અને સ્મરણશક્તિની કેળવણી બહુ સારી થતી. એ લીધાથી યુવક આજ્ઞાંકિત થતો, ઉપરીઓને માન આપતો, અને માબાપ ને રાજા તરફ એટલું બધું માન ધરાવતો કે એનો સ્વાશ્રય પણ જતો રહેતો. એથી, એ શરીરે મજબુત ને તનદુરસ્ત બનતો, પહેલવાન ને યોદ્ધા બનતો, અને દુઃખ સહન

કરતાં, ને મોતને તુચ્છકારતાં શીખતો. પ્રાચીન **સ્પાર્ટા**ની પેઠે સહનશીલતાની કેળવણી બહુ સખ્ત અપાતી, કારણ કે એ બાબતમાં શાળાના શિક્ષણને ઘરની કેળવણી મદદ આપતી. છોકરાઓને લોહીના દેખાવો જોવાની ટેવ પાડવામાં આવતી, ફાંસીએ ચઢતા માણસો દેખડાવવામાં આવતા, અને ઘણા નાના છોકરાઓની હીંમત તપાસવા, ફાંસીને ઠેકાણે મધ્ય રાત્રે જઈ ત્યાંથી એકાદ માથું ઉપાડી લઈ આવવાનું તેમને ફરમાવવામાં આવતું. પેટમાં ખંજર મારી, દેશના નિયમ પ્રમાણે મરવું પડે તો ટુંક વખતમાં કેવી રીતે આત્મઘાત કરવો એ પણ તેમને બતાવવામાં આવતું. અહીં કહેવું જોઈએ કે **સેમુરાઇ**ને દેશના દેવો ને પોતાના પૂર્વજોને માન આપવાનું શિખવવામાં આવતું હતું, છતાં **ચીન**ના તત્ત્વવેત્તાઓના અજ્ઞાતવાદથી દોરવાતા હોવાથી તેઓ ધર્મમાં પરદુનીઆમાં માનતા નહોતા; તેથી સ્વર્ગની આશા કે નરકનો ડર તેમનાં કર્મો પર કોઈ પ્રકારની અસર કરે તેમ નહોતું. વર્તન અને શરીરની કેળવણીનું તેમને મુખ્ય શિક્ષણ અપાતું હતું; બુદ્ધિવિકાસ પર લક્ષ ઓછું અપાતું હતું.

**શિક્ષકો.**

૧૬. આ કેળવણી મફત અપાતી હતી. કોઈક વખત છોકરાઓ શિક્ષકોને ભેટ આપતા. સાધારણ ખરચ, સરકાર અને અમીર લોકોને માથે પડતો. છોકરાઓમાંના કેટલાક પોતાને ઘેર રહેતા ને કેટલાક શિક્ષકને ઘેર તેના કુટુમ્બના માણસ તરીકે રહેતા. શિક્ષકના કામની કીંમત પૈસામાં ગણી શકાય તેમ નહોતું; કારણ કે તેમાં કંઈક ધાર્મિક ભાવ હતો ને શિક્ષક તે શિષ્યના "મનનો પિતા" ( એટલે કે તેમના વિચારોને જન્મ આપનાર—મન કેળવનાર ) કહેવાતો. એના તરફ જે પ્રેમપૂર્વક માનની લાગણી રાખવામાં આવતી, તે માત્ર સગા બાપ તરફ હોય તેથીજ ઉતરતી. પણ એનામાં જે ખામી હતી, તે, વિચારોજ નહિ કેળવી શકવાની હતી. છોકરો પોતાની મેળે વિચાર કરી શકે એવું શિખવે તો તો શિક્ષકે પાપ કર્યું ગણાય.

એનો મુખ્ય ધર્મ છોકરાઓ પાસે ગોખાવી તેમનાં મગજમાં ભરાય તેટલું ભરવાનો હતો. એ આવું શિખવતો છતાં છોકરાઓ એનો આભાર માનતા, ને ઘણીવાર શિક્ષક ને શિષ્યના સંબંધ બહુ ગાઢ રહેતા. હાલના, પૈસા પેદા કરવાને ધંધો કરનારા શિક્ષકોના વખતમાં આવા સંબંધ ભાગ્યેજ જોવામાં આવે છે. કહેવાની જરૂર નથી કે એ શિક્ષકો શિક્ષણના વિષયમાં કેળવાયલા નહોતા; જ્ઞાન એમનામાં હોય પણ બીજાને તે આપવાની આવડત બધામાં નહોતી, ને ધંધા તરીકે શિક્ષણ આપનારની સંખ્યા પણ નહિ જેવી હતી.

**સ્ત્રીકેળવણી.**

૧૭. ઘણીખરી ટેરાકોયામાં છોકરીઓની ઠીક સંખ્યા થતી. શહેરની છોકરીઓને લખતાં વાંચતાં આવડે તો તે દેખીતુંજ લાભકારક હતું; કારણ કે જરૂર પડે તો પરણ્યા પછી પોતાના ધણીના ધંધાની દેખરેખ રખાય. ઘણી છોકરીઓને ભરવાનું શિખવાતું, ને ખેડુતની છોકરીઓને વણતાં શિખવાતું. સેમુરાઇની છોકરીઓને સારૂ, કેટલીક ખાસ નિશાળો હતી તેમાં તેમને થોડું **ચા**નની ભાષામાં લખતાં, ને પટા ખેલતાં શિખવાતું. પણ ઘણે ભાગે ઉપલા વર્ગની છોકરીઓને ભણાવવા શિક્ષકો ઘેર રાખવામાં આવતા. તેમની મારફતે, છોકરીઓને લેખન, સંગીત, કાવ્યરચના, ફૂલોની ગોઠવણ, અને સભ્ય આચારના નિયમો શિખવાતાં. કેટલીક છોકરીઓ **ચીન**નાં સાહિત્યનો અભ્યાસ કરતી. કંઈ આત્મરક્ષણને માટે તો કંઇ પોતાનાં સંતાનને કેળવી શકાય એવા હેતુથી પટાબાજી પણ એમને શિખવાતી. તે ઉપરાંત, જરૂર પડે તો ખૂબીથી આત્મત્યાગ કેવી રીતે કરવો તે પણ છોકરાઓની પેઠે એમને શિખવાતું. પણ બુદ્ધિની કેળવણી ભાગ્યે અપાતી; કૉન્ફ્યૂશ્યસ કહેતો, "મૂર્ખ સ્ત્રી હોય તે નીભે પણ ભણેલી સ્ત્રી તો કુટુમ્બમાં શ્રેયસ્કર ન થતાં શાપસમાન થઈ પડવાનો સંભવ વધારે રહે છે."

**પરદેશીઓને દેશમાં પ્રવેશની છૂટ.**

૧૮. જ્ઞાનને ઉત્તેજન આપી, **શોગ**નો અજાણતાં પોતાને હાથેજ પોતાનો નાશ આણતા હતા. એમના રાજ્યથી દેશમાં લાંબો વખત શાન્તિ રહી; તેને પરિણામે, ભણેલા માણસોનું જોર વધતું ગયું, ને તેમને ઇતિહાસત પાસતાં માલૂમ પડયું કે **શોગ**નો હક વગર રાજ્ય પચાવી બેઠા હતા. શહેનશાહો દેવોના વંશના હતા, એટલે **શોગ**નોનો તેમ પણ હક નીભી શકે તેમ નહોતું. કૉન્ફ્યૂશ્યસ ધર્મમાંથી પણ તેઓ રાજકુંવર તરફ આજ્ઞાંકિત રહેવાનું શીખ્યા હતા. પોતાના પૂર્વજોમાંનોજ એક, કોઈ **ટોક**ગવા **શોગ**નનો પણ હોવો જોઈએ, તો પછી તેની સત્તા સર્વોપરિ શેની રહે એમ માની ઉમરાવો અદેખાઈ સુદ્ધાં કરતા. આવાં કારણો એકઠાં થઈ શહેનશાહની તરફેણમાં અને **શો**ગનની વિરુદ્ધ ઉમરાવો તૈયાર થતા હતા; પણ ૧૮૪૧ સુધી **શોગ**ન રાજ્યને આની ભીતિ નહોતી. એ વખત આવતાં ભણેલા લોકોના આ વિચારો **સે**મુરાઇમાં ફરી વળ્યા હતા, ને પરદેશીઓની મદદ વગર પણ ઘણુંખરું શહેનશાહને પાછો સત્તામાં સ્થાપી શકાત. તેટલામાં ૧૮૫૩—૫૪ માં સલાહ કરવાને, અને દરીઆના તોફાનમાં સપડાયલા ખલાસીઓ તરફ સારી વર્તણુક રાખવાનો બંદોબસ્ત કરવા **અ**મેરિકાથી **પે**રી નામનો એક લશ્કરી અમલદાર આવ્યો. **અં**ગ્રેજ, **ફ્રેં**ચ, અને **ર**શિઅન લોકો એક પછી એક આવ્યા, અને **શોગ**નરાજ્ય એમને આવતા અટકાવી પણ ન શકયું, તેમજ એમના તરફ ડાઇમ્યોએ પાળવા જોઇતા કોલકરાર પણ પળાવી ન શકયું. આથી, બધાને કાબુમાં રાખી શકે એવી સર્વોપરિ સત્તા **જા**પાનમાં જોઈએ, એવી માગણી પરદેશીઓએ કરી. આથી જુવાન શહેનશાહના હાથ નીચે **જા**પાનનું ૧૮૬૭—૬૮ માં એકીકરણનું કાર્ય ત્વરિત થયું: **મૈજિ** અથવા "સુધારાના રાજ્ય" નો યુગ જાપાનમાં આ વખતથી શરૂ થાય છે. **શો**ગનરાજ્ય જતાં કૉન્ફ્યૂસ્યસનો ધર્મ પડી ભાગ્યો ને **શિન્ટો** ધર્મ જય પામ્યો. ભણેલા લોકોને ફત્તેહ મળી ને તેમાંના કેટ-

લાકે પરદેશીઓને હાંકી કાઢવાનો વિચાર કર્યો, પણ નવું રાજ્ય ચલાવનાર અધિકારીઓ સમજતા હતા કે જે લાંબો વખત **જા**પાન બીજા દેશોથી અલગ રહ્યું હતું તેમાં તે ઘણું પાછળ પડી ગયું હતું, ને પાશ્ચાત્ય પ્રજાઓને જોરથી હાંકી કાઢવાનું બની શકે તેમ નહોતું. બીજો રસ્તો, તે પ્રજાઓની શક્તિનાં ગુપ્ત કારણો શોધી કાઢી, રાજ્યને બચાવવા યુરોપના સુધારા ને યુરોપની કળાઓ દાખલ કરવાનો હતો. બન્યું પણ એવું હતું કે પરદેશીઓના આવવાથી દેશમાં ઐક્ય તરફ વલણ વધ્યું હતું, ને આગબોટો, તારો, હથિયારો વગેરે, ઐક્ય વધારી શકે એવાં સાધનો પણ તે લોકોએ આણ્યાં હતાં. આ બધાં હથિયારોની મદદથી મુખ્ય સત્તાનું બળ ઘણું વધી ગયું; ને ઘણીજ ટુંક મુદ્દતમાં સુધારાવધારાથી જોઈએ તેમ દેશ ફેરવાઈ ગયો. આ થતાં, થોડીઘણી તો લડાલડ માંહોમાંહ્ય થઈ હતી, છતાં ભાગ્યેજ આવું મોટું રાજ્યપરિવર્તન આટલા થોડા શ્રમથી કોઈ પણ કાળે થઈ શકે છે.

## ૨. ૧૮૫૩ થી ૧૮૭૧ સુધીના સંક્રાન્તિકાળમાં કેળવણી.

**નાગાસાકીમાં વસેલા ડચ લોકોની દેશમાં અસર.**

૧૯. રાજ્યમાં આ ફેરફાર થતો હતો તે દરમ્યાન, તેના આગલા બે સૈકા સુધી ગુપ્ત રીતે કામ કરતી શક્તિઓ હવે પ્રજાની કેળવણીનું સ્વરૂપજ બદલી નાખવામાં ધીમે ધીમે ખુલ્લી માલૂમ પડવા માંડી. **જા**પાનમાં ફેરફારો ઘણા જલદીથી થયા; પણ તેને માટે છેલ્લા બે સૈકા થયાં કંઈક વિદ્વાનોએ, તો કંઈક **ના**ગાસાકીમાં રહેનાર **ડ**ચ લોકોના બુદ્ધિબળે પણ તૈયારી કરી હતી. **જા**પાન બંધિયાર અવસ્થામાં હતું તે બધો વખત **દે**શિમાના નાના ટાપુમાં ડચ વેપારીઓએ પોતાનો પગ રાખ્યો હતો; તેમની મારફતે **યુ**રોપનાં વિજ્ઞાન ને **યુ**રોપની કળાનું સાધારણ જ્ઞાન **જા**પાનમાં દાખલ થયું હતું. પ્રોફેસર **ચે**મ્બરલેન કહે છે તે પ્રમાણે, કાચ, મખમલ, ઊનનું વણાટકામ, ઘડીઆળો, દુર્બીનો

વગેરે વસ્તુઓ ઉપરાંત આશરે ૧૬૭૦ માં તરજુમો થએલી ઈસપની કલ્પિત વાર્તાઓ જેવી કેટલીક છૂટી છવાયી ચોપડીઓ, ડચ લોકોની પાસેથીજ જાપાનીઓએ મેળવી હતી. નવી ચોપડીઓ દેશમાં આવે તેના પર જાપતો હતો; ને તે જેની પાસે હોય તેને મોતની શિક્ષા ફરમાવી શકાતી. એમ હતું છતાં ૧૬૫૦ થી ૧૮૫૦ સુધીમાં છૂપી રીતે કેટલાક ખરા જિજ્ઞાસુ લોકો, સમજી શકે એટલી ડચ ભાષા શીખતા, અને નાગાસાકીના ડચ લોકોના વાસમાંથી ઘણે ખરચે મેળવેલાં પુસ્તકો, અથવા છાપેલી વેચાતી ન મળે તો હસ્તલિખિત પ્રતો વાંચતા. આમાં વૈદક ને યુદ્ધકળાના સંબંધનાં ઘણાંખરાં પુસ્તકો વાંચવાનું જાપાની લોકોનું મન થતું.

**ડચ જ્ઞાન.**

૨૦ આઠમા **ટો**કગવા **શો**ગને આશરે ૧૭૨૦ માં વધારે ઉદાર વૃત્તિ બતાવી ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ઉદ્ભિજ્જવિદ્યા, રસાયણશાસ્ત્ર વગેરેનાં ડચ પુસ્તકો દેશમાં આવવા દીધાં; માત્ર ધાર્મિક પુસ્તકોજ બહારથી આવતાં અટકાવવામાં આવતાં હતાં. એણે અગત્યનાં પુસ્તકોના તરજુમા કરાવ્યા. ૧૭૮૩ માં જાપાની ભાષામાં ડચ વ્યાકરણ બહાર પડ્યું. વીસ વર્ષ પછી જાપાની સમુદ્રમાં **અં**ગ્રેજી ને **ર**શિઅન આગબોટો આવવા માંડી, ને પરભાષા સમજાવનારા દુભાષિયાઓએ **અં**ગ્રેજી અને **ર**શિઅનનો પણ અભ્યાસ કરવો, એવો હુકમ સરકારને કાઢવો પડ્યો. કેટલાક દેશહિતચિન્તકો દેશનું રક્ષણ કેમ કરવું તેનો વિચાર કરવા લાગ્યા. વૈદકનો અભ્યાસ કરનાર થોડા લોકો બાતલ કરતાં **'ડચ જ્ઞાન'** લેનારાનો મોટો ભાગ ઇતિહાસ ને ભૂગોળ શીખી, જાપાન નકશામાં કેટલું નાનું જણાય છે, અને **ર**શિઆએ કેટલા બધા પગપેસારા કર્યા છે, તે જોઈ આ વિષયોમાં રસ લેતો ઉત્પન્ન થતો. **શો**ગનની હમેશ ઈર્ષ્યા ધરાવનારા કેટલાક **ડાઇ**મ્યોસે આશરે ૧૮૩૭ માં ડચ યુદ્ધપદ્ધતિ ઉપરાંત, હથિયારોનાં કારખાનાં, કાપડની મિલો વગેરે પોતાના પ્રાંતોમાં આણવાં માંડ્યાં.

**સત્સુમાના** રાજકુંવરો સુધરેલાઓમાં અગ્રગણ્ય હતા; તેમણે ડચ ને **અંગ્રેજી** ભાષાઓ, અને **જાપાનનાં** ઇતિહાસ ને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપ્યું, પોતાના પ્રાંતોની સંપત્તિ વધારી લશ્કરી ખાતું સુધાર્યું, અને **જાપાન** છોડી પરદેશ જવું તે એક ગુન્હો ગણાતો હતો તેવે વખતે કેટલાક હોશિયાર છોકરાઓને **યુરોપ** ને **અમેરિકામાં** ભણવા મોકલવાની ગોઠવણ કરી. **શોગન** સત્તા પડી ભાંગવા માંડી એટલે સરકારને દુભાષિયાઓની ઘણી જરૂર પડવાથી કાયદા દેખીતી રીતે ઉંચા મૂકવા પડ્યા, ને ૧૮૬૦ માં મૂળ કાયદા વિરુદ્ધ, છેવટે ફ્રેચ, **જર્મન**, **રશિઅન**, **ડચ**, ને **અંગ્રેજી** શિખવવા શાળા સ્થાપવી પડી. ૧૮૬૫ થી ડચ ભાષાની ઉપેક્ષા થવા માંડી ને તેને બદલે **અંગ્રેજી** અગત્યનું ગણાવવા મંડાયું. પણ ડચ ભાષાએ મૂલ્યવાન સેવા બજાવી હતી, કારણ કે **મૈજિ** યુગના શરૂઆતના દહાડાઓમાં દેશની જુદી જુદી પ્રવૃત્તિઓના નેતાઓમાં, ડચ જ્ઞાનના આભારમાં આવ્યા વગરનો ભાગ્યેજ કોઈ હશે.

**પરદેશી શિક્ષકોનું આવવું.**

૨૧. છેવટે ૧૮૬૮ના એપ્રિલમાં પોતાના ઉમરાવોની સમક્ષ, જુવાન શહેનશાહે રાજ્યની સ્થાપનાનો આધાર પાંચ મુખ્ય નિયમો પર રાખવાના લીધેલા સોગનમાં એક એ હતો કે સૃષ્ટિની સર્વે દિશાઓમાંથી બુદ્ધિ મેળવવા પ્રયાસ કરવો. **જાપાનમાં**, આમાં કંઈ નવલ વિશેષ નહોતું; **જાપાનના** ભણેલા લોકો તો બહારનું જ્ઞાન લેવાની તરફણમાં હતાજ. પણ **જાપાન** જેને "દુનિયા" માનતું, તે હજી સુધી ઘણી નાની હતી; હવેથી તેમાં સારી આલમનો સમાવેશ થયો ને શહેનશાહના **સોગને**, મનુષ્યની દરેક પ્રવૃત્તિમાં હજારો શિક્ષકોને માર્ગ ખુલ્લો કરી આપ્યો. નવું **જાપાન** બનાવવાને જુદા જુદા દેશોના શિક્ષકો કામમાં લેવાયા હતા, પણ **અમેરિકન**, **અંગ્રેજ**, **જર્મન** ને **ફ્રેંચ** શિક્ષકોનો ભાગ આગળ પડતો હતો. તોપણ શરૂઆત કરનારા આગેવાનો વિષે વધુ જાણવું મુશ્કેલ છે. ડૉ.

ગ્રિફિસે સૌથી પેહેલાંમાંના એકનો હેવાલ છાપ્યો છે. નીચેની હકીકતો તેમાંથી ઘણે ભાગે લીધેલી છે.

**વરબેક.**

૨૨. હૉલેંડ દેશમાં જન્મેલો જી. એફ. **વ**રબેક નામનો માણસ પ્રથમ ઇંજિનેરનું કામ શીખ્યો હતો, ને થોડો વખત ધંધાને અર્થે **અ**મેરિકા ગયો હતો. ત્યાંથી, જ્યારે પરદેશીઓની સામેનો અટકાવ બંધ થયો, ત્યારે ૧૮૫૯ ની સાલમાં એ **જા**પાનમાં પાદરીનું કામ કરવા આવ્યો. **જા**પાનમાં એણે ૪૦ વર્ષ કામ કર્યું. પાદરીઓના ધર્મશિક્ષણ વિરુદ્ધની આજ્ઞાપત્રિકાઓ તે વખતે પણ જાહેરમાં ચોડેલી હતી એટલે પાદરીઓએ, દેશની ભાષા શીખી, મરજી હોય તેને અંગ્રેજી ભાષાનું કે સાધારણ જ્ઞાન આપી સંતોષ પામવો પડતો હતો. પણ **વ**રબેકે બે જુવાન માણસોને આપેલાં શિક્ષણથી **ના**ગાસાકીનો વડો અધિકારી (ગવર્નર) એટલો ખુશ થઈ ગયો હતો કે **વ**રબેકના હાથ નીચે પરભાષાઓ ને વિજ્ઞાનનું જ્ઞાન આપવા નિશાળ ઉઘાડવાની તેણે **શો**ગન રાજ્યને ભલામણ કરી. આ મંજુર થયે નિશાળ બંધાઈ; તે સોએક છોકરાઓથી ભરચક થઈ ગઈ. છોકરાઓને 'બાઇબલ' (ખ્રિસ્તિ ધર્મપુસ્તક) ને '**અ**મેરિકાના સંયુક્ત રાજ્યોનું બંધારણ' શિખવાતાં. તે છોકરાઓમાંના ઘણાખરા પાછળથી સરકારી નોકરીમાં મોટી જગ્યાઓ પર પહોંચ્યા હતા, ને કેટલાક **વ**રબેકના કહેવાથી **અ**મેરિકા મોકલાયા હતા. ૧૮૬૯ માં રાજ્યધાની **કિ**યોટોથી **યે**ડો—જે ત્યાર પછી **ટો**કિયો નામે પ્રખ્યાત છે ત્યાં—ગઈ ને **વ**રબેકને તે ઠેકાણે યુનિવર્સિટિ અથવા વિશ્વવિદ્યાલય સ્થાપવા, ને તે વિષે યોગ્ય સૂચનાઓ આપવા આમંત્રણ કરવામાં આવ્યું. આ ખાતર એણે કેટલાંક કાયદાનાં ને રાજ્યબંધારણનાં પુસ્તકોનાં ભાષાંતર તૈયાર કર્યાં. **વ**રબેક વિનયી હોવાથી, ને એનામાં હુંપદ ન હોવાથી, **જા**પાની લોકો એની બધા વિષયો પર સલાહ પૂછતા. એણે લશ્કર ને નૌકાને સુધારી ફરી સારા પાયા પર મૂકવા મજબૂત ભલામણ કરી. **ઇ**વાકુરાને ( ૧૮૭૧ થી

૧૮૭૩ માં ) અમેરિકા ને યુરોપ એલચી તરીકે મોકલવાની સૂચના ને વ્યવસ્થા એનાંજ ધારેલાં હતાં. વૈદકનું શિક્ષણ જર્મનોના હાથમાં મૂકવાની અને કાયદાના સુધારા ફ્રાંસના પ્રવીણ નરોને સોંપવાની તરફેણમાં મતો એનીજ સલાહથી થયા હતા. ૧૮૭૦ માં એ લખે છેઃ—

" પાશ્ચાત્ય જ્ઞાનની માગણીનો ફેલાવો મોટો છે. ઘણા લોકો તેને માટે તલપી રહ્યા છે. અમારી કૉલેજના શિષ્યોમાં અંગ્રેજી, ફ્રેંચ, ને જર્મન ભાષા શિખવવાની, દેશીઓ કેટલીક ખાનગી શાળાઓ ચલાવે છે; અને નિશાળે ગયા વગર ચોપડીઓની અને પોતાની મહેનતથી ઘણા છોકરાઓ ઘેર ભણે છે. ત્રણ મોટાં દવાખાનાઓ ને વૈદકની શાળાઓ છે; તેમાં આઠ પરદેશી દાકતરો કામ કરે છે. પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રે ચીનનાં ઊંટવૈદાંને હાંકી કાઢ્યું છે. "

**શિક્ષકો પૂરા પાડવાની રીત.**

૨૩. શરૂઆતમાં શિક્ષકો મેળવવાની સ્વાભાવિક મુસ્કેલી પડતી. જાપાની લોકોને શિક્ષિત શિક્ષકનો કંઈ ખ્યાલ નહોતો. જે કોઈ ભાષા બોલી શકે તે શીખવી પણ શકે એમ તેઓ માનતા તેથી સલાહવાળાં બંદરોમાંથી જેવા હાથ આવે તેવા માણસોને તેઓ બોલાવતા; અને જો નવો " પ્રોફેસર " પીધેલ બનીને શાળામાં આવે, કે શિખવતાં બીડી પીએ, કે છોકરાઓ સાથે સમ ખાય તો " ચહેરાવાળા પરદેશી "ની એતો વિચિત્રતા હશે એમ માની તેઓ ગઈ કરતા. વરએકની પાસે શિક્ષકોને માટે ઉપરાઉપરી માગણીઓ થતી, પણ એને પણ સારા માણસો હમેશ મળી આવતા નહોતા. રાજ્યના અધિકારીઓને લાગવા માંડ્યું કે પાદરીઓ સિવાય ભરોસો રાખવા લાયક માણસો નહિ મળે. વરએક ધર્મને વિષે ઝનુની નહોતો. એ પણ " રેવરંડ "—પાદરી સિવાયના માણસો મેળવવાને ખુશી હતો; છતાં, જાપાનમાં તે વખતે સારી વ્યવસ્થા નહોતી, ને પરદેશીને, ત્યાં જવું ભયભરેલું હતું. ઘણાં કારી

ખૂનો થતાં, અને તેથી હથિયારો સાથે રાખીને પણ દેશના મધ્ય ભાગમાં જનાર શિક્ષકો ગણ્યા ગાંઠ્યા મળતા. પરદેશી શિક્ષકો ફરવા જાય ત્યારે તેમનું રક્ષણ કરવા ૫૦ હથિયારબંધ માણસો ટોકિયો યુનિવર્સિટિ ખાતે રાખવામાં આવ્યા હતા; ને જાપાનના ગણતરીના કંઈ વિચિત્ર ક્રમ પ્રમાણે એક પરદેશી સાથે એક માણસ રહેતો, બેની સાથે ચાર, ને ત્રણની સાથે આઠ રહેતા હતા. બીજી હરકત એ હતી કે જાપાની લોકોની પરદેશી તરફ ઈર્ષ્યા ને વહેમને લીધે નિશાળોની વ્યવસ્થા કે અભ્યાસની ગોઠવણમાં તેઓ બહારનાનું કંઈ સાંભળતા નહિ. પરદેશી શિક્ષક ગમે તેટલો હોશિયાર હોય તોએ માત્ર ભાડુતી ગણાતો. પાશ્ચાત્ય પદ્ધતિઓ ને વિષયનું બીલકુલ જ્ઞાન ન હોય, છતાં જાપાની અમલદારો આ ભાડુતી નોકર ને એના શિષ્યોના કામમાં વિક્ષેપ નાખતા, ને એમને નાહિંમત કરતા.

**ટોકિયોની પહેલી યુનિવર્સિટિ.**

૨૪. શરૂઆતની યુનિવર્સિટિનાં મકાનો કાચની બારીવાળાં હારબંધ ઝુંપડાંઓ હતાં. તેમાં દેવદારનાં પાટીઆંની બેઠકો હતી. અંદર ઉઘાડા પગવાળા, ચંદન લગાવી, વાળની શિખા ઉંચી બાંધી બે તરવાર સાથે છોકરાઓ બેસતા. તેઓ કંઈ ઘાઘરા જેવું ખુલતું વસ્ત્ર નીચેના ભાગમાં પહેરતા, ને સ્લેટ ને સાહીના ખડીઆઓ કમ્મરે લટકાવતા. હજી આ દેખાવ દરેક નિશાળ આગળ જણાય છે. તેઓ બધી ઉમ્મરના હતા ને રાજ્યના દરેક ભાગમાંથી આવી અંગ્રેજી, ફ્રેંચ, ને જર્મન શાખાઓમાં ભણવા બેસતા. વાંચતાં ને તરજુમો કરતાં શીખવા આવેલા મોટી ઉમ્મરના નિશાળીઆ અર્થ શીખવાની શાળામાં બેસતા. નાની ઉમ્મરના નિશાળીઆ (તેમાં કેટલાક ૩૦ વર્ષ ઉપરના આવતા) અક્ષરમાળા, જોડણી, સંભાષણ, લેખન, ભૂગોળ, અંકગણિત, ને સાદો ઇતિહાસ શીખતા. છોકરાઓ નિશાળે આવે કે તેમને પોતાનાં લાકડાના જોડાઓ, કાગળની છત્રી, ને લાંબી તરવાર ઉંચાં મૂકવાં પડતાં, ને બદલામાં તેમને

એક લાકડાના કકડા પર તેની ચાદી મળતી. તે અને નાની તરવાર તેઓ પટા સાથે લટકાવતા. આવી અવ્યવસ્થિત સ્થિતિમાં વરએક વરસો સુધી કામ કર્યું. અડધોઅડધ છોકરાઓ નિશાળ આગળની ઝુંપડીઓમાં જમતા; પણ નવરાશના વખતમાં ને રાત્રે, તેઓ ચાહે તેમ કરતા. આ પરથી જણાશે કે યુનિવર્સિટિમાં શિક્ષણ ઘણે ભાગે પરભાષાઓનું અપાતું, ને યુનિવર્સિટિ સેમુરાઇના ઉપલા વર્ગને માટે ખાસ હતી. પણ એણે દેશમાં ઉત્સાહ ઉત્પન્ન કર્યો, ને પછીનાં વર્ષોમાં પરદેશ જનાર જુવાન માણસોને તેમના મિત્રો આ મતલબની ચીનની કવિતા ગાઈ બતાવતાઃ—

"દૃઢ સંકલ્પ કરી જુવાન માણસ પોતાનો દેશ છોડે છે; એ જો જ્ઞાન સંપાદન ન કરી શકે તો મરે તો ભલે, પણ એણે કદી પાછા ન આવવું જોઇએ."

**૧૮૭૨ નો એક પ્રાંતિક શાળા.**

૨૫. આની સરખામણીમાં પ્રાન્તોમાં શાળાઓનું એક ચિત્ર ડૉ. ગ્રિફિસ આપે છે. એની નિશાળમાં ૮૦૦ એક છોકરાઓ હતા, તેમાંના કેટલાક બેત્રણ વર્ષ થયાં દેશીઓની પાસે અંગ્રેજી શીખતા હતા. વૈદકની શાખામાં ડચ પુસ્તકોની સંખ્યા સારી હતી, લશ્કરી શાળામાં તે વિષેની પરદેશની, મુખ્યત્વે અંગ્રેજીમાં ચોપડીઓ હતી, અને નિશાળના સાધારણ ખપનાં અંગ્રેજી ને અમેરિકન પુસ્તકોનો જથો સારો હતો. શિખવવાનો ઉત્સાહ ધીમે ધીમે વધતો જતો હતો. ડૉ. ગ્રિફિસ કહે છે કે હું રોજના ૭ કલાક નિશાળમાં શિખવતો. તે ઉપરાંત, કેટલાક જુવાન માણસો, દાક્તરો, શિક્ષકો, અને શહેરીઓ જુદા જુદા વિષયો ચર્ચવા સાંજરે ઘેર આવતા. ત્યાં વાતચીતની રીતથી ને નકશાઓની મદદથી બરાબર સમજુતી અપાતી; જ્ઞાન ઉપરચોટીયા મળતું પણ અસરકારક રીતે વધારે અપાતું; કારણ કે શ્રોતાજનોને વચમાં ગમે તેવા પ્રશ્નો પૂછવાની છૂટ હતી. ડૉ. ગ્રિફિસ પાછળથી કહે છે કે એ ફુકુઇમાં ગયો પછી ત્રણજ દહાડાની અંદર લડા-

ઈની આગબોટોને પાણી નીચે ખાણો તૈયાર કરી કેવી રીતે નાશ કરી શકાય એ પ્રશ્નનું સમાધાન એની પાસે માગવામાં આવ્યું હતું.

**લશ્કરી રહેણીઓનાં ચિહ્ન.**

૨૬. **મૈજિ** એટલે સુધરેલા યુગ પહેલાં ૪૦ વર્ષ અગાઉ કેટલાક જુવાન લોકોને તેમના અમીરોએ–શેઠોએ શિક્ષણ સમાપ્ત કરવા ચેડા મોકલ્યા હતા. ત્યાં ફ્રેંચ અમલદારો કેટલાક જાપાનીઓને કેળવણી આપતા હતા, તે તેમણે જોયું. જ્યારે ફ્રેંચ લોકોને નકશા કાઢતાં અને બીજું બધું આવડતું હતું, ત્યારે જાપાનીઓ માત્ર પોતે બળવાન્ કેમ થવું અને તરવારથી ક્યાં ને કેવી રીતે ઘા કરવો તેનોજ વિચાર કરતા હતા. આ તફાવત ગએલા માણસોમાંના એકની નજરે પડ્યો. એણે ઘેર જઈ પોતાના ડાઇમ્યોને આ હકીકત કહી. આ પરથી તેણે પોતાના હવા ખાવાના બંગલાને, અમલદારોને કેળવણી આપવાની નાની નિશાળ બનાવી, તેને કેટલાક સેમુરાઇના હાથ નીચે મૂકી. હજી એ શાળામાં માધ્યમિક કેળવણી અપાય છે, ને એનો જૂનો ઘરડો થએલો પ્રયોજક તે પર દેખરેખ રાખે છે. હવેના છોકરાઓ ગમે તેવો બેડોળ ને નાનો મોટો પહેરવેશ પહેરતા નથી, છતાં હજી તેમની ચોપડીઓ ને ચવેણું લશ્કરી ઝોળણામાં લઈને તેઓ આમતેમ ફરે છે. આ વર્તણુક તેમની નિશાળની શરૂઆત કેવી રીતે થઈ તે યાદ કરાવે છે. ત્યાંના ઘણાખરા છોકરાઓ લશ્કર ને નૌકામાં નોકરીએ દાખલ થયા છે; તેમની તરફથી મળેલાં વહાણો ને લડાઈની જીતોનાં ચિત્રોથી મકાન શણગારવામાં આવ્યું છે. હાલના નવા વિષયોથી અજ્ઞાન એજ, જૂનો, શાળાનો મુખ્ય અધિકારી પિતૃપ્રેમથી હજી ત્યાં દેખરેખ રાખે છે ને કેટલાક છોકરાઓને પોતાને ઘેર જમાડે પણ છે.

**બીજા પરદેશી શિક્ષકો.**

૨૭. વરએક નોકરીમાંથી ૧૮૭૭ માં નિવૃત્ત થયો ત્યાર પછી, પાદરીઓનાં કામ પર દેખરેખ રાખવામાં એણે બાકીનો વખત કાઢ્યો. પોતાનાં કરેલાં તેમજ પારકાની પાસે કરાવેલાં કામોથી **જા**પાનના ઉત્કર્ષ પર એણે જેટલી અસર કરી છે તેટલી, એ સંક્રાન્તિયુગમાં બીજા કોઈ પરદેશીએ કરી નથી; કારણ કે એના સૂચવ્યા પ્રમાણે બહારદેશ એલચીઓ મોકલવામાં આવ્યા હતા. એલચીઓનાં એક મંડળને ખાસ કેળવણી પર લક્ષ આપવાનું હતું. તે મંડળના બહારના અભ્યાસથી દેશને ઘણો લાભ થયો. ત્યાર પછી કેટલાક **અં**ગ્રેજ, **અ**મેરિકન, અને **જ**ર્મન લોકોએ કેળવણીમાં સારૂં કામ કર્યું હતું. તેઓનાં નામ જુદા જુદા દેશોની ચોપડીઓમાંથી છૂટાં છવાયાં નીકળી આવે છે. **જા**પાનીઓ પોતે તો જેમ બને તેમ પરદેશી નોકરોનાં નામ ને તેમનું કરેલું કામ છૂપાવે છે. **સેં**ટ **લુ**ઈના પ્રદર્શનમાં મૂકેલા કેળવણીના સરકારી હેવાલમાં શરૂઆતના એકાદએ **ચી**ના લોકો સિવાય એક પણ પરદેશીનું નામ ગણાવવામાં આવ્યું નથી. આ પરથી કોઈ એમ કયાસ કરે કે કેળવણીનું બધું બંધારણ **જા**પાની લોકોની મગજશક્તિમાંથીજ નીકળ્યું હશે.

**જાપાની લેખકોની કેળવણી પર અસર.**

૨૮. પરદેશી શિક્ષકો ઉપરાંત, બીજું પણ કેળવણી આપનારૂં એક બળ કામ કરતું હતું. પચાસ કે તેથી પણ વધારે વર્ષ પહેલાં પાશ્ચાત્ય કેળવણીના હીમાયતીઓનું માનવું એવું હતું કે **હિં**દમાં જો ઉપલા વર્ગોને કેળવણી સારી અપાશે તો તેઓની મારફતે જનસમાજના સમૂહમાં પણ કેળવણીનો ફેલાવો થશે. આ આશા, અહીં તો માત્ર આશાજ રહેતાં **જા**પાનમાં ખરેખરી સફળ થઈ છે. ત્યાં જેમણે જ્ઞાનનો પ્રકાશ મેળવ્યો તેમણે બીજાઓમાં પણ તે ફેલાવ્યો છે. નવા વિચારો વધારવાને છાપાંમાંથી સંખ્યાબંધ તરજુમા ને બીજાં પુસ્તકો બહાર

નીકળ્યાં છે. ઇવાકુરાના મોકલેલા એલચીઓએ પાછા આવીને લોકોની આંખો ખોલવા સારૂ જુદા જુદા રાજ્યોના ઇતિહાસનાં, કેળવણીનાં, રાજકીય, આર્થિક, ને લશ્કરનાં બંધારણો વિષે સમજુતી આપનારાં ઘણાં પુસ્તકો છપાવ્યાં; અને પરદેશ જઈ આવેલા ઘણા દેશીઓએ પશ્ચિમના સુધારાના ઉત્સાહથી હેવાલો લખ્યા.

**ફુકુઝવા.**

૨૯. આ બધા લેખકોમાં એક સૌથી આગળ પડતો હતો—મિ. ફુકુઝવા. એનો જન્મ ૧૮૩૫માં હતો. એ સેમુરાઇ હતો. ગરીબ ને માબાપ વગરની અવસ્થામાં વૈદું શીખવાનો ડોળ કરી એ થોડું ઘણું ડચ શીખ્યો. પણ યોકોહામાના વેપારીઓની ભાષા તો અંગ્રેજી હતી એમ જાણી એ નાઉમેદ થયો. અંગ્રેજી પણ એ ભણ્યો ને અમલદારોને પારકી ભાષાઓ સમજાવવામાં એ એટલો બધો ઉપયોગી નીવડ્યો કે ૧૮૬૦ માં જ્યારે અમેરિકા એલચીઓ મોકલાયા, ત્યારે એને પણ એલચી તરીકે મોકલવામાં આવ્યો હતો. ત્યાર પછી એણે સરકારી કોઈ પણ નોકરી લીધી નથી; તેમજ ઉમરાવનો ખિતાબ આપવામાં આવ્યો તે પણ એણે સ્વીકાર્યો નહિ. એક ખાનગી મહેતાજી, લેખક, ને ભાષાંતર કરનારનું કામ એ વધારે પસંદ કરતો હતો. વીજળી કેમ તૈયાર કરવી, તોપ ગોળાઓ કેમ બનાવવા, ભૂગોળ ને સૃષ્ટિવિજ્ઞાન કેમ ભણવાં—એ બધું દેશીઓને શિખવવું એને ગમતું; તે ઉપરાંત, પૈસો પેદા કરવાને કામમાં આવે એવું પરદેશની સંસ્થાઓનું જ્ઞાન એ આપતો, પોતાને માટે માન રાખી સારી જિંદગી ગાળવાનો ઉપદેશ કરતો, અર્થ વગરના જૂના રીવાજો નાબુદ કરવાનું કહેતો, ને પોતે તજી દીધેલા સેમુરાઇના હકોનાં ઉદાહરણ આપી જાતિઓનો ભેદ કાઢી નાંખી આખી પ્રજામાં સુખ ફેલાવવા ઇચ્છતો. જ્યારે ઘણા લોકો એમ કહેતા કે જાપાની ભાષામાં જાહેર ભાષણો આપી શકાય તેમ નથી, ત્યારે ફુકુઝવાએ પોતે પરભાષાના શબ્દોના સ્વભાષામાં નવા શબ્દો યોજી કાઢી

પોતાની ભાષામાં બોલવાની પદ્ધતિ દાખલ કરી. ૩૩ વર્ષની મુદતમાં એની ચોપડીઓની સાડાત્રીસ લાખ પ્રતો ખપી ગઈ હતી. તે ઉપરાંત, એ એક વર્તમાનપત્ર ચલાવતો હતો ને એણે એક નિશાળ ઉઘાડી હતી, તે એટલી લોકપ્રિય થઇ પડી અને એટલી અસરકારક નીવડી કે અત્યારે રાજ્ય-કારભાર ચલાવનારા યુવકવર્ગમાંના અડધા ઉપરાંત માણસોની બુદ્ધિનો એ પિતા કહેવાય છે. હિંદુસ્થાનમાં ધર્મના જૂના વ્હેમો સામે લડવા જેવું અઘરૂં કામ એને કરવાનું નહોતું; છતાં, વેપારી કેળવણી સામે તિ-રસ્કાર ધરાવનારા ઉપલા વર્ગના બળ વિરુદ્ધ એણે કામ કર્યું હતું. ૧૮૭૪ માં **"ઉચ્ચ જ્ઞાન"** મેળવવા પશ્ચિમ કિનારા પર કૌબે જવા નીકળેલા બે-ત્રણ જુવાન માણસોનાં ઘર જૂના મતના લોકોએ પાડી નાંખ્યાં હતાં, અને તેથી પણ પહેલાં એવાજ ગુન્હાને માટે એક જણનું માથું એના જાતિ ભાઇએ ઉડાવી નાંખ્યું હતું. પણ અલગ રહેવાથી અને પારકું જ્ઞાન હસી કાઢવાની ખોટી મગરૂબીથી જાપાનનો ઉદય કેવી રીતે અટક્યો હતો તે સૂચવી, પરાજયને પડતીમાંથી દેશને બચાવવા, જે ઉચ્ચ વિચારોથી પર-દેશીઓ આબાદી ભોગવે છે તેનું ગ્રહણ કરવાનું કહી, ફુકુઝવા નિડરપણે દેશીઓની નબળાઈ ને ભૂલ બતાવી દેતો.

**જૂની પદ્ધતિનું નાબુદ થવું.**

૩૦. નીચેના માણસોએ જાગીરદારો ને મોટા જમીનદારોની નોકરી કરવાની પદ્ધતિ, દેશના ઐક્યના લાભાર્થે કાઢી નાખવાની જરૂર હતી; તે, ૧૮૭૧ ના સુધારાથી કાઢી નાંખવામાં આવી. ત્યારથી ડાઇમ્યોસ લોકો શાન્ત ખાનગી જિંદગી ગાળવા મંડ્યા, અને રાજ્યબંધારણ, પશ્ચિમની ઢબ પ્રમાણે રચવામાં આવ્યું. તેજ સુમારમાં ઇટા અને હિનિન નામના પતિત વર્ગોને સમાજમાં સાધારણ મનુષ્યોનું પદ મળ્યું. કેળવણીની પદ્ધતિ ને કેળવણીને અપાતી મદદમાં કેટલાક ડાઇમ્યોસે હજી જૂની પદ્ધતિનાં ચિહ્નો રહેવા દીધાં; છતાં ઘણાં જૂના મહેલોનો નિશાળો કે યુનિવર્સિટિનાં મકાનો તરીકે હાલમાં ઉપયોગ થતો જાય છે.

**દુનિયાના બધા ભાગોમાં એલચીઓનું મોકલવું. ઈ. સ. ૧૮૭૧.**

૩૧. ૧૮૭૧ માં સરકારે જુદાં જુદાં ખાતાં પાડયાં; તેમાં એક, કેળવણીનું હતું. તે વિષેના નિયમોનો સંગ્રહ પછીનાં વર્ષમાં બહાર પડયો; છતાં, આ વર્ષથી હાલની કેળવણીની પદ્ધતિ શરૂ થઈ એમ કહી શકાય. એજ વર્ષે રાજ્ય તરફથી જુદા જુદા એલચીઓ પરદેશ મોકલાયા; તેમાં, મિ. ટનકાને કેળવણી વિષે તપાસ કરવા મોકલવામાં આવ્યો. એણે કેળવણીના ઉપમંત્રી તરીકે કેટલાંક વર્ષો સુધી **જા**પાનમાં કામ કર્યું. **અ**મેરિકાની કેળવણીમાં, ત્યાંની સત્તાની વહેંચણીએ, જાપાનીઓનું પ્રથમ લક્ષ ખેંચ્યું; **અ**મેરિકાના સંયુક્ત રાજ્યોમાં દરેકની પોતાની પદ્ધતિ જોઇએ તેવી જુદી હતી અને મુખ્ય સરકાર તો માત્ર તેની નોંધ રાખવાનીજ સત્તા રાખતી હતી. **અ**મેરિકામાં પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા બધા એલચીઓને શ્રેષ્ઠ લાગી. **ઈં**ગ્લંડ, **ફ્રા**ન્સ, **જ**ર્મનિ પણ તેઓ જઈ આવ્યા. **જ**ર્મનિમાં ઉંચી કેળવણી ઉત્તમ પ્રકારની જોવામાં આવી. આનાં પરિણામ એ આવ્યાં કે પ્રજાકીય કેળવણી વધારવા **અ**મેરિકા, ને ઉંચી કેળવણીને સારૂ **જ**ર્મનિના ઉદાહરણ લેવાનું નક્કી થયું; પરદેશના શિક્ષકો કામમાં લેવાને **જા**પાનનાં છોકરાઓને બહાર મોકલવાનું ઠર્યું; ને કેટલાક દેશો આપતા તેવું ધાર્મિક શિક્ષણ, કે **અ**મેરિકામાં હતી તેવી ઉંચી સ્ત્રીકેળવણી એમાંથી એકે **જા**પાની લોકોને ગોઠે તેમ નથી એમ નિશ્ચિત થયું. પરદેશ ગએલા પ્રતિનિધિઓ ૧૮૭૩ માં પાછા આવ્યા, ને દેશમાં દરેક ખાતામાં ઉપરાચાપરી ફેરફાર થવાના શરૂ થયા. ધીમે ધીમે પાછી અવ્યવસ્થામાંથી વ્યવસ્થા થઈ. પણ જેમ પશ્ચિમની ઢબ પ્રમાણે સુધારા કરવાનું પહેલું કારણ લશ્કરની ને નૌકાની નબળાઈ હતી, તેમ પહેલાં બરાબર સુધાર્યાં પણ લશ્કરને નૌકાજ; અને એ એના જેટલું સામર્થ્ય હજી બીજી બધી વસ્તુઓમાં આવ્યું નથી.

## ૩. ૧૮૭૨ થી જાપાનમાં આધુનિક કેળવણી.

**૧૮૭૨ નો કેળવણીનો હુકમ.**

૩૨. એલચીઓ હજી પરદેશ છે ત્યાં તો ૧૮૭૨ માં જાપાનની કેળવણીનો પ્રથમ નિયમસંગ્રહ પ્રસિદ્ધ થયો; તેની સાથે કેળવણીના ઉદ્દેશ દર્શાવતો રાજ્યનો હુકમ નીચે પ્રમાણે બહાર પડયોઃ—

"જિંદગીમાં ફત્તેહ મેળવવા જ્ઞાન મેળવવું, એ આવશ્યક છે. દરરોજની જિંદગીને કામમાં આવે ત્યાંથી અમલદારો, ખેડુતો, વેપારીઓ, કારીગરો, વૈદો વગેરેને પોતપોતાના ધંધાને કામનું ઉંચા પ્રકારનું બધું જ્ઞાન શિક્ષણથી મેળવાય છે. નિશાળો પહેલી ખોલ્યાને ઘણો વખત થઈ ગયો, પણ (હજી સુધી) કેળવણી ખેડુતો, કારીગરો, ને સ્ત્રીઓના પ્રદેશની બહાર ગણાઈ હતી. ઉપલા વર્ગોમા પણ પોતાને કે રાજ્યને ઉપયોગમાં આવે એવું ન શીખતાં કવિતા લખવામાં ને સૂત્રો તૈયાર કરવામાં ઘણો વખત નકામો રોકાતો હતો. હવે કેળવણી પદ્ધતિસર દાખલ થઈ છે ને અભ્યાસક્રમો ફરીથી ગોઠવાયા છે. **હવેથી એવી યોજના રાખવામાં આવી છે કે કેળવણી એટલી બધી ફેલાવવી જોઈએ કે અભણ કુટુંબવાળું એકકે ગામ ન રહે, કે અભણ માણસવાળું એકકે કુટુંબ ન રહે.** અત્યાર લગણ અભ્યાસ કરનારાઓ ઘણુંખરૂં હમેશ સરકારના પરજ પોતાના જીવનનો આધાર રાખી બેસતા હતા. ખરાબ રીતને લીધે પડેલો, આ ભૂલભરેલો વિચાર છે, ને હવેથી દરેક માણસે પોતાના પર આધાર રાખી જ્ઞાન મેળવવા પ્રયાસ કરવો."

**એ વખતે કેળવણીની સ્થિતિ.**

૩૩. કેળવણીની ઉચ્ચ અભિલાષાને માટે આ લેખ પ્રખ્યાત છે. અગાઉ લોકોનો કેટલો ભાગ કેળવાયલો હતો, તે વિષે તપાસ કરતાં માલૂમ પડે છે, કે બધા સેમુરાઇ લખતાં વાંચતાં જાણતા હતા. તે વખતે ફરજીઆત લશ્કરી નોકરી હતી અને લશ્કરી નોકરોમાં ૩૦

થી ૪૦ ટકા સુધી કેળવણી પ્રસરેલી હતી; એટલે સામાન્ય વર્ગોમાં ૩૦ થી ૪૦ ટકા સુધીના લોકો કેળવાયલા હોવા જોઇએ એમ અનુમાન કરાય છે. છોકરીઓ ૧૮૭૩ માં માત્ર ૧૫ ટકાજ ભણતી હતી, છતાં પુરુષ-વર્ગનો ત્રીજો ભાગ કેળવાયો હોવાથી અને સ્ત્રીવર્ગનો છઠ્ઠો ભાગ ભણતો હોવાથી કેળવણી ફેલાવવાને માટે પાયો સારો હતો. ૧૮૭૨ નો હુકમ જાહેર થયો ત્યારે આ સ્થિતિ હતી; ને હવે એમાંની ઉચ્ચ અભિલાષા એટલે લગણ સફળ થઈ છે કે નિશાળે જઈ શકે એવા છોકરાછોકરીઓ-માંથી ૯૦ ટકા ઉપર, નીમેલા ક્રમ પ્રમાણે ભણે છે.

**૧૮૭૨ નો કેળવ-ણીનો નિયમ-સંગ્રહ**

૩૪. ૧૮૭૨ નો નિયમસંગ્રહ **ફ્રાન્સ** દેશના તેવા સંગ્રહને આધારે કરવામાં આવ્યો હતો. એ સંગ્રહ પ્રમાણે નિશાળોના આઠ જિલ્લા પાડવાના હતા ને દરેકમાં યુનિવર્સિટિ અને ઉપરી અધિકારી વર્ગ રાખવાનો હતો. આ દરેક મોટા જિલ્લાના માધ્યમિક શાળાઓ સારૂ ૩૨ ભાગ પાડવાના હતા ને તે દરેકમાં ૨૧૦ પ્રાથમિક કેળ-વણીના વિભાગો રાખવાના હતા, એટલે ૮ યુનિવર્સિટિઓ, ૨૫૬ માધ્ય-મિક શાળાઓ, અને ૫૩,૭૬૦ પ્રાથમિક શાળાઓ કરવાની હતી. આ મોટા કાર્યક્રમમાંથી ત્રીસ વર્ષે રહીને ૮ માંથી ૨ યુનિવર્સિટિઓ, ૨૨૨ માધ્યમિક શાળાઓ, અને ૨૭,૦૦૦ પ્રાથમિક શાળાઓ સ્થપાઈ હતી. તેમ આ યો-જનામાં નહિ એવી હુન્નરશાળાઓ ખોલવામાં આવી હતી. શરૂઆતમાં નવું શિક્ષણ આપી શકે એવા શિક્ષકો મેળવવાની મુશ્કેલી હતી. પ્રાચીન **ચીન**ના શિક્ષકો આ નવી પરિસ્થિતિમાં નકામા હતા; એટલે જેવા હતા તેવા દેશના શિક્ષકો નવા તૈયાર થતા સુધી ચલાવવા પડયા. ચોપડીઓની પણ એવીજ હરકત હતી. નિશાળો લગભગ ચાલતી હતી તેમજ ચાલી; પણ ધીમે ધીમે સારી ચોપડીઓના બીજી ભાષાઓમાંથી તરજુમા તૈયાર થયા. બાકી વધારે ભણેલા છોકરાઓ **અંગ્રેજી** મૂળ પુસ્તકો વાપરતા.

**કેળવણી પર જર્મન દેશની અસર.**

૩૫. ૧૮૭૨ માં શરૂઆત થયા પછી વીસેક વર્ષ કેળવણી કેવી રીતે ચાલી તેનો બરોબર પત્તો મળતો નથી. "બધું સિદ્ધ કરો" એ સૂત્રના **જા**પાની લોકો અક્ષરશઃ અનુયાયીઓ ગણાય છે, ને તેની સાથે "ગએલી વસ્તુઓ ભૂલી જાઓ" એ આજ્ઞા પર પણ એ લોકો લગભગ સરખું ધ્યાન આપે છે. આ વખતની હકીકત આપે એવી કોઈ પણ સરકારી નોંધો અસ્તિત્વમાં નથી; છતાં જણાય છે કે ૧૮૭૩ માં **ટ**નકા **અ**મેરિકા વગેરે ઠેકાણે જઈ પાછો આવ્યો, ત્યારે **ફ્રા**ન્સને માટે લોકોનું માન ઓછું થયું હતું, અને **જ**ર્મનિના આદર્શો વધારે આગળ આવવા માંડ્યા હતા. લશ્કરની કવાયત **જ**ર્મનોને સોંપવામાં આવી હતી, અને જુવાન માણસોને પણ **ફ્રા**ન્સને બદલે **જ**ર્મનિ શિક્ષણ લેવા મોકલવાનું વધારે સોંઘું અને સારૂં ગણાતું હતું. શાળોપયોગી પુસ્તકો પણ **જ**ર્મનિનાં વધારે પદ્ધતિસર લખાતાં હોવાથી **જા**પાની જેવા પરદેશીઓને, તે વધારે સુગમ થઈ પડતાં હતાં. **જ**ર્મનિની અસર આવી રીતે થતી હતી; પણ તે ઉંચી જાતનાં જ્ઞાન પર હતી. સાધારણ શિક્ષણ પર **અ**મેરિકાની અસર વધારે માલૂમ પડતી હતી, કારણ કે બહારદેશના શિક્ષકોનો મોટો ભાગ **અ**મેરિકન લોકોનો હતો. એમ છતાં કેળવણી મફત કરવાની બાબતમાં **અ**મેરિકાનો દાખલો **જા**પાન લઈ શક્યું નહિ; અને નામની પણ કેળવણી ફરજીઆત કરવામાં આવી હતી ત્યારે પણ છોકરાંઓના મોટાઃભાગ પાસેથી પૈસા લેવામાં આવતા હતા.

**ઈ. સ. ૧૮૭૨ થી ૧૮૮૪ સુધી સુધારો.**

૩૬. ૧૮૭૨ ના નિયમો સ્થાનિક અગત્યના હોય કે ન હોય, તોએ બધે ઠેકાણે જલદીથી અમલમાં મુકાવવામાં આવ્યા. એકાદવાર કેળવણીના ઉપરી મિ. મરે પાસે ફરીથી નિયમો તૈયાર કરાવવામાં આવ્યા હતા; પણ તે તો કાગળ પરજ રહ્યા. મૂળ નિયમો કર્યા

ત્યારે જુદાં જુદાં ઠેકાણાંની જરૂર વિષે બીલકુલ વિચાર કરવામાં આવ્યો નહોતો; તેથી તે નિયમોની વિરુદ્ધ લાગણી વધતી ગઈ, ને ૧૮૭૯ માં ફરીથી નવા નિયમો બહાર પાડવામાં આવ્યા તેમાં એ વિષે વધારે ધ્યાન અપાયું. આ નિયમો પણ નામના જેવાજ થયા હતા; કારણકે વાઇકાઉન્ટ ટનકાની બદલી થઈ હતી અને સ્થાનિક અગત્ય પર ધ્યાન આપી કેળવણીની વહેંચણી કરવાની પદ્ધતિવિરુદ્ધ પાછો પ્રતિધ્વનિ થવા માંડયો હતો; તેથી ૧૮૮૦ માં નિયમોનો નવો સંગ્રહ બહાર પડયો. જાપાનની કેળવણી પર આની સબળ અસર થઈ. એમાં જુદા જુદા દેશોની પદ્ધતિઓમાંથી દેશને લાભકારક હોય તેવું બધું પસંદ કરી ગ્રહણ કરવામાં આવ્યું છે. આ નિયમો પ્રમાણે પ્રાથમિક શાળાના જિલ્લાઓ અને ત્યાંનો અભ્યાસક્રમ સ્થાનિક અધિકારીઓના હાથમાં સોંપવામાં આવ્યાં હતાં. આથી નાણાંનો બોજો જુદે જુદે ઠેકાણે વધતો ગયો ને તે વિષેની ફરિયાદો બહુ થવા માંડી. તેથી ૧૮૮૪ માં એ નિયમોમાં, સાદું અને સીધું કરવાની તરફેણમાં, કંઈક સુધારો કરવામાં આવ્યો. ૧૮૭૩ માં પ્રાથમિક શિક્ષણ લેનારાં છોકરાં સોએ ૨૮ હતાં, ત્યારે ૧૮૮૩ માં ૫૧ થયાં હતાં.

**ઈ.સ.૧૮૮૬ના સુધારા.** ૩૭. ૧૮૮૫ માં રાજ્યની બધી પદ્ધતિજ ફેરવાઈ ગઈ; પ્રધાનમંડળ સુધરેલું આવ્યું અને **અરિનોરિ મોરિ** કેળવણીનો પ્રધાન થયો. એ દૃઢ નિશ્ચયવાળો હોવાથી એણે બહુ જબરી અસર કરી. વિદ્યાની પદવી મેળવ્યા (ગ્રેજ્યુએટ થયા) પછી આગળ અભ્યાસ કરવા સારૂ રાજ્યની મોટામાં મોટી યુનિવર્સિટિમાં એક ક્રમ ઉમેરાયો; શિક્ષકોની શાળામાં શીખનારાઓને મફત શિક્ષણ આપવું, અને એવા શિક્ષકોને વધારે જ્ઞાન અપાય એવી શાળાઓ સ્થાપવી એમ નક્કી થયું; પ્રાથમિક કેળવણીનો ખરચ ઘણે ભાગે છોકરાઓના શિક્ષણના લવાજમમાંથી (ફીમાંથી) નિભાવવો; સાધારણ માધ્યમિક શાળાઓ એકજ મુખ્ય અધિકારીના હાથ નીચે મૂકવી; અને

ઉચ્ચતર માધ્યમિક શાળાઓમાં યુનિવર્સિટિને સારૂ છોકરાઓ તૈયાર કરવા કે અમુક ધંધાનું શિક્ષણ આપવું એમ ઠરાવવામાં આવ્યું. અભ્યાસનો બોજો આ વખતે છોકરાઓ પર બહુ પડતો હોવો જોઈએ; કારણ કે વિજ્ઞાનની જુદી જુદી શાખાઓ શીખવા ઉપરાંત, પ્રાથમિક શાળાઓમાં **અંગ્રેજી** દાખલ કરવામાં આવ્યું હતું, ને માધ્યમિક શાળામાં ભણનારને બે પરભાષાઓ શીખવી પડતી હતી. તેમજ અત્યારે દેખરેખ રખાય છે તેવી શારીરિક કેળવણી પાછળ પણ તે વખતે દેખરેખ રખાતી નહોતી. બોજો ઘણો પડતો જણાયો તે સ્વાભાવિક હતું. ૧૮૯૪ માં બેને બદલે એક પરભાષા શીખવાનું નક્કી કરવામાં આવ્યું, અને હવે ઉચ્ચતર પ્રાથમિક શિક્ષણ આપનારી ૮,૦૦૦ માંથી ૫૩૦ શાળાઓમાં **અંગ્રેજી** શિખવાય છે.

**ઈ. સ. ૧૮૯૦ પછીનો સુધારો.**

૩૮. પ્રાથમિક કેળવણી નામની તો ફરજીઆત હતીજ; પણ ૧૮૯૦-મા દરેક છોકરૂં નિશાળે દાખલ થઈ, તેની સ્થિતિને અનુકૂળ પડે તેમ ઓછામાં ઓછાં ત્રણ ચાર વર્ષ સુધી કેળવણી અવશ્ય લે, તેમ કરવાને પગલાં ભરાયાં. તે વખતે સોએ ૪૯ છોકરાં નિશાળે જતાં હતાં, પણ ( ૧૮૯૫ નું વર્ષ બાતલ કરતાં ) ધીમે ધીમે તે પછી તે સંખ્યા વધી અત્યારે ૯૧ જેટલી થઈ છે. આંકડાની ગણતરી તપાસતાં જણાય છે કે ૧૮૮૭ ને ૧૮૯૨ ની વચમાં અભણ માણસોની–એટલે પોતાનું નામ પણ નહિ લખી શકે એવા માણસોની–સંખ્યામાં હજારે ૩૯૦ થી ૩૨૦ ના પ્રમાણમાં ઘટારો થયો છે. આમાં સ્ત્રીઓની સંખ્યા ⅔ છે. હિંદુસ્થાનમાં પુરુષો હજારે ૮૯૮ અભણ છે ને સ્ત્રીઓ ૯૯૩ છે. ૧૮૯૩-ના વર્ષ પછી હુન્નરશાળાઓ પણ ખોલવામાં આવી ને તેની અગત્ય વધતાં, તીજોરીમાંથી તેને વધારે મદદ મળતી ગઈ. પણ ૧૮૯૪–૯૫ માં **ચીનની** સાથેની લડાઈમાં **જાપાને** જીત મેળવ્યાથી, **જાપાન** પ્રકાશમાં આવ્યું ને બાકીની દુનિયા **જાપાનને** " શોધવા " મંડી; એટલુંજ

નહિ, પણ જાપાનને પણ પોતાને વિષે સમજુતી આવી ત્યારે હુન્નરશાળાઓ ખાતે એકદમ વધારે પૈસા ખર્ચાવવા મંડાયા. પ્રજાકીય ચેતનની એકદમ વૃદ્ધિ થવાથી જાપાનના લોકોને દેશ બહાર નજર ફેરવવાનું સૂઝયું, ને દુનિયાની રાજખટપટ ને દુનિયાના વેપારમાં એમનો પ્રવેશ થવાથી કેળવણીની વધારે આવશ્યક્તા લાગવા માંડી. નિશાળો ને છોકરાઓની સંખ્યા તપાસતાં, ત્યાર પછીનાં વર્ષોમાં કેળવણીની એકદમ વૃદ્ધિ થતી જણાય છે. લોકો પણ એ ખાતે ખરચમાં પોતાનો વધારે હિસ્સો આપવાને ખુશી થતા ગયા. રાજ્ય તરફની એક બીજી મોટી યુનિવર્સિટિ સ્થપાઈ; માધ્યમિક શાળાઓ વધતી અટકાવવાના કાયદા કાઢી નાંખવામાં આવ્યા; પરદેશી વસ્તુઓ વિરુદ્ધના પ્રતિધ્વનિને લીધે ઉંચી સ્ત્રીકેળવણી આપવાની હીલચાલ નરમ પડી ગઈ હતી તે પાછી જાગ્રત્ થઈ, અને શાળાઓને અંગે દાક્તરો રાખવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી. ૧૮૯૯ માં હુન્નરી કેળવણીનો આખો વિષય ચર્ચાયો, ને ૧૯૦૦ ના વર્ષમાં પ્રાથમિક કેળવણી વિષે એવો ધારો થયો કે ફરજીઆત કેળવણી છોકરાઓએ ઓછામાં ઓછી ચાર વર્ષ સુધી લેવી જોઈએ; ને તે જેમ બને તેમ મફત કરવાને હુકમો કાઢવામાં આવ્યા. આગળ જતાં છ વર્ષની મુદ્દત સુધી કેળવણી ફરજીઆત કરી શકાશે એમ ધારી નિશાળોમાં બે વર્ષનો વધારાનો શિક્ષણક્રમ રાખવાની ભલામણ કરવામાં આવી. પછીના વર્ષમાં (૧૯૦૧ માં) ઉંચી કેળવણીના ધોરણો જુદે જુદે સ્થળે એક સરખાં કરવામાં આવ્યાં; ને જુદી જુદી હુન્નરશાળાઓ નીકળવાથી, હવે માધ્યમિક શાળાઓમાં જુદા જુદા હુન્નરી વિષયો પસંદ કરવા દેવાનું બંધ કરવામાં આવ્યું. આ બધો વખત શિક્ષકશાળાઓ વધારે વધારે શિક્ષકો પૂરા પાડવાને મથી રહી હતી; છતાં સ્ત્રીશિક્ષકોના શિક્ષણની વ્યવસ્થા કરવાની જરૂરીઆત નહિ જોનારા હજી કેટલાક જિલ્લાઓ છે. છેવટે નિશાળમાં ચલાવવાની, જોઈતી ચોપડીઓ નહિ હોવાથી, કેળવણીખાતાને રાજ્ય તરફથી તૈયાર કરાવેલી ચોપડીઓ દાખલ કરવી પડી. સંક્ષેપમાં, છેલ્લાં દશ વર્ષનાં વલણ આ પ્રમાણે

છે; સાધારણ કેળવણી વધારે લોકોને આપવી તેમજ વધારે સારા પ્રકારની આપવી; ધંધાને હુન્નરના શિક્ષણની જોઈએ તેટલી સગવડો કરવી; છોકરાઓની શારીરિક સ્થિતિ પર દેખરેખ રાખવી; પરીક્ષાઓ ને સ્પર્ધા ઓછાં કરી મન પરનો બોજો ઓછો કરવો, ને શિક્ષણની જાત સુધારવી.

**કેળવણીની રીતિના સાધારણ ઉદ્દેશો.**

૩૯. આખી દુનિયાની કેળવણીની જાત જાતની પદ્ધતિઓમાંથી પસંદગી થતી હોવાથી, જુદા જુદા દેશના સલાહકારોની મદદ લેવાતી હોવાથી, ને પોતાના કારભારમાં પોતે કંઈ નવું કર્યું છે એમ નામ મેળવવાની ઇચ્છા રાખનાર રાજ્યમંત્રી વારંવાર બદલાતો હોવાથી જાપાનની કેળવણી સુધારવા અનેક પ્રયોગો અજમાવાયલા જોવામાં આવ્યા છે, ને વારંવાર ફેરફારો થયા છે તેમાં આશ્ચર્યજનક કંઈજ નથી. મુખ્ય ઉદ્દેશો દેશના નેતાઓએ સ્થાયી રાખ્યા છે. પરદેશની સામે સલાહના કે લડાઇના વખતમાં હરીફાઈમાં દેશ ટકી શકે, ને હાલની સ્થિતિએ દેશને આણનારા સદ્‌ગુણો—રાજ્ય તરફ વફાદારી, સ્વદેશાભિમાન, ને સ્વાશ્રયનાં તત્ત્વો દેશના બાળકોમાં રોપાય—એ મુખ્ય ઉદ્દેશોને સ્થાયી રાખવામાં આવ્યા હતા. એશિઆની બધી સમાજોમાં જેમ માણસ કુટુંબ પર, કે ટોળી કે જાતિ પર, કે સાધારણ જનસમાજ કે રાજ્ય પર આધાર રાખતો જોવામાં આવે છે, તેમ જાપાન પણ સ્વાભાવિક રીતે સમષ્ટિ પર આધાર રાખતું હતું; પણ પાશ્ચાત્ય પ્રજાઓના વ્યક્તિસ્વાતંત્ર્યના આદર્શની અસર સુદ્ધાં જાપાન પર થઈ હતી, અને એના રાજકારભારીઓએ સ્વાશ્રય ને સ્વતંત્રતાનો જોસ્સો દેશીઓમાં આણવા પ્રયત્ન કર્યા હતા. આમાં તેઓને માત્ર થોડીજ ફત્તેહ મળી હતી; છતાં કેળવણી લીધાથી સરકારી નોકરીનાં બારણાં ખુલે છે અને કેળવણી લેનારને એજ રસ્તો ખુલ્લો છે એમ માનવા તરફનાં હાનિકારક વલણો તેઓ અટકાવી શક્યા છે.

**કેળવણી અને સરકારી નોકરી.**

૪૦. જેમ **હિંદુસ્થાન**માં જોવામાં આવે છે તેમ **જાપાન**માં પણ એક વખતે ભણેલા માણસો સરકારી નોકરીમાં રહેવામાં માન સમજતા હતા, અને સરકારી નોકરી સિવાય તેમને બીજો રસ્તોજ જડતો નહોતો. કેળવણીનું ફળ, તે સરકારી નોકરી—એ કૉન્ફ્યૂસ્યસનો મત હતો, ને તે હજી **ચીન**માં પ્રવર્તે છે. **જાપાન**ના **સેમુરાઇ** કેળવાયલા હતા, તેઓ સરકારી અમલદારી વર્ગમાં નોકરો હતા, ને કોઈ પણ સ્વતંત્ર ધંધો ચલાવી પોતાનું ગુજરાન કરવાને અસમર્થ હતા. પણ ૧૮૭૨-ના કેળવણીના સંબંધના સરકારી હુકમે, આ બધું ફેરવી નાંખ્યું. સરકારને નવી પદ્ધતિસર કામ કરી શકે એવા માણસોની જરૂર હોવાથી, નવા નવા જુવાન માણસોને નોકરીમાં રાખવામાં આવ્યા. **સેમુરાઇ**ના હક ને તેમની બાપદાદાની આવક લઈ લેવામાં આવ્યાં. આને પરિણામે થોડા વખત સુધી અસંતોષ ફેલાયો; કારણ કે આ હકો ખોનારામાંના કેટલાક ખોટી મોટાઈમાં તણાતા હતા, અને હંસ તો મોતીજ ખાય,[1] એ સૂત્રને વળગી રહેતા હતા. સ્થિતિ ટુંકા વખતમાં બરાબર બદલાઈ ગઇ; અને યુનિવર્સિટિ કેળવણી લીધેલા જુદા જુદા વર્ગના માણસો, માત્ર પરદેશીઓ અને ઉપલા વર્ગના લોકોજ પચાવીને બેઠેલા એવી સરકારી નોકરીઓમાં દાખલ થવા પામ્યા. નવી કેળવણી લીધેલા માણસોથી પણ ટુંક વખતમાં પાછી સરકારી જગાઓ ભરાઈ ગઈ, એટલે હવે એ લોકો સુદ્ધાં અસંતુષ્ટ થયા. આને પરિણામે, રાજ્યમાં તોફાન મચાવનારો એક યુવકવર્ગ ( **સોશિ** ) ઉભો થયો, પણ તે કાલક્રમે દબાઈ ગયો. પ્રવાસ ને ઉદ્યોગો વિરુદ્ધનાં જૂનાં બંધનો જતા રહેવાથી, તેમજ સ્વાશ્રય પર આધાર રાખવાની આગેવાનોની સલાહથી આ પ્રશ્નનો એની મેળે નિર્ણય થવા માંડ્યો હતો. પણ નિર્ણય ટુંક સમયમાં આવવાનું મુખ્ય કારણ બીજું હતું.

---

૧. " ગરૂડ પક્ષિ ભૂખે મરે તોએ દાણા નહિ ખાય. "

જાપાનની વૃદ્ધિ થવાથી સંખ્યાબંધ નવા નવા ઉદ્યોગો ને હુન્નરો નીકળ્યા, ને ઘણાં માણસો તેમાં ગોઠવાઈ ગયાં. દાક્તરી ધંધામાં હજી ઘણા માણસો કમાઈ શકે તેમ છે, રેલવેખાતાએ ઘણાને રોજી આપી છે, અને હુન્નર-ઉદ્યોગશાળાઓના ઉપરીઓ પર છોકરાઓ ભણી રહે ત્યાર પહેલાં તેમને માટે જુદે જુદે ઠેકાણેથી સામી માગણીઓ થાય છે. તે ઉપરાંત, સરકારી નોકરીમાં પગારો બહુ ઓછા મળે છે, તે પણ મદદ કરનારૂં કારણ હતું. દેશ ગરીબ સ્થિતિમાં હતો ને સમૃદ્ધિમાન્ થવાનો હતો, ત્યાંસુધી થોડે પગારે પણ સરકારી નોકરીમાં રહેનારા ઘણા માણસો મળી આવતા હતા. પણ હવે દેશ આબાદ હોવાથી પગાર ઓછા પડે છે, અને ચીનના નોકરો કરે છે તેમ નોકરીમાં અપ્રામાણિકપણાથી પૈસાદાર થવું, જાપાનીઓ અયોગ્ય ધારે છે; એટલે સારામાં સારી યુનિવર્સિટિ કેળવણી લીધેલા માણસો ઘણું પોતાનું બુદ્ધિબળ હુન્નરઉદ્યોગોમાં રોકી તે રસ્તે પૈસો પેદા કરે છે. આ ફેરફારથી દેશની સ્થિતિને ફાયદો છે કે ગેરફાયદો, તે વિષે વિચાર ગમે તેમ આવે, તોપણ એટલું સ્પષ્ટ છે કે એથી સરકાર એક મોટી ગુંચવણમાંથી મુક્ત થઇ છે.

**છેલ્લા કેળવણીના વિકાસનાવીગતવાર આંકડા.**

૪૧. છેલ્લા એક શતકમાં મિ. કલેમેંટને નીચેનો ફેર માલૂમ પડે છે:— "૧૮૦૧ ના વર્ષમાં જાપાની શિષ્યને રાત્રે તેલમાં બળતી દીવેટના ઝાંખા તેજથી, કે લાકડાના પાંજરામાં પૂરેલા પચાસેક આગીઆના હાલતા પ્રકાશથી વાંચવાની ફરજ પડતી હતી; ૧૯૦૧ના વર્ષમાં શિષ્ય રશિઆ કે અમેરિકાથી આવેલું તેલ મધ્ય રાત સુધી બાળતો, કે ગૅસના કે વીજળીના દીવા વાપરતો. ૧૮૦૧-માં માત્ર ચીનના કે જાપાનના સાહિત્યનોજ અભ્યાસ થતો હતો, પણ ૧૯૦૧ માં પૂર્વ ને પશ્ચિમનાં બધાં જ્ઞાનનો તેમાં સમાવેશ થયો, ને ટોકિયોની એક નિશાળ તો જ્ઞાનની 'સો શાખાઓની નિશાળ' એ નામથી છોકરાઓને લલચાવી તેમનું આકર્ષણ કરવા પ્રયાસ કરતી હતી."

ચીનની સાથે લડાઈ થયા પછી પ્રાથમિક શાળાઓની સંખ્યા ૨૩,૦૦૦ થી ૨૭,૦૦૦ સુધી વધી છે. ભણનારાં છોકરાં સોએ ૫૮ થી ૯૧ વધ્યાં છે. ઉંચી કેળવણી આપનારી છોકરાઓની નિશાળો ૭૮ની ૨૫૮, ને છોકરાઓની ૨૮ થી ૮૦ થઈ છે, અને જુદી જુદી હુન્નરશાળાઓ ૧૦૦ ની ૮૫૦ થઈ છે. કેળવણીખાતામાં ખરચનો અડસટ્ટો ૧૮૯૩ માં ૧૯,૯૫૦૦૦ રૂ. હતો, તે ૧૯૦૨માં ૧,૦૫,૦૦૦૦૦ રૂ. જેટલો વધ્યો છે. આમ જલદીથી વૃદ્ધિ થઈ છે, તે જાપાનના ભવિષ્યને માટે શંકાશીલ થવાને કંઈ કારણ નથી. “ વાંસ જલદીથી વધી જાય છે માટે કંઈ એમાં જોર ઓછું હોતું નથી; પવનમાં હાલે ડોલે, છતાં લોઢા જેટલો એ મજબુત હોય છે. ”



# પ્રકરણ ૨ જું.

## કેળવણીની પદ્ધતિનું સામાન્ય નિરૂપણ.

**વિસ્તાર ને વસ્તી.**

૪૨. **જાપાનના** મુખ્ય ચાર ટાપુઓમાં ભાગ થયા છે—**હોક્કેડો** ( **યેઝો** ), **કીયુશુ**, **શિકોકુ**, ને કેટલાક નાના ટાપુઓનો સમૂહ. હાલમાં મેળવેલો ટાપુ **ફોર્મોસા** સાધારણ ગણતરીઓમાંથી બાતલ કરાય છે. **જાપાનનો** વિસ્તાર આશરે ૧,૪૭,૦૦૦ ચોરસ માઈલ છે, ને વસ્તી ચાર કરોડ સાઠસિત્તેર લાખની છે; એટલે સરખામણી કરતાં વિસ્તાર **મદ્રાસ** ઈલાકા જેટલો ને વસ્તી **સંયુક્ત** પ્રાન્તોના જેટલી છે. આખા **હિંદુસ્થાનની** વસ્તી **જાપાનથી** પાંચગણી છે. સ્ત્રીઓના કરતાં પુરુષોની સંખ્યા **જાપાનમાં** વધારે છે, અને છેલ્લાં કેટલાંક વર્ષો થયાં ગામડાંના કરતાં શહેરની વસ્તી વધારે પ્રમાણમાં વધે જાય છે; કારણ કે શહેરોમાં વેપાર-ઉદ્યોગ આબાદ થતાં જાય છે તેથી ગામોમાંથી લોકો શહેરોમાં ઘણા જાય-છે. સમાજમાં ઉંચા, અમીરી વર્ગના લોકોની સંખ્યા ચાર ને પાંચ હજારની વચમાં છે, **શિઝોકુ** અથવા ગૃહસ્થ ( પહેલાં **સેમુરાઈ** હતા તે ) વર્ગની વીસ લાખ ઉપર છે, ને બાકીના ચાર કરોડ ચાળીસ લાખ કે તેથી વધારે **હેમિન** અથવા સાધારણ વર્ગની છે.

**સ્થાનિક વિભાગો.**

૪૩. આખા **જાપાનના** રાજ્યકારભારને માટે ૪૭ જિલ્લાઓ કરવામાં આવ્યા છે, ને દરેક જિલ્લામાં, તાલુકાઓ, શહેરો, ને ગામોનો સમાવેશ થાય છે. કુલ્લે ૬૩૮ તાલુકા, ૫૮ મોટાં શહેરો, ૧,૦૫૪ નાનાં શહેરો,

ને ૧૩,૪૫૮ ગામો છે. નાનાં શહેરો ને ગામોના તફાવતનું ધોરણ હમેશ એક રાખેલું જણાતું નથી. ઘણા ભાગોમાં, હજારેક ઘર લગણની સંખ્યાવાળું સ્થળ ગામ કહેવાય છે. એટલે, દરેક ઘરની વસ્તીની સરેરાસ ૫·૭૫ ગણતાં ૫ થી ૬ હજાર સુધીની વસ્તી હોય તો ગામ કહેવાય છે. પણ પહાડી પ્રદેશોમાં વસ્તી ઓછી હોવાથી ગામની સંખ્યા વધારેમાં વધારે ૩૦૦ ઘરોની ગણાય છે.

**સ્થાનિક વહીવટ.**

૪૪. દરેક જિલ્લો એક મુખ્ય સત્તાધિકારીના હાથ નીચે હોય છે, તે એક જથુ મંડળની મદદથી પોતાનું કામ કરે છે. ખરચના અડસટ્ટા ને બીજી સ્થાનિક અગત્યની વાતો ચર્ચવાની હોય છે, ત્યારે એક સ્થાનિક સભાને મદદમાં બોલાવવામાં આવે છે. તેમજ દરેક તાલુકા, નાના મોટા શહેર કે ગામ પર કોઈ જાતનાં મંડળ કે સભાની મદદથી કામ કરનાર એક ઉપરી અમલદાર રાખેલો હોય છે. મુખ્ય સરકાર છેલ્લી દેખરેખ રાખવાની સત્તા ધરાવે છે. બાકી સાધારણ કામકાજમાં બને ત્યાંસુધી સ્થાનિક સત્તાધિકારીઓ સ્વતંત્ર હોય છે. દાખલા તરીકે, તપાસણીના કામની બરાબર વ્યવસ્થા કરવા કે સ્ત્રીકેળવણીની વૃદ્ધિ કરવા જેવી અગત્યની બાબતોમાંજ મુખ્ય સરકારને કેટલીક વખત પોતાની સત્તા વાપરવી પડે છે.

**કેળવણીનું બંધારણ.**

૪૫. હાલની જાપાનની કેળવણીની પદ્ધતિનો આધાર અમુક કાયદાઓ પર નહિ, પણ શહેનશાહના હુકમો પર જોવામાં આવે છે. મુખ્ય ઉદ્દેશ ૧૮૭૨ માં કાઢેલા હુકમમાં દર્શાવવામાં આવ્યો છે. કેળવાયલા શિક્ષકોની જરૂરીઆત વહેલી જોવામાં આવી હતી, તેમને માટે ૧૮૭૨ માં શિક્ષકશાળાઓ કાઢવામાં આવી હતી, અને ૧૮૮૬થી ઉચ્ચતર શિક્ષકશાળાઓ ચલાવવામાં આવી હતી. છેલ્લાં કે-

ટલાંક વર્ષોમાં વ્યાવહારિક અને હુન્નરી જ્ઞાન આપવાની સંસ્થાઓમાં બહુ વધારો થયો છે; એટલે હવે **જા**પાનની કેળવણીની પદ્ધતિ સર્વથા સંપૂર્ણ છે. તે ઉપરાંત, ત્યાં, આખા દેશમાં એક સરખી પદ્ધતિથી કામ થાય છે; હિંદુસ્થાનમાં જુદી જુદી પદ્ધતિઓ જોવામાં આવે છે. પણ **જા**પાની લોકોને એક મોટો લાભ છે—પ્રજા એક જાતની છે, એકજ ભાષા બોલે છે, એકજ જાતના રીવાજોને આધીન છે, ને એકજ જાતનો ખોરાક ખાય છે. છેવટે, **જા**પાનની આખી પદ્ધતિ આધુનિક છે; છેલ્લાં ત્રીસ વર્ષમાંજ તે તૈયાર થઈ છે. કેટલીક " પરચુરણીઆ " નિશાળો હજી જૂની પદ્ધતિસર ચાલે છે; પણ ઘણીખરી નિશાળોમાં હાલની જરૂરીઆત પ્રમાણે શિખવાય છે.

**વ્યવસ્થા પ્રમાણે વર્ગણી.**

૪૬. સરકારી કેળવણીખાતું ચલાવે છે તે ઉપરાંત, રાજ્યનાં જુદાં જુદાં ખાતાં પણ ખાસ કેળવણી આપનારી નિશાળો ચલાવે છે. આ બધી બાતલ કરતાં ૧૯૦૩ માં **જા**પાનમાં ૩૦,૪૨૦ શાળાઓ હતી (કિન્ડરગાર્ટન નિશાળો ગણતાં). તેમાંથી ૯૪ ટકા સરકારી ને પ્રજાકીય કાઢી નાંખતાં ૧,૮૦૦થી પણ ઓછી ખાનગી નિશાળો હતી. સરકારી શાળાઓમાં ૨ યુનિવર્સિટિઓ છે તે બાતલ કરતાં, નાની મોટી ૪૦ નિશાળો છે; તે બધી સરકાર ચલાવે છે. પ્રજાકીય શાળાઓ સ્થાનિક સરકાર તરફથી ચાલે છે; તેમ શિક્ષકોની શાળાઓ ઉપરાંત, પ્રાથમિક, ઉંચી, ને હુન્નરી કેળવણી આપનારી શાળાઓની મોટી સંખ્યા છે. ઉચ્ચતર શાળાઓ અને ઉચ્ચતર શિક્ષકશાળાઓ, મુખ્યત્વે સરકાર ચલાવે છે. સાધારણ રીતે, શિક્ષકોની ને ઉંચી નિશાળો જિલ્લા સરકાર ચલાવે છે, પ્રાથમિક શાળાઓ શહેરો ને ગામોને ખરચે ચાલે છે, અને હુન્નરશાળાઓના ખરચમાં બન્ને હિસ્સો આપે છે. છેલ્લી, ખાનગી શાળાઓ આવે છે; તેમાંની સોએ ૯૦ જેટલીમાં માત્ર પ્રાથમિક કેળવણી અપાય છે. તેમનો નિભાવ ઘણોખરો છોકરાઓના પૈસા (ફી) પર ને લોકોના પૈસા

પર કે પરદેશના ધર્મપ્રચારક મંડળોના પૈસા પર થાય છે. પાદરીઓની નિશાળો જાપાનમાં પ્રખ્યાત થઈ નથી; કારણ કે એક તો તેમના ધર્મશિક્ષણને લીધે લોકો તેમનાથી દૂર રહે છે, ને બીજું સરકારી ને પ્રજાકીય શાળાઓ ઉત્તમ રીતે ત્યાં ચાલતી હોવાથી તેમને હરકાઈમાં ટકવું મુશ્કેલ પડે છે. છતાં એ નિશાળો સ્ત્રીકેળવણી ને ઉચી કેળવણી વિષે કંઈ અગત્યનું કામ કરી શકી છે.

**ખાનગી નિશાળો પર દાબ.**

૪૭. સાધારણ દેખરેખ ઉપરાંત, બે બાબતોથી, રાજ્ય ખાનગી નિશાળો પર દાબ રાખી શકે છે. એક, સરકાર તરફથી નહિ માન્ય થએલી નિશાળોના છોકરાઓ (ફી) પૈસા ભરી પરીક્ષામાં બેસી સંતોષ ન આપે, તો તેમને ઉચ્ચતર સંસ્થાઓમાં દાખલ કરવામાં આવતા નથી. બીજું, ફરજીઆત લશ્કરી નોકરીમાં, સરકાર તરફથી માન્ય થએલી નિશાળોના છોકરાઓ અભ્યાસ પૂરો કર્યા પછી જાય તો ચાલે, ને ગયા પછી પણ તેમને એકજ વર્ષ કામ કરવું પડે છે. આ વિરુદ્ધ ખાનગી શાળાઓના છોકરાઓને ત્રણ વર્ષ લશ્કરમાં ફરજીઆત કામ કરવું પડે છે. તેથી ખાનગી શાળાઓને માન્ય કરાવવા પ્રયત્ન કરવા પડે છે. તેમ ન થાય તો શાળા ટકી રહેવી અશક્ય જેવું થાય છે. અભ્યાસમાં ખલેલ પાડી લશ્કરી નોકરીમાં જવાનું ઘણા છોકરાઓને પસંદ પડતું નથી. થોડોક વખત પહેલાં, પોતાની નોકરીના દહાડા ભરી આવવા લશ્કરમાં જઈ **પોર્ટ આર્થર** આગળ મરી ગએલા એક જુવાન માણસે જેમ પોતાનો દેશ પ્રતિ ધર્મ બીજી બધી વસ્તુથી ચઢીઆતો ગણી ખાસ તેટલા માટે અભ્યાસ બંધ કીધો હતો તેમ કરનારા કંઈ ઘણા છોકરાઓ હોતા નથી.

**નાણાંની મદદ.**

૪૮. ખાનગી સંસ્થાઓને સરકારે નાણાંની મદદ (ગ્રાન્ટ-ઇન-એડ) આપવાની સાધારણ પદ્ધતિ જાપાનમાં નથી. પણ પ્રાથમિક શાળાઓના શિક્ષકોને પગારમાં વધારો ને પેન્શનો આપવામાં, શિક્ષકશાળાઓના મુખ્ય અધિ-

કારીઓને પગાર આપવામાં, ને હુન્નરઉદ્યોગની કેળવણીને મદદ આપવામાં સરકાર તીજોરીમાંથી ઘણો હિસ્સો આપે છે.

**વહીવટ ને દેખરેખ.** ૪૯. કેળવણી પર દેખરેખ, રાજ્યના તે માટેના એક ખાતા તરફથી રાખવામાં આવે છે. તેમાં મુખ્ય દેખરેખ રાખનારાઓ પ્રધાન મંડળમાંનો એક મંત્રી, તેની હાથ નીચેનો માણસ, કાયદાના સલાહકારો, સાધારણ, અમુક વિષયોની, અને હુન્નરની કેળવણી આપનારાં ત્રણ ખાતાંના મુખ્ય અધિકારીઓ, નિશાળો તપાસનારા અધિકારીઓ, અને દર વર્ષે મળતી કેળવણીની એક મોટી સભા છે. તપાસણીના અધિકારીઓની સંખ્યા પાંચની છે; કારણ કે દેશના આ સારૂ પાંચ વિભાગ કરવામાં આવ્યા છે. દરેક જિલ્લાનો મુખ્ય સત્તાધિકારી (ગવર્નર) પણ જવાબદાર ગણાય છે. જિલ્લાઓના કેળવણીના વિભાગમાં એક મુખ્ય તપાસણીનો અધિકારી, ને બે તેના મદદગાર હોય છે. દરેક તાલુકામાં પણ તપાસણી કરનાર હોય છે. આ દરેક અધિકારીને વખત મળે તે પ્રમાણે પોતાના વિભાગોમાં ફરવું પડે છે.

**ફરજીઆત કેળવણી.** ૫૦. ૭ વર્ષની ઉમ્મર થયે, દરેક છોકરાને ચાર વર્ષ સુધીનો પ્રાથમિક શિક્ષણનો ક્રમ પૂરો થાય ત્યાં લગણ અવશ્ય નિશાળે જવું પડે છે. દરેક શહેર કે ગામના હાકેમની આ નિયમ પળાવવાની ફરજ છે; પણ જોર ન વાપરતાં ફલાવીને આ કામ વધારે લેવામાં આવે છે. પરિણામ સુંદર આવ્યું છે. ૧૯૦૩માં સોએ ૯૫ છોકરાઓ ને ૮૭ છોકરીઓ, અથવા સરેરાસ લેતાં ૯૧ ટકા છોકરાંઓ નિશાળોમાં હાજરી આપતાં હતાં.

**નિશાળોનાં મકાનો.** ૫૧. જાપાનમાં ઘણું કરીને વારંવાર ધરતીકંપ થાય છે. તેથી ત્યાં ઘણુંખરૂં બધાંજ નિશાળનાં મકાનો લાકડાંનાં બાંધેલાં હોય છે. આગનો ભય પણ મોટો હોય છે; તે દૂર કરવા, મકાનો આઘાં આઘાં બાંધવામાં આવે

૫૪. ઉમ્મરની હદ ને દરેક જાતના અભ્યાસની મુદ્દત નીચે પ્રમાણે છેઃ—

**ઉમ્મરની હદ ને અભ્યાસની મુદત.** કિન્ડરગાર્ટન, ૩ થી ૬ સુધીની ઉમ્મર.

સાધારણ પ્રાથમિક, ૪ વર્ષ; દાખલ થતી વખતે ઓછામાં ઓછી ૬ ની ઉમ્મર જોઇએ.

ઉચ્ચતર પ્રાથમિક, ૨ થી ૪ વર્ષ; ઓછામાં ઓછી ૧૦ની ઉમ્મર જોઇએ.

માધ્યમિક, ૫ વર્ષ; ઓછામાં ઓછી ૧૨ ની ઉમ્મર જોઈએ.

ઉચ્ચતર, ૩ વર્ષ; ઓછામાં ઓછી ૧૭ની ઉમ્મર જોઈએ.

યુનિવર્સિટિ, ૩ થી ૪ વર્ષ; ઓછામાં ઓછી ૧૯ ની ઉમ્મર જોઈએ.

ડિગ્રી અથવા વિદ્યાની પદવી લીધા પછી, ૧ થી ૫ વર્ષ.

હોશિયાર છોકરાઓ એકજ વર્ષે હિંદુસ્થાનમાં બે ધોરણો તૈયાર કરે છે અથવા કૂદે છે, તેમ જાપાનમાં કરવા દેવામાં આવતું નથી. ટોકિયો યુનિવર્સિટિમાં દાખલ થતા છોકરાઓની સરેરાસ ઉમ્મર ૨૩ વર્ષની જોવામાં આવે છે. કેટલાકનું કહેવું એમ થાય છે કે અભ્યાસનો કાળ બહુ લાંબો થાય છે, ત્યારે તેમને ઉત્તર એ મળે છે કે યુનિવર્સિટિની છાપ મેળવ્યા પછી માણસ તરત ધંધો શરૂ કરે છે ને તેને માટે મોટી ઉમ્મર જોઈએ. આમ ઉમ્મરોની હદો બધી, ઉપરથી નીચે, એ સગવડ પ્રમાણે ગોઠવવામાં આવી છે; યુનિવર્સિટિમાં દાખલ થનારા અમુક ઉમ્મરના જોઈએ એમ લાગ્યું, એટલે તે નક્કી કરી, નીચેની નિશાળોમાં ને પ્રાથમિક શાળાઓમાં કઈ ઉમ્મરો જોઈએ તે નક્કી કરવામાં આવ્યું.

**પ્રાથમિક કેળવણી.** ૫૫. કિન્ડરગાર્ટનનું શિક્ષણ ત્રણથી છની વચ્ચેની ઉમ્મરનાં છોકરાંઓ સારૂ રાખવામાં આવ્યું છે; તેમાં રમતો, ગાયનો, વાતો, ને હાથનાં કામો ચાલે છે. તે દરમ્યાન બીજું કંઈ શિખવવામાં આવતું નથી. કુલ્લે

૫૨. છોકરો જ્યારે નિશાળમાં દાખલ થાય છે ત્યારે બે માણસો એની વર્તણુકને માટે જુમ્મેદાર તરીકે માગવામાં આવે છે. નિશાળોમાં ઇનામ કે શિક્ષાનું બળ નથી હોતું. મારવાની શિક્ષા કરવા દેવામાં આવતી નથી, ઓછામાં ઓછી શિક્ષા તરીકે ઠપકો દેવામાં આવે છે, ને વધારેમાં વધારે કાઢી મૂકવાની શિક્ષા કરવામાં આવે છે. દંડ કરવામાં આવતા નથી. બનતા લગણ કંઈ પણ શિક્ષા કર્યા વગરજ છોકરાઓને નિયમમાં રાખવામાં આવે છે, ને કાઢી મૂકવાની ભારેમાં ભારે શિક્ષા કવચિત્ ફરમાવાય છે.

**શાસન.**

૫૩. ધોરણ પ્રમાણે પ્રાથમિક, ઉંચી, ને ઉચ્ચતર એમ શાળાઓના ત્રણ વિભાગ થઈ શકે. પણ ઉદ્દેશ પ્રમાણે, બે વિભાગ પડે છે; સાધારણ કેળવણી આપનારી શાળાઓ, અને હુન્નરઉદ્યોગની કેળવણી આપનારી શાળાઓ. સાધારણ કેળવણી આપનારી શાળાઓના આ પ્રમાણે ભાગ થાયઃ—કિન્ડરગાર્ટન નિશાળો, પ્રાથમિક શાળાઓ (સાધારણ, ને ઉચ્ચતર), માધ્યમિક શાળાઓ, છોકરીઓની ઉચ્ચતર શાળાઓ, ઉચ્ચતર શાળાઓ, અને સાહિત્ય ને વિજ્ઞાનનાં મહાવિદ્યાલયો (કૉલેજો). પ્રાથમિક શિક્ષણ લીધા પછીની છોકરીઓની કેળવણી, છોકરાઓનીથી ચોક્કસ જુદી પાડવામાં આવી છે, ને છોકરાઓને માધ્યમિક જ્ઞાન જેવી નિશાળોમાં મળે છે તેવી અર્થાત્ તેટલું જ્ઞાન આપનારી છોકરીઓની નિશાળો ઉચ્ચતર શાળાઓ કહેવાય છે. સરકારી ઉચ્ચતર શાળાઓમાં અને કૉલેજોમાં સ્ત્રીઓને દાખલ કરવામાં આવતી નથી, પણ ૧૯૦૧ માં તેમને માટે એક ખાનગી યુનિવર્સિટિ ખોલવામાં આવી હતી. છોકરાઓને માટે એક પછી એક ચઢતી શાળાઓમાં દાખલ થવાને અમુક ઉમ્મર નક્કી કરવામાં આવી છે, અને જાપાની કેળવણીની પદ્ધતિમાં દરેક જાતની શાળાનો અભ્યાસ સમાપ્ત થયા પછી પણ આગળ ભણવાને માટે સગવડ રાખવામાં આવી છે.

**સાધારણ કેળવણી માટેની સંસ્થાઓ.**

આટલે સુધી જે છોકરી કેળવણી લે તેણે ઉચ્ચતર કેળવણી લીધી કહેવાય છે. તેને માટે ચાર વર્ષનો અભ્યાસ છે. નીતિનાં તત્ત્વોનું, જાપાનની ભાષાનું, ઇતિહાસનું, ભૂગોળનું, ગણિતશાસ્ત્રનું, વિજ્ઞાનનું, ચિત્રકળાનું, ગૃહવ્યવસ્થાનું, ભરતરનું, ગાયનનું, ને કસરતોનું શિક્ષણ, અપાય છે. કેટલીક વખત અંગ્રેજી પણ શિખવાય છે. આવું જ્ઞાન આપનારી ૮૦ શાળાઓ છે, તેમાં ૧,૧૭૦ ( તેમાં ૭૫૦ સ્ત્રીઓ ) શિક્ષકો છે, ને ૨૧,૦૦૦-ની ઉપર ભણનારી છોકરીઓ છે.

**ઉચ્ચતર શાળાઓ.**

૫૭. ઉચ્ચતર શાળાઓ આઠ છે, પણ તેમ એક તો નાશ થયા જેવી છે. એ શાળાઓમાં યુનિવર્સિટિશિક્ષણ લેવાની યોગ્યતા આવે એટલું આદ્ય જ્ઞાન અપાય છે. એમાં ત્રણ વર્ષનો અભ્યાસ છે ને છોકરાઓના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે; એકમાં કાયદો સાહિત્ય ભણવાને લાયક છોકરાઓ તૈયાર કરાય , બીજામાં વિજ્ઞાન, (ઇજનેરી) બાંધકામ ને ખેતીને લાયક, ને ત્રીજામાં વૈદકને લાયક. આ કારણને લીધે વિષયો જુદા જુદા હોય છે, છતાં ખાસ કરીને અંગ્રેજી ને જર્મન ભાષાઓનું જ્ઞાન સામાન્ય રીતે અપાય છે; કારણ કે આગળ જતાં યુનિવર્સિટિમાં ભાષણો ને ચોપડીઓ એ ભાષામાં હોય, તે એ ભાષાનું અજ્ઞાન હોય તો ન સમજાય. આ બધી શાળાઓ સરકારી છે; તેમાં ૩૦૦ શિક્ષકો, ને સુમારે ૪,૮૦૦ છોકરાઓ છે.

**વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટિઓ).**

૫૮. એક ટોકિયોમાં ને એક કંઈ ઉતરતા પ્રકારની ક્યિોટોમાં, એમ બે, રાજ્ય તરફથી યુનિવર્સિટિઓ છે. શોધોનું કામ કરવાને દરેક યુનિવર્સિટિમાં એક ઓરડો છે. તે ઉપરાંત, યુનિવર્સિટિઓને અંગે જુદી જુદી શાખાઓની જુદી જુદી કૉલેજો છે, ને યુનિવર્સિટિમંડળ એક પ્રમુખની મદદથી તે પર વહીવટ કરે છે. છ ટોકિયોની ને ચાર ક્યિોટોની કૉલેજોના દરેકના બે પ્રતિનિધિઓ

૨૬૦ કિન્ડરગાર્ટન શાળાઓ છે. તેમાં ૭૦૦ શિક્ષકો, ને ૨૪,૦૦૦ બાળકો જાય છે. તે ઉપરાંત સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાની શાળાને અંગે સરકાર એક જુદી કિન્ડરગાર્ટન શાળા ચલાવે છે. પ્રાથમિક શાળાઓમાં પણ સાધારણ ને ઉચ્ચતર જ્ઞાન આપે એવાં બે ધોરણો રાખવામાં આવ્યાં છે; ને ચાર વર્ષનો ક્રમ છે. પહેલામાં, જાપાની લખતાં વાંચતાં, અંકગણિત, નીતિનાં તત્ત્વો, ને કસરતો શિખવવામાં આવે છે. આ ઉપરાંત, ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં જાપાનના ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકામ, ગાવાનું, ને ભરવાનું શિખવવામાં આવે છે; ને ખેતી, ઉદ્યોગ, ને હાથનું કામ કે અંગ્રેજી પણ અંદર આવી જાય છે. અંગ્રેજી આમ શીખી શકાય; પણ ઘણુંખરૂં તે ઉપલી શાળાઓમાં શિખવાય છે, પ્રાથમિકમાં નહિ. આ બન્ને અભ્યાસક્રમોની સાથે હોશિયાર છોકરાંઓને માટે વધારાના ક્રમો રાખેલા હોય છે, તે રાત્રે શિખવાય છે. પ્રાથમિક શાળાઓમાં છોકરાઓ ને છોકરીઓને સાથે શિખવવામાં આવે છે; પણ ત્યાંનું શિક્ષણ પૂરૂં થયે, છોકરીઓને કેળવણી અલગ અપાય છે.

**ઉંચી કેળવણી.**

૫૬. માધ્યમિક કેળવણીનો ક્રમ છોકરાઓને માટે ૫ વર્ષનો છે. શિક્ષણ, નીતિનાં તત્ત્વોનું, જાપાન ને ચીનનાં સાહિત્યનું, અંગ્રેજીનું, ઇતિહાસનું, ભૂગોળનું, અંકગણિતનું, બીજગણિતનું, ભૂમિતિનું, ત્રિકોણમિતિનું, ઉદ્ભિજ્જવિદ્યાનું, પ્રાણિવિદ્યાનું, શરીરવિદ્યાનું, ધાતુવિદ્યાનું, પદાર્થવિજ્ઞાનનું, રસાયણશાસ્ત્રનું, ચિત્રકળાનું, ગાયનકળાનું, ને કસરતોનું અપાય છે. કેટલીક વખત જર્મન ને ફ્રેંચ ભાષા અને કાયદો ને અર્થશાસ્ત્ર પણ શિખવાય છે. કેટલાક છોકરાઓને શાળા સાથેનાં મકાનોમાં રહેવાની ગોઠવણ કરી આપવામાં આવે છે. આવી નિશાળો ૨૫૮ છે, તેમાં ૪,૬૦૦ શિક્ષકો ને છોકરાઓ ૯૪,૦૦૦ છે.

પાયો, કેટલીક માધ્યમિક, પણ સાધારણ રીતે ઉચ્ચતર નિશાળોમાંથી નંખાય છે; ને પછી એને માટે કૉલેજોમાં ત્રણ વર્ષ ગાળવાં પડે છે. દેશના કાયદાઓ ઉપરાંત, **રોમ**નો કાયદો, અને **અંગ્રેજી**, **ફ્રેંચ**, કે **જર્મન** કાયદો ભણવો આવશ્યક છે.

વૈદાંને માટે કેટલીક ખાનગી ને સરકારી શાળાઓ, ને ત્રણ કૉલેજો છે. કૉલેજમાં દાખલ થતાં પહેલાં શાળામાં નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, **જર્મન** ભાષા, **અંગ્રેજી** કે **ફ્રેંચ** ભાષા, **લૅ**ટિન ભાષા, ગણિત, પદાર્થ-વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાણિવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ને કસરતો શીખેલાં હોવાં જોઈએ. કૉલેજમાં ચાર વર્ષનો અભ્યાસ કરવો પડે છે. ઓછું ભણવું હોય તેવાઓને માટે નાની નિશાળો પણ છે.

ઇન્જિનેરી કામ કૉલેજોમાં ને કેટલીક શાળાઓમાં શિખવાય છે. ટોકિયોની કૉલેજમાં ઘર બાંધવાનું, મિલોના સંચાકામોનું, નૌકાની બાંધણીઓની કારીગરીનું, લશ્કરી બાંધકામોનું, વીજળીના બાંધકામોનું, રસાયણશાસ્ત્રના ઉપયોગનું, સુરંગો ફોડી મૂકવાના ખાસ જ્ઞાનનું, ખાણો ખોદવાનું, ને ધાતુવિદ્યાને કામનું શિક્ષણ અપાય છે. અભ્યાસ ત્રણ વર્ષ સુધી પહોંચે છે.

૫૦. હુન્નરી કેળવણીની મુખ્ય શાખાઓ ખેતીની, વેપારની, ઉદ્યોગની, નૌકાશાસ્ત્રની, ને રસિક કળાઓની છે.

**હુન્નરી કેળવણી.** ખેતીનું જ્ઞાન **જા**પાનમાં બહુ અગત્ય ધરાવે છે. સાધારણ જ્ઞાન કેટલીક ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં અપાય છે; તે ઉપરાંત, ખાસ શિક્ષણ આપનારી ઘણી નિશાળો છે, તેમાં રેશમના કીડા ઉત્પન્ન કરવાનું, જંગલવિદ્યા, પાળેલાં ઢોરોનાં દરદોની દવા કરવાનું, ને માછલાં પકડવાનું પણ શિખવાય છે. આ વિષયોનું ઉચ્ચતર જ્ઞાન ત્રણ સરકારી શાળાઓમાં અપાય છે. તેનો મુખ્ય ઉદ્દેશ શિક્ષકો ને હોશિયાર માણસો તૈયાર કરવાનો છે. સાધારણ વર્ગની ખેતીની શાળાઓમાં ઘણે ભાગે ખેડૂતના છોકરાઓ ભણે છે. તેથી ખેતીમાં સારો સુધારો થતો

એ મંડળમાં કામ કરે છે. કૉલેજોમાં દાખલ થવા જેટલું યોગ્ય શિક્ષણ છોકરાઓએ ઉચ્ચતર શાળાઓમાં લીધું હોય ત્યાર પછીજ, ને ઓછામાં ઓછાં ૧૯ વર્ષના થયા પછી, કૉલેજોમાં ભણી શકાય. ઘણાખરા છોકરાઓ તો બહુ મોટી ઉમ્મરના હોય છે. ટોકિયોની કૉલેજોમાં કાયદો, સાહિત્ય, વિજ્ઞાન, ઈજિનેરી કામ, વૈદું, ને ખેતીકામ શિખવાય છે; અને કિયોટોમાં કાયદો, વૈદું, ને વિજ્ઞાન ને ઈજિનેરી કામ (સાથે) શિખવાય છે. ટોકિયોની સાહિત્યની કૉલેજના અભ્યાસક્રમોમાં **ચીન**ની **જાપાન**ની ફિલસુફી, માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, રસિકકળાઓ વિષેની વિદ્યા, શિક્ષણશાસ્ત્ર, ને સમાજશાસ્ત્ર; **જાપાન**નો, **ચીન**નો કે સાધારણ ઇતિહાસ: **જાપાની**, **ચીનનું**, **સંસ્કૃત**, **અંગ્રેજી**, જર્મન, અથવા ફ્રેંચ સાહિત્ય; ને ભાષાજ્ઞાનના વિષયો આવે છે. દરેક ક્રમ તૈયાર કરતાં ત્રણ વર્ષ થાય છે. વિજ્ઞાનની કૉલેજમાં એટલીજ મુદ્દતમાં ખગોળવિદ્યા, ગણિતશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાણિવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ને ભૂસ્તરવિદ્યાના અભ્યાસક્રમો રાખવામાં આવ્યા છે. કૉલેજનો અભ્યાસ પૂરો થયે અહીંની એમ. એ. જેવી ત્યાંની વિદ્યાની પદવી મળે છે. તે મેળવ્યા પછી પાંચ વર્ષ "યુનિવર્સિટિના ઓરડામાં" શોધનો અભ્યાસ કરે તો ડૉકટરની પદવી મેળવાય છે. આને માટે અભ્યાસ છોકરો કૉલેજના સાધારણ વર્ગોમાં પાછો ભણી, કે કોઈ પ્રોફેસરના હાથ નીચે શીખી જારી રાખે છે.

કેટલીક ખાનગી કૉલેજોની ખ્યાતિ ને કમાઈ સારી છે. વધારે પૈસાદાર છોકરાઓ તેમાં ભણે છે: સ્ત્રીઓની ઉચ્ચતર કેળવણી માટે થોડોક વખત થયાં એક ખાનગી યુનિવર્સિટિ સ્થાપવામાં આવી છે.

**ધંધાની કેળવણી.**

૫૯.-- હવે ધંધાની ને હુન્નરી કેળવણી વિષે જોઈશું. કાયદાના અભ્યાસથી રાજકીય બાબતોમાં ભાગ લેવાની યોગ્યતા આવે તેમજ ધંધો પણ શીખાય એમ માનવું હોવાથી એ ઘણો લોકપ્રિય થઈ પડયો છે. એ અભ્યાસનો

ર્ગનાં છોકરાં સાથે ભળતાં નથી, ને કંઈ મોટી ઉમ્મરે તેઓ ભણવાનું શરૂ કરે છે. આંધળા, ને બહેરામૂગાઓ માટે હાલમાં કંઈક ગોઠવણ કરવામાં આવી છે. સરકાર તેમને માટે ટોકિયોમાં એક સારી નિશાળ ચલાવે છે; ખાનગી પણ ૧૭ શાળાઓ છે. બધું મળી હજારની ઉપર સંખ્યામાં છોકરાઓ આ નિશાળોનો લાભ લે છે. જાપાનમાં આંધળાઓ હાથેથી દરદો મટાડવાનાં ખાસ કામ, જેવાં કે ટકોરા મારી, દબાવી, ટાચકા ફોડી દુઃખતા ભાગોને આરામ આપવાનાં, પચાવી બેઠા છે; તેથી તેઓ માનવંત જીવન ગુજારી શકે છે.

**પરીક્ષાઓ.**

૬૨. હિંદુસ્થાનમાં જેવા મોટા પાયા પર પરીક્ષાઓ લેવાય છે તેવું જાપાનમાં નથી. પ્રાથમિક શાળાઓમાંથી પરીક્ષાઓ કાઢી નાંખવામાં આવી છે; તેને બદલે ઉપલા વર્ગમાં ચઢાવતી વખતે શિક્ષકના આપેલા રોજના ગુણ (માર્ક) અથવા તો શિક્ષક પર પડેલી છોકરાની સાધારણ છાપ ધ્યાનમાં લેવામાં આવે છે. ઉપલી નિશાળોમાં વર્ષનો દરેક ભાગ (ટર્મ) પૂરો થયે પરીક્ષા લેવાય છે, કેટલીક વખતે અનિયમિત વખતે પણ લેવાય છે, ને કેટલીક વખતે નથીએ લેવાતી; અને જ્યારે લેવાય છે ત્યારે હમેશ કંઈ ગુણો ગણતરીમાં લેવાતાએ નથી. કૉલેજોમાં વર્ષને છેડે કે વર્ષના એક ભાગને છેડે પરીક્ષા લેવાય છે ખરી, પણ શિક્ષક જાતેજ પરીક્ષા લેછે; અને જોકે, પાસ થવાને ૬૦ ટકા ગુણ મેળવવા પડે છે, છતાં ફત્તેહ નહિ મેળવનાર છોકરાઓની સંખ્યા બહુ ઓછી હોય છે. એટલે ઉત્તર-પત્રો ઘણા છૂટથી તપાસાતા હોવા જોઈએ. યુનિવર્સિટિની પરીક્ષાઓ ઘણે ભાગે મોંએ લેવાય છે, ને પાસ થનારના અહીંઆં પાડવામાં આવે છે તેમ ત્યાં વર્ગ પાડવામાં આવતા નથી.

માધ્યમિક ને ઉચ્ચતર શાળાઓમાં દાખલ થવા ઇચ્છનાર છોકરાઓની સંખ્યા મોટી હોવાથી પ્રવેશક પરીક્ષાઓ ન છૂટકે લેવી પડે છે. મોટામાં મોટી આઠ શાળાઓ બાદ કરતાં દરેક શાળા પોતાની જુદીજ પ્રવેશક પરીક્ષા લેવાય છે.

કહેવાય છે. તે ઉપરાંત, ફરતા ભાષણ કરનારાઓ મારફતે ને જુદે જુદે ઠેકાણે રાખેલી ખેતીની પ્રયોગશાળાઓ મારફતે પણ ખેડુતોને જ્ઞાન અપાય છે.

પરદેશની સાથેના વેપારમાં બહારના દલાલોની સંખ્યા ઓછી કરવા, તેમજ સારો વેપાર કરવા માટે વેપારી કેળવણી પર પણ ઠીક ધ્યાન અપાય છે. સાધારણ જ્ઞાન કેટલીક ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં અપાય છે; તે ઉપરાંત, ખાસ શિક્ષણ આપનારી નાની મોટી મળી ૭૭ શાળાઓ છે. ઉચ્ચતર જ્ઞાન ટોકિયો ને કોબેમાં અપાય છે. આ બધી નિશાળોમાં બહુ છોકરાઓ ભણે છે, ને તેમના ભણી રહ્યા પછી ઘણી પેઢીઓ ને દુકાનો તેમને કામે રાખે છે.

ઉદ્યોગશાળાઓમાં અભ્યાસ કરનારાઓને મિલો અને કારખાનાઓમાં દેખરેખ રાખનારા કે મુખ્ય કામ કરનારાઓની જગા મળે છે. અભ્યાસ સાધારણ રીતે ત્રણ વર્ષનો હોય છે.

જાપાનને મોટો કિનારો હોવાથી, તેમજ પરદેશથી માલ લાવવા ને લઈ જવાનો વેપાર ત્યાં ઘણો હોવાથી ને તે વધવાનો સંભવ હોવાથી નૌકાશાસ્ત્રનું જ્ઞાન ઘણું અગત્યનું ગણાય છે. બધું મળી આ સંબંધની નવેક શાળાઓ છે, તેમાં એકને અંગે તો દરિયામાં મુસાફરી કરતું વહાણ પણ રાખવામાં આવ્યું છે. આ ઉપરાંત, દરિયાઈ લશ્કરની પોતાની શાળાઓ જુદી છે.

છેવટે, કળાઓના સંબંધમાં ટોકિયોમાં એક રસિક કળા શિખવનારી શાળા છે; તેમાં જાપાન ને યુરોપની પદ્ધતિ પ્રમાણે ચિત્રકળા શિખવાય છે. ને બીજીમાં ગાયનનું શિક્ષણ ને તે શિખવી શકે એવા શિક્ષકોનું શિક્ષણ અપાય છે. તે ઉપરાંત, જુદા જુદા ઉદ્યોગોમાં કળાઓનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું જ્ઞાન ઘણીખરી હુન્નરશાળાઓમાં અપાય છે.

**ખાસ વર્ગોને માટેની કેળવણી.**

૬૧. અમીરી વર્ગનાં છોકરાંઓને માટે ખાસ જુદી બે નિશાળો ટોકિયોમાં છે; છતાં તેઓ પણ સાધારણ શાળાઓનો ઉપયોગ કરે છે. અન્તિમ વર્ગો વિરુદ્ધનો તિરસ્કાર ઓછો થવાથી તેમને માટે જુદી નિશાળો રાખવાની જરૂર રહી નથી; છતાં તેમનાં છોકરાં સાધારણ વ-

**ફી.**

૫૬. સાધારણ પ્રાથમિક નિશાળોમાં કેળવણી ફરજીઆત હોવાથી, હવે જેમ બને તેમ ફી લેવામાં આવતી નથી; પણ આ સંબંધમાં શહેરો ને ગામામાં ઠેકાણા ઠેકાણાની આર્થિક સ્થિતિ પ્રમાણે વધારેઓછી છૂટ મૂકાય છે. ૧૯૦૨ માં સોએ માત્ર ૧૪ છોકરાં કંઈ પણ ફી ભરતાં હતાં, તેમાં દરેકને સરેરાસ બેઅઢી આના ફી આવતી હતી. ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં મહીને છથી બાર આનાની સરેરાશ આવતી હતી. ઉંચી કેળવણી લેનારાઓને આગળ જતાં માસે સરેરાસ દોઢથી ત્રણ રૂપીઆ આપવા પડતા. સરકારી ઉચ્ચતર નિશાળો ને કૉલેજોમાં વધારે આપવા પડે છે, પણ તેથી ત્યાં સંખ્યા કંઈ ઘટતી નથી.

**શિષ્યવૃત્તિઓ.**

૫૭. કંઈક નાણાંની ટાંચને લીધે, તો કંઈક અતિશય સ્પર્ધાને ઉત્તેજન નહિ આપવું ધારી, જાપાનમાં શિષ્યવૃત્તિઓ ( સ્કૉલરશિપો ) કે ઈનામો બહુ અપાતાં જણાતાં નથી. વર્ગના મથાળાના છોકરાને ફી આપવામાંથી બાતલ કરવામાં આવે છે, ને કેટલીક નિશાળોના બહુ હોશિયાર છોકરાઓને શહેનશાહ તરફથી રૂપાની ઘડીઆળ આપવામાં આવે છે. પણ શિષ્યવૃત્તિઓ નહિ જેવી છે, ને છે તે પણ મદદમાં આપેલાં ઉધાર નાણાંની રીતે અપાય છે. ભણી રહ્યા પછી એવી રીતે મળેલા પૈસા પાછા ભરવા પડે છે; તેથી, ચપળતાના પારિતોષિક કે કામના ઉત્તેજનને બદલે વધારે તો એ ગરીબાઈને મદદ બરોબર છે. પોતાના પર આધાર રાખતાં જાપાનના છોકરાઓને બહુ આવડે છે, ને જુદી જુદી રીતે જુદા લોકો એમને ખાનગી મદદ કરે છે; પણ લોકો તરફથી જાહેર કે સરકારી મદદ એમને ઓછી આપવામાં આવે છે. ઈનામમાં, પોતાને ગુજરાન સારૂં મળે એનીજ છોકરો આશા રાખે છે, ને આ, આજના જાપાનમાં એને ઘણુંખરૂં મળી શકે છે.

**નિશાળોનો પરસ્પર સંબંધ.**

૫૮. નીચેનાં કોષ્ટક પરથી નિશાળોનો પરસ્પર સંબંધ સમજાશે; આંકડાઓ અભ્યાસનાં વર્ષ સૂચવે છે.

**નિશાળમાં ચાલતી ચોપડીઓ.**

૬૩. પ્રાથમિક શાળાઓ માટે ખાતા તરફની ચોપડીઓ હાલમાં નીકળે છે. બાકીની શાળાઓ માટે સરકાર અમુક ચોપડીઓની ભલામણ કરે છે; તે, જો શિક્ષકને ન ગમે, તો તેના જેવી બીજી ચોપડીમાંથી શિખવવાની તેને સ્વતંત્રતા હોય છે. બહારના પરીક્ષકો હોતા નથી એટલે કંઈ હરકત પડતી નથી. ઘણીખરી બધી નિશાળની ચોપડીઓ જાપાનમાં લખાયલી હોય છે; એટલે બહારની ચોપડીઓને માટે ત્યાં બજારજ નથી. તેમજ નકશા, ચિત્રો વગેરે કંઈ બહારની વસ્તુઓ દેશમાં ખપતી નથી. યુનિવર્સિટિ તરફથી અભ્યાસની ચોપડીઓ નીમવામાં આવતી નથી; એટલે શિક્ષકને ફાવે કે બજારમાંથી સગવડથી તે મેળવી શકે તેવી ચોપડીઓની મદદથી તે ભાપણો આપે છે.

**નિશાળમાં આરોગ્ય.**

૬૪. આરોગ્યના સંબંધમાં નિશાળોમાં બહુ ધ્યાન આપવામાં આવે છે. લશ્કર કે નૌકાબળમાં ભવિષ્યમાં સેવા કરનાર છોકરાઓનાં શરીર જેમ બને તેમ સુધારવા પ્રયત્ન કરવામાં આવે છે. ખુલ્લા મેદાનમાં રમવાની રમતોને ઉત્તેજન અપાય છે ને દરેક નિશાળમાં, લાંબે સુધી ચાલવાની કસરતો કરાવાય છે. નિશાળમાં અજવાળું ને હવા સારાં હોય છે. બને ત્યાંસુધી દરેક નિશાળને અંગે એક દાકતર રાખવામાં આવે છે. વર્ષમાં એક કે બે વાર છોકરાઓની શારીરિક સ્થિતિ તપાસવામાં આવે છે. છોકરાઓની ટેવો બહુજ સ્વચ્છ હોય છે.

**ખરચની વહેંચણી.**

૬૫. ખરચના જુદા જુદા આંકડાઓની વહેંચણી કરી નાખીએ, ને હિંદુસ્થાન સાથે સરખાવીએ તો કેળવણી ખાતે ખરચની વહેંચણીના સેંકડે નીચે પ્રમાણે આંકડા આવે છે.

| | જાપાન. | હિંદુસ્થાન. |
|---|---|---|
| સરકારી | ૧૩.૬ | ૨૬ |
| સ્થાનિક | ૬૯.૬ | ૨૧ |
| ફીના | ૯.૮ | ૩૨ |
| બીજે રસ્તે આવેલા | ૭.૦ | ૨૧ |

૬૯. **જાપાનના** કેટલાક વખાણનારાઓ ધારે છે તેમ **જાપાનીઓ** ત્યાંની પદ્ધતિ સંપૂર્ણ રીતે સારી નથી માનતા.

**ધારેલા સુધારા.** ફરજીઆત કેળવણીની મુદ્દત વધારી, ૭ વર્ષ સુધીની કરવાની સરકારની ઇચ્છા છે. સ્ત્રીકેળવણી વિષે પણ સુધારા થાય એ સંભવિત છે. ગોખણપટ્ટીનું જોર બહુ છે એમ **જા**-પાનનાજ એક અગાઉના મંત્રી **બૅરન** કિચુકિનું માનવું છે. કાગળ પર સારૂં જણાય છે પણ પાકું જ્ઞાન જોઈએ તેટલું ત્યાંની પદ્ધતિથી મળતું નથી આમ પણ કેટલાકનું માનવું થાય છે. આમ સાધારણ પરિણામોના અસંતોષને લીધે સુધારાની જુદી જુદી યોજનાઓ ત્યાં હાલમાં ચર્ચાય છે ને કેળવણીની બાબતોમાં કંઈ સંપૂર્ણ સંતોષ નથી.




સાધારણ પ્રાથમિક, ૧—૪.
ઉચ્ચતર પ્રાથમિક, ૧, ૨.
વધારાની હુન્નરની.
ધંધાની શાખાઉ.
ખેતીની,
વેપારની,
વગેરે.
('અ' વર્ગની) અથવા હલકા પ્રકારની.
એની એજ, બીજાં ૩, ૪.
ઉદ્યોગની.
ખેતીની.
વેપારની.
('અ' વર્ગની) ચઢિયાતી; કૉલેજ માટે તૈયાર કરનારી અથવા આદ્ય.
માધ્યમિક
છોકરીઓની.
શિક્ષકોની.
ઉદ્યોગની.
ખેતીની 'અ' વર્ગની.
વેપારની 'અ' વર્ગની.
મુખ્ય.
ઉચ્ચતર.
વૈદક વગેરેની ખાસ નિશાળો.
ઉચ્ચતર શિક્ષકોને સારૂ.
ઉચ્ચતર હુન્નરની.
,, ખેતીની.
,, વેપારની.
વિશ્વ વિદ્યાલયની મહાવિદ્યાશાળાઓ (યુનિવર્સિટિ. કૉલેજો).
શોધખોળ સારૂ યુનિવર્સિટિનો ક્રમ.

કામ રાજખટપટથી હવે છૂટું પાડી નાખવામાં આવ્યું છે. આ અધિકારીઓને શહેનશાહના હાથ નીચે મૂકવામાં આવ્યા છે, છતાં રાજખટપટના છાંટા કેળવણીને હજી ઊડે છે. કુલ્લે અધિકારીઓ ખાતામાં ૧૨૭ છે, તેમને ૧,૨૪,૫૦૦ રૂ. પગાર મળે છે; એ ખાતાને તાબેની સંસ્થાઓમાં ૨,૨૪૦ અધિકારીઓ છે, તેમને ૨૩,૧૦,૦૦૦ રૂ. પગાર મળે છે. આ બધામાં ૭૦ પરદેશીઓ છે. અધિકારીઓના ચાર વર્ગ પાડવામાં આવ્યા છે, કેટલાકની નીમણુક શહેનશાહ કરે છે, કેટલાકની મુખ્ય પ્રધાન, કેટલાકની ખાતાનો ઉપરી, કે કેટલાક કામચલાઉ હોય છે.

**કેળવણીખાતાના તપાસણીના અધિકારીઓ ( ઇન્સ્પેક્ટરો ).**

૭૨. શાળાઓની સાથેનો કેળવણીખાતાનો સંબંધ તપાસણીના અધિકારીઓથી (ઇન્સ્પેક્ટરોથી) ચાલુ રહે છે. ઉપલા અધિકારીઓ કોઈ કોઈ વખતે શાળાઓની તપાસ લેવા ફરે છે, પણ તેમનું મુખ્ય કામ ફરવાનું નથી. તપાસના કામ સારૂ આખા દેશના હાલ ત્રણ ભાગ કરવામાં આવ્યા છે; તે ખાતે દરેક પર અધિકારી જુદો છે. એણે દરેક વર્ષે એક ફેરો મારી બધી શાળાઓની ખબર લેવી જોઈએ, ને બે વર્ષ પછી જુદા વિભાગનો અધિકારી એને ઠેકાણે આવવો જોઈએ એવો નિયમ છે. પણ આ થવું અસંભવિત છે; કારણ કે શાળાઓ દરેક વિભાગમાં સરખી સંખ્યામાં છે એમ ધારીએ, તો દરેક અધિકારીને ભાગે ૬૦૦૦ શાળાઓ અને દશ લાખથી વધારે છોકરા તપાસણીમાં આવે. આ અધિકારીઓને કેળવણીના સંબંધના નિયમો ને કાયદાઓ, શાળાઓની વ્યવસ્થા, ને શિક્ષણપદ્ધતિઓનું જ્ઞાન હોવું જોઈએ. હુન્નરી જ્ઞાન તેમને હોતું નથી. પણ તેવું જ્ઞાન ધરાવનારાઓને તેમને બદલે દેખરેખ કરવા કેટલીક વખત મોકલવામાં આવે છે.

# પ્રકરણ ૩ જું.

## સત્તાધિકારીઓ.

**સત્તાધિકારીઓ.** ૭૦. જાપાનની શાળાઓની ૯૪ ટકા બાતલ કરતાં, બાકીની માત્ર ૭ ટકાજ ખાનગી છે. તે નિશાળો પર અધિકારી વર્ગ દેખરેખ રાખી શકે ને તેમને બંધ પણ કરાવી શકે એવી તેમને સત્તા છે. મુખ્ય સત્તા, ટોકિયોમાં કેળવણીખાતા ને તેના અધિકારીઓ, અને જિલ્લાઓના ને બીજા સ્થાનિક અધિકારીઓના હાથમાં છે.

### અ.—કેળવણીખાતાના મુખ્ય અધિકારીઓ.

**કેળવણીખાતું.** ૭૧. કેળવણીખાતું ૧૮૭૧માં સ્થાપવામાં આવ્યું હતું. એની સત્તા આખા રાજ્યમાં છે, એટલે ઘણીખરી નિશાળો પર સત્તા વાપરવા ઉપરાંત, જાહેર પુસ્તકાલયો ને જુદાં જુદાં અગત્યનાં મંડળોની બધી કેળવણીની બાબતો પર પણ તે વાપરે છે. રાજ્યનો પ્રધાન, તેનો મદદનીશ મન્ત્રી, જુદાં જુદાં ખાતાંઓના ત્રણ અધિકારીઓ, સલાહ આપનારૂં મંડળ, તપાસણીના અધિકારીઓ, ને કેળવણીની એક ઉંચી પંક્તિની સભા આ ખાતાને મથાળે છે. પ્રધાનને વાર્ષિક રૂ. ૯,૦૦૦ નો પગાર, રહેવાની જગા, ને બીજું થોડુંઘણું મળે છે. એનો મદદનીશ પ્રધાન રાજ્યની ખટપટથી ઘણુંખરૂં અલગ રહે છે; તોપણ, પ્રધાનમંડળ બદલાવવાથી ૧૮૯૨ થી ૧૯૦૧ સુધીમાં એની જગા પર સાત માણસો બદલાયા હતા, ને તેજ વખતમાં પ્રધાન, ૧૩ બદલાયા હતા. આને પરિણામે લશ્કર ને નૌકાની કેળવણીને નુકસાન થવા માંડયું. તેથી કેળવણીના સંબંધનું

એમ એક બીજી સૂચના છે. કેટલાકને એકસરખી પદ્ધતિ પસંદ નથી. કેટલાક વળી સરકારને એમ કહે છે કે છેલ્લી લડાઈમાં જીત મળી છે તેનું કારણ કેળવણીની પદ્ધતિ કંઈ સારી છે એમ ન માનવું. તેમજ વળી કેટલાક પ્રાથમિક, માધ્યમિક, ને ઉચ્ચતર કેળવણીનો બચાવ કરે છે, ને તેનાં પરિણામ સારાં આવ્યાં છે એમ કહે છે. તેઓ માને છે કે પ્રાથમિક શિક્ષણને પરિણામે " માત્ર બધા જુવાનો વાંચી શકે છે એટલુંજ નહિ, પણ તેમાંના ઘણાખરાને અંકગણિત, ઇતિહાસ, ભૂગોળ, ને વિજ્ઞાનનાં મૂળતત્ત્વોનું જ્ઞાન હોય છે. ત્રીસ વર્ષ અગાઉ તે જ્ઞાન આપણા સાક્ષરોત્તમ નરોને પણ નહોતું. ". છેલ્લાં દશ વર્ષોમાં માધ્યમિક ને શિક્ષકોની શાળાઓ ઘણી સુધરી છે; સ્ત્રીકેળવણીમાં જલદીથી સુધારો થયો છે, ને નીતિનું શિક્ષણ વધારે ને વધારે ફેલાયું છે. છેવટે, કાયદા ને રાજ્યના કામમાં, વૈદકશાસ્ત્રમાં, ઇજિનેરી કામોમાં ને બીજા વિષયોમાં મહાવિદ્યાલયોમાં કેળવાયલા યુવકોએ દેશની અમૂલ્ય સેવા બજાવી છે.

## બ.—સ્થાનિક અધિકારીઓ.

**સ્થાનિક સત્તાધિકારીઓ.**

૭૬. સ્થાનિક સરકારના હાથ નીચે કેળવણીની દેખરેખ રાખનાર એક તપાસણીનો મુખ્ય અધિકારી હોય છે તે ખાતાના નિયોજક (ડિરેક્ટર) તરીકેનું કંઇક નાના પાયા પર કામ કરે છે. દરેક જિલ્લા ખાતે આવો એક અધિકારી હોય છે તેની નીમણુક કેળવણીનો પ્રધાન કરે છે. સારા અનુભવી માણસોનીજ આ પદવી પર નીમણુક થાય છે. દરેક જિલ્લામાં શિક્ષકોને પરવાનો આપનારી જિલ્લાની સભાનો પ્રમુખ પણ આ પદવી પરનોજ માણસ હોય છે. જિલ્લામાં શિક્ષકનું કામ કરવાની સનદ લેવા ઇચ્છનારાઓની પણ સુમારે વર્ષે ૧૨૦૦ અરજીઓ થાય છે.

જિલ્લાના મુખ્ય તપાસણીના અધિકારી ઉપરાંત દરેક જિલ્લામાં સાધારણ અધિકારીઓ પણ હોય છે. તેમની નીમણુક સ્થાનિક સરકાર કરે છે.

**કેળવણીની વરિષ્ઠ સભા.**

૭૩. ફ્રાન્સના દાખલા પરથી ૧૮૯૬ માં કેળવણીની વરિષ્ઠ સભા સ્થાપવામાં આવી હતી. તેમાં નિશાળોના અભ્યાસ-ક્રમોના, કક્ષાકોના, શિક્ષણની રીના, ચોપડીઓના, અમલદારોની લાયકાત વગેરેના બધા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે છે. તે ઉપરાંત, પ્રધાનને કેળવણીના સંબંધમાં સલાહ પણ એ સભા આપે છે. હાલમાં સભાસદોની સંખ્યા ૫૦ થી ૬૦ ની છે, તેમાં સાતેક વિદ્વાન્ ને કેળવણીના અનુભવી માણસો પ્રજાના પક્ષના ઉમેરી શકાય. ૩૦ સભાસદો ઓદ્ધાની રૂએ સભામાં બેસે છે ને બાકીનાઓને પ્રધાનમંડળ પ્રધાનની પ્રસંદગીને આધારે નીમે છે. સભાનું કામ ખાનગી રીતે કરવામાં આવે છે ને સભાસદોને કામના બદલામાં વાર્ષિક રૂ. ૪૫૦ થી વધારે આપવામાં આવતા નથી.

**કેળવણીનાં નાનાં-મોટાં મંડળો.**

૭૪. પ્રધાનના હાથ નીચે એક મંડળ શિક્ષકોની લાયકાત તપાસી તેમને આખા દેશમાં શિખવવાનો પરવાનો આપવાનું કામ કરે છે. તેના ઉમેદવારોની સંખ્યા દર વર્ષે ૪ થી ૫ હજારની થાય છે. ધરતીકંપોના સંબંધની શોધ કરનારૂં મંડળ, મુખ્ય વાયુચક્રશાસ્ત્રીનું અવલોકનસ્થાન (ઑબઝર્વેટરી), અક્ષાંશ માપવાનું અવલોકનસ્થાન, વિજ્ઞાનનાં સાહિત્યની યાદીઓનો સંગ્રહ કરનારી સભા, જાપાની ભાષાના સંબંધની તપાસ કરનારી સભા ને રાજ્યનું પુસ્તકાલય પણ અગત્ય ધરાવે છે.

**કેળવણીખાતા પર ટીકાઓ.**

૭૫. કેળવણીખાતું નિયમોનેજ વધારે વળગી રહે છે ને આગેવાન શિક્ષકોના મતોને માન આપતું નથી એવી એની સામે એક ટીકા કરવામાં આવે છે. એ કરનારા માણસો કંઈ ખાતાના શત્રુ નથી; માટે દેશની ખરી સ્થિતિ સમજનારાઓએ એવા માણસોના મતોને માન આપવું જોઈએ

દીઠ એક દિવસ તેઓ ગાળે છે. તેમાંના કેટલાક, શાળાઓમાં પરીક્ષાઓ લે છે; પણ મુખ્યત્વે કરીને ઘણાખરા તો, શિક્ષક કેવી રીતે શીખવે છે તે, શાળામાં સ્વચ્છતા છે કે નહિ, વગેરે જુએ છે. ખાનગી શાળાઓની તપાસણી પણ કરવામાં આવે છે. કેળવણીખાતાનો (ટોકિયોનો) અધિકારી કેટલીક શાળાઓની તપાસ બે વર્ષે એકવાર કરે છે. જિલ્લાનો અધિકારી વર્ષે એકવાર, ને તાલુકાનો અધિકારી દર મહીને કે બે મહીને એકવાર. કેટલાક અધિકારીઓ અજ્ઞાન લોકોને ઘેરે ઘેર જઇ, માબાપને સમજાવી પ્રાથમિક શાળાઓમાં છોકરાંઓની સંખ્યા વધારે છે. કોઈ કોઈ વાર તપાસણીના અધિકારી વર્ગની સભા ભરવામાં આવે છે. હુન્નરી જ્ઞાન અધિકારીઓને ન હોવાથી તે પર તેઓ દેખરેખ રાખી શકતા નથી. " એક માણસને કંઈ બધું આવડે નહિ " એ ખરૂં; પણ તેથી કંઈ **જા**પાનમાં જે હુન્નરી કેળવણીની પાછળ હજારો રૂપીઆ ખરચાય છે તેના પર દેખરેખ રાખવાની અગત્ય ઓછી થતી નથી; છતાં હુન્નરમાં પ્રવીણ માણસોને કોઈ કોઈ વખત એ ખાસ કામ પર મોકલવામાં આવે છે. **હિંદુ**સ્થાનનો તપાસણી કરનાર યુરોપીઅન અધિકારીવર્ગ, પ્રોફ. શાર્પના મત પ્રમાણે, ચિત્રકળા ને ગુંથણકળા જેવા વિષયોના સંબંધમાં પોતાની સ્ત્રીઓનો અભિપ્રાય લે છે; પણ **જા**પાનના અધિકારીઓ આ વિષયો પર ભાગ્યેજ ધ્યાન આપે છે.

## ક.—ખરચ.

૭૭. ખરચના આંકડા મેળવવા મુશ્કેલ હોવાથી તે વિષે હીસાબ ઉપરચોટીઆ થઈ શકે તેમ છે. ઉપર બતાવ્યા પ્રમાણે ખાતાની, જિલ્લાની, અને તાલુકાઓની વ્યવસ્થા જુદી જુદી હોય છે. ૧૯૦૨ ના વર્ષમાં ખાતાનો કુલ ખરચ રૂ. ૬,૯૩,૦૦૦ પડ્યો હતો; જિલ્લાઓ ૪૭ છે, તેનો કુલ ખરચ રૂ. ૩,૭૨,૦૦૦ પડ્યો હતો; અને તાલુકાઓ ૬૩૮ છે, તેનો કુલ ખરચ રૂ. ૭,૬૫,૦૦૦ પડ્યો હતો. બધા આંકડા એકઠા કરતાં કેળવણીને આ તપાસણી ખાતે, કુલ રૂ. ૧૮,૩૦,૦૦૦ થયા હતા. તેવાજ પ્રકારનો **હિંદુ**સ્થાનમાં ખરચ રૂ. ૨૫,૫૦,૦૦૦ થાય છે. **જા**પાનમાં તપાસણીના ૭૮૪ અધિકારીઓ છે, ત્યારે અહીંઆં ૧,૬૭૫ છે.

**ખરચ.**

જ્યારે મુખ્ય અધિકારીનો પગાર માસિક રૂ. ૧૦૦ થી ૨૦૦ લગણનો હોય છે ત્યારે સાધારણ અધિકારીઓનો પગાર રૂ. ૬૦ થી ૭૫ લગણનો હોય છે. એમની પદવી પર પણ અનુભવી માણસોજ મુકાય છે.

તપાસણીના મુખ્ય અધિકારી ને સાધારણ અધિકારીઓની વચમાં કામની વહેંચણી જુદી જુદી રીતે ફાવે તેમ કરવામાં આવે છે. કેટલાક મુખ્ય અધિકારીઓ બીલકુલ ફરતાજ નથી ને બેઠા બેઠા કાગળો સહી કરવાનું કામ કરે છે; કેટલાક વળી ફરીને તપાસ કરે છે, પણ પ્રાથમિક શાળાઓ સાધારણ અધિકારીઓને સોંપી દે છે; અને કેટલાક સાધારણ અધિકારીઓ જેટલું બધુંજ, તપાસણીનું કામ કરે છે. તપાસણીના સાધારણ અધિકારીઓ બધી ઋતુઓમાં ફરે છે, ને થંડીના દહાડામાં બરફ પડે છે તોએ ફરવાનું બંધ નથી રાખતા. તેઓ પોતાના આવવાની અગાઉથી ખબર આપતા નથી; પણ તે જણાઈ જવાનો ઘણુંખરૂં સંભવ હોય છે.

જિલ્લાના અધિકારીઓ ઉપરાંત દરેક તાલુકામાં એક કેળવણીનો તપાસણીનો અધિકારી હોય છે, તેની પણ નીમણુક સ્થાનિક સરકાર કરે છે. તેને રૂ. ૪૫ થી ૬૦ સુધી માસિક પગાર મળે છે. તેના કામ પર તાલુકાનો મુખ્ય અધિકારી તેમજ તપાસણીના અધિકારીઓ દેખરેખ રાખે છે.

આ પ્રમાણે તપાસણીના અધિકારીઓના ચાર વર્ગ છે; (૧) ખાતા તરફના અધિકારીઓ, ટોકિયોમાં મુખ્ય મુકામવાળા; (૨) જિલ્લાઓના મુખ્ય તપાસણીના અધિકારીઓ; (૩) જિલ્લાઓના સાધારણ તપાસણીના અધિકારીઓ; ને (૪) તાલુકાઓના અધિકારીઓ. પહેલાની સંખ્યા ૫, બીજાની ૪૭, ત્રીજાની ૯૪, ને ચોથાની ૬૩૮ છે. જાપાનમાં તપાસણી કરનારા અધિકારી વર્ગમાં સ્ત્રીઓ હોતી નથી.

આ બધા અધિકારીઓનું મુખ્ય કામ શાળાઓ તપાસી, તે વિષેનાં સ્થાનિક સરકારને લખાણ કરવાનું છે. ખાતાનો વહીવટ કરવાનું પણ તેમને કામ કરવું પડે છે. તેથી હુકમો કાઢવાની તેમને સત્તા હોય છે. જિલ્લાઓના મુખ્ય શિક્ષકો, તેમનું જ્ઞાન, તેમની શિક્ષણપદ્ધતિ, તેમની ગેરહાજરી વગેરે બધાંની નોંધ તેમણે રાખવી પડે છે. સાધારણ રીતે તપાસ કરવામાં શાળા-

સ્હેલી રીતે શિખવવાને, તેમને સારૂ એક જુદા ઓરડાની ગોઠવણ રાખવામાં આવે છે. આ ઉપરાંત, ખાનગી ૭૯ બાદ કરતાં, ૧૮૩ કિન્ડરગાર્ટન નિશાળો છે; તેમાં શિક્ષકોની સંખ્યા ૭૨૬, છોકરાઓની ૧૨,૭૪૪, ને છોકરીઓની ૧૧,૪૪૦ છે. છેલ્લાં દશ વર્ષોમાં છોકરાંઓની સંખ્યા બમણી થઈ છે; છતાં, નિશાળે બેસવા જતાં છોકરાંઓમાં ભાગ્યેજ હજારે ૭ કિન્ડરગાર્ટન નિશાળોમાં જઈ આવેલાં હોય છે.

૮૦. ધારા પ્રમાણે ૧૦૦ના કરતાં વધારે છોકરાં એક કિન્ડરગાર્ટન નિશાળમાં, અને ૪૦થી વધારે એક શિક્ષક નીચે હોવાં ન જોઈએ. સરકારી કિન્ડરગાર્ડન નિશાળમાં ૧૬૭ છોકરાં હોય છે, તેને માટે ૨૮ છોકરાં દીઠ એક શિક્ષક હોય છે; પ્રજાકીય નિશાળોમાં સરેરાસ ૧૦૫ છોકરાં ને દર શિક્ષકે ૩૬ હોય છે; ને ખાનગી નિશાળોમાં સરેરાસ ૬૦ છોકરાં, ને દર શિક્ષકે ૨૫ હોય છે. કોબેમાં એક ખાનગી કિન્ડરગાર્ટન નિશાળ જાપાનમાં ઉત્તમ ગણાય છે તેમાં દરેક વર્ગમાં ૧૩થી ૧૬ છોકરાં હોય છે.

**મકાનો ને સાધનો.**

૮૧. કિન્ડરગાર્ટન નિશાળને માટે ગામના અવાજથી દૂર કે કોઈ પણ જાતના ભયથી આઘે એક માળના મકાનની ભલામણ કરવામાં આવે છે. દરેક ઓરડામાં પાંચ છોકરાં દીઠ ૩૬ ચોરસ ફીટથી ઓછી જગા ન જોઈએ; તેજ પ્રમાણે રમવાની જગા પણ મોકળી જોઈએ. સાધારણ રીતે કિન્ડરગાર્ટન શાળાઓમાં, એક મોટો ઓરડો હોય છે, તેમાં સંગીત કરતી વખતનાં કુંડાળાંના વિસ્તાર બતાવવાને વચમાં વર્તુલ દોરેલું હોય છે. નાના ઓરડાઓમાં છોકરાંઓ મેજોની આસપાસ ગોઠવઈ બેસે છે, તે મેજો પર ચોરસ લીટા દોરી મૂકેલા હોય છે. ઓરડાઓમાં હવા ને અજવાળું સારાં હોય છે. કદાચ કંઈ દૈવયોગ થાય તે સારૂ ઘણુંખરૂં છોકરાંઓના દીલ પર દરેકનું નામ ને રહેવાનું ઠેકાણું લખી, પિત્તળ કે લાકડાના કકડા લટકાવવામાં આવે છે; કેટલાંક છોકરાઓની સાથે આયાઓ હોય છે.

# પ્રકરણ ૪ થું.

## પ્રાથમિક કેળવણી.

પ્રાથમિક કેળવણી આપનારી સંસ્થાઓ.

૭૮. પ્રાથમિક કેળવણીના મથાળા નીચે કિન્ડરગાર્ટન નિશાળો, પ્રારંભક શાળાઓ, આરંભની હુન્નરી શાળાઓ, અને વ્યંગોને સારૂ શાળાઓ આવે છે. છેલ્લી એના પર જુદે ઠેકાણે વિવેચન કરવામાં આવશે. કિન્ડરગાર્ટન નિશાળો અને પ્રારંભક શાળાઓમાં; છોકરાઓ ને છોકરીઓ બન્નેને દાખલ કરવામાં આવે છે અને બન્નેની સંખ્યાનું પ્રમાણ લગભગ એટલું સરખું હોય છે કે એ એનાં વિવેચન જુદાં પાડવાની જરૂર નથી.

### ૧.—કિન્ડરગાર્ટન નિશાળો.

ઇતિહાસ

૭૯. નિશાળે જવા લાયક ઉમ્મરથી ઓછી ઉમ્મરનાં, અથવા ત્રણ ને ૭ વર્ષની વચમાંની ઉમ્મરનાં છોકરાંઓને શિક્ષણ આપવાની નિશાળ તે કિન્ડરગાર્ટન નિશાળ. એવી શાળા જાપાનમાં અમેરિકાના લોકોની મદદથી ૧૮૭૬ માં કેળવણીખાતા તરફથી ટોકિયોની સ્ત્રીશિક્ષકશાળાને અંગે પહેલી સ્થાપવામાં આવી હતી; હજી તે શાળાને અંગે એ પ્રયોગશાળા તરીકે ચાલે છે. આની પછી તરત જુદે જુદે ઠેકાણે, બીજી કિન્ડરગાર્ટન નિશાળો ઉઘાડવામાં આવી હતી. ફ્રોએલની પદ્ધતિનો પહેલો નિયમ–ધર્મ, સ્વીકાર્યો નથી, એવી ટીકાને ભયે, કૉન્ફ્યૂસ્યસ ધર્મના " પાંચ સંબંધો " પર જાપાનમાં શિક્ષણનો પાયો રચવાનો હતો. સરકારી કિન્ડરગાર્ટન નિશાળોમાં ગરીબ છોકરાંઓને વધારે

આ કામ બરાબર થવું અઘરૂં પડે છે, કારણ કે શિક્ષકોને શાસનનો કંઈ ખ્યાલ નથી હોતો. કેટલાક શિક્ષકો તો છોકરાં પર રમેને બોજો વધારે પડી જતો એમ ધારી દર વીસ મિનિટને અંતરે છોકરાંઓને રમવાની છૂટ આપે છે. છોકરાંઓ ધાંધાટ ને મઝા સિવાય બીજું કંઈ કરતાં નથી. કિન્ડરગાર્ટન નિશાળોમાં જવાથી છોકરાંઓને નિશાળે જવાની ટેવ પડે, ને તેથી, વખત આવે, ફરજીઆત શિક્ષણ તેઓ ખુશીથી લે, એ, એ પદ્ધતિનો અધિકારીઓ મુખ્ય લાભ ગણે છે.

**ખરચ.** ૮૪. પ્રજાકીય કિન્ડરગાર્ટન નિશાળોમાં છોકરાં દીઠ વર્ષે સુમારે રૂ. ૯ ખરચ આવે છે તેમાં સરેરાસ ફી રૂ. ૪ાા આવે છે. સરકારી નિશાળોમાં રૂ. ૧ાા માસિક ફી લેવાય છે, માત્ર ગરીબ છોકરાંઓને મફત શિખવાય છે. છતાં સારી સ્થિતિનાં છોકરાં સિવાયનાં બીજાં ફી ભારે હોવાથી આ નિશાળોનો બહુ લાભ નહિ લઈ શકતાં હોય.

## ૨.—પ્રારંભક શાળાઓ.

**ઉદ્દેશ ને ઇતિહાસ** ૮૫ પ્રારંભક શાળાઓનો ઉદ્દેશ નીતિનાં મુખ્ય તત્ત્વોનું સાધારણ જ્ઞાન, સારા શહેરીઓ થવાને જોઇતી કેળવણી, ને શરીર સુધારી જીંદગીમાં ખપજોગાં જ્ઞાન ને બુદ્ધિ આપવાનો છે. પ્રાથમિક શાળાઓ વિષેનો ઇતિહાસ ટુંકમાં પ્રથમ પ્રકરણમાં અપાઈ ગયો છે તે તપાસતાં જુદે જુદે વખતે તેમાં કેવા કેવા ફેરફારો ને કેટલો કેટલો સુધારો થયો તે માલૂમ પડશે. નિશાળે જવા લાયક છોકરાંઓની સંખ્યામાં સોએ કેટલાં ભણે છે તે વિષે જુદા જુદા વર્ષો વિષે નીચે જોવાથી સમજૂતી મળશે.

૮૨. સ્થાનિક સરકાર પાસેથી પરવાના મેળવેલી હોય એવી સ્ત્રીઓ શિક્ષકો હોય છે; અથવા તો પ્રાથમિક શિક્ષકો તરીકે કામ કરેલું હોય એવી સ્ત્રીઓ હોય છે. આ શિક્ષકો પ્રાથમિક શાળાઓના શિક્ષકોનાથી ઉતરતી પંક્તિના ગણાય છે. પ્રજાકીય કિન્ડરગાર્ટન શાળાઓમાં સરેરાસ વાર્ષિક પગાર દર શિક્ષકે રૂ. ૧૬૫ ને ૧૮૦ ની વચમાં પડે છે.

**શિક્ષકો.**

૮૩. છોકરાંઓ પર બોજો ન પડવા દેતાં તેમને સારી રીતભાત રાખતાં આ શાળાઓમાં શિખવવું એવા નિયમો છે. ગાતાં, વાત કરતાં, કિન્ડરગાર્ટન બક્ષીસોને વાપરવાનું, ને છૂટી કે સંગીત સાથે રમતો રમવાનું શિક્ષણ આ શાળાઓમાં આપવાનું હોય છે. કલાકની રજા ગણતાં, પાંચથી વધારે કલાક કામ કરાય નહિ. કોએની કિન્ડરગાર્ટન શાળામાં નાનામાં નાનાં છોકરાં ૯થી ૧૨ નિશાળે આવે છે ને મોટી ઉમ્મરનાં ૨ વાગતા સુધી રહે છે. શનિ ને રવિ તહેવાર પળાય છે. ધ્વજા હલાવવાની વગેરે ચેષ્ટા-સહિત ગાયનો અહીં ગવાય છે, તેમ ત્યાં પણ ગવાય છે. કિન્ડરગાર્ટનનાં સાધનો પણ અહીં લેવાય છે તેવાંજ ને બીજા દેશોમાં હોય છે તેવાં હોય છે; પણ તે બધાં હવે જાપાનમાં બનાવવામાં આવે છે. છોકરાંઓ મોજમાં આવે તેમ કોઈ વખત નમૂનાની મદદ વગર, સ્વતંત્ર (ફ્રી) ચિત્રો કાઢે છે. સરકારી શાળાઓમાં સ્વતંત્ર ચિત્રો લડાઈનાં વહાણો ને વીજળીની ટ્રામોનાં કઢાતાં દેખાય છે. ઉત્તમ શાળાઓમાં જેમ યુરોપઅમેરિકામાં હોય છે તેમ ઉદ્દેશ છોકરાંઓની મૂળ શક્તિઓનો ધીમે ધીમે ચઢતા ક્રમોથી વિકાસ કરવાનો હોય છે. પણ આમાં શિક્ષકો પર ઘણો બોજો પડે છે, ને ઘણીખરી પ્રજાકીય શાળાઓમાં વર્ગો જોઈએ તેથી મોટા હોય છે. ઘણી વખતે શિક્ષકો પૂરા શિક્ષિત હોતા નથી, ને કિન્ડરગાર્ટન પદ્ધતિનું તત્ત્વ સમજ્યા વગર એકનાં એક ક્રમ પ્રમાણે શિખવવા તરફ વલણ વધારે રાખે છે. જાપાનમાં

**કિન્ડરગાર્ટનક્રમ.**

૮૭. સાધારણ પ્રાથમિક શિક્ષણનો ચાર વર્ષનો ક્રમ દરેક છોકરૂં પૂરૂં કરે, તે જોવાની માબાપની ને વડીલોની ફરજ છે. મરજીમાં આવે તો ગામના હાકેમની રજાથી ઘેર શિક્ષણ આપી શકાય; પણ તેમ કરવામાં કેળવણી કાચી અપાતી માલૂમ પડે તો રજા ખેંચી લેવાનો હાકેમને હક છે.

**ફરજીઆત હાજરી.**

વસ્તુત: બધાંજ છોકરાંઓ નિશાળે ભણે છે. ટોકિયોની બે ખાસ નિશાળોમાં ભણતાં અમીરી વર્ગના છોકરાંઓ સિવાય બધાંજ સાધારણ નિશાળોમાં એકઠાં થાય છે. નિશાળે જવાની આ ઉમ્મર છ થી ચૌદ વર્ષ સુધીની ગણાય છે. દરેક વર્ષે ડિસેંબર માસમાં દરેક ઘેર અકેક પત્તું ફેરવી તે પર લખેલી વિગતો ભરી મંગાવી છોકરાંઓનું વસ્તીપત્રક લેવામાં આવે છે. નિશાળે જનાર છોકરાંઓની સંખ્યામાં ફરજીઆત કેળવણી લેનાર છોકરાંઓની સંખ્યા સોએ નીચે પ્રમાણે જણાય છે:—

| | છોકરાઓ. | છોકરીઓ. | કુલ્લે. |
|---|---|---|---|
| મોટાં શહેરો. | ૯૩ | ૮૯ | ૯૧. |
| નાનાં શહેરો. | ૯૬ | ૮૫ | ૯૨ |
| ગામો. | ૯૬ | ૮૬ | ૯૧ |

ગામડાંઓમાં ઘરનાં માણસો ખેતરમાં કામ કરવા જાય ત્યારે ઘરની દેખરેખ તેમજ છોકરાંઓની સંભાળ છોકરીઓ લે છે; ને લોકો છોકરીઓને નિશાળે મોકલવાથી થતા લાભ જલદીથી સમજી શકતા નથી, તેથી તેમની સંખ્યા ગામડાઓમાં ઓછી નીકળે છે. છેવટે, આખા દેશની વસ્તીની સંખ્યાની સાથે નિશાળે જતાં છોકરાંઓની સંખ્યા સરખાવીએ તો સાધારણ પ્રાથમિક શાળાઓમાં ભણતાં છોકરાંઓ ૯ ટકા નીકળે છે, ને બધી પ્રાથમિક શાળાઓમાંનાં ગણતાં ૧૧ ટકા નીકળે છે. ગ્રેટબ્રિટનમાં, ૧૫; ફ્રાન્સમાં, ૧૪.૫; ને બ્રિટિશ હિંદુસ્થાનમાં ૧.૬ નીકળે છે.

| વર્ષ. | છોકરાઓ. | છોકરીઓ. | કુલ્લે. |
|---|---|---|---|
| ૧૮૭૩ | ૪૦ | ૧૫ | ૨૮ |
| ૧૮૭૭ | ૫૫ | ૨૨ | ૪૦ |
| ૧૮૮૨ | ૬૪ | ૩૧ | ૪૯ |
| ૧૮૮૭ | ૬૧ | ૨૮ | ૪૫ |
| ૧૮૯૨ | ૭૨ | ૩૭ | ૫૬ |
| ૧૮૯૭ | ૮૧ | ૫૨ | ૬૭ |
| ૧૯૦૨ | ૯૬ | ૮૭ | ૯૧ |

**નિશાળોના ક્રમો, વધારાની નિશાળો ને અડધો વખત ચાલતી નિશાળો.**

૮૬. પ્રાથમિક શાળાઓમાં બે ક્રમ રાખવામાં આવ્યા છે; સાધારણ ને ઉચ્ચતર. તે ઉપરાંત, નિયમસર આગળ ભણી ન શકે એવા છોકરાઓને માટે આમાંની દરેક શાળાની સાથે બે વર્ષનો વધારાનો ક્રમ રાખવામાં આવે છે. ઓછી વસ્તીવાળા ભાગોમાં નિશાળો આઘી પડતી હોવાથી ત્યાં આખા વખત દૂરના છોકરાઓથી આવી શકાતું નથી; તેમને સગવડ કરી આપવાને, અથવા તો નાનાં ગામોમાં સાધનો ઓછાં હોવાથી ત્યાં ઉચ્ચતર પ્રાથમિક શાળાઓની સગવડ નથી કરી શકાતી, તે કારણને લીધે વધારાની શાળાઓ રાખવામાં આવી છે. કેટલીક વખતે રોજીને લીધે છોકરાઓ નિશાળને વખતે હાજર ન થઈ શકે તે હેતુથી પણ વધારાની શાળાઓ રાખવામાં આવે છે. આ બધી ઘણુંખરૂં રાત્રે કામ કરે છે. કેટલીક વખત શાળાઓમાં શિક્ષકોની સંખ્યા પૂરતી ન હોય ત્યારે અથવા તો બીજી ખાસ હરકતોને લીધે સરકાર છોકરાંઓની સંખ્યાના બે ભાગ પાડી અડધો અડધો દહાડો દરેકને શિખવવાની રજા આપે છે. છેલ્લી લડાઇમાં ખરચ બહુ થઈ ગયો હોવાથી આવી શાળાઓની સંખ્યા ઘણી વધારે થઈ ગઈ છે. હિંદુસ્થાનમાં આવી શાળાઓ કાઢવાનો પ્રયોગ, જે છોકરાંઓ અડધો દહાડો રોજી કરતાં હોય તેમને નિશાળનો લાભ આપવાને માટે અજમાવાઈ ગયો છે.

આવે છે. એક જિલ્લામાં હાજરી સારી રહેતી હતી તેનું કારણ એ હતું કે ત્યાંનો તપાસણીનો અધિકારી ખંતથી ઘેરે ઘેર જઈ પછાત પડતા વર્ગના લોકોને પોતાનાં છોકરાંને નિશાળે મોકલવાની જરૂર બતાવતો હતો. જે વખતે ફી સાધારણ રીતે વધારે લોકો પાસે લેવાતી હતી, તે વખતે ગરીબ છોકરાંઓને માફી આપવામાં આવતી અને કેટલાંક મંડળો, પાદરીઓ, અને હિતેચ્છુઓ તરફથી ચોપડી, કાગળ, પેન્સીલ, કે કપડાં ને ખોરાક સુદ્ધાંની મદદ આપવામાં આવતી. રેશમના કીડા પકવવાના ધંધાથી કેટલેક ઠેકાણે, પહાડો વગેરે બીજી હરકતો છતાં, પૈસો એટલો સારો આવ્યો છે કે ત્યાંના લોકો ખુશીથી છોકરાંઓને નિશાળે મોકલે છે. કેટલીક વખત કોઈ ઠેકાણાના અગાઉના મોટા ડાઇમ્યોએ કેળવણીને સારૂં ઉત્તેજન આપેલું હોવાથી ત્યાંના લોકો મૂળથીજ કેળવણીની તરફેણમાં ટેવાઈ ગયલા હતા; તો કેટલીક વખતે નાના ડાઇમ્યો જે ઠેકાણે હોય તે ઠેકાણે નિશાળો ન હોય તો કામ અઘરૂં પડતું. કેટલીક વખતે છોકરીઓને માટે ખાસ સગવડો કરવામાં આવે છે; તેમને ઓછા કલાક હાજરી આપવાની છૂટ કરી આપવામાં આવે છે, કે ઓછાં વર્ષ ભણવાની ફરજ પાડવામાં આવે છે. જાપાની છોકરીનું મુખ્ય કામ પોતાના વાંસા પર છોકરૂં રાખવાનું ગણાતું હોવાથી, તેને પણ નિશાળે સાથે લાવવાની રજા આપવામાં આવે છે. કેટલીક વખતે એવી છોકરીઓને માટે ખાસ ઓરડા નીમવામાં આવે છે, ને કેટલીક વખતે બીજી છોકરીઓ સાથે તેમને બેસવા દેવામાં આવે છે, ને છોકરૂં જો ચીડાઈ જાય તો તેને બહાર લઈ જઈ શાન્ત પાડવામાં આવે છે. છોકરાંઓ સુદ્ધાં પીઠ પર છોકરાંઓ સાથે નિશાળે આવે છે. પણ મોટાં શહેરોમાં આ બધું હવે બંધ કરવામાં આવે છે. છેવટે સરકારને પૈસા વધારે વાપરવાની છૂટ થઈ, એટલે ઘણા જિલ્લાઓમાં જલદીથી સુધારા થતા માલૂમ પડ્યા; નિશાળો વધારે કાઢવામાં આવી, ફી વધારે સંખ્યામાં માફ કરવામાં આવી, અને જરૂરની વસ્તુઓની મદદ પણ વધારે છોકરાંઓને આપવામાં આવી.

૮૮. છોકરાંઓના જન્મની યાદી પરથી, નિશાળે જઈ શકે એટલી ઉમ્મરની લગભગ પહોંચેલાં છોકરાંનાં નામની નોંધ તૈયાર કરવી, એ ગામના હાકેમનું કામ છે. કોઈ કુટુંબ પોતાનું રહેઠાણ બદલી બીજે ઠેકાણે જાય તો પોલીસની મારફતે કેળવણીના અધિકારી વર્ગને તેની ખબર પડે છે.

**હાજરી મેળવવાના ઉપાયો.**

શારીરિક કે માનસિક અશક્તિને લીધે, અથવા અતિશય ગરીબાઈને લીધે, અથવા છ વર્ષનાં છોકરાંને નિશાળ બહુ દૂર પડતી હોય તો તેને લીધે હાકેમ થોડોક વખત કે હમેશ નિશાળે આવવામાંથી છોકરાંને મુક્ત કરી શકે. બહુ નાનાં ગામોમાં ને પહાડી મુલકોમાં શરૂઆતનાં એક કે બે વર્ષ સુધીનું શિક્ષણ આપનારી નાની શાખાઓ ખોલવામાં આવ્યાથી કેટલેક ઠેકાણે છેલ્લી હરકત દૂર થાય છે. હાકેમે નોંધ તૈયાર કર્યા પછી, છોકરાંઓને નિશાળે મોકલવાની માબાપોને ખબર આપવામાં આવે છે, ને નિશાળના શિક્ષકોને તે વિષે સાવચેતી આપવામાં આવે છે. જો છોકરાંઓ, ખબર મળ્યા પછી એક અઠવાડીઆમાં ન આવે, તો શિક્ષકને તે વિષે હાકેમને માહીતી આપવી પડે છે; અને તે ત્યાર પછી ઘટતાં પગલાં લે છે. છતાં આ વિષેના ગુનેહગારની ફરીઆદ, કે તેના પર દંડ કરવામાં આવતાં નથી; માત્ર સમજાવીનેજ કામ લેવામાં આવે છે. ઘણુંખરૂં હાકેમને એના કામમાં દશેક માણસનાં એક મંડળની મદદ આપવામાં આવે છે; તેમાંના કેટલાક પ્રજાકીય પ્રાથમિક શાળાઓમાં શિક્ષકનું કામ કરનારા હોવા જોઈએ.

૮૯. છેલ્લાં થોડાંક વર્ષોમાં છોકરીઓની હાજરીમાં થયલા મોટા વધારાની નોંધ લેવા લાયક છે. દશ વર્ષ પહેલાં છોકરાઓ ને છોકરીઓનું હાજરીનું પ્રમાણ ૨ થી ૧ નું હતું; હવે ૯ થી ૮ નું છે. કેળવણીનાં મંડળો ને અધિકારી વર્ગ હાજરીને ઘટતું ઉત્તેજન આપે છે તેથી, તેમજ કેળવણીની અગત્ય વધારે માલૂમ પડી છે તેથી ને છોકરાંઓના વડીલો તેમની ફરજ બરાબર અદા કરે છે તેથી આવું સારૂં પરિણામ

**હાજરી સુધારવાના રસ્તા.**

ધારાનું ગાળવું પડે છે. ઉચ્ચતર પ્રાથમિક શાળાઓ વધારે આઘી હોય છે; તેમાં આવનાર છોકરાંઓને છ કે આઠ માઈલ દૂર પણ આવવું પડે છે, કે તે ન ફાવે તો પાસે ઓરડીઓમાં રહેવું પડે છે. **જા**પાની શહેરો પહોળાણના કરતાં લંબાણમાં વધારે હોવાથી તેમને દરેક છેડે, એક સાધારણ પ્રાથમિક શાળા રાખવામાં આવે છે ને મધ્યમાં ઉચ્ચતર પ્રાથમિક શાળા. આખા **જા**પાનમાં દરેક નાના શહેર કે ગામ દીઠ બે નિશાળો હોય છે.

**ક્દ.** ૯૨. વધારાના ક્રમો ન ગણાતાં, દરેક સાધારણ પ્રાથમિક શાળામાં સરેરાસ ૩ શિક્ષકો અને ૧૫૦ શિષ્યો હોય છે, અને ઉચ્ચતર પ્રાથમિક શાળામાં ૩ શિક્ષકો અને ૧૨૦ શિષ્યો હોય છે. કેટલીક શાળાઓ ઘણી મોટી પણ હોય છે; મોટામાં મોટી એકમાં, સાધારણ પ્રાથમિક કેળવણી લેતાં ૨,૩૦૦ છોકરાં હતાં, ને ઉચ્ચતર પ્રાથમિક કેળવણી લેતાં ૧,૨૭૦ હતાં, તેમાં કુલ્લે શિક્ષકો ૪૯ હતા.

**મકાનો.** ૯૩. કેળવણીની પાછળ **જા**પાની લોકો બહુ પૈસો નાંખી શકે છે તેનું કંઈ કારણ એ પણ છે કે પગાર ને મકાનો પાછળ તેઓ બહુ પૈસા ખરચતા નથી. ત્યાં ઇમારતો ભપકાભેર કરવામાં નકામો વ્યય થતો નથી. ઘણુંખરાં મકાનો લાકડાનાં હોય છે ને તેમાં કાગળની બારીઓ હોય છે. નવાં હોય છે ત્યારે એ મકાનો સારાં જણાય છે પણ જૂનાં થાય છે ત્યારે કાગળો ફાટી જાય છે, ને લાકડાં પર મેલ જણાઈ આવે છે. રમવાની જમીનમાં બાજુ પર હીંચકો કે કંઈ કસરતનાં સાધનો સિવાય બાકી કંઈ હોતું નથી. પણ મકાનો અંદરથી જેવાં જોઈએ તેવા સોઇવાળાં હોય છે. અજવાળું હોય છે અને શિખવવાનાં બધાં સાધનો હોય છે. નકશા, નમૂના, ચિત્રો વગેરે ભીંતો પર લટકાવેલાં નથી હોતાં, છતાં નિશાળમાં હોય છે. દરેક શાળાનું મકાન ખાસ બંધાવેલું હોય છે, તેથી ત્યાં ભાડાનાં મકાનોના

૫૦. જાપાની લોકોની અદ્ભુત વશ્યતા અને શહેનશાહના હુકમને તાબેદારીને લીધે સુધારા ઘણા જલદીથી થયા કહેવાય છે.

**સુધારા મહેનતથી થયા છે, ચમત્કારથી નહિ.** પણ અગાઉ બતાવેલા આંકડાઓ પરથી જણાશે કે ઘણાં વર્ષો સુધી સુમારે અડધા ઉપરાંત લોકોએ શહેનશાહના હુકમને માન આપ્યું નહોતું, અને હજી ચોથે ભાગે લોકો છોકરીઓના સંબંધમાં માન આપતા નથી. હજી કરવાનું ઘણું બાકી છે, અને જે સુધારા પ્રાથમિક કેળવણીમાં થયલા જેવામાં આવે છે તેમાં પણ ચમત્કાર ઉપજાવે એવું કંઈ નથી. હાલના સુધારા જનસમાજનાં જુદાં જુદાં મંડળો ને વ્યક્તિઓ, શિક્ષકો અને જુદા જુદા અધિકારીઓના ત્રીસ વર્ષના અથાગ શ્રમથી ધીમે ધીમે થવા પામ્યા છે. બધાના સામટા પ્રયત્નોને પરિણામે નિશાળનાં ઉપયોગીપણામાં ન માનતાં હોય એવાં માબાપો પણ હવે અનિવાર્ય, ને નહિ અટકાવી શકાય એવા સુધારા સહી લે છે, ને તેઓ પોતાનાં છોકરાંને નિશાળે મોકલવાની ના પાડતાં નથી; અને માબાપ છોકરાં પાસે કામ કરાવવા ઇચ્છતાં હોય તોએ છોકરાંઓ નિશાળે જવા આગ્રહ કરે છે.

૫૧. કેળવણી ફરજીઆત થાય એટલે જોઇતી સંખ્યામાં નિશાળો પૂરી પાડવાનો સવાલ અગત્યનો થઈ પડે છે. નિયમ

**નિશાળોની જોઈતી સંખ્યા.** પ્રમાણે, પહેલા વર્ષનાં છોકરાંથી ૩૦ મિનિટમાં જઈ શકાય એટલે દૂર નિશાળ જોઈએ; પણ જ્યાં વસ્તી આછી હોય ત્યાં આ પળાવવું અશક્ય છે. સાધારણ રીતે નિશાળ ૧$\frac{1}{2}$ થી ૨$\frac{1}{2}$ માઇલ વધારેમાં વધારે દૂર હોય છે. કેટલેક ઠેકાણે છોકરાંને ૪ માઇલ દૂરથી આવવું પડે છે, ને તેઓ ઘેરથી સવારમાં ૭–૩૦ એ નીકળે છે; અને કેટલેક ઠેકાણે, પહાડમાં આઘે લાકડાં કાપનારા કે કોયલા બાળનારાનાં છોકરાં તો તેથી પણ આઘેથી આવતાં હોવાથી નિશાળમાં મોડાં પડે છે, ને તેથી તેમને ભણવા પાછળ એકાદ વર્ષ વ-

પ્રાથમિક શાળાઓમાં હોતાં નથી; જાપાનીઓ માત્ર ગરમ કપડાં પરજ આધાર રાખે છે. વર્ગોના ઓરડાઓમાં પાટલીઓ ને મેજો હમેશ પૂરા પાડવામાં આવે છે, લખવાનું પાટીઉં કેટલીક વખત ઘોડી પર હોય છે પણ સાધારણ રીતે તે ભીંતમાં જડેલું હોય છે, ને પહોળું આખી ભીંત જેટલું હોય છે. ઉત્તમ નિશાળોમાં રંગવાળો ને ધોળો સફેતો જોઈએ તેટલો હોય છે. વાંચવાના પાઠોમાં તેમજ નીતિના પાઠોમાં ચિત્રો સારાં આપેલાં હોય છે. ઉદાહરણ આપવા સારૂ ઘણી વખતે એકાદ નાનું સંગ્રહસ્થાન પણ હોય છે, તેમાં જુદાં જુદાં પક્ષીઓ, જાનવરો, ને છોડવાઓના, જીવજંતુઓના, ધાતુઓના, ને બીજા સાધારણ પદાર્થોના નમૂના રાખેલા હોય છે. કેટલેક ઠેકાણે લડાઈના વહાણોના સારા નમૂનાઓ હોય છે. ઉચ્ચતર પ્રાથમિક શાળામાં શરીરના ભાગો બતાવનારા નકશાઓ ને નમૂનાઓ, ને વિજ્ઞાનનાં કેટલાંક સાધારણ ઉપકરણો હોય છે. શિક્ષકોને સારૂ પણ કોઈપણ જાતનું પુસ્તકાલય ક્વચિત્ જોવામાં આવે છે. કેળવણી આપવામાં મેજીક લેન્ટર્ન ( અદ્ભુત દીવા )નો ઉપયોગ કરી શકાય એ પણ ત્યાંની શાળાઓમાં બહુધા જોવામાં આવતું નથી. શરીરની કસરતોને માટે લાકડાનાં ડમ્બ-બેલ ( નાનાં વિલાયતી મગદળ ) દરેક નિશાળમાં આપવામાં આવે છે, ને મોટા છોકરાઓને ખરી કે ખોટી, હલકી બંદૂકો આપવામાં આવે છે. કેટલીક નિશાળોમાં ખેતીનું કંઈક જ્ઞાન અપાય છે, પણ તે માટે જોઈતી જમીન હોતી નથી.

**નિશાળના કલાકો.** ૫૭. ઉનાળામાં નિશાળનું કામ સાધારણ રીતે ૭ થી ૧૧ કે ૧૨ સુધી થાય છે; બીજી ઋતુઓમાં ૮ થી ૨, અથવા ૯ થી ૩. નાનામાં નાના છોકરાઓના વર્ગ ત્રણ કલાકને અન્તે છોડી મૂકવામાં આવે છે. છોકરાંઓ બને તો બપોરે ખાવાને ઘેર પાછાં જાય છે; અથવા તો તેઓ ચવેણું સાથે લઈને આવે છે. ઘણાંજ ગરીબ છોકરાંઓને ચવેણું નિશાળ તરફથી આપવામાં

પૈસા આપવા પડતા નથી. કેટલીક વખતે નકામું થયલું બૌદ્ધ દહેરૂં પણ શાળા તરીકે ખપમાં લેવાય છે. નિશાળનું મકાન કંઈ ખાસ વિપત્તિકાળ સિવાય બીજે કોઈ વખતે બીજા કામોમાં લેવાતું નથી.

**જગા.** ૯૪. નિશાળની જગા એવે ખુલ્લે ઠેકાણે હોવી જોઈએ કે જ્યાં છોકરાઓની નીતિને, કે ઘોંઘાટથી શિક્ષકને વાંધો ન આવે, ને છોકરાઓને કોઈ પણ જાતની ધાસ્તી ન હોય. શહેરમાં હમેશ ઘોંઘાટથી દૂર જવાતું નથી, છતાં જગાઓ સાધારણ રીતે સારી પસંદ કરેલી હોય છે. કસરતને માટે ઉઘાડો વાડો હોવો જોઈએ, ને બને તો હવા ખરાબ હોય, ત્યારે કસરત કરવાને, એક બંધીઆર ઓરડો પણ જોઈએ. જાપાનમાં ઉત્તર વિભાગમાં થંડી ઘણી સખત પડે છે, ત્યાં આવા ઓરડાની ખાસ જરૂર છે.

**મકાનોની રચના.** ૯૫. મકાનોની રચનાને માટે નિયમો છે, પણ તે પ્રમાણે થતું નથી. મોટી પ્રાથમિક શાળાઓને સાધારણ રીતે બે માળ હોય છે ને મકાનો જુદા જુદા બધા ઘાટનાં હોય છે. મકાનોનો આધાર પાયા પર નહોતાં છાપરાં પર હોવાથી જાપાનનાં ભારે નળીઆં તે પર હોય છે. કેટલીક પ્રાથમિક શાળાઓમાં ઉચ્ચતર શાળાઓની પેઠે નીતિ સંબંધી ભાષણો આપવાનો એક મોટો ઓરડો પણ હોય છે, ને ત્યાં અમુક અમુક વખતે સલામી આપવાને શહેનશાહની છબી પણ રાખેલી હોય છે. શિક્ષકને માટે પણ ઓરડી હોય છે. ગામડાંની નિશાળમાં કોઈ વખતે શિક્ષકને રહેવાની જગા આપવામાં આવે છે; તેમ ન બને તો રાત્રે ત્યાં કોઈ બીજાને સુવાડવામાં આવે છે.

**સાધનો.** ૯૬. છોકરાઓ લાકડાના જોડા ને છત્રીઓ નિશાળના વર્ગની બહાર મૂકે છે; માત્ર ઘાસની સપાટો સાથેજ છોકરાઓને નિશાળની અંદર જવા દેવામાં આવે છે. થંડીના દહાડામાં ઓરડાઓ અંદરની હવા ગરમ કરવાનાં સાધનો

**વર્ગવ્યવસ્થા.**

૯૯. પ્રાથમિક શાળાઓમાં છોકરાઓ મરજીમાં આવે તેવાં કપડાં પહેરી શકે, પણ ઘણુંખરૂં બધાજ જાપાની પહેરવેશમાં નિશાળે આવે છે. શહેનશાહનો જન્મદિવસ કે એવો કોઈ સારો દહાડો હોય ત્યારે છોકરાઓ તેમજ છોકરીઓ સારાંમાં સારાં કપડાં પહેરીને નિશાળે આવે છે. છોકરાંઓ સાધારણ રીતે ઠીક સુઘડ ને સ્વચ્છ હોય છે; પણ જાપાનમાં પ્રવાસથી મળતો બીજાનો આનંદ ઓછો કરી નાંખનારા કંટાળો ઉપજાવે એવા તેમના મોં પરના ચાઠાંઓના દેખાવ થોડાક તો હોવાનો સંભવ હોય છેજ. નિયમવશ રહી શિક્ષકને માન આપવા તરફ છોકરાંઓનું વલણ મૂળથી હોય છે, પણ ગૃહશાસનના અભાવ ને શિક્ષકની બેદરકારીને લીધે છેક નીચલા વર્ગો બરાબર અદબમાં રહેતા જણાતા નથી. બાકી છોકરાઓ જેમ મોટા થાય છે તેમ તો લોકમતના બળથી પણ દાબમાં રહે છે. શિક્ષક ન છૂટકે ગેરહાજર હોય, તો વર્ગ પોતાની મેળે શિક્ષણનું કામ ચલાવી લે છે; છોકરાં વારાફરતી વાંચે છે ને હોશિયાર છોકરાઓએ ભૂલો સુધારવી જોઈએ એમ ધારી લેવામાં આવે છે. પાઠ શરૂ થતાં પહેલાં વર્ગ ને શિક્ષક એક બીજાને નમન કરે છે; ને શિક્ષક પ્રશ્ન પૂછે ત્યારે બારેક છોકરાઓ સામટા હાથ બતાવે છે તેમાંથી એ એકાદનું નામ દઈ તેની પાસે ઉત્તર ઇચ્છે છે. અંકગણિત વખતે, હમેશ એક છોકરાને પાટીઆ પર હિસાબ ગણવા બોલાવાય છે; આવે ત્યારે ને જાય ત્યારે એ નમન કરે છે. પાટીઆં એટલાં પહોળાં હોય છે કે કેટલાંક છોકરાં એકી વખતે હિસાબ ગણતાં પણ જોવામાં આવે છે. નિશાળનું કામ સમાપ્ત થયે, દરેક વર્ગમાંથી છોકરાઓની એક ટોળી વર્ગનો ઓરડો ને પાસેની ચાલી વાળી નાંખે છે.

**વર્ગનું કદ.**

૧૦૦. સાધારણ પ્રાથમિક વર્ગમાં ૭૦ થી વધારે, ને ઉચ્ચતરમાં ૬૦ થી વધારેની સંખ્યા ન થાય એ ઇષ્ટ ગણાય છે. સંખ્યા ઓછી હોય છે ત્યાં એકજ વર્ગમાં જુદા જુદા વર્ગના છોકરાઓને સાથે શિખવાય છે, કે

આવે છે. ૧૨ થી ૧ ની રજા ઉપરાંત છોકરાંઓને દર કલાકે ૧૫ કે ૨૦ મિનિટનો આરામ લેવા દેવામાં આવે છે. અભ્યાસમાં પાછળ પડી ગએલાં છોકરાંઓને કંઈક અંકગણિતના કામ સિવાય, ઘેરથી પાઠ કરી લઈ આવવાનું પ્રાથમિક નિશાળોમાં સોંપવામાં આવતું નથી.

**નિયમિતતા અને સામયિકતા.**

૯૮. છોકરાંઓની દરકાર લેનારાંઓની ફરજ માત્ર તેમને નિશાળે મોકલવાનીજ નથી, પણ તેઓ નિયમસર જાય તે જોવાની પણ છે. રોજ હાજરી આપનારાં છોકરાંઓને ઘણી નિશાળોમાં મહીને કે વર્ષે નિયમિતતાનાં પ્રમાણપત્રો (સર્ટિફિકેટ) આપવામાં આવે છે; આ મેળવવાની તેમને ઘણી હોંસ હોય છે. ગેરહાજર રહેનારાંઓમાં કેટલાંક માદાં હોય છે, તો કેટલાંક ખબર આપ્યા વગર ગામ છોડી બહાર ગયાં હોય છે, ને કેટલાંકને તેમનાં માબાપ બહાર લઈ ગયાં હોય છે. હાથે કરીને નિશાળે ન જતાં, રખડતાં ફરનારાં છોકરાં ઓછાં હોય છે. મંદવાડ કે બીજા કંઈ કારણસરની ગેરહાજરી હોય તો તે વિષેની માબાપે શિક્ષકને ખબર આપવી પડે છે. તેમ ન થાય તો શિક્ષક હાકેમને કહે છે ને તે યોગ્ય રસ્તા લે છે. ફરજીઆત શિક્ષણના વિષયની પેઠે આમાં પણ સમજૂતીથી કામ વધારે લેવામાં આવે છે. વખતસર નિશાળે ન આવવાના દોષથી સામયિકતાનો ભંગ થાય છે. તે વિષેની ખબર મહીનાને કે વર્ષને છેડે માબાપને આપવામાં આવે છે. નિયમિતતા જળવાય ને વધે તે માટે કલાકો ઓછા કરવામાં આવે છે, કે ખેડુતોને ઘણું કામ હોય ત્યારે કે હવા ખરાબ હોય ત્યારે નિશાળ બંધ કરવામાં આવે છે; અને નાનાં છોકરાંને ઘેર મૂકીને આવવું ન ફાવે તો તેને નિશાળે સાથે લાવવાની પણ છોકરાંઓને છૂટ હોય છે. કેટલીક નિશાળોમાં તો તેવાં નાનાં છોકરાંઓ માટે પથારીઓ, અને રમકડાં પણ રાખેલાં હોય છે. છોકરાંઓને ઘણે દૂરથી આવવાનું હોય છે તોએ તેઓ સાધારણ રીતે વખતસર નિશાળે આવે છે. પણ દેખીતા વખતસરપણાનું કાંઈ કારણ નિશાળના વખતનું સાધારણ રીતનું અનિશ્ચિતપણું છે

તે સિવાય ઘર ને નિશાળનો બીજો કંઈ સંબંધ હોતો નથી. પ્રોફે. શાર્પે જોએલી એક નિશાળ પોતાના શિક્ષકો ને મોટા છોકરાઓના ત્યાં થતા માસિક સમ્મીલનને માટે મગરૂબી ધરાવતી હતી; તે વખતે તેઓએ કંઇ પણ નવું જોયું, સાંભળ્યું કે વાંચ્યું હોય તે વિષે તેઓ વાતચિત કરે છે. બીજે હોય છે તેમ પ્રાથમિક શાળાઓમાં દરેક છોકરાના બે જામીન લેવામાં આવે છે.

**ગરીબ છોકરાંઓને માટે ખાસ નિશાળો.**

૧૦૩. ટોકિયોમાં ખાસ ઘણાં ગરીબ છોકરાંઓને માટે ચાર નિશાળો છે. નિશાળના વખતમાં વરસાદ પડે તો દરેક છોકરાને ઘેર જતી વખતે એક છત્રી ને જોડાની જોડ આપવામાં આવે છે. ચોપડીઓ, કાગળ, પેન્સિલ બધું મફત પૂરૂં પાડવામાં આવે છે. દાખલ થવા ઇચ્છનાર છોકરાંની ગરીબાઈ વિષે નિશાળનો મુખ્ય અધિકારી નિર્ણય કરે છે.

**વર્ગના છોકરાઓની સંખ્યા ને ઉમ્મર.**

૧૦૪. નિશાળમાં વર્ષો પ્રમાણે વર્ગો બનાવવામાં આવે છે, ને વર્ષમાં એકજ વાર છોકરાઓને ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવે છે. એક વખત હોશિયાર છોકરાઓ વર્ષમાં બે વાર ચઢી શકતા હતા, પણ હવે આ બંધ કરવામાં આવ્યું છે અને હોશિયારમાં હોશિયાર છોકરાઓ પણ નીમેલા વખત કરતાં વહેલા અભ્યાસક્રમ પૂરો કરી ન શકે એવો નિયમ કરવામાં આવ્યો છે. તેથી ઉલટા ઓછી પ્રવીણતા કે મંદવાડ કે બીજી કંઈ હરકતને લીધે કેટલાક સૌથી વધારે પાછળ પડતા છોકરાઓને વર્ગમાં એક વર્ષ વધારે રાખી મૂકવામાં આવે છે; ફરજીઆત ચાર વર્ષનો ક્રમ એટલો સ્હેલો છે કે કોઈ પણ એ વખતસર પૂરો કરે એમ ધારી કેટલીક શાળાઓમાં આમ નથી કરવામાં આવતું. ઠાઠ છોકરાઓને જો આવી રીતે હોશિયારની સાથે રાખવામાં આવે તો હોશિયારને અભ્યાસમાં પાછળ

આખી શાળાને પણ એમ શિખવાય છે. ૫,૬૦૦ ઉપર સાધારણ પ્રાથમિક શાળાઓ આમ એક વર્ગવાળી છે ને શિક્ષકશાળાઓને અંગે રાખેલી પ્રયોગશાળાઓ પણ આવી જોવામાં આવે છે. આખા દેશમાં સરેરાસ,સાધારણ વર્ગમાં ૫૫ છોકરાં,, ઉચ્ચતર વર્ગમાં ૪૩, ને વધારાના વર્ગમાં ૧૯ થી ૨૩ હોય છે.

**એક વર્ગવાળી નિશાળો.**

૧૦૧. એકજ વર્ગમાં જુદાં જુદાં વર્ષોનાં છોકરાંઓને બેસાડવામાં આવે છે ત્યારે કેટલાંક હિસાબ ગણે છે તો કેટલાંક વાંચે છે, ને બીજાં કેટલાંક અક્ષરો પકકા કરે છે; પછી કેટલીક વખત આખો વર્ગ એકી વખતે "કુદરતનો અભ્યાસ" કે બીજા કોઈ સાધારણ વિષયના શિક્ષણમાં રોકાય છે. પાટીઆં આખી ભીંત જેટલાં પહોળાં હોય છે એટલે એકી વખતે જુદાં જુદાં વર્ષોનાં છોકરાં પાસે હિસાબ તે પર ગણાવી શકાય છે.

**શાસન.**

૧૦૨. શાસન વિષે ૫૨ મા પરિચ્છેદ (પેરેગ્રાફ) માં ઘણુંખરૂં આવી ગયું છે. ઈનામો અપાતાં નથી; પણ ઘણી વખતે સારી વર્તણુકનાં કે નિયમિત હાજરીનાં પ્રમાણપત્રો આપવામાં આવે છે. શિષ્યવૃત્તિઓ હોતી નથી. વિચાર કે પસ્તાવો કરવા વખત મળે એમ ધારી નિયમભંગ કરનાર છોકરાંને નિશાળમાં એકાદબે કલાક રોકી રાખવાની શિક્ષા કરવામાં આવે છે. મારવાનો પ્રતિબંધ છે, તોપણ કાનથી ખેંચીને છોકરાને શરમાવવા ખાતર જુદો કાઢી શકાય છે; પણ આ પ્રમાણે કરવાનો ખાસ હક કદાચ કવાયત કરાવતી વખતે કસરતમાસ્તરનોજ હશે. વર્ષનો એક ભાગ પૂરો થયે શિક્ષક, શિષ્યના દરેક વિષયમાં કરેલા કામનો વર્ગ પાડી, તેના માબાપને તેથી વિદિત કરે છે, તેમજ નિશાળમાં પણ તેની નોંધ રાખે છે. ઉત્તમ છોકરાઓને કેટલીક વખત ઘેર બોલાવી શિક્ષણ આપવામાં આવે છે;

**છોકરાછોકરીઓની સાથે કેળવણી.**

૧૦૬. કૉન્ફ્યૂશ્યસનો એવો મત હતો કે બે જાતનાં છોકરાંઓ સાત વર્ષની ઉમ્મર પછી એકજ ઓરડામાં ન બેસવાં જોઈએ. આ મત હજી ઘેર્મોસાના બેટમાં પળાય છે. એકજ વર્ષની છોકરીઓની વર્ગ કરી શકાય એટલી સંખ્યા જાપાનમાં કોઈ નિશાળમાં હોય તો બન્ને જાત જુદી પાડવામાં આવે છે; પણ પહેલા અને બીજા વર્ષમાં આ નિયમ અવશ્યે લાગુ પડતો નથી. મુખ્યત્વે કરીને મોટાં શહેરોમાં પ્રાથમિક શાળાનાં બધાં વર્ષોમાં છોકરાછોકરીઓને જુદાં બેસાડવામાં આવે છે, બાકી ગામોમાં તો બધાં આઠે વર્ષ સાથે બેસાડી શકાય છે. છોકરીઓના વર્ગ ઘણે ભાગે સ્ત્રીઓ શિખવે છે, તેવીજ રીતે પહેલા બે વર્ષના મિશ્રિત વર્ગો પણ સ્ત્રીઓ શિખવે છે; પણ સ્ત્રીશિક્ષકો જોઈએ તે પ્રમાણમાં બહુ ઓછી છે.

**સાધારણ પ્રાથમિક શાળાઓમાં ભણવાના વિષયો.**

૧૦૭. સાધારણ પ્રાથમિક શાળાઓમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, અંકગણિત, ને કસરતનું શિક્ષણ લેવાનું હોય છે; તેમાં ચિત્રકર્મ, ગાયન, હાથની કળાનું કામ, ને સીવવાનું ઉમેરી શકાય.

**નીતિનાં તત્ત્વો.**—શહેનશાહના હુકમ પ્રમાણે નીતિનું જુદું શિક્ષણ અપાય છે. તેમાં આચારમાં અનુકરણ કરવા લાયક સ્હેલા અને યોગ્ય દૃષ્ટાંતો આપવામાં આવે છે. શરૂઆતથીજ, શહેરી તરીકેના ધર્મ બતાવવામાં આવે છે, અને રાજ્યવફાદારી અને દેશાભિમાનનાં બી રોપાય છે. ખાતા તરફથી નિશાળોમાં બરાબર કામમાં આવે એવી ત્રણ ચોપડીઓ બહાર પાડવામાં આવી છે, અને ઘણીખરી શાળાઓમાં યોગ્ય ચિત્રો હોય છે, જેવાં કે સારો છોકરો ચુંટવાની મના તરફ લક્ષ દોરે છે ત્યારે ખરાબ છોકરો ફળના મોર ચૂંટે છે.

પડી રહેવા દેવા પડે, પણ કોઈ છોકરૂં બીજાથી જલદીથી આગળ નીકળી શકતું નથી; કારણ કે ત્યાં ચીનની ભાષાના અક્ષરો સર્વેને અવશ્ય શીખવા પડે છે, તેથી અભ્યાસ વધવામાં ખલેલ પડે છે. એટલે પ્રાથમિક શાળાઓમાં છોકરાંઓની સાધારણ ઉમ્મર ૬ થી ૧૦ કે ૧૧ ની પહેલા ભાગમાં, અને ૧૦ થી ૧૪ કે ૧૫ ની ઉપલા ભાગમાં હોય છે.

**અભ્યાસમાં ને શાળાના દરજ્જામાં વધારો.**

૧૦૫. ઉપલા વર્ગમાં ચઢાવવાનું નક્કી કરવાનું શિક્ષકના હાથમાં હોય છે. કેટલીક નિશાળોમાં અમુક વખતને અન્તરે અને દરેક ક્રમને છેડે શિક્ષકો પરીક્ષા લેતા હતા, પણ થોડોક વખત થયાં ખાતાતરફથી આવી રીતે નિયમસર પરીક્ષા લઈ છોકરાઓને વર્ગ ચઢાવવાની રીતનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે, ને છોકરાઓના રોજના ગુણ અને સાધારણ જ્ઞાનનો આધાર લેવાની ભલામણ કરવામાં આવી છે. સાધારણ પ્રાથમિક શાળામાંથી છોકરો ઉચ્ચતર પ્રાથમિક શાળામાં જાય ત્યારે પણ એમજ કરવાનું હોય છે; તેને માટે પણ પરીક્ષા નથી, ને શિક્ષક જો છોકરાના કામથી સંતોષ પામ્યો હોય તો એ વિષે છોકરાને પ્રમાણપત્ર આપે છે. આ પ્રમાણપત્રો જણાઈ આવે એવી રીતે શરીરના ભાગ પર છોકરાઓ લટકાવી, શિક્ષકની સાથે બધા છબી લેવડાવે છે. ખરૂં છે કે ઘણીખરી ઉંચી કેળવણી આપનારી નિશાળોમાં દાખલ થતાં છોકરાઓને પ્રવેશક પરીક્ષા આપવી પડે છે, પણ એ તો આકસ્મિક છે; કારણ કે જગા હોય તેના કરતાં દાખલ થવા ઇચ્છનારાઓની સંખ્યા ઘણીવાર વધી જાય છે. પ્રાથમિક શાળાઓમાં સંતોષ આપવાને છોકરાઓએ દર વિષયમાં ૮૦ ટકા ગુણ મેળવવા પડે છે; પણ આમાં નિષ્ફળ કોઈ નીવડતા નથી. ક્યાં તો અભ્યાસક્રમ એવો હોવો જોઈએ કે તેમાં સારા નરસા પારખવાની બારી ઓછી હોય કે ક્યાં તો જાપાની શિક્ષકો સ્હેલથી સંતોષાતા હોવા જોઈએ.

૧૦૮. સાધારણ પ્રાથમિક શિક્ષણને અન્તે, છોકરૂં કેટલું જાણે છે? ભાષાજ એવી જાતની છે કે જે જ્ઞાન સંપાદન થાય

**કેટલું શીખાયું.**

છે તેના પ્રમાણમાં તેની પાછળ વખત ને મહેનત બહુ જાય છે. ઉપરનો ક્રમ પૂરો કર્યા પછી છોકરૂં ભાગ્યે સ્હેલામાં સ્હેલી હકીકત લખી શકે છે, કે સ્હેલામાં સ્હેલા દાખલા ગણી શકે છે. તે ઉપરાંત, ભાષાના સંખ્યાબંધ અક્ષરો ફરીફરીને શીખવામાં ન આવે તો તે ભૂલી જવાય એવા હોય છે. જેમને નિશાળ મૂકી દીધાને બેત્રણ વર્ષ થયાં હોય એવા માણસો પોતાનું નામ લખવા સિવાય બીજું કંઈ જાણતા હોતા નથી. તે લોકો જાતે આ ગેરફાયદો સમજે છે, તેથી ફરજીઆત લસ્કરી નોકરીમાં જતાં સુધી ઉચ્ચતર પ્રાથમિક શાળાઓ, કે વધારાના અભ્યાસક્રમદ્વારા અભ્યાસ જારૂ રાખવા તરફ તેમનું વલણ વધતું જાય છે. અધિકારી વર્ગ પણ ચાર વર્ષને બદલે બીજાં બે વધારી છ વર્ષ ફરજીઆત કેળવણી દાખલ કરવાનું ધારે છે. આથી કંઈ એમ ન સમજવું કે ચાર વર્ષની કેળવણી નકામી જાય છે; ઉલટું જેટલી મળે છે તેટલીની અસર શરીર ને નીતિ પર અસર શ્રેષ્ઠ થાય છે. પણ ઘણુંખરૂં મનોબળ સ્મરણશક્તિ કેળવવામાં વપરાયું છે; એ શક્તિ જાપાનમાં પરંપરાના બળને લીધે અસાધારણ રીતે કેળવાયલી છે.

૧૦૯. ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, અંકગણિત, જાપાનનો ઇતિહાસ, ભૂગોળ,

**ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં ભણવાના વિષયો.**

વિજ્ઞાન, ચિત્રકર્મ, ગાયન, ને શારીરિક કસરતોનું શિક્ષણ લેવાનું હોય છે; પણ કેટલાક સંજોગોમાં ગાયન ને વિજ્ઞાન બાદ કરાય. હાલમાં એવો હુકમ કરવામાં આવ્યો છે કે ખેતી, વેપાર કે હાથની કળાનું કામ (પૂર્વે બધાં ઐચ્છિક) ઉમેરવું જોઈએ; ને છોકરીઓને ગુંથણકળાનું શિક્ષણ અપાય.

**જાપાની ભાષા:**—છોકરાંઓ **જાપાની** અક્ષરોથી શરૂ કરીને **ચીન**-ની ભાષાના અક્ષરો સુધી લખતાંવાંચતાં શીખવા માંડે છે; ને ૪૭ અક્ષરોનો દરેક એવા બે **જાપાની** અક્ષરમાળા અને ૭૦૦ **ચીની** અક્ષરો ચાર વર્ષમાં શીખી જાય છે. દરેક વર્ષ સારૂ બે વાચનનાં પુસ્તકો હોય છે, તેમાં ત્રીજા ને ચોથા વર્ષમાં શીખવાને ઇતિહાસ, ભૂગોળ, ને વિજ્ઞાનનો સ્પષ્ટ બોધ હોય છે. **જાપાની** લખાણ તે ખરે એક જાતના ચિત્રકામ જેવું હોય છે; લેખનકળા તે એક રસિકકળા ગણાય છે ને તેના સારા નમૂના ભીંત પર લટકાવી મૂકવામાં આવે છે. તે ઉપરાંત, લેખનકળાનો રક્ષક એક દેવ, ટેન્જીન નામનો છે; તેના મંદિરમાં ઉત્તમ અક્ષરો સમર્પણ કરવામાં આવે છે. ખભામાંથી છૂટે હાથે અક્ષરો લખવાથી, શરૂઆતથીજ, હાથને અને આંખને સરસ અભ્યાસ પડે છે.

**અંકગણિત:**—**જાપાની** અને **અંગ્રેજી** આંકડાઓમાં સંખ્યા ગણતાં ને લખતાં શરૂ કરીને છોકરાંઓ ૧૦૦ સુધીની આરમ્ભની ચાર રીતો—સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર—શીખવા માંડે છે. ચોથા વર્ષમાં વજન, માપ, રીક્રા, ને વખતના કંઇક જ્ઞાન સાથે દશાંશના સરવાળા—બાદબાકી શિખવાય છે; તે ઉપરાંત, **જાપાનના** લખોટાયંત્ર પર સરવાળા—બાદબાકી પણ શિખવાય છે.

**કસરત:**—નાનામાં નાનાં છોકરાં, તેમને લાયક રમતો, સંગીત સાથે કુચ વગેરેથી શરૂ કરી કવાયત, અને શરીરના અવયવોને સુંદર ને બળવાન બનાવે એવી કસરતો શીખે છે. **જાપાની** નિશાળમાં જેને બરાબર કસરત કહી શકાય એવું કંઈ જોવામાં આવતું નથી.

**ચિત્રકામ, ગાયન, ને હાથની કળાનું** કામ મરજીમાં હોય તો દાખલ કરી શકાય; છોકરીઓ ઘણી વાર થોડુંઘણું **સીવતાં** એટલે સોય ને કાતર કેમ વાપરવી તે શીખે છે.

**ભૂગોળ:**—આમાં ખાસ **જા**પાનની ભૂગોળ આવે છે, પણ અહીંના ત્રીજા વર્ષમાં **જા**પાનની સાથે સંબંધ ધરાવતા પરદેશોની ભૂગોળ પણ ઉમેરાય છે. શિક્ષકોને જેમ બને તેમ દેશાભિમાનનો ઉત્સાહ વધારવા ને ઇતિહાસ, વિજ્ઞાન, ને ભૂગોળના પાઠોનો સંબંધ જારી રાખવા સૂચનાઓ હોય છે. ભૂગોળના પાઠો પૃથ્વીના ગોળાઓ, નકશાઓ, ચિત્રો, ને નમૂનાઓ સહિત અપાય છે: ને ઘણી નિશાળોમાં વર્ગના ઓરડાઓના, નિશાળનાં મકાનનાં, ગામના, વગેરેના નકશાઓ દોરાવી આ વિષયની શરૂઆત કરાવાય છે. કેટલાક શિક્ષકો વધારે ઉત્સાહી હોય છે તે એકદમ ગામ કે શહેરના નકશા દોરતાં શિખવે છે; અને કેટલાક હજી જૂની રીત પ્રમાણે ચોપડીમાંથી ભૂગોળ ગોખાવી મારે છે, અને નકશાના ચોપડીમાંથી નકશા ઉતારી તે વડે સમજુતી આપે છે.

**વિજ્ઞાન:**—પહેલાં બે વર્ષોમાં સાધારણમાં સાધારણ કુદરતના બનાવો, ઘણાં અગત્યનાં જાનવરો, છોડવાઓ ને ધાતુઓનાં નામ, આકાર, ને ઉપયોગ, અને જીવન ને વિકાસના સાધારણ નિયમો વિષે પાઠ અપાય છે. ત્રીજા ને ચોથા વર્ષોમાં સાધારણ પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્રના બનાવો, મૂળ વસ્તુઓ ને તેનાં મિશ્રણો, સાદાં ઉપકરણોની રચના, મનુષ્યશરીરવિદ્યા ને આરોગ્યવિદ્યાનાં તત્ત્વો, ને છોડવાઓ, જાનવરો, ને ધાતુઓનો માણસની સાથે પરસ્પર સંબંધ વિષેનું શિક્ષણ શરૂ કરાય છે. નિરીક્ષણની મદદ લઈ, ચિત્રો, નમુનાઓ, ને સાધારણ ઉપકરણોથી સમજુતી આપવાની શિક્ષકોને સૂચનાઓ હોય છે. ખેતીસંબંધી વિષયો, પાણીમાં ઉપજતી વસ્તુઓ, વેપાર, કે ઘરકસર વિષે પ્રાવે તેમ ખાસ ધ્યાન આપવામાં આવે છે. તેમજ જાનવર કે વનસ્પતિના ભાગોમાંથી બનતા મુખ્ય પદાર્થોની જાત ને ઉપયોગ વિષે ખાસ ધ્યાન અપાય છે. આ બધું અંદર આવી જાય એવી ચોપડીઓ નિશાળને માટે ખાસ તૈયાર કરાવેલી હોય છે, ને ઉદ્ભિજ્જવિદ્યા શીખતાં છોકરાંઓએ છોડવાઓના નમુના કાપી તેના ભાગો કેવી રીતે છૂટા પાડવા તે બતાવવામાં આવે છે. કેટ-

**નીતિનાં તત્ત્વો:**—સાધારણ પ્રાથમિક શાળાઓમાં શિખવાતો ક્રમ જારૂ રખાય છે, ને તે વિસ્તારીને શિખવાય છે. વધારે વીગત બીજે ઠેકાણે આપી છે.

**જાપાની ભાષા:—ચીન**ના અક્ષરોનું શિક્ષણ ૧૨૦૦ સુધી વધારવામાં આવે છે, ને લેખન ને વાક્યરચનાની જુદી જુદી શૈલીઓ શિખવાય છે. છતાં કેળવણી વિષે ઘણા લેખકોએ ટીકા કરી છે કે છોકરાંઓ ઘણી અવ્યવસ્થિત ને અપૂર્ણ રીતે પોતાના વિચારો દર્શાવી શકે છે, ને સંભાષણકળામાં યોગ્ય અભ્યાસ મેળવતાં નથી.

**અંકગણિત:**—વ્યાવહારિક ને દશાંશ અપૂર્ણાંકના શરૂઆતના દાખલાઓમાં પ્રમાણ ને ટકાની ગણતરી કરવાનું શિક્ષણ ઉમેરાય છે. તેમજ વધારામાં લખોટાયંત્ર પર ગુણાકારભાગાકાર કરતાં શિખવાય છે. સ્હેલા માપણીના દાખલા અને નામું લખતાં પણ શીખવી શકાય છે અને છોકરાંઓએ માનસિક અંકગણિત એટલે મનમાં ને મનમાં દાખલા ગણતાં પ્રવીણ થવું પડે છે. નિશાળમાં ગમેતેટલું આવડતું હોય પણ વ્યવહારમાં સ્હેલામાં સ્હેલી ગણતરી પણ જાપાનીઓ મનમાં કરી શકતા નથી. આનો બચાવ એ અપાય છે કે વિચારો શબ્દોથી ન બતાવતાં તે માટે હજારો ઢંગધડા વગરનાં ચિહ્નો રાખવામાં આવેલાં હોય છે એવાં ચિહ્નોથી ઠસેલાં જાપાની મગજમાં, મનમાં દાખલા ગણવાનો અવકાશ હોતો નથી.

**ઇતિહાસ:**—જાપાની પ્રજાની ખીલવણી કેમ થઈ તેનો ખ્યાલ આપવાનો ને પ્રજાને ઘટતી માનની લાગણીને ઉત્પન્ન કરવાનો આ વિષયનો ઉદ્દેશ છે. જૂની રીત પ્રમાણે દેવતાઓ ને તેમના વંશોથી ઇતિહાસ શરૂ થાય છે. તે પછી, જુદા જુદા શહેનશાહોનાં પરાક્રમો વર્ણવવામાં આવે છે. પછી છોકરાંઓને બીજા પ્રખ્યાત પુરુષો, પ્રજાની બહાદુરી, સાહિત્યનો ઉત્કર્ષ, પરદેશીઓનો સમાગમ વગેરેનું બને ત્યાંસુધી ચિત્રો, નકશાઓ, ને નમૂનાઓ સહિત જ્ઞાન અપાય છે.

ને તો બહુ લાંબે સુધી લઈ જવામાં આવે છે. નિશાળની રમતો કેટલીક વખત કોઈ ખેતર કે જાહેર મેદાનમાં રમાડાય છે; ને કોઈ કોઈ વખત બે-ત્રણ નિશાળના શિક્ષકો એકઠા થઈ રમતો માટે સામટા મળવાની વ્યવસ્થા કરે છે.

**હાથની કળાનું કામઃ**--કાગળ, માટી, ઘાસ, લાકડું, વાંસ, ધાતુ, કે બીજી કંઈ ત્યાં મળી શકે એવી વસ્તુનું સ્હેલું કામ હાથ કેળવવાને માટે છોકરાંઓને સોંપવામાં આવે છે; પણ આ વિષય હજી હમણાં દાખલ થએલો હોવાથી શિક્ષકોને એ વિષેનું જ્ઞાન નથી, તેથી ભાગ્યેજ કોઈ શાળામાં એ કામ કરાય છે. પ્રો. **શાર્પ**ના જોએલા નમુના ઘણાખરા કાડેલી નેતર ને સુકા ચણાના બનાવેલા હતા.

**સીવવાનુંઃ**--ઉપરના વિષયને બદલે છોકરીઓને, સીવવાનું શિખવાય છે; ખાસ કરીને સાધારણ કપડાંઓ, ને જુદા જુદા સાધનોના ગુણ, કપડાં સાચવવાની ને ધોવાની રીત વગેરે પર સૂચનાઓ અપાય છે.

**ખેતીઃ**--સ્થાનિક સ્થિતિને લાયક વિષયો પસંદ કરાય છે તેમાં જાતજાતની જમીન, નહેરોનું કામ, ખાતરો, હથિયારો, ગોપણી, ને રેશમ તૈયાર કરવાનું વગેરે શિખવાય છે. માછલાં પકડવાનાં સ્થાનમાં દરિયાઈ વ્યાપારના સંબંધનું શિક્ષણ દાખલ કરી શકાય છે. શિક્ષક ચોપડીમાંથી શિખવે છે; વ્યાવહારિક કામ નહિ જેટલું થાય છે; તેનું કંઈ કારણ એ છે કે શીખવાને જમીન નથી હોતી, ને કંઈ એ છે કે ગામડાના છોકરાઓને વ્યાવહારિક જ્ઞાન હોય છેજ એમ ધારી લેવામાં આવે છે. એક વખત, થોડી કેળવણી લીધા પછી **જા**પાની છોકરાઓ હાથમહેનતનું કામ કરવાનું પોતાના દરજ્જાથી નીચું ગણતા હતા; ખેતીનો વિષય દાખલ કરવાથી એ વિષે છોકરાઓમાં રસ ઉત્પન્ન કરાશે ને તેથી નિશાળ છોડયા પછી જમીન પર કામ કરવા જવાનો વધારે સંભવ થશે એવી આશા રાખવામાં આવી હતી. અમુક જ્ઞાન સંપાદન કરવા કરતાં આ રસ ઉપજે એજ ખેતીના વિષયની અગત્ય ગણાય છે.

લીક વખતે છોકરાઓને છોડવા એકઠા કરવાને માટે પર્યટન કરાવવા લઈ જવામાં આવે છે, પણ માધ્યમિક શાળામાં આ પ્રમાણે વધારે કરવામાં આવે છે.

**ચિત્રકળાઃ–** આ વિષયમાં જાપાની છોકરાની સરેરાસ શકિત યુરોપના છોકરાની શકિત કરતાં ઘણી વધારે સરસ હોય છે. ખાસ કરી સાધારણ બનાવોમાં આવતા કે બીજા પાઠોમાં આવેલા ખરા પદાર્થો કે તેના નમૂનાના જુદા જુદા આકારો દોરી કાઢતાં છોકરાઓને શિખવાય છે; કેટલીક વખતે છોકરાઓ પોતાની મરજીમાં આવે તેવા નમુનાઓ પરથી ચિત્રે છે. ચોથા વર્ષમાં સ્હેલું ભૂમિતિનું ચિત્રકામ ઉમેરાય છે.

**ગાયન** સ્હેલા પ્રકારનું એટલું બધું શિખવાય છે કે ત્યાં રહેતા પાદરી લોકો કહે છે કે દેવળોમાં ગાયનોનાં ધોરણ પર આની દેખીતી અસર થતી જાય છે. એક લોકપ્રિય ગાયનમાં, જાપાનમાં પ્રવાસના મોટા રસ્તાનું વર્ણન આપવામાં આવ્યું છે; બીજાં કેટલાંક, નીતિ, ને દેશાભિમાનને ઉત્તેજન આપે એવાં છે.

**કસરતઃ—**સાધારણ કસરતો કરાય છે ને શાવટમાં આવે તેવી રમતો પણ રમાય છે; તે ઉપરાંત, છોકરાઓ પાસેથી નાની બંદુકો સાથે લશ્કરી કવાયત કરાવાય છે. તરવાનું કેટલીક વખતે ઉમેરાય છે. મોટી નિશાળોમાં કવાયત શિખવનાર જુદો શિક્ષક હોય છે; બીજે ઠેકાણે વર્ગના શિક્ષકો આ કામ ચલાવી લે છે. નવી રમતો બનાવવાની આ લોકોની કુશળતા ઠીક હોય છે; કેટલાક ઉનાળાની રજામાં નવી કસરતો શીખવા ખાતર ટોકીઓ જઈ આવે છે. છોકરાછોકરીઓ સાધારણ રીતે એક બીજાથી જુદાં રમે છે, ને નાનાં છોકરાં જેની પાસે હોય તેવાં છોકરાંને જોર વાપરવાની કસરતોમાંથી માફી અપાય છે. વસન્ત ને પાનખર ઋતુના સારા દહાડાઓમાં છોકરાઓને સાધારણ રીતે ચલાવવાની કસરત કરાવાય છે. નાનાં છોકરાંઓને પણ એએક માઇલ ચલાવવામાં આવે છે ને મોટા છોકરા-

બ્યમાં મરવું એ એનો મોટામાં મોટો ખાસ હક હોઈ શકે એવા એના શહેનશાહની કીર્તિ વિષે એના મગજમાં મગરૂબી આવી હોય છે. ખેતી ને વેપારના નિયમો વિષે કંઇક જ્ઞાન એ મેળવી શકયો હોય છે; અને હાથની કળામાં, શરૂઆત પોતાની ભાષા લખવા માંડવાથી કરી, ચિત્રકળાના ખાસ અભ્યાસથી વધારો થયો હોય છે. રસ્તામાં કે ખેતરોમાં ગાઈ શકે તેવાં થોડાંએક સાદાં ગાયનો ગોખેલાં એને યાદ હોય છે; ને એનું શરીર વારંવાર થતી કસરતોથી મજબુત થયું હોય છે; વિજ્ઞાનના સાદા પાઠોથી એની શક્તિઓ તીવ્ર થઈ હોવી જોઈએ. છતાં ટીકાકારો કહે છે કે અક્કલ ન ખીલતાં ગોખણીઆ જ્ઞાન ઘણું આવે છે; અને કંઈ અઘરૂં કામ કરવાની ટેવને માટે જોઈએ તેવાં બી એનામાં રોપાયાં હોય એ પણ શક પડતી વાત છે.

**મુંબઈ સાથે સરખામણી.**

૧૧૧. મુંબઇના પ્રાથમિક શાળાઓના ક્રમ સાથે **જાપાન**ના ક્રમની નીચે પ્રમાણે સરખામણી કરાય.

---

છેક શરૂઆતનો પ્રાથમિક ક્રમ.

| **જાપાન** ( ૪ વર્ગ ). | **મુંબઇ** ( ૨–૩ વર્ગ ). |
|---|---|
| નીતિનાં તત્ત્વો. | ............... |
| વાચન ને લેખન. | વાચન ને લેખન. |
| અંકગણિત. | અંકગણિત. |
| ............... | ભૂગોળ. |
| ( વાંચવાના પાઠ સચિત્ર હોય છે ). | પદાર્થપાઠો. |
| ( ઐચ્છિક ) સાદું ચિત્રકામ. | સાદું ચિત્રકામ. |

**વેપાર**:—શહેરોની નિશાળોમાં ઘણુંખરૂં ખરીદવાવેચવાના ચલણી પૈસાના, માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવાના, વીમા ઉતારવાના વગેરે વિષયો શિખવવાનું શરૂ કરાવાય છે. સાદું વેપારી નામું રાખવાનું પણ શરૂ કરાવાય છે. બીજા વિષયો શિખવતાં પણ આવા વિષયો ધ્યાનમાં રાખવાની ભલામણ કરવામાં આવે છે, ને શાખની અતિશય અગત્ય સમજાવવાની ભલામણ હોય છે. આ સારૂ શિક્ષકોના કામજોગી ચોપડી ખાતા તરફથી છપાવવામાં આવી છે.

**અંગ્રેજી** કેટલીક ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં પહેલેથી છેલ્લે સુધીનાં વર્ષોમાં શિખવાય છે. કેટલેક ઠેકાણે ત્રીજા ને ચોથા વર્ષોમાં શિખવાય છે, ને કેટલેક ઠેકાણે બીલકુલ શિખવાતું નથી. ઉચ્ચાર પહેલા શિખવવા ને પછી લખતાંવાંચતાં ને વાત કરતાં શિખવવું, એવો **અંગ્રેજીના** શિક્ષણસંબંધમાં હુકમ છે. શિક્ષક ઘણુંખરૂં **જાપાની** હોય છે; તોપણ **ચોકોહામા** જેવે ઠેકાણે પ્રાથમિક શાળામાં પણ મહીને રૂ. ૮૨½ ને પગારે અઠવાડીઆમાં ૧૪ કલાક કામ કરનાર પરદેશી નજરે પડે છે. અહીં મેળવાયલાં **અંગ્રેજી** જ્ઞાનની ઘણે ભાગે નહિ જેવી અસર રહે છે.

૧૧૦. **કેટલું શિખાયું.** ફરી પૂછીએ કે છોકરૂં ઉપલા વિષયોનો અભ્યાસ લીધા પછી કેટલું જાણે છે? બધા **જાપાની** અક્ષરો અને ૧૦૦૦ થી ૧૨૦૦ **ચીની** વિચારસૂચક ચિહ્નો એ જાણે છે. તેથી, સાધારણ વર્તમાનપત્રો વાંચે એટલું એનું જ્ઞાન હોય છે. એણે એક સાદો કાગળ લખી શકવો જોઈએ, સાદા હીસાબ રાખી શકવા જોઈએ, ને દુકાનના કામ માટે લખોટાયંત્ર પર ગણતરી કરી શકવી જોઈએ. તે ઉપરાંત, પોતાના દેશમાં ભૂગોળ ને ઇતિહાસ વિષે કંઈક જ્ઞાન એનામાં આવ્યું હોય છે, ને **જાપાનની** પાસે આવેલા દેશો વિષે કંઈક જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે. **જાપાનની** અલૌકિકતા ને દુનિયાના બાકીના ભાગોથી ચઢીઆતી સ્થિતિને વિષે, અને જેને માટે ભવિ-

**વધારાના વર્ગો.**

૧૬૨. જ્યારે ઉચ્ચતર પ્રાથમિક શાળા છોકરાંઓને બહુ આઘી પડે તેમ હોય છે ત્યારે સાધારણ પ્રાથમિક શાળામાં વધારાનું શિક્ષણ આપવાની યોજના રાખવામા આવે છે. એના બદલામાં એવું શિક્ષણ લેનારા છોકરાઓ કોઈ વખત નાના છોકરાઓને શિખવવામાં શિક્ષકને મદદ આપી શકે છે. કેટલીક વખતે આખો ક્રમ પૂરો કરવાને છોકરાઓને વખત નથી મળતો ત્યારે તેઓ આવા વર્ગોનો લાભ લે છે. આવી રીતની નિશાળોની, બીજી રીતની ઉપયોગિતાની પેઠે નીતિસંબંધની ઉપયોગિતા પણ ઠીક ગણાય છે. ખેતરમાં કામ ઓછું હોય ને છોકરાઓને વખત ભારે પડતો હોય ત્યારે શિયાળાના વખતમાં, એ નિશાળોનું કામ ઠીક ચાલે છે. તેમાં જવાથી, છોકરાઓ બહુ ભણે નહિ તોએ તોફાન કરતા તો અટકે છે. ખરૂં છે કે તેઓ બહુ થાકી ગએલા ને આળસુ ને ઉંઘરેટા હોવાથી બહુ કામ થઈ શકતું નથી, છતાં હલકી જાતના કામમાં તેઓ રોકાય તેના કરતાં આ સારૂં. તેમજ શિક્ષકને પણ કામ કંઇ વધારે પડતું હોય એમ મનાતું નથી; કારણ કે, એ, દહાડે નિશાળમાંથી વહેલો ઘેર જાય છે, ત્યાં બહુ થાકી જતો નથી, ને વધારે કામ કરે છે ત્યારે એને પગારમાં કંઈ વધારે રકમ આપવામાં આવે છે. હિંદુસ્થાનમાં રાતની નિશાળો જેમ ફારસ જેવી છે તેવું જાપાનની નિશાળો વિષે માનવાનું કારણ નથી. જોકે, દહાડે છોકરીઓ વધારાના વર્ગમાં ઘણીવાર જતી માલૂમ પડશે તોપણ તેઓ કોઈ દહાડો રાતની નિશાળોમાં જતી નથી. પણ કહેવું જોઈએ કે આ વર્ગોમાં કામ હમેશ અક્ષરશઃ "વધારાનું" થતું નથી; કેટલીક વખત નિશાળમાં એક વખત ચાલી ગએલી ચોપડીઓ ફરીથી વાંચવામાં આવે છે.

## ઉપરનો પ્રાથમિક ક્રમ.

| જાપાન ( ૧, ૨ વર્ષ ). | મુંબઈ ( ૨ વર્ગ ). |
|---|---|
| નીતિનાં તત્ત્વો. | ............ |
| દેશી ભાષા. | દેશી ભાષા. |
| અંકગણિત. | અંકગણિત. |
| જાપાનનો ઇતિહાસ. | હિંદુસ્થાનનો ઇતિહાસ. |
| જાપાનની ભૂગોળ. | હિંદુસ્થાનની ભૂગોળ. |
| વિજ્ઞાન. | પદાર્થપાઠો. |
| ચિત્રકળા. | ચિત્રકળા. |
| ગાયન. | ............ |
| કવાયત. | ............ |
| ખેતી, વેપાર, કે હાથની કળાનું કામ; | ............ |
| કોઈ ઠેકાણે અંગ્રેજી. | |

## ઉત્તમ પ્રાથમિક ક્રમ.

| જાપાન ( ૩, ૪ વર્ષ ). | મુંબઈ ( ૩ વર્ગ |
|---|---|
| નીતિનાં તત્ત્વો. | .............. |
| દેશી ભાષા. | દેશી ભાષા. |
| અંકગણિત. | અંકગણિત. |
| ........... | ભૂમિતિ, ૧ લી ચોપડી યુક્લિડની |
| જાપાનનો ઇતિહાસ. | હિંદુસ્થાનનો ઇતિહાસ. |
| ભૂગોળ, સાધારણ. | ભૂગોળ, સાધારણ. |
| ........... | ,, પ્રાકૃતિક (કુદરતની રચનાની). |
| વિજ્ઞાન ( પદાર્થવિજ્ઞાન, રસાયણ-શાસ્ત્ર, શરીરવિદ્યા, ને શારીરિક આરોગ્યવિદ્યા ). | સ્થાનિક આરોગ્યવિદ્યા. |
| ચિત્રકળા. | .............. |
| ગાયન. | .............. |
| કવાયત. | .............. |
| ખેતી, વેપાર, કે હાથની કળાનું કામ; | .............. |
| કોઈ ઠેકાણે અંગ્રેજી. | |

શાળામાં અભ્યાસ કરી માધ્યમિક શાળામાં, હવે, માત્ર ઉત્તમ, કે બહુ ભાગ્યશાળી છોકરાઓ દાખલ થઈ શકે છે. ત્યારે જેઓ તેમ દાખલ નથી થતા ને બીજાં એક કે બે વર્ષ પ્રાથમિક શાળામાં ગાળે છે તેમનો વખત શું નકામો જાય છે? આનો ઉત્તર એ છે કે જે છોકરાઓને પહેલે પ્રયત્ને ફત્તેહ મળતી નથી તેઓ કાચા હોય છે, ને તેથી, જેઓ આગળ જાય છે તેમની સાથે ચાલી શકવાને એકબે વર્ષનો અભ્યાસ તેમને જરૂરનો હોય છે; અને જે સાધારણ છોકરાઓ પહેલેજ પ્રયત્ને ઉત્તીર્ણ થાય છે તેમને પણ માધ્યમિક શાળાનું કામ ઘણું અઘરૂં પડે છે, ને તેઓ વર્ગને છેડેજ હમેશાં રહે છે. આનો ભાવાર્થ એ થાય છે કે પ્રાથમિક શાળાનાં છેલ્લાં બે વર્ષ નકામાં જતાં નથી; પણ સીધી રીતે એ વિષે પ્રશ્ન મૂકવામાં આવે છે ત્યારે મતભેદ થાય છે. કેટલાક કહે છે કે એ દરમ્યાન છોકરો ઘણું શીખે છે; બીજા માને છે કે એ ઘણું નવું શીખતા નથી પણ જૂનું પકકું કરે છે; ને કેટલાક વળી ધારે છે કે એ બે વર્ષના શિક્ષણને માટે માધ્યમિક શાળાઓના શિક્ષકોનો બહુ હલકો અભિપ્રાય હોય છે. ગણિતનો દાખલો લઈએ તો જણાય છે કે પ્રાથમિક શાળામાં છોકરો માત્ર અંકગણિત શીખે છે; તેથી જો એ ત્યાં આખી મુદત સુધી રહે, તો એની ઓછામાં ઓછી ૧૪ વર્ષની ઉમ્મર સુધી એ અંકગણિતજ શીખે છે, ને પછી પાછો માધ્યમિક શાળાના પહેલા વર્ષમાં પણ એ અંકગણિત શીખે છે; એટલે ગણિતશાસ્ત્રની બીજી શાખા શરૂ કરતા પેહેલાં એ ઓછામાં ઓછો ૧૫ વર્ષનો થાય છે. તે ઉપરાંત પ્રાથમિક શાળામાં છોકરો સ્હેલાણી રહે છે, અઘરૂં કામ કે એકાગ્ર ચિત્તના કામને માટે ત્યાં ભાગ્યેજ તૈયારી થાય છે, અને જેમને આગળ ભણવું હોય તેમને જોઈએ તેથી વધારે વખત પ્રાથમિક શાળામાં રાખ્યાથી આગળ ભણવાના જુદા જુદા ઘણા વિષયોને માટે પૂરતી તૈયારી નહિ મળવાનો સંભવ રહે છે. પહેલા ને બીજા વર્ષમાં માધ્યમિક શાળામાં ગયા પછી છોકરાઓની મોટી સંખ્યા ઘટી જાય છે, તેનાં ઘણાં કારણોમાં એક એ અપાય છે કે ક્રમ ધાર્યા કરતાં વધારે અઘરો પડે છે.

**બહારનાં ભાષણો વગેરે.**

૧૧૩. નિયમસરના ને વધારાના વર્ગો સિવાય બહારનાં ભાષણો, કે મૅજિક લૅન્ટર્નના ખેલો, કે તેના જેવાં બીજાં કંઈ કામો માટે પ્રાથમિક શાળાઓનો ઉપયોગ ભાગ્યે કરાય છે. કેટલીક નિશાળો મૅજિક લૅન્ટર્નના ખેલો વખતે એકઠી થાય છે, કેટલીકમાં પોતાનો સાજ હોય છે; પણ લૅન્ટર્નમાં બતાવવાના કાચો વપરાઈ જાય છે ને તેમાં નવા કાચો ઉમેરવાની વ્યવસ્થા હોતી નથી. ઘણુંખરૂં લડાઈના દેખાવો કે ચાલતા બનાવો બતાવનારા કાચો રાખવામાં આવે છે; બીજા કેટલાક નીતિના પાઠોની સમજુતી માટે હોય છે.

**પ્રાથમિક ને ઉંચી કેળવણીની પદ્ધતિઓના ધોરણની બરોબરી.**

૧૧૪. પ્રાથમિક કેળવણીનો આખો અભ્યાસક્રમ આઠ વર્ષનો છે ખરો, પણ ૭ વર્ષ પછી છોકરાંઓ માધ્યમિક શાળામાં જઈ શકે છે. માત્ર આમજ હોય તો એમ ધરાય કે પ્રાથમિક કેળવણી લઈ સંતોષ માનનારાં ને આગળ ભણનારાં, બન્નેની અનુકૂળતા આથી સચવાય છે. પણ એમ નથી. છોકરાંઓ ઘણુંખરૂં સાત કે આઠ વર્ષ પ્રાથમિક શાળામાં ભણે છે, ને પછી આગળ જાય છે. આમ થવાનું કારણ કંઈક આકસ્મિક છે. પહેલાં માધ્યમિક શાળાનું શિક્ષણ યુનિવર્સિટિને અનુકૂળ આવે તેમ રાખવામાં આવ્યું હતું; પ્રાથમિક કેળવણીની સાથે તેને કંઈ સંબંધ નહોતો તે વખતે પ્રાથમિક શાળાઓનો ક્રમ બધાઓને માટે આઠ વર્ષનો રાખવામાં આવ્યો હતો. પણ એમ લાગ્યું કે આ બહુ લાંબો ક્રમ છે ને માધ્યમિક શાળામાં દાખલ થનારા છોકરાઓ બહુ મોટા થઈ જાય છે; તેથી ૭ વર્ષના અભ્યાસ પછી તેમને માધ્યમિક શાળામાં જવાની છૂટ થઈ. પણ આથી સંખ્યા બહુ વધી ગઈ, તે પ્રમાણે જગા માધ્યમિક શાળાઓમાં હતી નહિ; તેથી સ્પર્ધાસહિત પ્રવેશક પરીક્ષા દાખલ થઈ. એટલે ૭ વર્ષનોજ પ્રાથમિક

**શિક્ષકોના પગાર.** ૧૧૮. નિયમિત શિક્ષકોના પગારને માટે બે દરજ્જા પાડવામાં આવ્યા છે; એકમાં, રૂ. ૧૫ થી રૂ. ૯૭ા સુધી માસિક પગાર મળે છે ને બીજામાં રૂ. ૧૬ા થી રૂ. ૧૧૨ા સુધી માસિક પગાર મળે છે; પણ ઉત્તમ શિક્ષકને રૂ. ૧૫૦ લગણ વધારો કરી આપી શકાય છે. ખાસ વિષયના શિક્ષકોના પગાર રૂ. ૧૨ થી રૂ. ૫૨ા સુધી, કે રૂ. ૧૩ા થી રૂ. ૬૦ સુધી હોય છે; અને મદદનીશ શિક્ષકોના રૂ. ૯ થી રૂ. ૨૭ કે રૂ. ૧૦ા થી રૂ. ૩૦ સુધી હોય છે. પ્રાથમિક શિક્ષકોના આ પગારો જાપાનમાં ઓછા ગણાય છે છતાં તેમનો ધંધો ઉંચો ગણાય છે, તેથી જે ધંધાઓ-માં વધારે કમાઈ છે તેના કરતાં પણ શિક્ષકનો ધંધો તેઓ વધારે પસંદ કરે છે. જે શિક્ષકોએ પાંચ સલંગ વર્ષ સુધી એકને એક ઠેકાણે ઘણી સારી રીતે કામ કર્યું હોય તેમને, ને જે શિક્ષકોએ એક વર્ગવાળી આ-ખી શાળાઓમાં કામ કર્યું હોય કે આઘેના તાલુકાઓમાં કામ કર્યું હોય તેમને વધારાના પગારો આપવામાં આવે છે.

**શિક્ષકોનાં પેન્શનો.** ૧૧૯. ૧૫ વર્ષની નોકરી થયે ૬૦ વર્ષની ઉમ્મર થવાથી ઘેર બેસાડવામાં આવ્યા હોય તો, અથવા શારીરિક અ-શક્તિ થઈ હોય તો, અથવા નિશાળો બંધ કરવામાં આવતી હોય કે તેમનાં બંધારણ નવાં થતાં હોય તો, અથવા થોડો વખત કાઢી મૂકવામાં આવ્યા હોય તો તે મુદ્દતને છેડે નિયમિત શિક્ષકોનો પેન્શનનો હક થાય છે. ૧૫ વર્ષની નોકરીના બદલામાં છેલ્લા પગારનું $\frac{1}{3}$ વાર્ષિક પેન્શન મળે છે, તેમાં પછીનાં વર્ષોને માટે કુલ્લે ૪૦ વર્ષની નોકરી થાય ત્યાંસુધી વાર્ષિક $\frac{1}{240}$ ઉમેરાય છે. બીજું, શિક્ષક ૧૫ વર્ષનું કામ કર્યા પછી નોકરીએ હોય ને મરી જાય, કે તેથી ઓછાં વર્ષ કામ કર્યા પછી પણ નોકરીએ હોય ને મરી જાય, કે પેન્શન મળતું હોય ને મરી જાય તો નિયમિત શિક્ષકના કુટુંબને ( વિધવા, નાનાં છોકરાં, માબાપ, કે દાદાદાદીને ) એ પેન્શન લેવાનો હક મળે છે; જેટલું મરનારને

૧૧૫. શિક્ષકોની સંખ્યા વિષે નીચેનાં કોષ્ટકમાં ખુલાસો છે.

**શિક્ષકોની સંખ્યા.**

| | નિશાળો. | શિક્ષકો. | છોકરાઓ. | નિશાળદીઠ શિક્ષકો | શિક્ષક દીઠ છોકરાઓ. |
|---|---|---|---|---|---|
| સાધારણ. | ૨૫,૫૧૫ | ૮૧,૧૨૪ | ૪૧,૦૦,૩૫૬ | ૩-૨ | ૫૫ |
| ઉચ્ચતર. | ૮,૨૮૩ | ૨૭,૯૯૪ | ૯,૯૫,૮૦૫ | ૩-૪ | ૩૫ |

**શિક્ષકોની લાયકાત.**

૧૧૬. પ્રાથમિક શિક્ષકોના ૭ વર્ગ પાડવામાં આવ્યા છેઃ—(૧) નિયમિત શિક્ષકો, ઉભય ક્રમમાં શિક્ષણ આપવાને સમર્થ; (૨) નિયમિત સાધારણ શિક્ષકો, નીચલા ક્રમમાંજ શિક્ષણ આપવાને સમર્થ; (૩) ખાસ શિક્ષકો, ચિત્રકળા ને ગાયન, કસરત, સીવવાનું, અંગ્રેજી વગેરે જેવા વિષયોમાંથી એક કે વધારે શિખવવાને સમર્થ; (૪) મદદનીશ શિક્ષકો, પહેલા વર્ગને મદદ આપવાને સમર્થ; (૫) મદદનીશ સાધારણ શિક્ષકો, બીજા વર્ગને મદદ આપવાને સમર્થ; (૬) કામ ચલાઉ શિક્ષકો. છેલ્લા સિવાયના બધાને વર્ગાનુસાર પરવાનો જોઈએ. આ પરવાના કેળવણીના પ્રધાનના આપેલા **સાધારણ** હોય, કે સ્થાનિક સત્તાધિકારી (ગવર્નર)ના આપેલા **જિલ્લાના** હોઈ શકે.

**શિક્ષકોની નીમણુક.**

૧૧૭. પ્રજાકીય પ્રાથમિક શાળાઓના મુખ્ય અધિકારીઓની નીમણુક એ શાળાઓના નિયમિત શિક્ષકોમાંથી થાય છે. એમની ને એમના શિક્ષકોની નીમણુક હાકેમો ને ગામના મુખીની ભલામણથી સ્થાનિક સત્તાધિકારી (ગવર્નર) કરે છે. તેતો નામની; ખરૂં જોતાં શાળાનો મુખ્ય અધિકારી (તેને અભાવે તપાસણીનો અધિકારી) શિક્ષકોની પસંદગી કરે છે.

આપે છે. તબીયત જાળવવાના સ્હેલા નિયમો છપાવી છોકરાઓમાં વહેંચવામાં આવે છે; જેવા કે રાત્રે મોડે સુધી વાંચશો નહિ, કે ઘોંઘાટ થાય એવી રમતથી લોકોની ઉંઘ બગાડશો નહિ; સવારે થંડક હોય ત્યારે ચોપડીઓ કાઢી થોડુંક કામ કરજો; નહાતા પહેલાં તમારી માની રજા લેજો, ને નદીમાં બહુ લાંબો વખત બેસી ન રહેશો; તરસ્યા થયા હો ત્યારે બહુ પાણી પીશો નહિ, પણ તમારી માને પુછજો, ને સાવચેતી રાખજો કે પાણી ઉનું કરેલું હોય; બહુ વધારે ખાશો નહિ; પાકાં ફળજ ખાજો; તમે સ્વચ્છ રહેજો, ને પરસેવાથી તમારાં કપડાં ભીજવાઈ જાય તો તે બદલી નાંખજો ઇત્યાદિ.

૧૨૨. **ફી.** બધી પ્રાથમિક શાળાઓમાં શિક્ષણની ફી લેવાતી હતી, પણ હવે સાધારણ પ્રાથમિક શાળાઓમાંથી ફી કાઢી નાંખવામાં આવી છે. ખાસ સંજોગોમાં સરકાર માસિક ૫ આના ફી મોટાં શહેરોમાં, ને તેથી અડધી નાનાં શહેરો કે ગામોમાં લેવા દે છે. ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં મોટાં શહેરોમાં ૧૫ આના ને નાનાં શહેરોમાં ને ગામોમાં ૭½ આનાથી વધવી ન જોઈએ છતાં બીજે કોઈ ઠેકાણે નહિ પણ ટોકીઓ ને ચોકોહામામાં ઉચ્ચતર પ્રાથમિક શાળાઓ રૂા. ૧ાા જેટલી માસિક ફી લેવાય છે. બધાં વર્ષોમાં ફી સરખીજ છે પણ ગરીબાઈ કે એક કુટુંબનાં ઘણાં છોકરાં નિશાળે ભણતાં હોય તો તેને લીધે આખી કે થોડી માફી અપાય છે. તેમજ વળી બહારનાં ભણવા આવનારાંને વધારે પણ આપવી પડે છે.

હક પ્રમાણે મળવું જોઈએ તેટલું એના કુટુંબને મળે. જો પેન્શન લેનાર કોઈ હકદાર ન હોય પણ શિક્ષકના ભાઈ કે બહેન ૨૦ વર્ષની ઉમ્મરની અંદરનાં જીવતાં હોય, કે કામ કરી શકવાને તેમનું શરીર અશક્ત હોય ને તેઓ નિરાધાર હોય તો પેન્શન જેટલી રકમ ૧ થી ૫ વર્ષ સુધી તેમને મળે. ૧૫ વર્ષથી ઓછી નોકરી કરી ને પોતાના કામ સાથે કંઈ સંબંધ ન હોય એવા કારણથી શિક્ષક મરી જાય, તો એના કુટુમ્બને એક માસનો પગાર **વત્તા** બે વર્ષની નોકરી પછીનાં જેટલાં વર્ષો નોકરી કરી હોય તે દર વર્ષના પગારના બે ટકા **બોનસ** (પ્રીતિદાન–બક્ષીસ) અપાય છે. છેવટે, જો કોઈ નિયમિત શિક્ષક એકથી વધારે વર્ષ નોકરી કરી ઘેર બેસવા ઇચ્છે ને તેમ કરવાનું કારણ માત્ર પોતાની સગવડજ ન હોય, તો એના માસિક પગારનો અડધો ભાગ નોકરીનાં દર વર્ષે દીઠ બક્ષીસ (ગ્રેચ્યુઇટી) અપાય છે. આ પ્રમાણે પેન્શનો ને બક્ષીસો મેળવવા બીજા ખાતાઓના નોકરોને તીજોરીમાં પોતાના પગારમાંથી એક ટકા નાણું ભરવું પડે છે, પણ શિક્ષકોને તેમ કરવું પરતું નથી. મદદનીશ શિક્ષકોને ½ પેન્શન મળી શકે છે પણ તે માત્ર કંઈપા કે મંદવાડને લીધે ઘેર બેસવું હોય તોજ.

**નિશાળની ચોપડીઓ**

૧૨૦ પ્રાથમિક શાળામાં છોકરાંને ઘણુખરૂં વર્ષે બે વાંચવાની ચોપડીઓ, એક નીતિની ચોપડી ને બે કૉપીબુકો લેવી પડે છે, પહેલા વર્ષમાં આનો ખરચ પા આના ને પછીનામાં ૭ાા આના થાય છે; ઉચ્ચતર ક્રમમાં બાર આના કે તેથી પણ વધારે થાય.

**નિશાળનું આરોગ્ય.**

૧૨૧. ૧૮૯૮ ની સાલથી **જાપાનમાં** નિશાળના છોકરાઓ પર દેખરેખ રાખનારા દાક્તરોની પદ્ધતિ દાખલ થઈ. મોટા શહેરમાં ઉનાળાની રજાના મધ્ય ભાગમાં શિક્ષકો એકઠા થાય છે, છોકરાઓની તબીયત સારી છે કે નહિ તે જુએ છે, ને તમને તબીયત વિષે સલાહ

ને ઘણાખરા છોકરાઓને એકકે ભાષા ઉપયોગમાં આવતી નહોતી. ૧૮૯૪ માં બીજી ભાષા કાઢી નાંખી માત્ર એકજ પરભાષા રાખવામાં આવી. બીજો ફેરફાર, જે લોકો યુનિવર્સિટિમાં જવા ન ઇચ્છતા હોય પણ કોઈ ધંધામાં રોકાવવાના હોય તેમને માટે અભ્યાસના બે વર્ગ પાડવાનો હતો. માધ્યમિક શાળાના ચોથા ને પાંચમા વર્ષના સાધારણ અભ્યાસક્રમ જોડવાની રજા અપાઈ; તેમ નહિ તો "હુન્નરી માધ્યમિક શાળાઓ" (જેમાં આખા ક્રમમાં હુન્નરી કેળવણી અપાય તેવી) સ્થાપવાની રજા અપાઈ. આનું પરિણામ કંઇ આવ્યું નહિ. હજી હુન્નરી કેળવણીને માટે વખત આવ્યો નહોતો, લોકો સાહિત્યનો અભ્યાસ વધારે પસંદ કરતા હતા. પછી ચીનની સાથે લડાઈ થઈને જાપાન ખીલ્યું. ઠેકાણે ઠેકાણે ઉદ્યોગ, વેપાર ને ખેતીની નિશાળો ઉઘડવા માંડી ને માધ્યમિક શાળાઓમાં તેવી કેળવણી આપવાની જરૂર રહી નહિ. તેથી માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમનું ફરીથી એકીકરણ કરવામાં આવ્યું, અને હવે તે ક્રમનો ઉદ્દેશ મધ્યમ ને ઉપલા વર્ગના છોકરાઓને ઉચ્ચતર સાધારણ કેળવણી આપવાનો, તેમના ધર્મ બજાવવામાં જરૂરની કળાઓમાં ને વિજ્ઞાનોમાં શિક્ષણ આપવાનો, ને ત્રીજ સાથે ઉચ્ચતર ને ખાસ વિષયોની કેળવણી લેવાને તેમને તૈયાર કરવાનો નક્કી થયો. એટલે કૉલેજમાં જવા ઇચ્છનારાઓની તૈયારી, વ્યાવહારિક જ્ઞાન સંપાદન કરવા ઇચ્છનારાઓની તૈયારીથી જુદી પાડવાના યત્ન હવે થતા નથી.

**માધ્યમિક શાળાઓની લોકપ્રિયતા.**

૧૨૫. માધ્યામિક શાળાઓ જાપાનમાં ઘણી લોકપ્રિય થઈ પડી છે. એનું કંઈક કારણ પ્રાથમિક કેળવણીનો ફેલાવો છે, પણ તેથી પણ વધારે એ છે કે લોકોનું માનવું હવે એવું થયું છે કે માત્ર પ્રાથમિક કેળવણી કરતાં વધારે કેળવણી, સાધારણ માણસોને સુદ્ધાં જરૂરની છે. તે ઉપરાંત, માધ્યમિક શાળાઓમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓને ઘણા લાભ મળે છે; તેઓને હુન્નરી ને ધંધાની ઉચ્ચતર શાળાઓમાં, તેમજ યુનિ-

# પ્રકરણ ૫ મું.

## માધ્યમિક કેળવણી.

**ઉંચી કેળવણી માટે સંસ્થાઓ.**

૧૨૩. માધ્યમિક કેળવણી, છોકરાઓને માટે માધ્યમિક શાળાઓમાં, છોકરીઓને માટે ઉચ્ચતર શાળાઓમાં, તેટલા દરજ્જાની "પરચુરણીઆ" નિશાળોમાં, તેમજ ખેતીની, વેપારની, ને ઉદ્યોગની માધ્યમિક શાળાઓમાં અપાય છે. આ છેલ્લી એટલે હુન્નરી કેળવણી આપનારી સંસ્થાઓનું જુદે ઠેકાણે વિવેચન કરવામાં આવશે. "પરચુરણીઆ" નિશાળો ઘણુંખરૂં ખાનગી માણસો ચલાવે છે તેમાં માધ્યમિક કેળવણી આપનારી નિશાળ, એકાદ મોટી સંસ્થાનો માત્ર એક ભાગ હોય છે. માધ્યમિક કેળવણી આપનારી પ્રજાકીય શાળાઓ હમેશ પ્રાથમિક, ને ઉચ્ચતર શાળાઓથી જુદી હોય છે. તે ઉપરાંત છોકરાઓની નિશાળો છોકરીઓની નિશાળોથી તદ્દન જુદી હોય છે. તેથી છોકરીઓની નિશાળો વિષે લખવું સ્ત્રીકેળવણીના પ્રકરણમાં સગવડ પડતું થઈ પડશે. આ પ્રકરણમાં માધ્યમિક શાળાઓ વિષે વિવેચન થશે એ બધીઓમાં અંગ્રેજી એક અગત્યનો વિષય છે, ને ચોપડીઓ અને શિક્ષણ દેશની ભાષામાંજ હોય છે.

## માધ્યમિક શાળાઓ.

**ઇતિહાસ.**

૧૨૪. માધ્યમિક શાળાઓના ઇતિહાસમાં ૧૮૯૪ માં બે ફેરફાર કરવામાં આવ્યા તેની ખાસ નોંધ લેવા લાયક છે. તે સાલની કેટલેક વખત પહેલાં માધ્યમિક શાળાઓના બધા છોકરાઓને બે પરભાષાઓ શીખવી પડતી હતી, અંગ્રેજી ને ફ્રેંચ કે જર્મન. આનો બોજો ઘણો પડવા માંડયો

વાય બીજું કોઈ ( જેમકે યુનિવર્સિટિ ), તેમને માન્ય કરતું નથી. સરકારે માન્ય ગણેલી માધ્યમિક શાળામાંથી ઉત્તીર્ણ થએલો કોઈપણ છોકરો ઉચ્ચતર શાળાની પ્રવેશક પરીક્ષામાં બેસી શકે છે, ને ઉચ્ચતર શાળાઓમાં કેળવણી લીધા પછી યુનિવર્સિટિની કેળવણી લેવાય છે.

**મકાનો.** ૧૨૭. માધ્યમિક શાળાઓ અને શિક્ષકોની શાળાઓનાં મકાનોને માટે નિયમો આ પ્રમાણે છે. કોઈ પણ કારખાનું, ભેજવાળી જમીન, કે તબીયત કે નીતિને હેરાન કરે એવી કોઈ જગ્યા, જેમકે સ્મશાન કે નાટકશાળા હોય ત્યાંથી ઓછામાં ઓછું એક ફરલાંગ દૂર મકાન જોઈએ. નજીકમાં પૂરતું પાણી છે કે નહિ, કુવો છે કે નહિ, ને મોરીઓ દૂર છે કે નહિ તે વિષે ધ્યાન આપવું જોઈએ. નિશાળનાં મકાનો જ્યાં એક સરખી સામસામી હારમાં હોય ત્યાં તેમની વચ્ચેનું અંતર તેમની ઉંચાઈનો જેટલું જોઈએ. અતિશય મોટા ઓરડાથી છોકરાઓની* જોવાની શક્તિ ને અવાજ બગડવાનો સંભવ રહે છે; એ ૧૮–૨૪ ફીટ પહોળો ને ૨૪–૩૦ ફીટ લાંબો જોઈએ. છત જમીનથી ૧૦ ફીટ કરતાં ઓછી ઉંચી ન જોઈએ: ને ઓરડાની જમીન બહારની જમીનથી ઓછામાં ઓછી બે ફીટ ઉંચી જોઈએ, ને તેની નીચે હવાને માટે અવકાશ હોવો જોઈએ. ભીંતોનો રંગ ઝાંખો હોવો જોઈએ. વિજ્ઞાનની દરેક શાખાને માટે જુદો ઓરડો રાખવો જોઈએ, તેમાં બેઠકો ઉપરનીચે હારવાળી હોવી જોઈએ; પણ તેની છેક ઉપલી હાર છતથી ઓછામાં ઓછી દશ ફીટ નીચી જોઈએ. અંધારા ઓરડાઓ પણ વિજ્ઞાનના કામમાં આવે માટે રાખવા જોઇએ. બને ત્યાંસુધી અજવાળું છોકરાની આંખની ડાબી કીકી પર પડે એવી રીતે ઓરડામાં આવવું જોઈએ; સામેથી તો નહિજ. વર્ગના ઓરડાને બે બારણાં હોવાં જોઈએ ને તેની બહાર ૬ ફીટ પહોળી ચાલી રાખવી જોઈએ

* શિક્ષક વિષે કંઈ કહ્યું નથી.

વર્સિટિને જરૂરનું આદ્ય શિક્ષણ આપનારી શાળાઓમાં દાખલ કરવામાં આવે છે; તેઓને લશ્કરી ફરજીઆત નોકરીમાં મોડા દાખલ થવાની તેમજ દાખલ થયા પછી પણ વધારે અનુકૂળ રીતથી કામ કરવાની છૂટ આપવામાં આવે છે, અને તેઓને કેટલીક સરકારી પદવીઓને માટે લાયકાતવાળા ગણવામાં આવે છે. બીજી તરફ કેળવણીખાતાની હાલની પદ્ધતિ જુવાન માણસોને હુન્નરી કે ધંધાની શાળાઓમાં દોરવવાની છે; કારણ કે બધા છોકરા તેથી આગળ ભણી શકતા નથી ને માધ્યમિક કેળવણીનાં પાંચ વર્ષ નકામાં જેવાં જાય છે. આનો જવાબ, કેટલાક એવો આપે છે કે વેપાર, હુન્નર, કે ખેતીનું થોડું જ્ઞાન આવે તેના કરતાં માધ્યમિક શાળાઓની, મનને ઉદાર કરે એવી કેળવણી પસંદ કરવા લાયક છે; પહેલું, વ્યાવહારિક જીવનમાં મેળવી શકાય, પણ બીજું, કંઈ આગળ જતાં મેળવી શકાતું નથી. તેથી, ઉલટી વધારે માધ્યમિક શાળાઓ ઉઘાડવાની માગણી થાય છે. કંઈ પણ ખાસ કેળવણી શરૂ કરતાં પહેલાં સાધારણ કેળવણી જેમ બને તેમ વધારે લેવા તરફ વલણ છે; પણ માત્ર ગરીબાઈને લીધેજ, માધ્યમિક શાળાઓમાં ન જતાં, હુન્નરી શાળાઓ શિક્ષણ મફત આપે છે તેમાં ઘણા છોકરાઓ દાખલ થાય છે. દરમ્યાન, માધ્યમિક શાળાઓમાં સુધારા કરવાની જરૂર વિષે બધા એકમત છે. હાલમાં ૨૫૮ શાળાઓ, ૪,૬૮૦ શિક્ષકો, ને ૯૫,૦૦૦ છોકરાઓ કુલ્લે છે.

**શાળાઓની સરકાર તરફથી માન્યતા.**

૧૨૬. ફરજીઆત લશ્કરી નોકરીમાં મોડા જઈ શકવાનો હક, ઉચ્ચતર સરકારી સંસ્થાઓમાં દાખલ થવાનો હક, ને કેટલીક સરતોથી શિક્ષકનું કામ કરવાનો પરવાનો મેળવવાનો હક માત્ર સરકાર તરફથી માન્ય થએલી માધ્યમિક શાળાઓના છોકરાઓનેજ મળે છે, ને આ માન્યતા તપાસણીના અધિકારીઓની સખ્ત કસોટીમાંથી ફત્તેહ મેળવનાર શાળાઓનેજ મળે છે. માન્ય થયા વગર પાદરીઓની નિશાળો ચલાવવી અશક્ય થઈ પડે છે; કારણ કે સરકાર સિ-

સ્થાનોમાંજ છોકરાઓએ રહેવું. નિશાળની સુવાની ઓરડીઓ પર દેખરેખ રાખવામાં આવે છે ને કેટલીક વખતે એકાદ શિક્ષકને ત્યાં ખાસ સુવાડવામાં આવે છે. નિશાળનો રસોઈઓ ખોરાક તૈયાર કરે તેના પર શિક્ષક દેખરેખ રાખે છે. શિક્ષક સાથે ખાય પણ છે; કેટલીક નિશાળોમાં આ વિષેની ફરીઆદો થતી નથી, પણ કેટલીક બીજીમાં છોકરાઓ વાસણો અફાળીને ફરીઆદ જાહેર કરે છે. ખાવામાં સાધારણ રીતે ચોખા ને માંછલાં આપવામાં આવે છે, ને કેટલીક વખતે ગાયનું માંસ, ખાસ કરીને દેશના અંદરના ભાગમાં. ખાવાનું પૂરૂં પાડવાના ખરચ તરીકે માસિક રૂ. ૬ થી ૭½ સુધી લેવામાં આવે છે, ને ઓરડીના ભાડાના, દીવો આપવાના, ઊના પાણી વગેરેના એકએ રૂપીઆ બીજા લેવામાં આવે છે. કપડાં ને જોડાનો ખરચ, છોકરાઓને વર્ષે ઘણું કરીને રૂ. ૩૭½ થાય છે. ઘણાખરા છોકરાઓ સાંજરે થોડો વખત અભ્યાસ કરે છે; સાંજના ૬-૩૦ થી ૮-૩૦ સુધી તેમને શાન્ત રહેવું પડે છે. દીવા ૯ કે ૧૦ વાગે ઘેર કરવામાં આવે છે. જે શાળામાં સારી વ્યવસ્થા હોય તેમાં છોકરો રાત્રે આથી મોડો આવે તો તેણે સંતોષકારક લિખિત જવાબ આપવો પડે છે, કે તે ન થાય તો નિશાળ છોડવી પડે છે. અભ્યાસની કે સુવાની ઓરડીમાં છ કે આઠ છોકરાઓ જોડે રહે છે, તેમાં એક જણ દેખરેખનું કામ કરે છે; બાકી સુવાના ઓરડામાં બધા સરખેસરખાઓ હોય છે. દેખરેખ રાખનાર શિક્ષક ભાગ્યેજ છોકરાઓ સાથે ભળે છે.

**નિશાળનો બંદોબસ્ત.**

૧૩૦. વર્ગો વર્ષ પ્રમાણે ગોઠવવામાં આવે છે; નિયમ પ્રમાણે છોકરાઓ, ૫૦ થી વધારે ન જોઈએ. આચારમાં ૪૦ ની સંખ્યા પ્રિય થઈ પડી જણાય છે. દરેક વર્ષ દીઠ કામ નીમેલું હોય છે તે જો સારૂં ન થાય તો ફરીથી કરાવવું જોઈએ; ને અભ્યાસક્રમ મુકરર કરેલા વખતથી ઓછા વખતમાં પૂરો ન કરાય. કોઇ પણ શિક્ષકથી બધા વિષયોમાં વર્ગને શિક્ષણ આપી ન શકાય.

ઈએ; તેમજ ચાલીમાંથી હવા ને અજવાળું આવે એવી સગવડ જોઈએ. માંદાંને સારૂ એક ઓરડો રાખવો જોઈએ, ને તે બને તો જુદા મકાનમાં. પાટલીઓ ને બેઠકો છોકરાઓની ઉંચાઈને ફાવતી આવે એવી જોઈએ.

વિજ્ઞાન શિખવવાના ઓરડાની આસપાસ પડદાઓ નાંખવાથી કે અજવાળું બંધ કરે એવી બારીઓ દેવાથી અંધારી ઓરડીઓ થાય છે. જગ્યાના સંબંધમાં વિજ્ઞાનના શિક્ષકો તરફ બહુ ઉદારતા બતાવવામાં આવે છે. જુદા જુદા કામને માટે એમને જુદા ઓરડાઓ આપવામાં આવે છે. શહેનશાહની છબીવાળો મધ્યનો ઓરડો બીજી શાળાઆમાં હોય છે તેમ માધ્યમિક શાળાઓમાં પણ હોય છે, તેમાં નીતિનાં અને બીજા વિષયનાં સંભાષણો કરવાની સગવડ હોય છે. છોકરાઓન માટે, શીઆળામાં હાથ-પગ ગરમ કરી શકાય તેટલા સારૂ એક આરામ લેવાનો જુદો ઓરડો પણ હોય છે. ગામડાની ઘણી નિશાળોમાં થોડાક છોકરાઓ સુઈ શકે એવો પણ એક ઓરડો હોય છે. આ ઓરડા પર દેખરેખ રાખનાર સિવાય બીજા કોઈ શિક્ષકને ભાગ્યેજ રહેવાની ઓરડી આપવામાં આવે છે.

**સાધનો.** ૧૨૮. સાધનો, પ્રાથમિક શાળાઓમાં હોય છે તેવાં બધાંજ હોય છે. તે ઉપરાંત, ઘણી નિશાળોમાં નાનાં જીવડાંઓ-નો સારો સંગ્રહ કરેલો હોય છે. વળી ઘણી નિશાળો ભૂગોળ ન ઇતિહાસને લગતું સંગ્રહસ્થાન તૈયાર કરે છે, તેમાં પૌરાણિક કાળના પથ્થરના હથિયારો, જૂનાં જાપાની બખતર, કપડાં, માથાનો પહેરવેશ વગેરે એકઠાં કરવામાં આવે છે. પુસ્તકાલય ઘણુંખરૂં કોઈ ઠેકાણે હોતું નથી. છોકરાઓને કંઈ પણ વાંચવાનો શોખ થતો હોય તો તે નિશાળનાં શિક્ષણને લીધે નહિ થતો હોય; નિશાળમાં તેને માટે સાધનો નથી.

**વીસીઓ.** ૧૨૯. માધ્યમિક શાળાઓ મોટે ભાગે છોકરાઓને માટે વીસીની સગવડ કરે છે. છોકરાઓનાં રહેવાનાં સ્થાનો પર કેટલીક નિશાળો કંઇજ દેખરેખ રાખતી નથી; કેટલીક એવો નિયમ કરે છે કે પસંદ કરવામાં આવેલાં

એક પ્રખ્યાત છોકરાએ જાહેર કર્યું હતું કે રજા વગર ગેરહાજર રહેવા માટે એ શિક્ષા એણે ઘણીવાર ભોગવી હતી, પણ તેથી એને કંઈજ લાગ્યું નહોતું.

**હડતાલો.**

૧૩૩. માધ્યમિક શાળાઓમાં હડતાલો ઘણી પડે છે. છોકરાઓ અસમર્થ શિક્ષકથી ધરાઈ ગયા હોય તો હડતાલ પડે, શાસનથી પણ કંટાળી ગયા હોય તો હડતાલ પડે, નજીવી બાબતોથી ઉશ્કેરાય તો હડતાલ પડે, ને અધિકારીઓ નકામી સખ્તાઈ વાપરે તો પણ હડતાલ પડે. કેટલીક નિશાળોની તો આ માટે પરમ્પરાની ખ્યાતિ છે.

**વર્ગવ્યવસ્થા.**

૧૩૪. હિંદુ છોકરાઓની પેઠે જાપાની છોકરાઓ પણ શાન્ત ને મહેનતુ જણાય છે, છતાં સંભવિત છે કે દેખાવ છેતરતો હોય. શિક્ષણ, ભાષણને મળતું વધારે આવે છે; સવાલો છોકરાઓને નહિ જેવા પૂછવામાં આવે છે. ગુણ, સંખ્યામાં આપવામાં આવે છે; કેટલીક વખત તેમ ન કરતાં, કામના વર્ગ પાડી, ક, ખ, ગ, એમ અક્ષરોથી સારૂંનરસું સૂચવવામાં આવે છે; રોજના ગુણોની સરેરાસ, પરીક્ષાને દહાડે મેળવેલા ગુણો સાથે ઉમેરી, તેનો સરવાળો ૭૦ ટકા જેટલો થાય તો છોકરાને વર્ગ ચઢાવવામાં આવે છે. તેમજ વર્ષની સરેરાસ બેથી વધારે વિષયોમાં ૬૦ ટકાથી ઓછી થાય અથવા કોઈ પણ એક વિષયમાં ૫૦ ટકાથી ઓછી થાય તો તેવા છોકરાને ચઢાવવામાં આવતો નથી.

**અભ્યાસક્રમનાં વર્ષ ને છોકરાઓની ઉમ્મર.**

૧૩૫. અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. ઘણા છોકરાઓ શરૂઆતમાંજ થાકી જઈ ચાલ્યા જાય છે; આનાં કારણોમાં એક મુખ્ય "ખાનગી કારણ" ગણાય છે. "ખાનગી કારણ" એટલે છોકરાઓની ગરીબાઈ; ઘણા છોકરાઓ જમાનાથી દોરવાઈ માધ્યમિક શાળાનું શિક્ષણ લેવાનું શરૂ કરે છે પણ પછી દૃઢ નિશ્ચય કે પૈસાની સગ-

**શાળામાં પ્રવેશ.** ૧૩૧. પહેલા વર્ષમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારો ૧૨ વર્ષની ઉપરનાજ હોવા જોઈએ; દાખલ થનારા ઘણાખરા ૧૩ ૧૪ વર્ષની ઉમ્મરના હોય છે; કારણ કે દાદાખલ થવા ઇચ્છનારાઓની સંખ્યાને માટે પૂરતી જગા ન હોવાથી પ્રવેશક પરીક્ષા લેવાય છે; તેમાં ફત્તેહ ઓછા ને ઓછા પ્રમાણમાં મળતી જાય છે. પરીક્ષાના વિષયોમાં જાપાની ભાષાનું લખવા-વાંચવાનું, ને અંકગણિત રાખવામાં આવે છે.

**શાસન.** ૧૩૨. ધારાઓ મુજબ ખાસ ધ્યાન વર્ગના શાસન ને નીતિ પર આપવું જોઈએ. દરેક છોકરાને બે જામીન આપવા પડે છે; તેઓ એના વર્તણુકને માટે જવાબદાર થાય છે, ને તેમને વખતોવખત છોકરાના અભ્યાસ ને વર્ત્તણુક વિષે ખબર આપવામાં આવે છે. કેટલીક નિશાળો પોતાના છોકરાઓને નાટકો જોવાની કે નિશાળની હદમાં બીડી પીવાની મના કરે છે; કટલીકમાં શિક્ષકો છોકરાઓની ગેરહાજરી માટે ફરીઆદી કરે છે; ને કેટલીકમાં ૭ ટકાથી વધારે છોકરાઓ ગેરહાજર રહેતા નથી. શિક્ષકો કેટલીક વખત વારાફરતી રમવાની જગા પર જઈ છોકરાઓ રમતા હોય ત્યારે તેમના પર દેખરેખ રાખે છે. દહાડો પૂરો થએ છોકરાઓ જાતે ઓરડાઓ ને ચાલીઓ સાફ કરે છે. શિક્ષાઓ ચાર જાતની છે; ( ૧ ) ઠપકો; ( ૨ ) વિચાર ને પશ્ચાત્તાપને માટે વખત આપવા સારૂ વધારેમાં વધારે દહાડામાં બે કલાક નિશાળમાં રોકાણ, ને તે પણ લગોલગ સાત દહાડાથી વધારે નહિ; (૩) ઓછામાં ઓછું અઠવાડીઉં ને વધારેમાં વધારે એક વર્ષ નિશાળમાં આવતાં છોકરાને અટકાવ; ને (૪) કાઢી મૂકવાની શિક્ષા. છેલ્લી શિક્ષા નહિ સુધરી શકે એવા, કે તદ્દન મૂર્ખ, કે સબળ કારણ વગર મહીનાથી વધારે ગેરહાજર રહ્યા હોય તેમનેજ કરવામાં આવે છે. નિશાળમાં રોકી રાખવાથી ગુન્હા અટકાવી શકાય છે એમ મનાય છે: પણ

**મુંબઈની સાથે સરખામણી.**

૧૩૭. હિંદુસ્થાનના માધ્યમિક ને ઉચ્ચતર શાળાઓના ક્રમ સાથે જાપાનનો આ ક્રમ નીચે પ્રમાણે સરખાવી શકાય તેમ છે.

| જાપાન ( ૫ વર્ષ ). | મુંબઈ (માધ્યમિક ને ઉચ્ચતર શાળાઓ). |
|---|---|
| નીતિનાં તત્ત્વો. | ............ |
| દેશી ભાષા. | દેશી ભાષા ( માધ્યમિક શાળા ને થોડોક વખત ઉચ્ચતર શાળા–મેટ્રિક) |
| ચીનનું સાહિત્ય. | બીજી ભાષા. |
| અંગ્રેજી ( કોઈ વખતે ફ્રેંચ ને જર્મન સુદ્ધાં ). | અંગ્રેજી. |
| ઇતિહાસ; જાપાનનો, ચીનનો, ને દુનિયાનો. | ઇતિહાસ; હિંદુસ્થાનનો, ને ઇંગ્લંડનો. |
| ભૂગોળ; સાધારણ ને પ્રાકૃતિક. | ભૂગોળ; સાધારણ ને પ્રાકૃતિક. |
| અંકગણિત. | અંકગણિત. |
| બીજગણિત, બે અક્ષર કે બે રકમની બનેલી રકમની કોઈ પણ શક્તિ બતાવવાની ને ઉકેલવાની રીત લગણ. | બીજગણિત, એકજ મૂલ્યથી બેસે એવાં બે કે વધારે અજ્ઞાત પદના સમીકરણ સુધી. |
| ભૂમિતિ, સમક્ષેત્ર ને ઘન. | યુક્લિડની ૧ થી ૪ સુધી ચોપડીઓ. |
| ત્રિકોણમિતિ. | ............. |
| પ્રાણવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ખનિજવિદ્યા. | ............. |
| પદાર્થવિદ્યા ને રસાયણશાસ્ત્ર. | ગતિવિદ્યા, ખગોળવિદ્યા, ને રસાયણશાસ્ત્ર. |
| ચિત્રકળા. | ચિત્રકળા. |
| કાયદા ને અર્થશાસ્ત્ર( કેટલેક ઠેકાણે ). | ............. |
| ગાયન. | ............. |
| કવાયત વગેરે. | ............. |

વડ ન હોવાથી તે તેમને મૂકી દેવું પડે છે. દાખલ થવાની ઓછામાં ઓછી ઉમ્મર ૧૨ વર્ષની હોવી જોઈએ; પણ ઘણાખરા ૧૪ વર્ષે દાખલ થવા પામે છે એટલે તેઓ ૧૯ વર્ષના થાય ત્યારે માધ્યમિક શાળામાંથી ઉત્તીર્ણ થાય છે.

**અભ્યાસક્રમ.** ૧૩૬. અભ્યાસના વિષયો નીતિનાં તત્ત્વો, **જાપાની ભાષા, ચીનનું** સાહિત્ય, પરભાષાઓ (ઘણુંખરૂં **અંગ્રેજી**), ઇતિહાસ, ભૂગોળ, ગણિત, પ્રાકૃતિક ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્ર, ચિત્રકળા, ને શારીરિક કસરતો છે; તેમાં કાયદો, અર્થશાસ્ત્ર, ને ગાયન ઉમેરી શકાય. પરભાષા શિખવતાં જરૂર પડે તે સિવાયનું શિક્ષણ સ્વભાષામાંજ અપાય છે. અગાઉ **અંગ્રેજીમાં** ઘણીખરી ચોપડીઓ હતી, પણ તે વખતે છોકરાઓ સમજ્યા વગર ગોખી નાંખતા હતા. હવે સ્વભાષામાં શિખવાય છે તેથી એમ કહેવાય છે કે એટલુંજ જ્ઞાન અડધા વખતમાં છોકરાઓ સંપાદન કરે છે. પ્રધાનની પસંદ કરાયલી ચોપડીઓમાંથી સ્થાનિક સત્તાધિકારી (ગવર્નર) ની રજાથી નિશાળનો મુખ્ય અધિકારી એને ગમે તેવી ચોપડીઓ ચલાવે છે. અભ્યાસક્રમ એકજ છે; કેટલાક એમ માને છે કે ચોથા વર્ષ પછી જેમને વધારે આગળ ભણવું ન હોય તેમને માટે ક્રમ જુદો પાડવો જોઈએ, પણ વધારે લોકોનું માનવું એવું છે કે માધ્યમિક ક્રમ આખો, બધા છોકરાઓએ પૂરો કરવોજ જોઈએ; તે પછીના ક્રમ જુદા પડાય તો ઠીક. કેટલાક કહે છે કે વિષયો બહુ વધારે છે, પણ ખનિજવિદ્યા સિવાય બીજા કયા કાઢી નાંખી શકાય તેમ છે તે તેઓ બતાવી શક્તા નથી. આખો ક્રમ, કૉલેજના અભ્યાસને માટે છોકરાઓ તૈયાર થાય એ હેતુથી ઘડાયો છે, છતાં એ હેતુનું પ્રાબલ્ય બહુ થયું નથી; કારણ કે ઉચ્ચતર શાળાઓની પ્રવેશક પરીક્ષાઓ આ ક્રમને અનુસરીને લેવાય છે, ક્રમ તેને અનુસરીને રખાતો નથી.

૧૪૦. અંગ્રેજીમાં ઉચ્ચાર, જોડણી, વાંચતાં, લખતાં, તરજુમો કરતાં, વાતચીત વગેરે કરતાં શિખવાય છે. તેને માટે જુદી જુદી વાચનમાળાઓનો ઉપયોગ લેવાય છે. આ વિષયની પાછળ વખત ને મહેનત લેવાય છે તેના પ્રમાણમાં પરિણામ દીપી નીકળતું નથી. માધ્યમિક શાળાઓમાં જતા છોકરાઓ ભાગ્યેજ સમજાય એવાં અંગ્રેજીમાં લખી શકે છે, તો પછી વાત કરવાની તો વાતજ શી ?

**અંગ્રેજી.**

૧૪૧. ત્રણ જાતના ઇતિહાસનો અભ્યાસ થાય છે. (૧) જાપાની ઇતિહાસ. પહેલું વર્ષ—પ્રાચીન ને માધ્યમિક કાળો. બીજું વર્ષ—એનું એજ, આધુનિક કાળ સુધી. પાંચમું વર્ષ—જાપાનના ઇતિહાસમાં ખાસ નોંધવા લાયક બનાવો. (૨) પૂર્વનો ઇતિહાસ. ત્રીજું વર્ષ—ચીનનો ઇતિહાસ. (૩) પાશ્ચાત્ય ઇતિહાસ- ચોથું વર્ષ—પ્રાચીનકાળથી યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) ના સ્વાતંત્ર્ય સુધી. પાંચમું વર્ષ—ફ્રાન્સના રાજ્યપરિવર્તનથી હાલના વખત સુધી.

**ઇતિહાસ.**

૧૪૨. ભૂગોળના વિષયના આ પ્રમાણે ભાગ કર્યા છે. પહેલું વર્ષ—વિષયમાં સાધારણ પ્રવેશ, જાપાન, એશિઆ. બીજું વર્ષ—એશિઆ ને ઓશિઆનીઆ. ત્રીજું વર્ષ—યુરોપ. ચોથું વર્ષ—આફ્રિકા ને અમેરિકા. પાંચમું વર્ષ—પ્રાકૃતિક ભૂગોળ.

**ભૂગોળ.**

૧૪૩. **ગણિત.** (૧) અંકગણિત. પહેલા વર્ષમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર; જાપાની, પરદેશનાં, ને મીટરથી વજનો ને માપો; જાપાની ને પરદેશનું નાણું; અપૂર્ણાંક ને પ્રમાણ. બીજા વર્ષમાં ટકા, નફો ને ટોટો,

**ગણિત.**

૧૩૮. નીતિની કેળવણીના પ્રકરણમાં એ વિષે વિગતસર લખ્યું છે.

**નીતિનાં તત્ત્વો**

કેટલીક નિશાળોમાં આ વિષય ભાષણોની રીતે શિખવાય છે, પણ ઘણીખરીમાં પહેલા વર્ષ પછી તો ચોપડીઓમાં શિખવાય છે. છોકરાઓએ ચોપડી વાંચવાની હોય છે તેનું શિક્ષક વિવરણ કરે છે, પોતાનું કંઈ ઉમેરી સમજાવે છે, ને પછી પ્રશ્નો પૂછે છે. વર્ગ તેની નોંધ લે છે ને વર્ષના ભાગને અન્તે તેમાં પરીક્ષા લેવાય છે.

૧૩૯. પહેલા ને બીજા વર્ષમાં વાચન, વ્યાકરણ, નિબંધ, ને લેખનકળા શિખવાય છે વાંચનનો વિષય પ્રાથમિક શાળાઓમાં હતો તે અહીં જારૂ રાખવામાં આવ્યો છે.

**જાપાની ને ચીનની ભાષાઓ.**

તે શિખવતાં ચાલુ જખતમાં બહાર પડેલાં નીતિના સંબંધનાં, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, કે વેપારના સંબંધનાં લખાણો, તેમજ પ્રખ્યાત પુરુષોનાં ભાષણો, કાગળો, ને કવિતાઓ શિખવવામાં આવે છે; સારાં વચનો ને કવિતાઓ ગોખાવવામાં આવે છે, ને પ્રાન્તિક ઉચ્ચારો સુધારવામાં આવે છે. નિબંધમાં લખાવવાનું, જૂની ભાષાને હાલની ભાષામાં મૂકવાનું, અકથિતમાંથી (ઇંડિરેક્ટમાંથી) કથિતમાં (ડિરેક્ટમાં) લઈ જવાનું, પત્રલેખન, ને વાત કહેવાનું શિખવવામાં આવે છે. ત્રીજા વર્ષમાં માધ્યમિક ને આધુનિક કાળના ગદ્ય લેખો, ને કવિતાઓ શિખવાય છે, ને ચીની ભાષામાં નિબંધો વાંચવાનું આવે છે, ચોથા વર્ગમાં લેખનકળા મૂકી દેવામાં આવે છે, ને આધુનિક ભાષાઓ ને પ્રાચીન સંસ્કૃત ભાષાઓ તેમજ જાપાની ને ચીનની ભાષાઓની સરખામણી કરવામાં આવે છે; તેમાં ખાસ ધ્યાન અલંકારશાસ્ત્ર પર આપવામાં આવે છે. પાંચમા વર્ષમાં વ્યાકરણના વિષયમાં વ્યુત્પત્તિ ને ભાષાના ઇતિહાસનો સમાવેશ કરવામાં આવ્યો છે, ને વર્ષના છેક છેલ્લા ભાગમાં જાપાની માહિત્યનો ઇતિહાસ, વાચન, વ્યાકરણ, ને નિબંધ ઉમેરાય છે.

છે. કયા કયા છોડવાઓ કયાં કયાં ઉગે છે તે વિષેની ખબર આપનારા દેશના નકશાઓનો પણ અભ્યાસ કરાવાય છે. પ્રાકૃતિક ઇતિહાસ પણ શ્રેષ્ઠ પદ્ધતિઓથી શિખવાય છે, ને તેમાં પણ સૂક્ષ્મદર્શક યંત્રોની મદદ લેવાય છે. આનાં પરિણામ એવાં ઉત્તમ આવે છે કે કેટલીક વાર ૧૬ કે ૧૭ વર્ષની ઉમ્મરના છોકરાઓને છોડવાઓ, મગતરાંઓ વગેરેનું ઘણુંજ વિસ્તીર્ણ જ્ઞાન હોય છે.

(૨) પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્ર. ચોથું વર્ષ–બીન–ધાતુના ને ધાતુના સંયોગો, પૃથક્કરણ અથવા મૂળ તત્ત્વોનું શોધન, અને સેન્દ્રિય રસાયણશાસ્ત્ર એટલે ઇન્દ્રિયવાળી વસ્તુઓ વિષેનાં રસાયણશાસ્ત્રનાં મુખ્ય તત્ત્વો. પાંચમું વર્ષ–ગતિવિદ્યા, ધ્વનિ, ઊષ્મા, પ્રકાશ, આકર્ષણશક્તિ, વીજળી.

આ ખાતામાં પણ ઉપકરણો પૂરાં પાડવામાં ઉદારતા રાખવામાં આવે છે, ને દરેક નિશાળમાં જાતજાતનાં સાધનો ફોનોગ્રાફની ચુડીઓ જેવાં સુદ્ધાં રાખવામાં આવે છે. પણ આ બે વિષયો ઘણા છોકરાઓને ઘણા શુષ્ક લાગે છે.

**બીજા વિષયો.** ૧૪૫. **કાયદા ને અર્થશાસ્ત્ર.** આમાં નહિ જેવું ઉપર ઉપરનું જ્ઞાન અપાય છે.

**ચિત્રકળા.** એક પાદરીની નિશાળમાં આ પ્રમાણે શિખવાય છે. પહેલું વર્ષ–સ્વતંત્ર, ને નમુના પરથી ચિત્ર કાઢવાનું ને આંકણી કામ. બીજું વર્ષ–સંચાઓ સંબંધી ચિત્રકામ, નકશા કામ, ને જેની એક સપાટ બીજી સપાટની બહાર પડતી હોય એવી વસ્તુઓનું ચિત્રકામ. ચોથું વર્ષ–ભૂમિતિના આકારોનું ચિત્રકામ, પાણી ને ગુંદરમાં પલાળેલા રંગોથી રંગિત ચિત્રકામ.

**ગાયન.** મુખ્ય નિયમોનું વિવરણ કરાય છે, ગાયનના ક્રમ સાથે કવાયત કરાવાય છે, ને **અંગ્રેજી** તેમજ **જાપાની** ગાયનો શિખવાય છે.

આડત ને દલાલી, વ્યાજ ને વટાવ, કર, શરાફી હીસાબો, હુંડીઆમણ, જાહેર થાપણો, વર્ગ ને ઘનમૂળ, અંકોની શ્રેઢી કે વૃદ્ધિવ્યવહાર, ને માપણી.

(૨) બીજગણિત. બીજા વર્ષમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર; ને ત્રીજું વર્ષ મળી જુદાં જુદાં સમીકરણ. ચોથાં વર્ષમાં: શક્તિઓની સંખ્યાઓનો સંબંધ, પ્રમાણ, સંયોગ ને વિનિમય, બે રકમની બનેલી રકમની કોઈ પણ શક્તિ બતાવવાની કે ઉકેલવાની રીત, ઘાત-પ્રમાપક ( લોગેરિથમ ).

(૩) ભૂમિતિ. ત્રીજા વર્ષમાં વિષયમાં પ્રવેશ, સીધી લીટીઓ, ત્રિકોણો, સમાંતર બાજુનાં ચોખુણો, વર્તુલો. ચોથા વર્ષમા ક્ષેત્રફળોની સરખામણી, પ્રમાણો, સરખી જાતના આકારો, નિધાનો ( લોસાઈ–લોકસ ), ને કૃત્યો ( પ્રોબ્લેમો. ) પાંચમાં વર્ષમાં ઘનભૂમિતિ, સપાટોની ને મીનારા, નળા, શંકુ ને ગોળાઓનાં ક્ષેત્રફળોની માપણી.

(૪) ત્રિકોણમિતિ. પાંચમાં વર્ષમાં ઘાતપ્રમાપકોને ત્રિકોણમિતિનાં કોષ્ટકો સાથે મુખ્ય તત્ત્વો.

**વિજ્ઞાન.**

૧૪૪. **વિજ્ઞાન.** (૧) પ્રાકૃતિક ઇતિહાસ. પહેલા વર્ષમાં–ખનિજવિદ્યા. બીજા વર્ષમાં–છોડવાઓનાં વર્ણન, વર્ગીકરણ, ને ઇન્દ્રિયશાસ્ત્ર. ત્રીજા વર્ષમાં–શરીરવિદ્યા અથવા ઇન્દ્રિયશાસ્ત્ર ને આરોગ્યવિદ્યા. ચોથા વર્ષમાં-જાનવરોનાં વર્ણન, વર્ગીકરણ, ને ઇન્દ્રિયશાસ્ત્ર. આ બધું શિખવવાને જગા ને સાધનોની છૂટ બહુ હોય છે; ને શિખવનારાઓમાં જુદા જુદા ખાસ વિષયોના ઉસ્તાદો હોય છે. શિક્ષણ ઘણા ઉત્તમ પ્રકારનું અપાય છે. છોડવાઓના જુદા જુદા ભાગો ને રેશાઓ સૂક્ષ્મદર્શક યંત્રોથી બતાવવામાં આવે છે, અને રસાયણશાસ્ત્ર સાથે તેમનો શો સંબંધ છે તે પણ સમજાવવામાં આવે છે. ભૂસ્તરવિદ્યાનો પાઠ શિખવતાં છોકરાઓને તળાવ આગળના પહાડો પાસે કે કિનારા પર આવેલી ગંજાવર ટેકરીઓ આગળ લઈ જવામાં આવે

ક્ષણ આપવાને પરવાનો મેળવી શકે છે તે શાળાઓનાં પરિણામો પર તપાસણીના અધિકારીઓ દેખરેખ રાખે છે. ભાગ્યેજ કોઈ પણ શાળાઓ ઇનામો આપે છે.

**શિષ્યોના હકો.**

૧૪૯. માન્ય થએલી માધ્યમિક શાળાઓમાં શીખતા ને તેમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓ અમુક ખાસ હકો ભોગવે છે. ત્યાં શીખતા છોકરાઓને ૨૧ વર્ષની ઉમ્મર સુધી લશ્કરી નોકરી મુલતવી રાખવાની છૂટ હોય છે, ને ઉત્તીર્ણ થએલા છોકરાઓ ચાહે તો ત્રણ વર્ષને બદલે એક વર્ષ નોકરી કરે તો ચાલે છે. તે ઉપરાંત, ઉત્તીર્ણ થએલા છોકરાઓ ખાસ વિષયોની, હુન્નરી, અને ઉચ્ચતર, શાળાઓમાં દાખલ થવાને લાયક ગણાય છે; આરમ્ભક શિક્ષકોની પરીક્ષામાં તેઓ તરફ મહેરબાની બતાવવામાં આવે છે, ને કેટલીક વખત પરીક્ષા આપ્યા વગર પણ તેમને પરવાના આપવામાં આવે છે; અને શહેરના સાધારણ અમલદારો થવાને તેઓને લાયક ગણવામાં આવે છે.

**શાળામાં આરોગ્ય.**

૧૫૦. બધી પ્રજાકીય માધ્યમિક શાળાઓમાં દાક્તરો હોય છે. સાધારણ અભિપ્રાય એવો જણાય છે કે હજી શાળાઓમાં કામ ઘણું વધારે છે, તોપણ કેટલાંક વર્ષો પહેલાં હતું તેનાં કરતાં ઘણું સ્હેલું છે, ને શરીરે મજબુત છોકરાઓને ભારે પડે એવું નથી હોતું; કામથી કોઈ ખરેખરા માંદા પડતા નથી; અને આંખની નબળાઈના વધારો સિવાય સાધારણ શારીરિક આરોગ્ય સુધરતું જાય છે.

**શિક્ષકો.**

૧૫૧. માધ્યમિક શાળામાં શિક્ષકોની સરેરાસ સંખ્યા ૧૮ હોય છે, ને શિષ્યોની દર શિક્ષક દીઠ ૨૦. પ્રજાકીય શાળાઓમાં શિક્ષક વર્ગમાં ૫૭ ટકા, ને ખાનગી નિશાળોમાં ૫૦ ટકા નિયમિત શિક્ષકો હોય છે,

૧૪૬. વધારાનો ક્રમ એક વર્ષનો રાખવાની છૂટ છે. ધારા પ્રમાણે માધ્યમિક શાળામાંથી જે ઉત્તીર્ણ થાય તેનેજ એનો લાભ અપાય તેમ છે; પણ નપાસ થએલા છોકરાઓ જૂના વર્ગમાં બેસતાં શરમાતા હોવાથી તેઓ વધારાના ક્રમનો અભ્યાસ કરે છે.

**વધારાનો ક્રમ.**

૧૪૭. ફરજીઆત લશ્કરી કવાયત ને કસરત ઉપરાંત માધ્યમિક શાળાઓના છોકરાઓને પટાબાજી કરવી પડે છે. બધી નિશાળોનું રમતને માટે એક હિંદુ જીમખાના જેવું મંડળ હોય છે. જુદી જુદી શાળાઓની તેમાં સ્પર્ધા પણ થાય છે; સાધારણ રીતે હોડકાં હાંકવામાં સરતની હરીફાઈ થાય છે. ઘણીખરી નિશાળો વર્ષમાં એકવાર તહેવારને દહાડે પોતાના છોકરાઓની રમતોનો જલસો કરે છે. સ્હેલસફરો પણ વારંવાર કરાવવામાં આવે છે; ઘણુંખરૂં છોકરાંઓને લાંબે સુધી ચલાવવામાં આવે છે, ને કેટલીક વખત લશ્કરી કામ પણ તેમની પાસે લેવાય છે. મોટા છોકરાઓ એકી વખત અઠવાડીઆ સુધી બહાર જાય છે, વીસીમાં જમે છે. તેની સગવડ ન હોય ત્યાં તેઓ ધરોમાં કે દહેરાઓમ ઉતરી હાથે રાંધીને ખાય છે. આ સફરોનો ખરચ તેમને ને તેમની સાથે આવનાર શિક્ષકને માથે પડે છે.

**શારીરિક શિક્ષણ.**

૧૪૮. પરીક્ષાઓના પર બહુ અગત્ય અપાતી નથી. રોજના તેમજ જુદી જુદી વાર્ષિક પરીક્ષાઓના ગુણો ઉમેરવામાં આવે છે; ને પરીક્ષા ઉત્તીર્ણ થવાને માટે સાધારણ રીતે ૬૦ ટકા જેટલું ધોરણ બાંધવામાં આવે છે. પણ જુદી જુદી નિશાળોમાં જુદી જુદી રીતો હોય છે. એકાદ વિષયમાં કદાચ કોઈના ૫૦ ટકા જેટલાજ ગુણ આવતા હોય, તો તેને રહેમ બતાવવામાં આવે છે. પરિણામો લાવવાં શિક્ષકોની સત્તામાં હોય છે. માત્ર જે ખાનગી શાળાઓમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓ ઉંચી કેળવણીનું શિ-

**પરીક્ષાઓ.**

**શિક્ષકોના પગાર.** ૧૫૩. પગાર ખાતે શિક્ષકોના બે ક્રમ છે. કેટલાકને મુખ્ય પ્રધાન નીમે છે, ને કેટલાકને ખાતાનો ઉપરી નીમે છે. પહેલામાં શાળાઓના મુખ્ય અધિકારીઓના ક્રમ પાડવામાં આવ્યા છે, તેઓ વર્ષે રૂ. ૯૦૦ થી રૂ. ૩,૦૦૦ ના પગાર સુધી ચઢે છે; શિક્ષકોના ૧૪ ક્રમ પાડવામાં આવ્યા છે, તેઓ વર્ષે રૂ. ૬૦૦ થી રૂ. ૨,૭૦૦ સુધી ચઢે છે. બીજામાં, મુખ્ય અધિકારીઓ ને શિક્ષકોના ૧૧ ક્રમ પાડવામાં આવ્યા છે. તેઓ વર્ષે રૂ. ૪૫૦ થી રૂ. ૨,૬૫૦ સુધી ચઢે છે; મદદનીશ શિક્ષકો ને નિદ્રાગૃહો પર દેખરેખ રાખનારાના ૯ ક્રમ પાડવામાં આવ્યા છે, તેઓ વર્ષે રૂ. ૨૭૦ થી રૂ. ૯૦૦ સુધી ચઢે છે; ને કારકુનોના ૧૧ ક્રમ પાડવામાં આવ્યા છે, તેઓ વર્ષે રૂ. ૨૧૬ થી રૂ. ૯૦૦ સુધી ચઢે છે.

**પેન્શન ને ફી.** ૧૫૪. શિક્ષકોના પેન્શનના નિયમો પ્રાથમિક શાળાના શિક્ષકોને માટે છે તેવાજ છે; ફેર એટલો છે કે શિક્ષકે ૧ ટકા રકમ પોતે ભરવી પડે છે. પ્રજાકીય શાળામાં શિક્ષણનું લવાજમ માસિક રૂ. ૧॥ થી રૂ. ૩ સુધી હોય છે; ટોકિયોની સરકારી નિશાળમાં રૂ. ૩॥ માસિક આપવા પડે છે. ખાનગી નિશાળો રૂ. ૪॥ સુધી માસિક ફી લે છે, ને ઘણું ખરૂં પ્રવેશક ને પરીક્ષાઓની ફી પણ લે છે. લશ્કરી સીપાઇઓના છોકરાઓની પાસે કેટલીક વાર ઓછી રકમ લેવામાં આવે છે; ને ગામના છોકરાઓ કરતાં બહારના છોકરાઓ પાસે વધારે ફી લેવામાં આવે છે. શિષ્યવૃત્તિઓ હોતી નથી, પણ ઉત્તમ છોકરાઓને કેટલીક વાર ફીની માફી આપવામાં આવે છે.

---

બાકીના મદદનીશ શિક્ષકો હોય છે; પહેલામાં ૧૮૬એ ૧, ને બીજામાં ૬૭ એ ૧ પરદેશી હોય છે.

**શિક્ષકોની લાયકાત.** ૧૫૨. હોશિયાર ને વિદ્વાન્ માણસ મળી આવે એવા હેતુથી શાળાના મુખ્ય અધિકારીની જગાને માટે ખાસ લાયકાત રાખવામાં આવી નથી. એની નીમણુક કેળવણીખાતાની મંજુરીથી સ્થાનિક સત્તાધિકારી કરે છે, ને એ ઘણુંખરૂં જાતે માધ્યમિક શાળામાં શિક્ષણનો અનુભવી હોય છે. નીતિનાં તત્ત્વો સિવાય બીજા કોઈ પણ વિષયમાં ભાગ્યેજ એ જાતે શિખવવાનું કામ કરે છે. શિક્ષકોની નીમણુક સ્થાનિક સત્તાધિકારીની મંજુરીથી એ અધિકારી કરે છે; પણ કેળવણીખાતા તરફથી કોઈ કોઈ વખત જુદા માણસની નીમણુક થાય છે. ખરૂં જોતાં શિક્ષકોને રાજ્યના પ્રધાનનો પરવાનો મળેલો જોઈએ; પણ માધ્યમિક શાળાઓના જલદીથી થતા વધારાને લીધે આ નિયમ પળાવી શકાતો નથી. માધ્યમિક શાળાઓનાં પરિણામોને માટે બહુ અસંતોષ જાહેર થાય છે, ને ઘણી ખામીઓનું કારણ સમર્થ શિક્ષકોનો અભાવ છે, ખાસ કરીને અંગ્રેજી ને વિજ્ઞાનમાં. ૪૦૦૦ શિક્ષકોમાંથી હાલમાં યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થએલા માત્ર ૩૦૦ જ છે. યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થએલા માણસો કરતાં શિક્ષકોની ઉચ્ચતર શાળાઓમાં શિક્ષણ પામેલા માણસો વધારે સારા શિક્ષકો ગણાય છે, પણ તેઓ ઓછી સંખ્યામાં તૈયાર થાય છે, ને તેમાંના ઘણાખરાને શિક્ષકોની શાળાઓમાંજ લઈ લેવામાં આવે છે. રાજ્ય તરફથી લેવાતી પરીક્ષામાં ફત્તેહ મેળવનારા ઘણાખરાને લેખનકળા ને બીજા એવા નજીવા વિષયોમાં શિખવવાને રજા અપાય છે; અંગ્રેજી ને વિજ્ઞાન શિખવવાને લાયક ઓછા માણસો તૈયાર થાય છે, ને કેટલીક વખત ખેતીના મહાવિદ્યાલયોમાંથી ઉત્તીર્ણ થએલા માણસો અંગ્રેજી શિખવતા જોવામાં આવે છે

છોકરાઓ એ શિક્ષણ લેતા હતા ત્યારે ૧,૫૦૦ છોકરાઓએ વૈદું લીધું હતું, ૧૬૦ એ ઈજિનેરી ક્રમ, ને ૪૦ એ કાયદો. ત્યાર પછી કાયદો શિખવવાનું ખાતું કાઢી નાંખવામાં આવ્યું છે, એકજ ઉચ્ચતર શાળામાં ઈજિનેરી ખાતું છે, અને વૈદકનાં ખાતાનું સ્વતંત્ર પાયા પર વૈદાંની ખાસ શાળાઓ તરીકે ફરીથી જુદું બંધારણ કરવામાં આવ્યું છે. એટલે ઈજિનેરી ખાતાની એક શાળા સિવાય ઉચ્ચતર શાળાઓ હવે માત્ર યુનિવર્સિટિને જરૂરનું આદ્ય શિક્ષણ આપે છે. ૧૯૦૦માં અભ્યાસક્રમ સુધારવામાં આવ્યો હતો, ને પરભાષાઓનું જ્ઞાન જેમ બને તેમ સારૂં આવે એવી સગવડ કરવામાં આવી હતી. આ ખાતે છોકરાઓ પોતાના વખતનો ૪૦ થી ૬૦ ટકા જેટલો વખત કાઢે છે, છતાં "એમનું જ્ઞાન અસંતોષકારક છે ને વર્ષે વર્ષે ઘટતું જાય છે." * આનું એક કારણ એ કહેવાય છે કે માધ્યમિક શાળાઓમાં છોકરાઓને અંગ્રેજીનું જ્ઞાન બહુ કાચું અપાય છે, તેથી ઉચ્ચતર શાળાઓમાં તેમને એકી વખતે બે પરભાષાઓ શીખવી પડે છે. પણ એમ પણ કહેવાય કે યુનિવર્સિટિઓ ભાગ્યેજ પ્રવેશક પરીક્ષાઓ લેતી હોવાથી ઘણાખરા છોકરાઓ સ્હેલથી કૉલેજોમાં દાખલ થાય છે ને તેથી કામ કરવાનું કાંઈ મોટું પ્રયોજન એમને હોતું નથી. ગમે તે કારણ હો, પણ એ નિર્વિવાદ છે કે કૉલેજમાં જતા વિદ્યાર્થીઓમાં આવતા જ્ઞાનના હલકા પ્રકારથી આશાભંગ થયો છે, ને ઉચ્ચતર શાળાઓનાં ભવિષ્યને માટે ઘણી તકરારો ચાલે છે. એ શાળાઓનો ક્રમ વધારવો, એમનેજ યુનિવર્સિટિ બનાવી દેવી, કે એ તદ્દન કાઢી નાંખવી એવી દરખાસ્તો થોડો વખત થયાં ચર્ચાય છે.

**સંખ્યા.**

૧૫૬. અત્યારે આઠ ઉચ્ચતર શાળાઓ છે; ૧૯૦૩ ના વર્ષમાં તેની શિષ્યોની કુલ્લે સંખ્યા ૪,૭૮૧ હતી. એટલે શાળા દીઠ સરેરાસ ૬૦૦ ની સંખ્યા આવે છે. વર્ગના છોકરાઓની સંખ્યા ઘણુંખરૂં ભાગ્યે ૪૦ થી વધારે હોય છે.

* Japan by the Japanese—એ અંગ્રેજી પુસ્તકનું પૃ. ૨૪૫.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ઉચ્ચતર શાળાઓ.

૧૫૫. માધ્યમિક શિક્ષણ લીધા પછી યુનિવર્સિટિને માટે તૈયાર કરનારી, આદ્ય શિક્ષણ આપનારી ઉચ્ચતર શાળાઓ જાપાનમાં રાખવામાં આવી છે. છોકરાઓની ઉમ્મર ને તેમના જ્ઞાનની સરખામણીમાં એ શાળાઓ હિંદુસ્થાનની આર્ટ્સ કૉલેજોને (કળાની મહાવિદ્યાલયો) મળતી આવે છે. જૂનામાં જૂની આવી સંસ્થાની શરૂઆત ૧૮૭૫ માં ટોકિયોમાં અંગ્રેજી ભાષાની શાળા તરીકે થઈ હતી, પણ તે તરતજ યુનિવર્સિટિની આદ્યશાળા થઈ ગઈ. એમાં કાયદો, વિજ્ઞાન, ને સાહિત્યમાં પ્રવેશ કરાવે એવો ચાર વર્ષનો ક્રમ રાખવામાં આવ્યો હતો. એવા આદ્યક્રમની જરૂર એ હતી કે યુનિવર્સિટિમાં પરભાષાઓનો ઉપયોગ કરવામાં આવતો હતો, અને તેથી માધ્યમિક શાળાઓમાં મળતા પરભાષાના શિક્ષણ કરતાં વધારે સરસ આદ્ય શિક્ષણની છોકરાઓને જરૂર હતી. છોકરાઓ વધતાં, વધારે સગવડોની જરૂર લાગવા માંડી, ને ૧૮૮૬ માં માધ્યમિક શાળાઓના સાધારણ ને ઉચ્ચતર એમ બે વિભાગ પાડવામાં આવ્યા. ૧૮૯૪ માં આ ઉચ્ચતર માધ્યમિક શાળાઓ માત્ર ઉચ્ચતર શાળાઓ થઈ. એક વખત એમ ધારવામાં આવ્યું હતું કે યુનિવર્સિટિમાં દાખલ થવા ઇચ્છનારાઓને આદ્ય શિક્ષણની સાથે સાધારણ ધંધાના કામમાં આવે એવું વૈદક, કાયદા, ને ઈજનેરી કામ જેવા ખાસ વિષયોનું શિક્ષણ પણ એ શાળાઓમાં આપવું. પણ આદ્ય ક્રમોની અગત્ય બીજા ક્રમો કરતાં વધી ગઈ; દાખલા તરીકે ૧૮૯૭ માં જ્યારે સુમારે ૨,૭૦૦

**ઇતિહાસ.**

૧૫૯. દાખલ થવા ઇચ્છનારા ઉમેદવારો માધ્યમિક શાળાઓમાંથી ઉત્તીર્ણ થએલા, ને ઓછામાં ઓછા ૧૭ વર્ષની ઉમ્મરના હોવા જોઈએ. ઉમેદવારોની સંખ્યા વધતી જતી હોવાથી પ્રવેશક પરીક્ષા દાખલ કરવી પડી છે.

**પ્રવેશ.**

કેટલીક રીતે જોતાં આ પરીક્ષા ખરી કસોટી કાઢનારી છે કારણ કે છોકરો યુનિવર્સિટિમાં જશે કે નહિ તેનો એના પર આધાર રહે છે. અહીંની મૅટ્રિકની પરીક્ષા, ને આ પ્રવેશક પરીક્ષા આમ વિચારતાં મળતી આવે છે. આ પરીક્ષામાં નપાસ થનારામાં ઘણા, ખાસ વિષયોની કે હુન્નરી શાળાઓમાં પોતાનું મન ફેરવે છે, કેટલાક ફરીથી બીજે વર્ષે પોતાનું નસીબ અજમાવે છે, ને કેટલાક નિરાશ થવાથી વ્યવસાયહીન બને છે. તેથી એવી દલીલ આણવામાં આવે છે કે વધારે ઉચ્ચતર શાળાઓ હોવી જોઈએ, જેથી યુનિવર્સિટિમાં દાખલ થતાં નકામો છોકરાઓને વિલંબ ન થાય; તે ઉપરાંત, દાખલ થવાની હરીફાઈને લીધે માધ્યમિક શાળાના છેલ્લા વર્ષમાં હદ ઉપરાંત કામ કરવું પડે છે તે પણ અટકે, છતા, સગવડો વધરાવવાની કેટલીક માગણીઓમાં સારી નિશાળો મેળવવા કરતાં વધારે નિશાળો કરાવવાનો હેતુ વધારે છૂપાયલો હોય છે.

૧૬૦. પ્રવેશક પરીક્ષાને માટે રૂ. ૬ ની ફી લેવામાં આવે છે. દરેક શાળા પોતપોતાની પરીક્ષા લેતી હતી, પણ કેટલીકને છોકરાઓ વધારે પસંદ કરતા હતા; ત્યાં વધારે છોકરાઓ જવાથી સાધારણ સારા છોકરાઓ પણ

**પ્રવેશક પરીક્ષા.**

દાખલ થવા નહોતા પામતા, ને કેટલીકમાં ઉતરતી પંક્તિના છોકરાઓને ભરવા પડતા હતા. ૧૯૦૨ ની સાલથી બધે પ્રવેશક પરીક્ષાઓ એક વખતે લેવાય છે, ને પરીક્ષા લેનાર મંડળ પણ એકજ હોય છે. પરીક્ષાના વિષયો નહિ જેવા બદલાય છે, તેમાં **જા**પાની ભાષા, **ચીન**ની ભાષા, **અં**ગ્રેજી ભાષા, ને ગણિત તો હોય છેજ. પરીક્ષા જુલાઈમાં લેવાય છે ને

**મકાનો ને સાધનો.**

૧૫૭. મકાનો સાધારણ રીતે હોય છે તેવાં સાદાં, બે માળનાં, ને લાકડાનાં હોય છે. કેટલાંક ઇંટનાં બાંધેલાં મકાનો પણ જોવામાં આવે છે. ખાસ ઓરડાઓ, પ્રયોગોને માટે ઓરડાઓ, ને સાધારણ ભાષણના ઓરડાઓની સગવડ સારી હોય છે. કેટલીક શાળાઓમાં ઉત્તમ પુસ્તકાલયો હોય છે. છોકરાઓને ઘેર પુસ્તકો લઈ જવા દેવામાં આવતાં નથી, પણ વાંચવાના ઓરડાઓની ગોઠવણ પાસેજ હોય છે. સાધારણ પુસ્તકો ઉપરાંત, વર્ગમાં ચાલતી ઘણી ચોપડીઓ રાખવામાં આવે છે, ને તે છોકરાઓને ધીરવામાં આવે છે.

**વીસીઓ.**

૧૫૮. એક સરકારી લખાણમાં એમ છે કે આ સંસ્થાઓ તરફથી માત્ર બુદ્ધિનો વિકાસ મેળવવાની આશા રાખવામાં આવતી નથી, આ શાળાઓના છોકરા ચારિત્ર્ય સુધારવાની લાયક ઉમ્મરના, વીસ વર્ષના હોય છે તેથી તેમના પર સખ્ત દેખરેખ રાખવામાં આવે છે; આ ઉદ્દેશ પાર પાડવા બધી ઉચ્ચતર શાળાઓમાં શયનગૃહો રાખવામાં આવે છે, ને કસરતનાં શિક્ષણ પર સારૂં ધ્યાન અપાય છે. શયનગૃહોની સગવડ હજી જોઈએ તેવી સંપૂર્ણ નથી. બહાર રહેનારા છોકરાઓનાં સરનામાં વિષે વખતોવખત ચોક્કસ ખબર કાઢવામાં આવે છે, ને શક પડે તેવા આવાસની નજીકમાં તેમને રહેવા દેવામાં આવતા નથી. આ બધાં શયનગૃહોમાં ઉંઘવાને કે વાંચવાને એક ઓરડામાં છ કે સાત છોકરાઓ રહે છે, તેમાં લાકડાના ખાટલા આપવામાં આવે છે, ને અંદર બંદૂકો ને બીજાં લડાઈનાં સાધનો લટકાવી રાખેલાં હોય છે. છોકરાઓ અંદર રહેતા હોવાથી અભ્યાસમાં તેઓ હેરાન થાય છે, કારણ કે ગરબડાટ ઘણો થાય છે. પણ ક્યુમેમોટોમાં તો ખાસ અભ્યાસનો વખત બધાએ શાન્ત રહેવું એવો નિયમ છે, બધી શાળાઓમાં ઐક્યભાવ બળવાન્ હોય છે.

**અભ્યાસક્રમ.**

૧૬૨. અભ્યાસક્રમ સુમારે ત્રણ વર્ષનો છે, ને એમાં ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. કાયદા કે સાહિત્યનો કૉલેજમાં અભ્યાસ કરવા ઇચ્છનારાઓ પહેલો વિભાગ લે છે; વિજ્ઞાન, ઇજનેરી કામ, ને ખેતીનું ભણવા ઇચ્છનારાઓ બીજો વિભાગ લે છે; ને વૈદકનો અભ્યાસ કરવા ઇચ્છનારાઓ ત્રીજો વિભાગ લે છે. અભ્યાસને માટે વખત ઓછો પડે છે. કેટલાકનું એવું માનવું છે કે છોકરાઓને જોઈએ તેથી વધારે કામ છે, ખાસ કરીને બે પરભાષાઓ સાથે શીખવાનું. માધ્યમિક શાળાઓમાં જોઈએ તેટલા ને સારા શિક્ષકો, અને સારી પદ્ધતિઓ હોય તો ઉચ્ચતર શાળાઓમાં ત્યાં શિખવાયલા કેટલાક વિષયો મૂકી દે, કે અભ્યાસક્રમ ટૂંકો કરી નાંખે તો ચાલે.

**વિભાગ ૧** ( કાયદો, ને સાહિત્ય ):—વિષયોમાં નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, **ચીન**નું સાહિત્ય, પરભાષાઓ, ઇતિહાસ, ન્યાયશાસ્ત્ર, ને માનસશાસ્ત્ર, કાયદાનાં મૂળ તત્ત્વો, અર્થશાસ્ત્રનાં મૂળ તત્ત્વો ( સાહિત્યના છોકરાઓ માટે ), ને કસરતો છે. પરભાષાઓ, **અંગ્રેજી**, **જર્મન**, ને **ફ્રેંચ** છે; તેમાં બેનો અભ્યાસ કરવો જોઈએ. કાયદો શીખનારાઓ **લૅટિન** ભાષા પણ ભણે છે.

**વિભાગ ૨** ( વિજ્ઞાન, ઇજનેરી કામ, ને ખેતીનું કામ ):—મુખ્ય વિષયોમાં નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, **અંગ્રેજી**, **જર્મન**, કે **ફ્રેંચ**, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, ને ખનિજવિદ્યા, ચિત્રકળા, ને કસરતો છે. કેટલાક વર્ગોમાં ફાવતું આવે તેમ ઉદ્ભિજ્જવિદ્યા ને પ્રાણિવિદ્યા, કે માપણીના વિષયો પણ લેવાવા જોઈએ; ખેતીના છોકરાઓએ **ફ્રેંચ** ન લેતાં **જર્મન** લેવું જોઈએ; કેટલાક બીજા ચાહે તો **લૅટિન** લઈ શકે.

**વિભાગ ૩** ( વૈદું ):—આ ક્રમમાં નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, **જર્મન** ભાષા, **અંગ્રેજી** કે **ફ્રેંચ**, **લૅટિન**, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણ-

તેના વિષયો એપ્રિલ કે મે માસમાં જાહેર કરવામાં આવે છે. ખાસ નોંધવા લાયક એ છે કે છોકરાઓને પરીક્ષાની અરજી સાથે પોતાની છબી મોકલવી પડે છે. દરેક છોકરો જે કૉલેજ જોડવા ઇચ્છતો હોય તે, ને ઉચ્ચતર શાળાના જે અભ્યાસક્રમ શીખવા ઇચ્છતો હોય તે લખે છે, ને સૌથી ઉપર પાસ થનારાઓને પોતાની પસંદગીની શાળામાં દાખલ થવા દેવામાં આવે છે. શાળા ભરાઈ ગયે, પછીના નંબરના છોકરાને પોતાની પસંદગીમાંની બીજી શાળા પસંદ કરવી પડે છે. પછી જે વિષયની કૉલેજમાં જવા છોકરો ઇચ્છતો હોય તે સંબંધી નિશાળના વિભાગમાં એને બેસાડવામાં આવે છે. આ વ્યવસ્થા વિરુદ્ધ એવો વાંધો અણાયો છે કે નિશાળ છોડતી વખતે જુવાનીઆઓને પોતાનો ધંધો પસંદ કરવો પડે છે, પણ ઉચ્ચતર શાળાઓને માત્ર ભરવાનો સવાલ જોતાં આ પદ્ધતિ ઘણી સંતોષકારક રીતે કામ કરે છે.

**શાસન.** ૧૬૧. એક નિશાળને બીજી નિશાળના શાસનમાં ફેર પડે, પણ સાધારણ રીતે શાસન ખમી શકાય એટલું સખ્ત હોય છે. લશ્કરી કવાયત ને ખુલ્લામાં કસરતો બહુ કરાવાય છે, ને ખરૂં જોતાં મોટે ભાગે છોકરાઓ યુવાન્ યોદ્ધાઓ હોય છે. એથી ઉલટું જેઓ નાની ઓરડીઓમાં રહે છે તેઓનો જાતજાતનાં વ્યસનોને તાબે થવાનો સંભવ હોય છે. વર્ગમાં હાજરી દરેક ભાપણને વખતે લેવાય છે. શિક્ષક ને છોકરા વચ્ચે કોઈપણ જાતની તકરાર થાય તે મુખ્ય અધિકારી પતાવે છે, પણ એનો ફેંસલો લોકમતને સંતોષકારક ન લાગે તો હડતાલ પડે છે. એક સરખો, નક્કી કરવામાં આવેલો પોશાક ને ટોપી છોકરાઓને પહેરવાં પડે છે. ગેરહાજર રહે ત્યારે છોકરાઓએ પાંચ દહાડાની અંદર તેમના જામીન કે શયનગૃહના અધ્યક્ષની મારફતે લિખિત કારણો આપવાં જોઈએ; લાંબી ગેરહાજરી હોય તો આ સાથે દાક્તરનું પ્રમાણપત્ર જોઈએ. શિક્ષાઓ નીચલી શાળાઓના જેવી હોય છે.

**અંગ્રેજી નિબંધ ને વાત.**

૧૬૪. કેટલીક નિશાળોમાં નિબંધ નહિ જેવા શિખવાય છે, ને જાપાનીમાંથી અંગ્રેજીમાં ભાષાન્તર પર વધારે ધ્યાન અપાય છે; બીજી કેટલીક નિશાળોમાં વાક્યો એકઠાં કરતાં, છોકરાઓને વાત કહી જતાં, ને છૂટા નિબંધ લખતાં શિખવાય છે, પણ આ છેલ્લો વિષય આગળ વધેલા છોકરાઓનેજ શિખવાય છે. ઘણુંખરૂં અંગ્રેજી શિખવવાનું કામ જાપાની શિક્ષકો કરે છે, ને "નિબંધ ને વાત" ને માટે ખાસ કરીને પરદેશીઓ રાખવામાં આવે છે. પણ ભાગ્યેજ ઉચ્ચતર શાળાના કોઈ છોકરાઓ બહારના માણસ સાથે વાત કરી શકે છે. એક જુવાનને ઉત્સાહી પરદેશી શિક્ષક, જે છોકરાઓને શીખવાની દરકાર હોય તેમને અંગ્રેજીમાં વાત કરતાં શીખવાને વધારાના કલાકોમાં શિખવવાનું કહે છે. પણ તેવા છોકરાઓ બહુ ઓછી સંખ્યામાં હાજરી આપે છે, ને ઘણાખરા શિક્ષકો તો એથી આરામને માટે વખતજ રહે એમ ગણી એવું બધું નિન્દી કાઢે છે.

**પરીક્ષાઓનાં પરિણામો.**

૧૬૫. ઉત્તીર્ણ થવાને ૬૦ ટકા ગુણ મેળવવા પડે છે, પણ આ બહુ સ્હેલાઇથી છોકરાઓ મેળવી શકે છે; ૮૦ ટકા ૯૦ ટકા લગણ ગુણો છૂટથી આપવામાં આવે છે. ગુણો જાહેર કરવામાં આવતા નથી, અને તે પ્રમાણે છોકરાઓનો ક્રમ પણ માલૂમ પડતો નથી. માત્ર વર્ગનો પહેલો છોકરો કંઇક ઇનામ મેળવે છે તેટલું જણાય છે. રોજના ગુણો, અન્ત્ય (ટર્મિનલ) અને વાર્ષિક પરીક્ષાઓના ગુણો, ને વર્તણુકના ગુણોની સરેરાસ પરથી છેવટના ગુણો, કાઢવામાં આવે છે. છોકરો ગેરહાજર રહ્યો હોય કે કઈ દોષને લીધે એને નિશાળમાં આવતો અટકાવવામાં આવ્યો હોય તો તેના બદલામાં ગુણો કપાય છે, પણ મંદવાડ હોય તો કપાયલા ગુણો પાછા આપવામાં આવે છે. મંદવાડનો ઢોંગ કરનારા ઘણા

શાસ્ત્ર, પ્રાણિવિદ્યા, ને ઉદ્ભિજ્જવિદ્યા, ને કસરતો છે. બધા વિભાગોમાં નીતિનાં તત્ત્વો પહેલાં મૂકાયાં છે ખરાં, પણ તેનું શિક્ષણ અઠવાડીઆમાં એકજ કલાક હોય છે ને તે પણ છેલ્લા વર્ષમાં.

**મુંબઈની સાથે સરખામણી.**

૧૬૩. **અંગ્રેજી** સાહિત્યનો, **જા**પાનની ઉચ્ચતર શાળામાં અભ્યાસ કરનારના, ને મુબઈની બી. એ. સુધીની આર્ટ્સ કૉલેજના છોકરાના વિષયોની સરખામણી નીચે પ્રમાણે છે.

| જાપાન ( ૩ વર્ષ ). | મુંબઈ ( ૪ વર્ષ ). |
|---|---|
| નીતિનાં તત્ત્વો. | ............ |
| દેશી ભાષા. | ............ |
| **ચી**નનું સાહિત્ય. | બીજી ભાષા. |
| **અંગ્રેજી.** | **અંગ્રેજી.** |
| **જર્મન કે ફ્રેંચ.** | ............ |
| ઇતિહાસ: **જા**પાનનો, પૂર્વનો, ને સાધારણ. | ઇતિહાસ; **ગ્રીસ** કે **રોમ**નો, **હિંદુ**સ્થાનનો, **અંગ્રેજી** ( ૧૬૮૮ થી ૧૮૩૨ સુધીનો ). |
| ન્યાયશાસ્ત્ર. | ન્યાયશાસ્ત્ર. |
| માનસશાસ્ત્ર. | ............ |
| કાયદાનાં મૂળ તત્ત્વો. | ............ |
| અર્થશાસ્ત્ર. | અર્થશાસ્ત્ર. |
| કવાયત. | ............ |
| ( નિશાળમાં શિખવાયું હોય છે ). ,, | બીજગણિત, યુક્લિડની ભૂમિતિ, ત્રિકોણમિતિ, પદાર્થવિજ્ઞાન. |
| ............ ............ | **અંગ્રેજી** સાહિત્ય, અમુક યુગનું ને પુસ્તકો; બીજી ભાષામાંપણ તેમજ. |

શાળાનો મુખ્ય અધિકારી પોતાની સત્તાનો ઉપયોગ રહેમ બતાવવા તરફજ કરે છે.

**શારીરિક કેળવણી.** ૧૬૬. લશ્કરી કસરતો ઉપરાંત ઉચ્ચતર શાળાઓમાં પટાબાજી ને કુસ્તી, **ટેનિસ,*** **બેસબૉલ**× ને નાવડાંઓને હલેસાં મારવાની રમતો રમાય છે. એમાં **બેસ-બૉલ** રમનારાં મંડળો યોકોહામાનાં પરદેશી મંડળોને હરાવી કાઢે છે. કસરતી રમતો વખતોવખત રમાડવામાં આવે છે, ને હમેશની લાંબે સુધી ચાલવાની કસરત પણ કરાવાય છે. ટોકિયોમાં છોકરાઓ રમતો ખાતે વર્ષે રૂા. ૩ ભરે છે. કેટલીક નિશાળોમાં વાદવિવાદ કરનારી મંડળી પણ હોય છે, તેમાં ધાર્મિક સિવાયના બીજા બધા વિષયો ચર્ચાય છે; અને નિશાળ તરફનું પત્ર હોય છે તેમાં લેખોની કંઈ ખોટ પડતી નથી.

**છોકરાઓ અને શિક્ષકો.** ૧૬૭. નિશાળમાં આવતા બંધ થતા છોકરાઓમાં, કેટલીક મોટી સંખ્યા, ખાનગી કારણોથી નહિ આવનારા કે વર્ગમાંથી કાઢી મૂકાયલા કે પરીક્ષામાં નિષ્ફળ થએલાઓની હોય છે. કેટલીક વખત તેઓ પાછા નિશાળમાં આવે છે; એક ૩૫ વર્ષની ઉમ્મરનો માણસ

---

* **ટેનિસ.** બે કે ચાર રમનારા રબ્બરના દડા ને જાળીવાળા બૅટથી આ રમત ખાસ તૈયાર કરેલી જમીન પર રમી શકે છે.

× **બેસબોલ.** સામસામી બાજુના નવ નવ માણસો આ રમત દડા ને બેટની મદદની રમી શકે છે. દડાને બેટથી મારી જમીન પર જુદાં જુદાં ચોકઠાંઓ પાડેલાં હોય છે તેમાં દરો લીટીની બહાર કે અંદર પડે એવા એવા નિયમો પ્રમાણે દોડવાની આ રમત છે.

હોય છે. એકંદર અહીંની બી. એ. ની પરીક્ષાના પરિણામ સાથે ત્યાંની ઉચ્ચતર શાળાઓની છેલ્લી પરીક્ષાના પરિણામો સરખાવીએ, તો ત્યાંનાં ઘણાં સરસ માલૂમ પડે છે. તે ઉપરાંત, જાપાનમાં કેટલાક છોકરાઓને જ્ઞાન ન હોવાથી નહિ પણ બીજાં કારણોથી નપાસ કરવામાં આવે છે; એક નિશાળની અંદર ચોથે ભાગે છોકરાઓને નામના પરીક્ષામાં નપાસ થએલા ગણવામાં આવતા હતા, પણ તેનું ખરૂં કારણ તેમણે બારી ભાગી નાંખી હતી ને બીજું એવું તોફાન કર્યું હતું તે હતું. પરદેશી શિક્ષકો અચકયા વગર કહે છે કે પરીક્ષાનાં ધોરણો, ખાસ કરીને સાહિત્યના વિષયમાં ઘણાંજ ઉતરતાં છે; પણ જ્યાંલગણ નોકરીમાં રાખનારા એમના ઉપરી અધિકારીઓ તેથી સંતુષ્ટ હોય છે, ત્યાંસુધી આ કહેવું એ એમનું કામ નથી. થોડોક વખત પહેલાં નોકરીમાં રખાયલા એક પરદેશી શિક્ષકની વાત એમ કહેવાય છે કે એની પાસેથી શા કામની આશા રાખવામાં આવે છે તેની એને સાવચેતી આપવામાં નહોતી આવી, ને તેથી સોએ ત્રીસને ચાળીસની આસપાસ ગુણો આણી એણે ગભરાટ ફેલાવી મૂકયો. ખરી સ્થિતિની એને સમજુતી મળવાથી તરત એણે ત્રીસ ને ચાળીસના એંશી ને નેવુમાં ગુણો બદલી નાંખ્યા, ને પાછી શાન્તિ થઈ ગઈ. પરીક્ષામાં નિષ્ફળ થવાનો કાંઈક તો સંભવ હમેશ હોય છે, ને તેથી છોકરાઓ તે વખત પહેલાં વધારે શ્રમ કરે છે, ને ખોરાક પણ કંઈક કમી કરે છે. પણ છેલ્લા વર્ષમાંથી ઉત્તીર્ણ થનારા છોકરાઓને પાસ થવાની એવી દૃઢ શ્રદ્ધા હોય છે કે પરીક્ષા પહેલાં એ લોકો જોડે છબીઓ લેવડાવે છે. આનાં કારણો કંઈક જાપાનીઓનો સ્હેલાણી સ્વભાવ ને કંઈક તેમની બીક હોય છે. કેટલીક વખત છોકરાઓ નિરાશ થવાથી જે પરિણામો સંભવે છે તેથી પરદેશી શિક્ષકો બીએ છે; ઘણુંખરૂં તોફાનો ને આગની પણ તેમને ધાસ્તી રહે છે, માધ્યમિક શાળાઓની પેઠે ઉચ્ચતરશાળાઓએ પહેલાંના વખતમાં "હડતાલો" ને માટે કાંઈક ખ્યાતિ મેળવેલી છે. તેથી કદાચ તોફાન થાય ને નોકરી ખોવાનો વખત આવે એવી ધાસ્તીથી

# પ્રકરણ ૭ મું.

## રાજ્યની યુનિવર્સિટિઓ.

૧૬૯. રાજ્યની યુનિવર્સિટિઓનો ઉદ્દેશ રાજ્યનાં કામમાં આવે એવાં કળા ને વિજ્ઞાન, ને તેમાં શોધખોળનું કામ શિખવવાનો હોય છે. હાલમાં એક ટોકિયો ને એક ક્યિોટોમાં એમ બે એવી યુનિવર્સિટિઓ છે. ટોકિયોમાં ૭ કૉલેજો છે ( કાયદા, વૈદક, ઈજિનેરી કામ, સાહિત્ય, વિજ્ઞાન ને ખેતીની ), ને ક્યિોટોમાં ત્રણ ( કાયદા, વૈદક, ને વિજ્ઞાન, ને ઈજિનેરી કામની ). આ બે ઉપરાંત ખાનગી કૉલેજો ને યુનિવર્સિટિઓ પણ છે; તેમાં મોટી સંખ્યામાં છોકરાઓ મુખ્યત્વે કરી પૈસાદાર વર્ગના જાય છે; તેથી તેઓ ફી વધારે આપી શકે છે. આ ખાનગી કે સરકારી કોઈ પણ કૉલેજોમાં સ્ત્રીશિષ્યોને દાખલ કરવામાં આવતી નથી, પણ હાલમાં થોડો વખત પહેલાં સ્ત્રીઓને માટે એક ખાનગી યુનિવર્સિટિ સ્થાપવામાં આવી છે તેનો હેવાલ સ્ત્રીકેળવણીના પ્રકરણમાં જોવામાં આવશે.

**યુનિવર્સિટિઓ.**

૧૭૦. ૧૮૭૨ના ધારા પ્રમાણે જાપાનમાં આઠ યુનિવર્સિટિઓ સ્થાપવાની હતી; પણ તે પછી ૨૫ વર્ષ સુધીમાં રાજ્ય માત્ર એકજ ઉઘાડી શક્યું હતું. તે પછી એક બીજી ( ક્યિોટોની ) સ્થાપવામાં આવી, ને સેન્ડઇ આગળ ઉત્તર જાપાનના કેળવણીના મધ્યબિન્દુ તરીકે એક ઉઘાડવાની ઘણી વાતો થઈ છે. કેટલાકના મત પ્રમાણે તો બધી ઉચ્ચતર શાળાઓને બદલીને તેટલી

**ઇતિહાસ.**

આવી રીતે ઉચ્ચતર શાળાના પહેલા વર્ષમાં ભણતો જોવામાં આવ્યો હતો. ભણનારા છોકરાઓ લશ્કરી નોકરીનો વખત મુલતવી શકે છે, ને શાળામાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓને એ એક વર્ષ કરવી પડે છે. અભ્યાસક્રમના પહેલા કે બીજા વિભાગમાં અંગ્રેજીના ખાસ સારા જ્ઞાન સાથે શાળામાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓને શિક્ષકોની ને માધ્યમિક કેળવણી આપનારી શાળાઓમાં શિખવવાનો પરવાનો પરીક્ષા લીધા વગર આપવામાં આવે છે; પણ સોએ ૯૯ છોકરા યુનિવર્સિટિમાં આગળ અભ્યાસ કરે છે.

દરેક ઉચ્ચતર શાળાનો ઉપરી એક મુખ્ય અધિકારી હોય છે. તેને કંઈ શિખવવાનું કામ કરવું પડતું નથી. ને તે બહુ પ્રખ્યાતિમાં પણ આવતો નથી. પણ નિશાળોમાં વ્યવસ્થા સારી હોય છે. પ્રોફેસરોને વર્ષે રૂ. ૯૦૦ થી રૂ. ૩,૭૫૦ સુધીના પગારો મળે છે. ને તેઓને ૧ ટકા રકમ પેન્શન ખાતે ભરવી પડે છે. પરભાષાઓ શિખવવાને પરદેશીઓ રાખવામાં આવે છે. તેમની નીમણુક શાળાનો મુખ્ય અધિકારી કરે છે, ને તેમને માસિક રૂ. ૩૩૦ થી રૂ. ૩૭૫ સુધીનો પગાર આપવામાં આવે છે. ઘણું કરીને રૂ. ૪૫૦ તો તેમના પગારના વધારેમાં વધારે રકમ છે.

૧૬૮. ફી. છોકરાઓની પાસે રૂ. ૧ાા પ્રવેશક ફી ને રૂ. ૩૭ાા વર્ષની શિક્ષણની ફી ત્રણ કકડે લેવામાં આવે છે. દરેક વર્ષમાં ઉત્તમ છોકરાઓને ફીમાંથી માફ કરી શકાય છે, ને કિયોટોમાં શિષ્યવૃત્તિઓમાં પૈસા ઉછીના આપવાની પદ્ધતિ દાખલ થઈ છે.

સંખ્યા પાછી વધવા માંડી છે, પણ જર્મન ભાષાના જ્ઞાનની જરૂર એમાં પડતી હોવાથી કેટલાક હઠી જાય છે. સાહિત્યની પડતી ને ઇજિનેરી જ્ઞાનની ચઢતી થઈ છે; ખેતીનું જ્ઞાન શરૂઆતમાં બહુ લેવાતું હતું. પણ તેનું પરિણામ કંઈ નહિ જેવું આવ્યાથી ધીમે ધીમે એની લોકપ્રિયતા ઘટી ગઈ છે યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થયા પછીનો અભ્યાસ ધીમે ધીમે વધ્યો છે. બધામાં વિજ્ઞાન ને સાહિત્યનો અભ્યાસ નબળામાં નબળા ને ઓછામાંઓછી ઉમેદવાળા છોકરાઓ પસંદ કરે છે. કિયોટોમાં તો હજી સુધી સાહિત્યની કૉલેજ ઉઘાડવાની જરૂરજ જણાઈ નથી.

**યુનિવર્સિટિનું બંધારણ.**

૧૭૨. દરેક યુનિવર્સિટિનું કામ એક અધ્યક્ષ ને એક સભા ચલાવે છે, ને દરેક કૉલેજનું કામ એક મુખ્ય અધિકારી ને જુદા જુદા વિષયો શિખવનારા શિક્ષાગુરુઓ અથવા પ્રોફેસરો ચલાવે છે. અધ્યક્ષ, યુનિવર્સિટિની સભા બોલાવે છે, તેમાં પ્રમુખનું કામ કરે છે, નીચલા અમલદારોની નીમણુકો કરે છે, ને ઉપલાઓની નીમણુક કે તેમના પગારમાં વધારાની પ્રધાનને ભલામણ કરે છે. સાધારણ વ્યવસ્થાનું કામ તંત્રીઓ ને કારકુનો કરે છે. સારે નસીબે જાપાનમા કેળવણી સંબંધી વાતોમાં રાજખટપટો ને તેથી થતા પરિણામોનો ચેપ લાગ્યો નથી.

યુનિવર્સિટિની સભા જુદી જુદી કૉલેજોના મુખ્ય અધિકારીઓ, ને દરેક કૉલેજના પ્રોફેસરોએ પોતામાંથી ચુંટી કાઢેલા એકેક પ્રોફેસરની બનેલી હોય છે. ત્રણ વર્ષ સુધી પ્રોફેસર સભાસદ રહે છે, તે પછી તેની ફરીથી ચુંટણી કરી શકાય છે. ટોકિયોની સભામાં અધ્યક્ષ ને ૧૨ સભાસદો છે. કિયોટોમાં કંઈક નાની સંખ્યા છે. સભામાં અભ્યાસક્રમો, ખાલી પડેલી પ્રોફેસરોની જગાઓ, યુનિવર્સિટિની અંદરની વ્યવસ્થા સંબંધી સાધારણ વિષયો ને પ્રધાન કે અધ્યક્ષે રજુ કરેલા વિષયો વિષે મનન ચાલે છે. સભા પ્રધાનને નવી સૂચનાઓ પણ મોકલી શકે છે, અભ્યાસક્રમની વીગતો,

યુનિવર્સિટિઓ કરી નાંખવી જોઈએ, પણ આને માટે જોઈતાં નાણા નથી ને પ્રોફેસરો પણ ઘણું કરીને જોઈતા મળે તેમ નથી, કારણ કે હાલ ચાલે છે તે યુનિવર્સિટિમાં કરાતા કામનું ધોરણ ઉંચું બતાવવામાં આવે છે. હાલની કૉલેજોને સાધનો સારાં છે. તે ઉપરાંત, બધી કૉલેજો સાથે સાથે રાખવામાં આવી છે તે પણ ફાયદો છે. ટોકિયોમાં ખેતીની કૉલેજ અવશ્યે ગામ બહાર હોવીજ જોઈએ તે પ્રમાણે છે, પણ તે સિવાય બીજી પાંચ પાસે પાસે રાખવામાં આવી છે. કિયોટોની ત્રણ કૉલેજોની સાથે ક્યુશુના બેટમાં આવેલી એક આધેની કૉલેજ જોડી દેવામાં આવી છે, પણ હિંદુસ્થાનમાં એક યુનિવર્સિટિની કૉલેજો જુદે જુદે ઠેકાણે સાધારણ રીતે જોવામાં આવે છે તેનો આ માત્ર એકજ દાખલો જાપાનમાં છે. છેલ્લાં થોડાંક વર્ષોમાં યુનિવર્સિટિની કેળવણીમાં પણ ઠીક વધારો થયો છે. ૧૮૮૫માં ટોકિયોમાં માત્ર ૧૫૪ ગુરુઓ ને ૧,૨૦૦ શિષ્યો હતા. ત્યારે ટોકિયો ને કિયોટોની યુનિવર્સિટિઓ મળી ૧૯૦૨ માં ૩૪૯ ગુરુઓ ( તેમાં ૧૮ પરદેશી ) ને ૪૦૦૦ શિષ્યો થયાં:હતા, એટલે દર અગીઆર કે બાર છોકરે એક શિક્ષક ને દર અગીઆર કે બાર હજાર માણસોની વસ્તીએ રાજ્યની યુતિવર્સિટિમાં એક છોકરાનું પ્રમાણ આવે છે.

**છોકરાઓની જુદી જુદી કોલેજોની પસંદગીની સરખામણી.**

૧૭૧. ઘણાં વર્ષ સુધી કાયદાનો અભ્યાસ પ્રમાણમાં છોકરાઓની મોટામાં મોટી સંખ્યામાં થયો છે, ને વિજ્ઞાનનો ઓછામાં ઓછો, કારણ કે કાયદાના અભ્યાસથી બીજાં રાજ્યો સાથે એલચીપણું કરવાની તેમજ બીજાં કામો પરની નીમણુકો, ને વકીલાતનાં દ્વાર ઉઘડે છે, ને વિજ્ઞાનના અભ્યાસથી થોડીઘણી ભરચક થઈ ગએલી પ્રોફેસરની જગાઓનોજ રસ્તો ઉઘડે છે. વૈદક સૌથી પહેલું ઘણું લોકપ્રિય થયું હતું, પણ ૧૮૯૫ની સાલના સુમારમાં ઘણુંજ ઓછું શિખવવા લાગ્યું. છતાં એનો અભ્યાસ કરનારાની

૧૭૫. દાખલ થયે, છોકરાને અમુક સોગન લેવા પડે છે, ત્રણ ત્રણ રૂપીઆ પ્રવેશક ફી આપવી પડે છે, ને કૉલેજના પત્રકમાં એના નામની સહી કરવી પડે છે. એના સંબંધી દરેક વાતમાં જવાબદારી રાખનારા બે જામીનોની સહી સાથે એક લિખિત પ્રતિજ્ઞા પણ એણે કરવી પડે છે. જામીનો ૨૧ વર્ષની ઉમ્મર ઉપરના જોઈએ; તેમાં એક એનો બાપ, મોટો ભાઈ, કે બીજો સગો, ને બીજો ટોકિયોમાં ઘર કે જમીનની માલીકી ધરાવનાર કોઈ માણસ, અથવા મુખ્ય અધિકારીને રુચે તેવો માણસ જોઈએ. જામીન મરી જાય કે પોતાની લાયકાત ખોય તો એને બદલે બીજો આપવો જોઈએ. કૉલેજ છોડવા ઇચ્છનાર છોકરાએ પોતાની તેમજ એક જામીનની સહીથી લિખિત અરજી આપવી પડે છે. છોકરો માંદો પડે કે મરી જાય તો તેને ખસેડવાને જામીનો જુમ્મેદાર છે.

**જામીનો.**

૧૭૬. ટોકિયોનાં શયનગૃહો બંધ કરવામાં આવ્યાં છે, કારણ કે તે જગા બીજા કામને માટે ખપમાં લેવાની જરૂર પડી હતી. એટલે છોકરાઓ જે ઠેકાણે રહે છે તે પર દેખરેખ હોતી નથી; કેટલીક વખત તો તેમના જામીનો પણ તેઓ ક્યાં રહે છે તે જાણતા નથી. ખરૂં જોતાં પોતાની મેળે પોતાની દરકાર લઈ શકે એટલા મોટા તેઓને ગણવામાં આવે છે. ક્યિોટોમાં ૧,૦૦૦ માંથી ૧૫૦ છોકરાઓને રહેવાની ગોઠવણ છે; બાકીના મરજીમાં આવે ત્યાં રહે છે. આ શયનગૃહમાં છ છોકરાઓ સાથે અભ્યાસ કરે છે, ને ચાર સાથે સુએ છે; ભાષણ આપનાર એકાદ ગુરુ તેમના પર દેખરેખ રાખે છે. હાજરી લેવાતી નથી; પ્રોફેસર છોકરાઓને ઓળખે છે એમ ધારી લેવામાં આવે છે, ને એને ગરજ હોય તો છોકરાઓ હાજર રહે છે કે નહિ તે એ જુએ; છતાં છોકરાઓ હાજર રહેવું ઉચિત ને હિતકર ધારે છે. કોઈ કોઈ વખત અનીતિને માટે છોકરાઓને કૉલેજમાંથી

**શાસન.**

છોકરાઓની પરીક્ષાઓ વગેરે વાતો કૉલેજના પ્રોફેસરોના હાથમાં સોંપવામાં આવે છે. શિક્ષણની પદ્ધતિ કઈ રાખવી, ને શું શિખવવું તેનો નિર્ણય શિક્ષક જાતે કરી શકે છે. નવા ધારાઓ પ્રધાનને રજુ કરવા પડે, પણ ઘણુંખરૂં તેની અનુમતિ મુશીબત વગર મેળવી શકાય છે, ને સરકાર યુનિવર્સિટિના કામમાં બહુ વચમાં પડતી નથી.

આ ઉપરાંત, યુનિવર્સિટિની બીજી મંડળીઓ પણ છે; જેવી કે, તંદુરસ્તીની મંડળી, પાણી પૂરૂં પાડનારી મંડળી, મકાનોમાં ઉષ્ણતાનાં સાધનો આપનારી મંડળી, ને પુસ્તકાલયની મંડળી.

**કૉલેજનું બંધારણ.** ૧૭૩. પ્રધાન, પ્રોફેસરોમાંથી કોઈને મુખ્ય અધિકારી નીમે છે; એ કામ પર જ્યારે એ હોય છે ત્યારે એને પ્રોફેસર તરીકે શિખવવાની જરૂર નથી હોતી. એ કૉલેજના શિક્ષણ પર દેખરેખ રાખે છે, પ્રોફેસરોની સભા બોલાવે છે, ને તેમના પ્રમુખનું કામ કરે છે.

**પ્રવેશ.** ૧૭૪. પ્રવેશ મેળવવા ઇચ્છતા ઉમેદવારોએ ઉચ્ચતર શાળામાં ત્રણ વર્ષનો આદ્ય શિક્ષણક્રમ પૂરો કર્યો હોવો જોઈએ; તેમ નહિ તો પ્રવેશક પરીક્ષામાં બેસી તેમાં ફત્તેહ મેળવવી જોઈએ. પણ પરીક્ષામાં સાધારણ રીતે પરદેશીઓનેજ બેસવું પડે છે, કારણ કે જાપાની છોકરાઓ બધા ઉચ્ચતર શાળાઓમાં શિક્ષણ લઇને આવે છે. દાખલ થનારાઓની ઉમ્મર ઓછામાં ઓછી ૨૦ વર્ષની હોવી જોઈએ, પણ સાધારણ રીતે ૨૩ વર્ષની હોય છે. યુનિવર્સિટિનો સાધારણ અભ્યાસક્રમ સમાપ્ત કરવાને દાખલ થનારા છોકરાઓ ઉપરાંત કેટલા છોકરાઓ ખાસ વિષયનોજ અભ્યાસ કરવા કૉલેજોમાં દાખલ થાય છે. પરદેશીઓ આ કોટિમાં આવે છે.

શાસ્ત્ર વિષેનું મંડળ, પ્રાણિવિદ્યાનો વિચાર કરનારૂં મંડળ, ઉદ્‌ભિજ્જવિદ્યા ચર્ચનારૂં મંડળ, ને મનુષ્યવિદ્યા પર મનન કરનારૂં મંડળ છે; ને વૈદક ને ખેતીની કૉલેજોને અનુકૂળ ત્યાં પણ મંડળો છે. આ મંડળોમાં માત્ર યુનિવર્સિટિનાજ માણસો સભાસદ થઈ શકે એવું નથી, ને મંડળોનાં પત્રો જાહેરમાં વેચાય છે.

**પરીક્ષાઓ.**

૧૭૮. વર્ગ ચઢવા અને યુનિવર્સિટિની પદવી લેવા પરીક્ષાઓ આપવી પડે છે, પણ કેટલીક કૉલેજોમાં આનાં પરિણામો સાથે દૈનિક ને વર્ષના કોઈ પણ ભાગને છેડે મળેલા ગુણોની સરેરાસ ઉમેરાય છે. પરીક્ષાની પદ્ધતિઓ જુદી જુદી કૉલેજોની જુદી જુદી હોય છે; પણ સાધારણ રીતે મોંની પરીક્ષા લેવાય છે એ વાત નોંધવા લાયક છે. હિંદુસ્થાનમાં આપણે ટેવાયા છીએ તેના કરતાં પ્રશ્નપત્રો ઘણા ટુંકા હોય છે, ને પ્રશ્નો ઘણીવાર ચિઠ્ઠી નાંખી નસીબથી નક્કી કરવામાં આવે છે. બીજી બધી શાળાઓમાં હોય છે તેમ અહીં પણ શિક્ષકે જાતેજ પરીક્ષા લેવાનો નિયમ હોય છે. છોકરાઓ પાસેથી પરીક્ષામાં બેસવાની ફી લેવામાં આવતી નથી, તેમ પરીક્ષકને પણ ફી આપવામાં આવતી નથી, અને પ્રશ્નો ફુટી જવાના પણ ભવેડા થતા નથી. પરીક્ષામાંથી ગેરહાજર રહેનાર છોકરાને નિષ્ફળ નીવડયો ગણવામાં આવે છે, પછી જો મંદવાડ કે બીજું કંઈ સબળ કારણ આપવામાં આવે તો મોઢેથી એની ખાસ પરીક્ષા લેવામાં આવે છે; પણ એમ કહેવાય છે કે ઢોંગનો મંદવાડ ઘણાને આવે છે. પરીક્ષાઓમાં, આળસુ છોકરાઓને મદદ આપવાને સારાં પુસ્તકોના અક્ષરશ: તરજુમાઓ થએલા જોવામાં આવતા નથી. ધોરણો અઘરાં કે સ્હેલાં કરવા ને તેમનું બંધારણ કરવું શિક્ષકોના હાથમાં રાખવામાં આવ્યું છે; બીજે બધે, તેમ કૉલેજોમાં પણ ઘણુંખરૂં પરીક્ષકો રહેમ રાખવાની તરફેણમાં વધારે હોય છે. તોપણ નબળા છોકરાઓ કંઈક ગોખણપટ્ટી ચલાવે છે

કાઢી મૂકવામાં આવે છે, પણ ગુરુ તરફ બેઅદબીના દાખલાઓ બનતા નથી. આળસ કે ગેરવર્તણુકને માટે છોકરાઓને સાવચેતી આપવામાં આવે છે, થોડોક વખત શાળામાં આવતા અટકાવવામાં આવે છે, કે છેવટે કાઢી મૂકવામાં આવે છે. આ સત્તા કૉલેજના મુખ્ય અધિકારીના હાથમાં છે, પણ તેમ કરવામાં યુનિવર્સિટિમાં દાખલ થાય ત્યારે, તેમજ વાર્ષિક દિવસે અધ્યક્ષ તેમને કેટલીક શિખામણ આપે છે.

**અભ્યાસક્રમ.**

૧૭૭. અભ્યાસક્રમ વિષય પ્રમાણે ત્રણ કે ચાર વર્ષ પહોંચે છે; યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થયા પછી શોધખોળનું કામ 'યુનિવર્સીટિના ઓરડામાં' કરવાને માટે ટોકિયોમાં પાંચ વર્ષ રાખવામાં આવ્યાં છે, ને કિયેટોમાં ઓછામાં ઓછું એક. કેટલીક કૉલેજો માત્ર શ્રવણ કરવા ઇચ્છનારાઓને દાખલ કરે છે; તે છોકરાઓ નિયમિત શિષ્યો નથી હોતા; કેટલીક એક કે બે વિષય શિખવાની ઇચ્છા રાખનારા છોકરાઓને પણ આવવા દે છે, તેઓ આખો અભ્યાસક્રમ શીખતા નથી. મરજી હોય તો નિયમિત શિષ્ય પોતાના વિષય ઉપરાંત બીજા બે વિષયો સુધીના પસંદગીના ક્રમોમાં દાખલ થઈ શકે. ટોકિયોની બધી કૉલેજોમાં ( ને કિયેટોમાં પણ આની શરૂઆતો થવા માંડી છે ), જુદા જુદા વિષયોમાં શોધખોળ કરવાને પ્રૉફેસરો ને ઉત્તીર્ણ થએલા તેમજ શીખતા છોકરાઓનાં મંડળો હોય છે. આ મંડળો વખતને નિયમિત અન્તરે મળે છે, ને પોતપોતાનાં પત્રોમાં પરિણામો જાહેર કરે છે. આમ કાયદાની કૉલેજમાં એક કાયદાનું મંડળ, એક જુદી જુદી પ્રજાઓ વચ્ચેના પરસ્પરના કાયદાનું મંડળ, ને એક રાજ્યનીતિ સંબંધી મંડળ છે; ઇજનેરી કૉલેજમાં એક ઇજનેરી મંડળ, એક સ્થાપત્ય મંડળ, ને એક વીજળીનાં બાંધકામો સંબંધી મંડળ છે; સાહિત્યની કૉલેજમાં એક તત્ત્વજ્ઞાન સંબંધી મંડળ, ઇતિહાસ ચર્ચનારૂં મંડળ, ને એક રાજ્યનીતિ સંબંધી મંડળ છે; વિજ્ઞાનની કૉલેજમાં રસાયણ-

આગળ આવનારા છોકરાઓને શહેનશાહ તરફથી ઈનામો અપાય છે. ટો-કિયોમાં જુલાઈ માસમાં યુનિવર્સિટિમાં પદવી આપવાની નિયમિત ક્રિયા કરવામાં આવે છે, પણ જગા ઓછી હોવાથી માત્ર પદવી લેનારા ને અંદરના માણસોનેજ દાખલ કરવામાં આવે છે. શહેનશાહ વખતોવખત હાજર રહે છે, પણ ખાસ ક્રિયા થતી વખતે કંઈ ભાષણો અપાતાં નથી. દરેક વર્ગના એક પ્રતિનિધિને કૉલજનો મુખ્ય અધિકારી સનદ આપે છે, ને પહેલા આવતા છોકરાઓને શહેનશાહનો કારભારી, રૂપાની ઘડીઆળો ભેટ આપે છે. ૧૯૦૪ માં ૪૭૪ છોકરાઓને પદવી મળી તેમાં ૧૨ જણને ઘડીઆળો મળી.

**પદવી મેળવનારા-ઓનું શું થાય છે.**

૧૮૧. પદવી ધારણ કરનારાઓની વધુ પરીક્ષા લીધા વગર તેમને ગમે તે નિશાળોમાં પોત પોતાના વિષયોમાં શિખવ-વાનો પરવાનો આપવામાં આવે છે. અહીંની એમ. એ. ની ડિગ્રી જેવી **ગકુશીની** પદવી તેઓ ધારણ કરી શકે છે, પણ સરકાર એ પદવી છે એમ ગણતી નથી. સાધારણ અક્કલના માણસોને પણ પદવી ધારણ કર્યા પછી જગા-ઓ મેળવવાની મુશીબત પડતી નથી. ૧૯૦૧ માં ૪૦૬ જણાને પદવી મળી; તેમાથી સોએ ૩૫ આગળ અભ્યાસ કરતા હતા કે શિક્ષકો થયા હતા; સોએ ૨૪ સરકારી જુદી જુદી નોકરીમાં હતા; સોએ ૧૭ વકીલાત કે દાકતરનો ધંધો કરતા હતા; સોએ ૧૩ વેપારી પેઢીઓમાં દાખલ થયા હતા; ને સોએ ૧૦ થી પણ ઓછા કામધંધા વગર રહ્યા હતા; તેમાં પોણે ભાગે કાયદા ને સાહિત્યની કૉલેજમાંથી આવેલા છોકરાઓ હતા.

**'યુનિવર્સિટિનો ઓરડો.'**

૧૮૨. 'યુનિવર્સિટિનો ઓરડો' તે કાંઈ મકાન નથી પણ વધારે આગળ અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓના સમુદાયનું નામ છે. કૉલેજના વિદ્યાગુરુઓની ભલામણથી યુ-નિવર્સિટિનો અધ્યક્ષ છોકરાઓને આ સમુદાયમાં દાખલ કરે છે. બે વર્ષ સુધી આ છોકરાઓને પો-

ને કેટલીક વખત આખી રાત વાંચી અહીં દહાડે માંદા પડે છે. તેમ ત્યાં પણ થાય છે. પરિણામના વર્ગ પાડવામાં આવતા નથી, તેમજ ગુણો જાહેર કરવામાં આવતા નથી. પહેલે નંબરે પાસ થનારાઓને કંઈક પારિતોષિક મળે છે, જેમકે વાર્ષિક પરીક્ષામાં પેહેલે નંબરે આવે તેને ભણવાની ફીમાંથી બાતલ કરવામાં આવે છે, ને યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થતાં પહેલો નંબર આવે તેને શહેનશાહ તરફથી એક ઘડીઆળ આપવામાં આવે છે—તે હેતુથીજ તેઓનો નંબર જણાઈ જાય છે. વધારે ગુણો મેળવવા પ્રયાસ કરવો તે હલકું ગણાય છે.

**તંદુરસ્તી.**

૧૭૯. થોડાંક વર્ષો થયાં છોકરાઓની તબીયત ઘણી સુધરી ગઈ ગણાય છે, પણ કેટલાક છોકરાઓ હદ ઉપરાંત અભ્યાસથી નબળાઈ આણે છે. શિયાળામાં શરદીનું જોર ચાલે છે; ને હિંદુસ્થાનમાં સાધારણ રીતે જોવામાં આવે છે તેમ ત્યાં પણ વાર્ષિક પરીક્ષા આવતાં પહેલાં તરતજ સાધારણ નબળાઈના, ઉંઘ ન આવવાના, ને અપચાના મંદવાડો વધારે થાય છે. શારીરિક કસરત ફરજીઆત નથી, પણ યુનિવર્સિટિની એક કસરતની મંડળી છે તેમાં કસરતોના જુદા જુદા વિભાગો છે.

**યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થયે પદવી મેળવવાની ક્રિયા.**

૧૮૦. યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થયે ટોકિયોમાં પદવી આપવામાં આવે છે તેનો આધાર તે માટેની છેલ્લી પરીક્ષા પર રાખવામાં આવે છે. ક્યિોટોમાં સાધારણ પરીક્ષાઓ પાસ થયા પછી પદવી મેળવવા સારૂ છોકરો એક નિબંધ મોકલી શકે છે તે જો પસંદ થાય તો અધ્યક્ષ એને પાસ થયાની સનદ આપે છે. ત્યાં પદવી મેળવવાની પરીક્ષા જુદી લેવાતી નથી, તેથી કોઈ નિષ્ફળ નીવડતું નથી. ક્યિોટોમાં પદવી મેળવવાની ખાસ ક્રિયા કંઈ થતી નથી; પણ ૧ લી મેને દહાડે એક વાર્ષિક દિવસ ઉજવવામાં આવે છે તે વખતે વર્ષનો હેવાલ વાંચવામાં આવે છે, ભાષણો અપાય છે, અને સૌથી

**શિક્ષકોનું કામ ને પગાર.**

૧૮૪. પ્રોફેસરોનાં કામમાં વધઘટ ઘણી હોય છે; કોઈએ તો કોઈ બાર કલાક કામ કરે છે. પણ તેમને સરેરાસ સાત કલાકનું કામ હોય છે, કેટલાકને વર્ગ લેવાજ પડતા નથી ને તેઓ શોધખોળનું કામ કરે છે; પણ જેમ હિંદમાં તેમ જાપાનમાં પણ એક વખત એવું મનાતું હતું કે જે પ્રોફેસરો શીખવે નહિ તે વખત નકામો કાઢે છે, એટલે હવે આ સ્થિતિ દૂર થતી જાય છે. ઓછું શિખવનાર પ્રોફેસરોને કામ બીજું કેટલુંક કરવું પડે છે, તેનો હેવાલ જુદી જુદી કૉલેજના પત્રોમાં બહાર પડે છે. તે ઉપરાંત, પદવી મેળવી આગળ ભણનારા અભ્યાસીઓને પણ તેઓને શિખવવું પડે છે. ટોકિયોમાં જાપાની પ્રોફેસરનો સરેરાસ પગાર વાર્ષિક રૂ. ૨,૭૭૫, મદદનીશ પ્રોફેસરનો રૂ. ૧,૨૬૦, **લેકચરરનો** (ભાષણ આપનાર) રૂ. ૬૩૦, ને પરદેશી પ્રોફેસરનો રૂા. ૧૦,૨૬૦ હોય છે. જે પ્રોફેસર કૉલેજના મુખ્ય અધિકારીનું કામ કરતો હોય તેને વાર્ષિક રૂ. ૭૫૦ વધારે મળે છે. ક્યિોટોમાં પગારો ઓછો હોય છે.

૧૮૫. દરેક વર્ગમાં પહેલા છોકરાને શિક્ષણના લવાજમની માફી આપવામાં આવે છે. તે ઉપરાંત, ટોકિયોમાં કૉલેજ કે ખાનગી દાતારો તરફથી શિષ્યવૃત્તિમાં નાણાં ધીરવાની પદ્ધતિ દાખલ થઈ છે. જો કોઈ છોકરાએ ખાસ મદદની જરૂર પડે એવો વિષય પસંદ કર્યો હોય, ને તે હોશિયાર, સારા વર્તનનો, ને જાતે તેટલો ખરચ ન કરી શકે એવી સ્થિતિમાં હોય તો કૉલેજ તરફથી વાર્ષિક રૂા. ૧૮૦ સુધીની આવી શિષ્યવૃત્તિ તેને આપી શકાય છે. પણ ઉપર જણાવ્યા તેથી વધારે રૂપીઆ તેમાં મળી શકતા નથી. શિષ્યવૃત્તિના નાણાં લેનાર છોકરાને પદવી પ્રાપ્ત કર્યા પછી ૭ માસ રહી દર માસે થોડી થોડી રકમ પાછી ભરવી પડે છે, ને પદવી મળવ્યા પછી એક મહીના પછી પૂરાં નાણાં ભરાતા સુધી ૬ ટકા વ્યાજ પણ આપવું પડે છે. છોકરો યુનિવર્સિટિમાંથી ભણવાનું મૂકી દે તો તેણે પૈસા

તાના ખાસ અભ્યાસ સિવાય બીજું કંઈ કામ કરવાની મના છે. ઘણે ભાગે ટોકિયોમાં રહી કૉલેજમાં તેઓએ શીખવું જોઈએ; પણ ઘણા પોતાની મેળે જાતે અભ્યાસ કરે છે, ને કેટલાકને ફાવતું આવે તો કૉલેજનાં ભાષણો સાંભળવા તેઓ જાય છે. તેઓને યુનિવર્સિટિનું પુસ્તકાલય વાપરવાનો હક છે. વર્ષ કે બે વર્ષને છેડે પોતાના અભ્યાસની વીગતનો હેવાલ છોકરાએ રજુ કરવો પડે છે. **હકુશી** ( ડૉકટર ) ની મોટી પદવી મેળવવી હોય તો પાંચ વર્ષને છેડે એક નિબંધ મોકલવો પડે છે. આ છોકરાઓ પાસે જામીનો કે શિક્ષણનું કંઈ લવાજમ લેવામાં આવતાં નથી. ૧૯૦૨ માં ૫૩૧ આવા છોકરાઓ ભણતા હતા તેમાં ૨૧૦, કાયદો; ૫૫ વૈદક; ૧૦૬, ઈજનેરીકામ; ૧૦૧, સાહિત્ય; ૪૨, વિજ્ઞાન; ને ૧૭ ખેતી શીખતા હતા. સાહિત્યનો અભ્યાસ કરનારા છોકરાઓ સમાજશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, આધુનિક **ચીન**નું સાહિત્ય, શિક્ષણશાસ્ત્ર, ને માનસશાસ્ત્ર શીખે છે; અને કાયદાની કૉલેજમાં ખાસ અભ્યાસના વિષયો બે હતા, આર્થિક પરિવર્તન, ને જુદી જુદી પ્રજાઓ વચ્ચે પરસ્પરનો કાયદો. કૉલેજમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાને ૨૮ વર્ષ થયે એક વર્ષ ફરજીઆત લશ્કરી નોકરીમાં કામ કરી આવવું પડે છે તેથી અહીંના અભ્યાસમાં વચમાં એક વર્ષ ખલેલ પડે છે.

**પદવીઓ.** ૧૮૩. સરકાર તરફથી માત્ર હકુશીની પદવીજ પદવી તરીકે ગણવામાં આવે છે. આ પદવી કેળવણીનો પ્રધાન આપે છે; તેને માટે લાયકાતમાં (૧) છોકરાએ ક્યાં તો યુનિવર્સિટિના શોધખોળના ઓરડાનો ખાસ નિયમિત ક્રમ પૂરો કર્યો હોય ને તેને કૉલેજના વિદ્યાગુરુઓએ યોગ્ય લાયકાતનો ધાર્યો હોય; અથવા તો (૨) છોકરાને હકુશીની સભા બીજી રીતે લાયક ગણે. યુનિવર્સિટિના અધ્યક્ષની ભલામણથી કૉલેજના કોઈ પ્રોફેસરને પણ એ પદવી આપી શકાય. પદવી ધારણ કરનાર, કંઈ ગેરવર્તણુક કરે તો તે છીનવી લઈ શકાય છે.

**ચીન**નું સાહિત્ય (૫); **કોરીઆ**નું સાહિત્ય; **અંગ્રેજી** (૪); **જર્મન** (૪); **ફ્રેંચ**; **રશિઅન** ભાષા; ઇટૅલિઅન ભાષા; **બૌદ્ધ** તત્ત્વજ્ઞાન (૨); માનસશાસ્ત્ર; ધર્મશાસ્ત્ર ઇતિહાસ; **જા**પાની ઇતિહાસ (૩); કાયદાની સંસ્થાઓનો ઇતિહાસ; રાજ્યદૌત્યવિદ્યા; ને શિક્ષણવિદ્યા શીખવે છે.

ઉપલા વિષયોમાં તત્ત્વજ્ઞાનનો વિષય સૌથી મોટી સંખ્યામાં છોકરાઓ પસંદ કરે છે. આગળ જણાવ્યા મુજબ સાહિત્યની કૉલેજમાં ભણવા આવનાર છોકરાઓ બહુ ઉતરતી પંક્તિનું જ્ઞાન ધરાવનારા હોય છે.

નવા અભ્યાસક્રમો પ્રમાણે તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ને સાહિત્યની ત્રણ શાખાઓ કરવામાં આવવાની છે. દરેકમાં કેટલાક વિષયો ફરજીઆત છે, ને કેટલાકનો માત્ર નિર્દેશ કરવામાં આવ્યો છે.

**જા**પાનમાં દેશનું તત્ત્વજ્ઞાન તો હતુંજ નહિ; **બુદ્ધ** ને કૉન્ફ્યૂશ્યસના મતની અધ્યાત્મવિદ્યાથી ત્યાંના લોકો સંતોષ પામતા હતા. થોડોક વખત થયાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં બહુ રસ લેવાતો જણાય છે, પણ આ બધું ઘણે ભાગે દેખાવમાંજ છે. એમ કહેવાય છે કે ગૂઢ ચિન્તનો **જા**પાની લોકોને રુચતાં નથી.

**અંગ્રેજી**નો અભ્યાસ ત્યાં ઘણોજ ઉપરચોટીઓ થાય છે. **શેક્સ**પીઅરનાં અધરાં નાટકો અભ્યાસક્રમમાં છે ખરાં, પણ પરીક્ષામાં પ્રશ્નો પુસ્તકના ભાગમાંથી ન પૂછતાં તે પરની ટીકા કે ઉપોદ્ઘાતમાંથી પૂછવામાં આવે છે.

સાહિત્યની કૉલેજને અંગે **જા**પાનના ઇતિહાસનાં પૂરતાં સાધનો એકઠાં કરનારૂં એક મંડળ છે. આ મંડળે ૧૯૦૦ માં એવું નક્કી કર્યું કે એણે એકઠી કરેલી હકીકત ધીમે ધીમે છાપી દેવી, ને તેમાંની કેટલીક છપાઈ પણ છે. દહેરાંઓ તેમજ જૂનાં કુટુંબોમાં સંઘરી રાખેલા ઘણા મૂળ લેખોમાંથી પ્રતિલેખ કરી લેવામાં આવ્યા છે; અને **જા**પાની ઇતિહાસના અભ્યાસીઓને

તરત પાછા આપવા પડે છે. તે ઉપરાંત, બીજાં મંડળો તરફથી પણ શિષ્ય-વૃત્તિઓ અપાય છે.

## ટોકિયોની રાજ્યની યુનિવર્સિટિ.

૧૮૬. **ઇતિહાસ.** ૧૮૫૬-માં ટોકગવા સરકારે "જંગલી લખાણોની તપાસ માટે" એક સંસ્થા સ્થાપી હતી, તેને થોડાઘણા ફેરફારો પછી ૧૮૬૮ માં **વરબેક**ના હાથ નીચે નવી સરકારે પરભાષાના શિક્ષણ માટે શાળા બનાવી. પછી તેને પ્રથમ માધ્યમિક શાળામાં બદલી નાખવામાં આવી; ૧૮૭૩ માં તેને નવાં મકાનમાં લઈ જવામાં આવી ને તેનું નામ પણ બદલવામાં આવ્યું. આ શાળામાં કાયદો, વિજ્ઞાન, ને સાહિત્યની શાખાઓ હતી તેમાં ચાર વર્ષ રહી ટોકિયોની વૈદાંની કૉલેજ જોડી દઈ એક યુનિવર્સિટિ બનાવવામાં આવી. તેમાં ૧૮૮૬ માં ઇજિનેરી કૉલેજ ને ૧૮૯૦ માં ખેતીની કૉલેજો જોડી દેવામાં આવી; એટલે તે બધું મળી અત્યારે એક 'યુનિવર્સિટિ બોરડો' ને ૭ કૉલેજો છે.

સાહિત્ય ને વિજ્ઞાનની કૉલેજોની જાણવા લાયક વીગતો નીચે પ્રમાણે છે. બીજી કૉલેજોને વિષે આગળ લખવામાં આવશે.

**સાહિત્યની કૉલેજ.**

૧૮૭. સાહિત્યની કૉલેજમાં નીચેના વિષયો શિખવાય છે. **પ્રોફેસરો**-**જા**પાની ભાષા; **ચીન**નું સાહિત્ય (૨ પ્રોફેસરો); સંસ્કૃત; જર્મન; ફ્રેંચ (ને લૅટિન); ભાષાશાસ્ત્ર, સરખામણીથી; તત્ત્વજ્ઞાન (૨); માનસશાસ્ત્ર, નીતિનાં તત્વો, ને ન્યાયશાસ્ત્ર (૨); રસિકવિદ્યાઓ, 'ઇતિહાસ ને ભૂગોળ (૨'; **જા**પાની ઇતિહાસ (૨); ને સમાજશાસ્ત્ર શીખવે છે.

**મદદનીશ પ્રોફેસરોઃ**—**જા**પાની ભાષા (૨); જ્ઞાનની ઉત્પત્તિ; **જા**પાની ઇતિહાસ, ને **ચીન**નો ઇતિહાસ શીખવે છે.

**લેક્ચરરો (ભાષણ આપનારા, વ્યાખ્યાતાઓ):** **જા**પાની ભાષા (૪);

**લેકચરરોઃ**—પદાર્થવિજ્ઞાન (૩); રસાયણશાસ્ત્ર (૨); ભૂસ્તરવિદ્યા; ભૂગોળ, ને મત્સ્યબંધન શીખવે છે.

ધરતીકંપના ધ્રુજારા માપવાની વેધશાળામાં કૉલેજને અંગે જોઈએ તેટલાં બધાં માપકયંત્રો છે. પ્રાણિવિદ્યા ને ભૂસ્તરવિદ્યાના ખપનાં સંગ્રહ-સ્થાનો પણ કૉલેજમાં સારાં છે, પણ મનુષ્યવિદ્યાના સંબંધનાં સંગ્રહસ્થાનની સારી ગોઠવણ નથી. કૉલેજના તાબામાં એક ખગોળશાસ્ત્ર સારૂ વેધ-શાળા પણ છે; ઉદ્‌ભિજ્જવિદ્યાના જ્ઞાનને અર્થે એક બાગ ખાસ છે, તેમાં ૩,૦૦૦ જાતના છોડવા છે; **નિપ્પો** પર્વતમાં, **આલ્પ** પર્વતના ખાસ છો-ડવાઓનું જ્ઞાન આપવા એક જુદો બાગ છે; હજારો જાતના છોડોનો એક વનસ્પતિસંગ્રહ છે; ને સમુદ્રના જીવોનું જ્ઞાન આપવાને પણ એક સ્થાનમાં યોજના રાખેલી છે. આ છેલ્લાંથી વિજ્ઞાનને ઘણો લાભ થયો છે.

## ક્યિેાટોની રાજ્યની યુનિવર્સિટિ.

**ક્યિેાટોની યુનિવર્સિટિ.**

૧૮૯. ક્યિેાટોની યુનિવર્સિટિમાં વિજ્ઞાન ને ઇજિનેરી કામની કૉ-લેજો પ્રથમ ૧૮૯૭ માં સ્થાપવામાં આવી, ૧૮૯૯ માં કાયદા ને વૈદકની કૉલેજો ઉમેરવામાં આવી, ને ૧૯૦૩ માં વૈદકની એક બીજી કૉલેજ ઉઘાડવામાં આવી. ઘણી બાબતોમાં ક્યિેાટોની યુનિવર્સિટિ બરા-બર વખત થયા પહેલાં, ટોકિયોની યુનિવર્સિટિનું અનુકરણ કરે છે. કૉ-લેજો શહેર બહાર સાથે રાખવામાં આવી છે; ને યુનિવર્સિટિના તાબામાં એક વૈદકશાળા, એક સારૂં પુસ્તકાલય, ને દોઢસોએક છોકરાઓને માટે એક વાંચવાનો ઓરડો છે.

---

માટે આવા ૧,૦૦,૦૦૦ થી વધારે લેખો ને ૨૦,૦૦૦ જૂના હેવાલોની પ્રતો જોવાને ખુલ્લી છે. **જા**પાનમાં ઇતિહાસ દેવોના કલ્પિત વખતથી શરૂ થતો માનવામાં આવે છે; પણ યુરોપના વિદ્વાનોને ઇસુના પાંચમા કે છઠ્ઠા સૈકા પછીથી શરૂ થતો ઇતિહાસ ચોક્કસ લાગે છે. ઘણા **જા**પાનીઓ ઘણું કરીને મનમાં તો આમ સમજતા હશે, પણ રાજકીય કારણોને લીધે તેમની સાથે સૂક્ષ્મ ઐતિહાસિક નિરૂપણની ચર્ચા ચલાવવી સલાહ ભરેલી નથી. કેટલાંક વર્ષો પહેલાં એક પ્રોફેસરને આગલા શહેનશાહોના ઇતિહાસની ચર્ચા કરવા માટે એકદમ નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો હતો. ઇતિહાસમાં વાતો જોડી કાઢવાનું જોર ચાલે છે. છતાં થોડીજ પ્રજાઓ **જા**પાની પ્રજા જેટલી પ્રજાકીય ને સ્થાનિક લોકકથાઓ જાણતી હશે; ભણવાનો પ્રચાર છે તેટલો સામાન્ય થતાં પહેલાં ક્યારનીએ છોકરાંઓને પ્રખ્યાત વાર્તાઓ છૂટથી કહેવામાં આવતી હતી.

## વિજ્ઞાનની કૉલેજ.

૧૮૮. વિજ્ઞાનની કૉલેજમાં નીચેના વિષયો શિખવાય છે.

**પ્રોફેસરોઃ**—ગણિત; ખગોળવિદ્યા (૨); પદાર્થવિજ્ઞાન (૨); ધરતીકંપનિરૂપણવિદ્યા અથવા યંત્રવડે ક્યાં ક્યાં ને કેટલો ધરતીકંપ થાય છે તે જોઈ શકવાની વિદ્યા; રસાયણશાસ્ત્ર (૩); પ્રાણિવિદ્યા (૩); ઉદ્ભિજ્જવિદ્યા (૨); ભૂસ્તરવિદ્યા, પ્રાચીન જીવનવિદ્યા અથવા મળી આવેલા જૂનાં પ્રાણીઓનાં શરીર કે ઝાડોના ભાગો વગેરેથી સમજાતો પ્રાચીન ઇતિહાસ, ખનિજશાસ્ત્ર (૨); ને મનુષ્યવિદ્યા, અથવા મનુષ્યની જુદી જાતોના, મનુષ્યને જાનવરો વગેરેના, ખાસ કરી મનુષ્યને સમાજના સંબંધનો ઇતિહાસ શીખવે છે.

**મદદનીશ પ્રોફેસરોઃ**—ગણિત (૩); ધરતીકંપનિરૂપણવિદ્યા; રસાયણશાસ્ત્ર; ને પ્રાણિવિદ્યા શીખવે છે.

## ૧—કાયદો.

**કાયદાના અભ્યાસની લોકપ્રિયતા.**

૧૫૧. પહેલાં, કજીઆ કરી ન્યાયની મદદ લેવી પડે એ નીચું ગણાતું હતું; પણ હવે કજીઆઓ લડવાનો અભાવ ચાલુ હોવા છતાં કાયદા ને એ જાતના વિષયોના અભ્યાસો જેવા બીજા કોઈ પણ ખાસ અભ્યાસ લોકપ્રિય થઈ પડયા નથી, પણ આધુનિક **જા**પાનનો કાયદો **ફ્રા**ન્સ ને **જ**ર્મનીના કાયદા પરથી લેવામાં આવ્યો છે, અને પ્રજાકીય જીવનના સ્વાભાવિક વિકાસ સાથે એને સંબંધ નથી. **જા**પાની લોકોનું કાયદાના અભ્યાસ તરફ વલણ હોય છે તેનું કંઈક કારણ વ્યવસ્થિત રાજ્યમાં એવા અભ્યાસની અગત્ય છે; પણ, તેથીએ વધારે, **ચી**નના સાહિત્યની અસર છે. કાયદા ને રાજ્યનીતિના અભ્યાસથી અગત્યની પદવીઓ મળી શકે છે, ને વકીલાતનો ધંધો પણ કરાય છે; અને **જા**પાનના યુવકવર્ગની આકાંક્ષા બરાબર કેળવણી લઈ અન્તે મોટા અને વિજયવાન્ એક રાજ્યધુરંધર થવાની હોય છે.

**વકીલાતનો ધંધો.**

૧૫૨. વકીલાત કરી શકવાને માટે ન્યાયનાં પ્રધાનમંડળનો પરવાનો જોઈએ છીએ. માન્ય થએલી કૉલેજો ને નિશાળોમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓને આ પરવાનો મેળવવાનો હક છે, પણ બીજા ઉમેદવારોએ તે સારૂ વર્ષમાં બે વાર લેવાતી એક પરીક્ષામાં બેસવું પડે છે. કાયદાના અભ્યાસીને **જા**પાનમાં ઘણા રસ્તા ખુલ્લા છે, ને વકીલાત પણ લાભદાયી છે; પણ ન્યાયાસન પર બેસવામાં લાભ નથી; કારણ કે ન્યાયાધીશોને બહુ ઓછા પગારો આપવામાં આવે છે. સાધારણ પગારો વાર્ષિક રૂા. ૯૦૦ થી રૂા. ૬,૦૦૦ સુધી હોય છે, ને વરિષ્ઠ ન્યાયમંદિરના મુખ્ય અધ્યક્ષનો રૂા. ૮,૨૫૦ હોય છે. આનું પરિણામ એ આવે છે કે હોશિયાર માણસો પોતાની કારકીર્દીની શરૂઆત ન્યાયાધીશ તરીકે કરે

# પ્રકરણ ૮ મું.

## ધંધાની કેળવણી.

—*—

૧૯૦. ધંધા ને હુન્નરની કેળવણીના વિસ્તાર ને ગુંચવણોને લીધે કાયદો, વૈદક, ને ઈન્જિનેરી કામો વિષે જુદું જુદું લખવામાં આવ્યું છે. શિક્ષકના ધંધાની કેળવણી જુદા પ્રકરણમાં આપવામાં આવી છે; ને સેના ને નૌકાબળનું શિક્ષણ આપવાને તેમની પોતાની જુદી ગોઠવણ છે. ધર્મગુરુઓનું શિક્ષણ દેવમંદિરોમાં અપાય છે. સાધારણ કેળવણી માટે તેમને બહાર મોકલવામાં આવે છે. પણ ધર્મની કેળવણી તો મંદિરો પોતપોતાની આપે છે. બૌદ્ધ ધર્મગુરુઓનાં જ્ઞાન ને નીતિ માટે ઘણી સારી ખ્યાતિ નથી. કેટલાંક વર્ષો પહેલાં આચાર્યોનું આ વિષે ચોક્કસ ધ્યાન ખેંચવાનો વખત આવ્યો હતો. ઉંચી કેળવણી લીધેલા માણસો ઘણુંખરૂં બહુ ઓછી સંખ્યામાં આ ધંધો પસંદ કરે છે. કયા ધંધાની પસંદગી વધારે કરવામાં આવે છે તે નીચલી વીગતથી જણાશે. ૧૯૦૨ ના વર્ષમાં કુલ શિક્ષકના ધંધા માટે તૈયાર થનારા છોકરાઓ ૧૩,-૭૦૦ હતા, કાયદો શીખનારા ૧૧,૮૦૦, હતા; વૈદક ને ઔષધક્રિયા (ફાર્મસી) શીખનારા ૬,૮૦૦ હતા; ને ઈન્જિનેરી કામ ને ઉંચી જાતનું હુન્નરી કામ શીખનારા ૧,૮૦૦ હતા.

**ધંધાઓ.**

કાયદાનો અભ્યાસ ઓછામાં ઓછો એક ઐચ્છિક વિષય ભણી, ને રાજ્યનીતિનો ચાર ઐચ્છિક વિષયો ભણી થઈ શકે છે. અભ્યાસક્રમ પૂરો થયે 'યુનિવર્સિટિના ઓરડામાં' પાંચ વર્ષ શોધખોળનો વધારે અભ્યાસ કરી, તે વિષે નિબંધ લખી હકુશીની પદવી મેળવવા પ્રયાસ કરી શકાય છે.

**પરીક્ષાઓ.**

૧૯૪. પરીક્ષાઓ બીજી બધી લેવાય છે તેવીજ કાયદાની પણ લેવાય છે; ચાર સાધારણ ને છેલ્લી પદવી મેળવવાની એમ પાંચ પરીક્ષાઓ હોય છે. કાયદાનો વિષય ઘણો અઘરો ગણાય છે, ને મોંની પરીક્ષાઓ ખરી કસોટી કાઢનારી નીવડે છે; એટલે જ્યારે બીજી કૉલેજોમાં ઘણુંખરૂં બધાજ ફત્તેહ મેળવે છે ત્યારે કાયદામાં છઠ્ઠે કે સાતમે ભાગે છોકરાઓ પરીક્ષામાં નપાસ થાય છે. ઘણાંખરાં ભાષણો લખાવવામાં આવે છે, અને કાયદાનો અભ્યાસ કરનારા સૌથી વધારે ગોખણીઆ કહેવાય છે.

## ૨-વૈદક.

**વૈદકના અભ્યાસનો ઇતિહાસ.**

૧૯૫. જૂના વખતમાં **જાપાની** લોકો **ચીન**નું વૈદક શીખતા હતા; પણ ડચ લોકોની સાથેના તેમના આખા સમાગમના વખતમાં પાશ્ચાત્ય વૈદક શીખવાને તેઓ તત્પર હતા; અને ખાસ કરી વૈદકનાં પુસ્તકોને માટે ડચ લોકોને ભારે કીંમતો આપવાને, ને તેમને દેશમાં જીવતા રહેવા દેવાને તેઓ તૈયાર થયા હતા. તેથીજ પરદેશીઓને દેશમાં ફરી આવવા દેવામાં આવ્યા ત્યારે **જાપાની** દાક્તરોએ બહારના દાક્તરોને ખુશીથી આવવા દીધા હતા. શસ્ત્રવિદ્યામાં કુશળ **રશિઆ**ના દાક્તરો, ને **સ્કૉટલૅંડ** અને **અમેરિકા**ના ધર્મપ્રચારકોમાંના દાક્તરો ત્યાર પછી અગત્યનાં કામ કરતા હતા. તેઓ **જાપાની** દાક્તરો સાથે હરીફાઈમાં નહોતા ઉતરતા, પણ સલાહ માગવામાં આવે તો તે ખુશીથી આપતા. આમ સીધી કે આડકતરી રીતે દેશમાં

છે, ને તેમાં પ્રતિષ્ઠિત થયે પાછળથી વકીલાતનો ધંધો ચલાવે છે. રાજ્યની યુનિવર્સિટિમાં ન ભણેલા હોય એવા ન્યાયાધીશ થવા ઇચ્છતા ઉમેદવારોને એ સ્પર્ધાની પરીક્ષાઓમાં બેસવું પડે છે, બાકીનાને ત્રણ વર્ષ સુધી અજમાએશ પર ન્યાયાધીશનું કામ કરી માત્ર બીજી પરીક્ષામાં બેસવું પડે છે. મુખ્ય ન્યાયાધીશ, ન્યાય ખાતાનો પ્રતિનિધિ, કાયદાની કૉલેજના પ્રોફેસરો, ને ન્યાયાસન પરના ઉપલા વર્ગના અધિકારીઓ આ પરીક્ષાઓ લે છે. ન્યાયાધીશ તરીકે નીમણુક જિંદગી સુધીની થાય છે, પણ હમણાં કહ્યું તે પ્રમાણે, તેમાંના ઘણા, વકીલાત કરવાને માટે તરત રાજીનામાં આપે છે.

**અભ્યાસક્રમો.** ૧૯૩. કાયદા ને રાજ્યનીતિમાં નીચે પ્રમાણે વિષયોના અભ્યાસની ગોઠવણ છે.

કાયદો. **આવશ્યક:**—રાજ્યવ્યવસ્થા, દીવાની કાયદો, દીવાની કાયદાની વિધિઓ, રાજ્યશાસનનો કાયદો, વેપારી કાયદો, ફોજદારી કાયદો, ફોજદારી કાયદાની વિધિઓ, જુદા જુદા દેશોની પ્રજા તેમજ ખાનગી મનુષ્યોને લાગુ પડતો પરસ્પરનો કાયદો, વ્યાવહારિક સંસ્થાઓનો ઇતિહાસ, રોમનો કાયદો; **અંગ્રેજી, ફ્રેંચ,** કે **જર્મન** કાયદો. **ઐચ્છિક:**—અર્થશાસ્ત્ર વ્યાવહારિક સંસ્થાઓના ઇતિહાસોની સરખામણી, નાદારીનો કાયદો.

રાજ્યનીતિ. **આવશ્યક:**—રાજ્યવ્યવસ્થા, અર્થશાસ્ત્ર, આવક, જાતજાતની વીગતોના આંકડા, રાજ્યશાસનનો કાયદો, જુદા જુદા દેશોની પ્રજાઓનો પરસ્પરનો કાયદો, દીવાની કાયદો, વેપારી કાયદો, ફોજદારી કાયદો ( સાધારણ જ્ઞાન ). **ઐચ્છિક:**—આર્થિક ઇતિહાસ, રાજ્યનીતિનો ઇતિહાસ, વ્યાવહારિક સંસ્થાઓનો સાદો ને સરખામણીથી ઇતિહાસ, અર્થશાસ્ત્રનો ઇતિહાસ, કોલકરાર વગેરેનો ઇતિહાસ, જુદા જુદા દેશોના ખાનગી મનુષ્યોને લાગુ પડતો પરસ્પરનો કાયદો, વ્યવહારશાસ્ત્ર અથવા કાયદાના શાસ્ત્રીય નિયમો.

માણસોને શિખવવામાં આવે છે, અને હલકી વર્ણના લોકોની પીઠને તેમના પગો પર **મોક**સાના ડાઘ્યાં હજી જોવામાં આવે છે. પણ જૂની પદ્ધતિનાં ચિહ્ન તરીકે હાલના વખતમાં છેલ્લી રીત, ને થોડાંએક **ચીન**નાં મૂળીઆં, ને દવાઓનાં નામજ ઔષધનાં પુસ્તકોમાં જોવામાં આવે છે.

**વૈદાંની કૅાલેજ.**

**ટોકિયોની યુનિવર્સિટિ.**

૧૯૭. વૈદું શીખવાને **ટોકિયો**માં રાજ્ય તરફથી ચાલતી કૅાલેજ છે તે ઉપરાંત, ખાનગી અને પ્રજાકીય પણ જુદી જુદી ઘણી શાળાઓ છે. **ટોકિયો**કોલેજમાં ભણવા ઇચ્છતા ઉમેદવારોએ ઉચ્ચતર શાળામાં ત્રણ વર્ષનો ક્રમ પ્રથમ પૂરો કર્યો હોવો જોઈએ. આ કૅાલેજમાં વિશાળ મકાનો છે. તેમાં વૈદકની જુદી જુદી શાખાઓમાં સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા, ને શોધન કરવાને અવશ્યની દરેક વસ્તુને માટે પ્રયોગશાળાઓ છે, સંગ્રહસ્થાનમાં કંઈ હજારો નમૂના છે; અને **ઐનુ** લોકોની ખોપરીઓ ને ખોખાંનો સંગ્રહ આખી દુનિયામાં ઘણું કરીને તદ્દન સંપૂર્ણ છે. યુનિવર્સિટિમાં એક વૈદકશાળા છે, તેમાં જેમનાં દરદોમાંથી જ્ઞાન મળી શકે તેવા દરદીઓને દાખલ કરવામાં આવે છે.

કૅાલેજમાં નીચલા વિષયો શિખવવાની ગોઠવણ છે.

**પ્રોફેસરોઃ**–શરીરવ્યવચ્છેદવિદ્યા. ( **ઍનેટમી** ); (૩) શરીરવિદ્યા; આરોગ્યવિદ્યા; ઔષધવિદ્યા; રોગનિદાનવિદ્યા, ને તે સંબંધની શરીરવ્યવચ્છેદવિદ્યા; (૨) ઔષધો બનાવવાનું જ્ઞાન (૨); શસ્ત્રવિદ્યા (૨); વ્યવહારશાસ્ત્રને કામનું વૈદકનું જ્ઞાન; ચક્ષુર્વિદ્યા; બાળકોના ખાસ રોગોનું જ્ઞાન; વૈદાં સંબંધી રસાયણશાસ્ત્ર; દવાઓ (૨); ત્વચા સંબંધી જ્ઞાન વિષેનો શરીરવિદ્યાનો ભાગ, ને ટાંકીના રોગનું જ્ઞાન; મનના રોગોનું જ્ઞાન, કર્ણના રોગોનું જ્ઞાન, સંધિવાના રોગોનું જ્ઞાન, કંઠની નળી સંબંધી જ્ઞાન.

**મદદનીશ પ્રોફેસરોઃ**–ઔષધ બનાવવાનું જ્ઞાન, દવાઓ (૨),

ઘણું જ્ઞાન આવતું હતું. નિયમિત શિક્ષણનો સવાલ આગળ જતાં હાથમાં લેવામાં આવ્યો ત્યારે જાપાનીઓ જર્મનીની પદ્ધતિ પ્રમાણે વૈદું શીખતા, અને જેમને માટે સારી ઉમેદ રાખવામાં આવે તેમ હોય તેવા છોકરાઓને જર્મની મોકલવામાં આવતા. ૧૮૭૭ માં ટોકિયોની વૈદાંની કૉલેજને કાયદા, વિજ્ઞાન, ને સાહિત્યની કૉલેજો સાથે જોડી દઈ ત્યાં યુનિવર્સિટિ સ્થાપવામાં આવી. વૈદાંની ખાનગી નિશાળોને માટે હજી જોઈએ તેટલું ક્ષેત્ર છે, કારણ કે દર વર્ષે હજારથી વધારે દાક્તરોની જરૂર પડે છે.

**વૈદ્યનો ધંધો.** ૧૯૬. વૈદું કરવાને માટે પરવાનો જોઈએ છે; યુનિવર્સિટિની પદવી મેળવનારાઓને, તેમજ સરકારી કે, ખાસ પ્રજાકીય શાળાઓમાંથી ઉત્તીર્ણ થએલા માણસોને આ પરવાનો હકથી મળે છે, પણ બીજા ઉમેદવારોને તે માટે પરીક્ષા આપવી પડે છે. ૪૦,૦૦૦ દાક્તરોમાંથી એમ કહેવાય છે કે માત્ર ૬૦૦૦જ યુનિવર્સિટિની પદવી ધારણ કરનારા છે. દૂરનાં ગામોમાં જો કોઈ લાયકાતવાળા વૈદો ન હોય તો ગામના રહેવાસીઓની મરજીથી સ્થાનિક સત્તાધિકારીઓ લાયકાત વગરના માણસોને ધંધો કરવા દે છે; પણ તેવા માણસને એકથી બીજે ઠેકાણે ખસી ધંધો કરવા દેવામાં આવતો નથી. સંભવિત છે કે આવા કેટલાક માણસો હજી ચીનની પદ્ધતિને વળગી રહેતા હશે, પણ બીજે ઠેકાણે તો ચીનના દાકતરની સલાહ લેવાનો વિચાર જાપાની લોકો હસી કાઢે છે. મેજીના સુધારા થયા પછી ત્રણ લોકપ્રિય જડીબુટ્ટીઓ ટકી રહી છે. એક, શરીરની અંદરના ભાગોમાં થોડીવત્તી જાતની સોયો ભોંકી દરદ મટાડવાની રીત છે; બીજી, મોકસા નામના છોડવાના રેશા વાપરી, તેને ચામડી પર બાળવાની રીત છે; ને ત્રીજી, દબાવી, ઘસી, ટાચકા ફોડી દુઃખતા ભાગોમાં આરામ કરવાની રીત છે. પહેલી બે, લાયકાત ધરાવનારા દાકતરોએ ત્યજી દીધી છે, છેલ્લી અને સોયો ભોંકવાની રીત, આંધળા

૨૦૦. યુનિવર્સિટિમાં ઇજનેરી કામ શીખવા ઇચ્છતા હોય એવા ઉમેદવારોએ ત્રણ વર્ષ ઉચ્ચતર શાળામાં અભ્યાસ કર્યો હોવો જોઈએ. નહેરબાંધકામખાતા તરફથી ૧૮૭૩ માં મિ. **ડાયર**ના હાથ નીચે ઇજનેરી કામ શિખવવાને એક સંસ્થા કાઢવામાં આવી હતી; તે પાછળથી ટોકિયોની કૉલેજ તરીકે યુનિવર્સિટિમાં જોડી દેવામાં આવી.

**ઇજનેરી કૉલેજ, ટોકિયોયુનિવર્સિટિ.**

પ્રથમ સંસ્થા જાહેર બાંધકામખાતાની હોવાથી તેમાં શિખવનારાઓને જાતજાતનાં મોટાં મોટાં કામો જોવાની તક મળતી; તેથી તેમાંથી પદવી મેળવનારાઓમાંના જે લોકોને પરદેશ મોકલવામાં આવતા તે બધા બહાર જઈ સારી ખ્યાતિ મેળવતા. મિ. **ડાયર**ના હાથ નીચે કામ કરનારા કેટલાક પરદેશીઓ હતા, ને પાછળથી દેશના માણસો પણ હતા. પરદેશી શિક્ષકો ઘણે ભાગે જુવાન માણસો હોવાથી તેઓ ભૂલો પણ કરતા; છતાં જુવાન હોવાથી નવા વિચારો તેમને સ્ફુરતા, તે અજમાવી જોવાની તક તેમને સારી મળતી. પરિણામ એ આવ્યું કે ટોકિયોની ઇજનેરી કૉલેજ કેટલીક બાબતમાં બાકીની દુનિયાથી ચઢીયાતી નીવડી, ને ત્યાંની ઘણી પદ્ધતિઓ ત્યાર પછી બીજા દેશોમાં દાખલ કરવામાં આવી છે. હાલની કૉલેજને જાતજાતની પ્રયોગશાળાઓ અને કારખાનાંઓ પુરાં પાડવામાં આવ્યાં છે; ને એ કૉલેજ આખી યુનિવર્સિટિને પાણી ને વીજળી પુરાં પાડે છે.

વિષયો નીચે પ્રમાણે શિખવાય છેઃ—

**પ્રોફેસરોઃ**—સાંચાઓનું ઇજનેરી કામ (૩); નાવિક સ્થાપત્ય (૩); સામુદ્ર શિલ્પકળા; ખાણ ને ધાતુવિદ્યા (૪); વીજળી સંબંધી બાંધકામ (૪); રસાયણશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન (૨); યંત્રશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન; ફુટી નીકળે એવા પદાર્થોનું હુન્નરી જ્ઞાન.

**મદદનીશ પ્રોફેસરોઃ**—સાંચાઓનું ઇજનેરી કામ (૩); નાવિક

સ્ત્રીરોગવિદ્યા ને સુઇવિદ્યા, દન્તવિદ્યા, આરોગ્યવિદ્યા, બાળકોના ખાસ રોગો વિગેરેનું જ્ઞાન, ચક્ષુર્વિદ્યા, શસ્ત્રવિદ્યા, ઔષધવિદ્યા, વ્યવહારશાસ્ત્રને લગતું વૈદકનું જ્ઞાન.

**લેક્ચરરો:**—સ્ત્રીરોગવિદ્યા ને સુઇવિદ્યા, વૈદાં સંબંધી શરીરવ્યવચ્છેદવિદ્યા.

## ૩. ઇજનેરી કામ.

**ઇજનેરી ધંધો.**

૧૯૮. **જા**પાનમાં "નવી" રેલવેઓ, તારો, ને વેપારો નીકળવાનાં હતાં. તેટલા માટે ૧૮૭૨ ની સાલમાં ઇજનેરી કામનું શિક્ષણ આપે એવી એક કૉલેજ કઢાવવા કેટલાક આગેવાનોએ મિ. ઇટોનું લક્ષ દોર્યું હતું. એ કૉલેજ પ્રથમ એક અંગ્રેજ—**હેન્રી ડાયર**–ના હાથ નીચે સ્થાપવામાં આવી; પછીથી ટોકિયોયુનિવર્સિટિમાં એ જોડી દેવામાં આવી. **જા**પાનના ઉદયમાં એ કૉલેજે ઘણું અગત્યનું કામ કર્યું છે. હવે **જા**પાનીઓ દરેક જાતનું સાધારણ ઇજનેરી કામ પોતાની મેળે કરી શકે છે; ૧૯૦૩ માં **ઓ**સાકામાં ભરાયલા પ્રદર્શનમાં **જા**પાની બનાવટના સાંચાકામો જોઈને પ્રેક્ષકો છક થઈ ગયા હતા. ઇજનેરી ધંધો શીખવાને ઘણા ખેંચાય છે, ને બીજા ઘણા ધંધાઓમાં બને છે તેમ ભણેલા માણસો તરત આ ધંધામાં ગોઠવાઈ શકે છે, ને તે પણ વળી જુમ્માની અગત્યની જગાઓ પર.

**ઇજનેરી કામનું શિક્ષણ આપનારી સંસ્થાઓ.**

૧૯૯. હલકા પ્રકારનું ઇજનેરી જ્ઞાન કેટલીક ઉદ્યોગશાળાઓમાં અપાય છે; તેથી વધારે ઉંચું **સે**પ્પોરોની ખેતીની નિશાળમાં, ને પાંચમી ઉચ્ચતર શાળામાં અપાય છે; અને શ્રેષ્ઠ પ્રકારનું જ્ઞાન ઉચ્ચતર હુન્નરી શાળાઓમાં ને રાજ્યની યુનિવર્સિટિઓની ઇજનેરી કૉલેજોમાં અપાય છે.

૨૦૨. શહેરી બાંધકામ, સાંચાઓનું ઈજનેરી કામ, સામુદ્ર શિલ્પકળા ને વીજળી સંબંધી ઈજનેરી કામ શીખવાને

**નાવિક સ્થાપત્ય.** જાપાનમાં જુદી જુદી શાળાઓ ઘણી છે, પણ નાવિક સ્થાપત્ય પર જાપાની લોકો મુખ્ય ધ્યાન આપે છે. નૌકા ને ખાનગી વહાણવાળાઓની સારી મદદથી છોકરાઓને ગોદીઓમાં કામ કરવું સુગમ થઈ પડે છે; ત્યાં કામ કરેલું હોવાથી છોકરાઓ ઉત્તીર્ણ થયા પછી મુખ્ય કામ કરનારાઓની જગાએ ગોઠવાઈ શકે છે.

૨૦૩. મેઈજી યુગ પહેલાં ખાણોનું કામ નાના પાયા પર ને બધું હાથેથી કરવામાં આવતું હતું. પણ નવી સરકારે ખાણોના

**ખાણ ને ધાતુવિદ્યા.** કામ માટે ૮૦ એક પરદેશીઓને બોલાવી, ઈજનેરી કૉલેજમાં ખાણ ને ધાતુવિદ્યાનો અભ્યાસક્રમ કાઢ્યો; ને કેટલીક મુખ્ય ખાણો સરકારે લઈ લઈ, પશ્ચિમની ઢબ પ્રમાણે તેમાં કામ ચાલુ કરી, છેવટે ખાનગી માલીકોને પાછી વેચી દીધી. ભૂસ્તરવિદ્યાની માપણી, ખાણોનું ઈજનેરી કામ, ને તેનાં શિક્ષણનું પરિણામ અજબ થયું છે. હાલમાં એક કરોડ ટનની ઉપર કોલસાની ઉપજ થાય છે. આ ઉપરાંત, બધીજ અગત્યની ધાતુઓની ખાણોમાંથી સારી ઉત્પત્તિ છે. શિક્ષણ આપવાને ચઢતાઉતરતી ઘણી નિશાળો છે.

સ્થાપત્ય ને ગતિવિદ્યા (૨); ખાણ ને ધાતુવિદ્યા (૨); વીજળી સંબંધી ઈજનેરી બાંધકામ (૩); સ્થાપત્ય; શહેરી બાંધકામ ને યંત્રવિદ્યાનું વ્યાવહારિક જ્ઞાન (૨); રસાયણશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન; ફુટી નીકળે તેવા પદાર્થોનું હુન્નરી જ્ઞાન; ઈજનેરી પ્રયોગશાળામાં અનુભવ; ભૂસ્તરવિદ્યા ને ખનિજવિદ્યા.

**લેક્ચરરો**:—નાવિક સ્થાપત્ય; સામુદ્ર શિલ્પકળા; ખાણો વિષેનો કાયદો; વીજળી સંબંધી બાંધકામ; સ્થાપત્ય (૨); શહેરી બાંધકામ; રસાયણશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન: સેન્દ્રિય પદાર્થોનું રસાયણશાસ્ત્ર ને રસાયણશાસ્ત્રની દૃષ્ટિથી ઇતિહાસ; રસાયણશાસ્ત્રનો અનુભવ, આકૃતિ ને ચિત્રકળા; રસાયણશાસ્ત્રની પ્રયોગશાળા; ફુટી નીકળે તેવા પદાર્થોનું હુન્નરી જ્ઞાન; હથીઆરોનું હુન્નરી જ્ઞાન (૫); લોખંડનું બાંધકામ; રસિકવિદ્યાઓ; ઈજનેરી કામો સંબંધી રાજના કાયદા; ઔદ્યોગિક અર્થશાસ્ત્ર.

**વ્યાવહારિક કામ.**

૨૦૧. અગાઉ **જા**પાનમાં વ્યાવહારિક કુશળતા મેળવવા હાથ બગાડવા કે કામ કરવું એમાં નાનમ ગણાતી હતી; પણ હવે છોકરાઓ તે કામ ખુશીથી કરે છે. હવે તો બીજા દેશોમાં ને **જા**પાનમાં માત્ર એજ મુખ્ય તફાવત છે. બીજા દેશોમાં જ્યારે જુવાન માણસોને શીખાઉ કામોને માટે કંઈ પગાર મળતો નથી, ઉલટા સામા પૈસા આપવા પડે છે, ત્યારે **જા**પાનમાં, તરત તેમને પગારવાળી જગાઓ મળે છે. એક પરદેશી પ્રોફેસરે માત્ર એટલોજ દોષ કાઢ્યો હતો કે છોકરાઓ બહુ મોટી ઉમ્મરે ભણવા આવતા હતા; ૨૩, કે તે સુમારની ઉમ્મરે તેઓ આવતા. એને બીજી બાબતોમાં માત્ર પ્રશંસાજ કરવાની હતી; તેઓ ધ્યાન આપતા, વ્યાવહારિક કામ કરવા ખુશી હતા, ને **જા**પાનીઓને નહિ રુચતા વિષય–ગણિતમાં પણ સાધારણ રીતે ઠીક તૈયાર થઈને આવતા.

પરથી જણાશે. ૧૮૯૨ માં ૨૬ હુન્નરશાળાઓ હતી, તેમાં ૨,૮૦૦ છોકરાઓ હતા; ૧૯૦૦ માં ૨૮૮ શાળાઓ ને ૨૫,૦૦૦ છોકરાઓ; ને ૧૯૦૨ માં ૮૪૬ શાળાઓ ને ૫૭,૦૦૦ છોકરાઓ.

**સ્થાનિક ઉદ્યોગોને બંધ બેસતી કેળવણી.**

૨૦૫. જુદી જુદી નિશાળોમાં સ્થાનિક ઉદ્યોગોને બંધ બેસતી જુદી જુદી હુન્નરી કેળવણી અપાતી હોવાથી ત્યાં કામ ઘણું સુગમ થાય છે. ઉદ્યોગશાળાઓમાં સુધારા-વધારા શા થઈ શકે તે વિષે સ્થાનિક કારીગરોની સભા એકઠી કરી ચર્ચા કરવામાં આવે છે, કે નવાં ઉપકરણો કે નમૂનાઓ તપાસવામાં આવે છે; પોતાની બનાવટના નમૂનાઓ સાથે શાળાઓના નમૂનાની સરખામણી કરવામાં આવે છે, કે તે દાખલા તરીકે આપવામાં છે, ને છોકરાઓના કામ પર ટીકા માંગવામાં આવે છે. ખેતીની નિશાળોના શિક્ષકોને જિલ્લાઓમાં સફર કરવા, નુકસાનકારક જંતુઓને નાશ કરવામાં મદદ કરવા, તપાસો કરવા ખેડુતો સાથે વાતો–ખુલાસા કરવા, ને પ્રયોગ કરી જોવા માટે બી, છોડો, કે રેશમના કીડાનાં ઈંડાં વહેંચવા, વખતોવખત, ખાસ કરી રજાઓમાં બહાર મોકલવામાં આવે છે. તેમજ વેપારી માણસોને વેપારી નિશાળોના શિક્ષકવર્ગને મદદ આપવા બોલાવવામાં આવે છે, ને છોકરાઓને બરાબર કામકાજ કેમ ચાલે છે તેનો અનુભવ લેવા સ્થાનિક વેપારી પેઢીઓમાં મોકલવામાં આવે છે. શાળાઓનું હિત આવા ગાઢ સંબંધોથી ઘણું સુધર્યું છે.

**હુન્નરી કેળવણી આપવાની વ્યવસ્થા.**

૨૦૬. હુન્નરી કેળવણી આપનારી ચઢતીઉતરતી ત્રણ જાતની નિશાળો છે. (૧) હલકી જાતની હુન્નરી કેળવણી વધારાની હુન્નરી નિશાળોમાં, શીખાઉ છોકરાઓની નિશાળોમાં અને **બ** વર્ગની, હુન્નરી નિશાળોમાં અપાય છે: (૨) વચલી જાતની, ઉદ્યોગશાળાઓમાં ને **અ** વર્ગની હુન્નરી નિશાળોમાં અપાય છે; ને (૩) ઉચ્ચતર જાતની, ઉચ્ચતર નિશાળોમાં અને કૉલેજોમાં અપાય છે.

# પ્રકરણ ૯ મું.

## હુન્નરી કેળવણી.

૨૦૪. હુન્નરી કેળવણીમાં, આ સ્થળે, ખેતી, વેપાર, ઉદ્યોગ, ને કળાની ખાસ કેળવણીનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ કેળવણીના પાયા માટે પ્રાચીન જાપાનમાં કંઈ પણ પાયો નહોતો; તે વખતે છોકરાઓ કંઇક વાંચતાંલખતાં ટેરાકોયામાં શીખી શક્તા, પણ બાકીનું કામ ગમે તેમ શીખાઉ તરીકે રહી, જાણી લેતા. દુકાન વાળવાના ને ઓજારો સાફ કરવાના કામથી શરૂઆત કરી, તેઓ શેઠને સ્હેલાં કામોમાં મદદ આપવા માંડતા, ને પછી જોતાં જોતાં ને અનુભવથી જરૂર જેટલી અક્કલ મેળવતા. નવી કેળવણીની પદ્ધતિ દાખલ થયા પછી, દેશની આર્થિક સ્થિતિ સુધારવાના હેતુથી હુન્નરી શિક્ષણ આપવા તરફ ઘણા યત્નો થવા માંડ્યા. પણ સાહિત્ય તરફ વલણ ઘણું જબરૂં હોવાથી હુન્નરી જ્ઞાનની દિશામાં નહિ જેટલો વર્ગ હતો. હતો. ચીનની સાથેની લડાઇમાં જાપાન જ્યારે ફત્તેહવંત નીવડ્યું, ત્યારે તેને પરિણામે નવા ઉદ્યોગો ને નવા સાહસોની ઇચ્છાનો વિકાસ થવાથી હુન્નરી કેળવણી વિષે લોકવિચાર ફેરવાઈ ગયા. હુન્નરશાળાઓને રાજ્ય તરફથી મદદ આપવાની યોજના કાઢવામાં આવી; તે શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવાને ખાસ સંસ્થાઓ ખોલવામાં આવી; ને તેમના ઉદ્દેશ નક્કી કરવા, ને તેમને એક ઢબ પર મૂકવા ૧૮૯૯ માં રાજ્ય તરફથી એક આજ્ઞાપત્રિકા કાઢવામાં આવી. પણ એમ જણાય છે કે વેપારઉદ્યોગનાં નવાં દ્વાર ન ઉઘડ્યાં હત તો નવી હુન્નરશાળાઓના ખોલવાથી કંઈ ફળ નીવડત નહિ. હુન્નરી કેળવણી કેટલી જલદીથી વધી તે નીચલા આંકડાઓ

ઇતિહાસ.

(ધ) **વ્યાપારિક વિષયોઃ**—વ્યાપારિક અંકગણિત ને પત્રલેખન, વેપાર, ભૂગોળ, નામું, વેપારને લગતા કાયદાઓ, પરભાષાઓ વગેરે.

શિક્ષણના કલાક અને ઋતુઓની ગોઠવણ સ્થાનિક અગત્યને અનુસરીને રાખવામાં આવે છે. ઘણે ભાગે સાંજરે, શીઆળામાં કે ખેતીના વખતોની વચમાંના ખાલી વખતમાં શિખવવામાં આવે છે. બરાબર નિયમ પ્રમાણે તો દશ વર્ષની ઉપરના જે છોકરાઓએ પ્રાથમિક કેળવણી પૂરી કરી હોય તેમને વધારાની નિશાળોમાં દાખલ કરવામાં આવે છે; પણ આ નિયમ કંઇ પળાતો નથી.

**બ વર્ગની હુન્નરી નિશાળો.**

૨૦૮. **બ** વર્ગની હુન્નરી નિશાળોમાં ખેતી કે વેપારનાં મૂળતત્ત્વો શિખવાય છે. તેમાં છોકરાઓનું પ્રાથમિક શાળાઓમાં મળેલું જ્ઞાન માત્ર તાજું કરવામાં કે તેમાં માત્ર વધારો કરવામાં આવતો નથી. નિશાળમાં દાખલ થનાર છોકરો ૧૨ વર્ષ ઉપરનો જોઇએ ને એણે ઉચ્ચતર પ્રાથમિક શિક્ષણનો બીજા વર્ષનો ક્રમ સમાપ્ત કર્યો જોઈએ (ઔદ્યોગિકમાં આની જરૂર નથી). અહીં ઘણુંખરૂં ત્રણ વર્ષ સુધીનો ક્રમ હોય છે.

**અ વર્ગની હુન્નરી નિશાળો**

૨૦૯. **અ** વર્ગની હુન્નરી નિશાળોમાં ખેતીની, વેપારની, ને નાવિક કેળવણી આપવામાં આવે છે. આ કેળવણી માધ્યામિક હોય છે. દાખલ થનારા છોકરાઓ ૧૪ વર્ષની ઉમ્મરના જોઈએ, ને તેઓએ ઉચ્ચતર પ્રાથમિક ક્રમ પૂરો કર્યો જોઈએ, અથવા તેટલું શિક્ષણ લીધું હોવું જોઈએ. મુખ્ય ક્રમ અહીં ત્રણ કે ચાર વર્ષનો હોય છે.

**ઉચ્ચતર હુન્નરી નિશાળો.**

૨૧૦. ઉંચા પ્રકારની હુન્નરી શાળાઓ વિષે યોગ્ય મથાળાં નીચે આગળ લખવામાં આવશે. તેમાં માત્ર બરાબર ઉચ્ચતર હુન્નરી શાળાઓનોજ નહિ પણ ઉચ્ચતર વ્યાપારિક ને ખેતીની નિશાળો, ને બીજી સંસ્થાઓનો પણ સમાવેશ થાય છે.

૨૦૭. **વધારાની નિશાળો.** વધારાની નિશાળોનો ઉદ્દેશ પહેલાં બરાબર સમજાતો નહોતો; ને તેથી એવી નિશાળ લગભગ એક પ્રાથમિક નિશાળ જેવી થતી અને સાધારણ વિષયોનું શિક્ષણ વધારે અપાતું હોવાથી હુન્નરી વિષયો લગભગ નહિ જેટલા શિખવાતા. ૧૯૦૨ માં એ નિશાળો નવાં બંધારણો પર મૂકવામાં આવી હતી ને લોકો તે સુમારમાં હુન્નરી કેળવણીમાં વધારે રસ લેતા થયા હતા. પણ હજી હુન્નરી કેળવણીનો મુખ્ય ઉદ્દેશજ ધ્યાનમાં નહોતો રખાતો. પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લીધા પછી કંઈ વ્યાવહારિક જ્ઞાન મળે, ને માત્ર એક કારખાનામાં નહિ મેળવી શકાય એવું જ્ઞાન ને એવી બુદ્ધિ છોકરાઓમાં આવે, એ વધારાની નિશાળોનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો. સાધારણ વિષયોમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, ને અંકગણિત શિખવવાના હતા; પણ જાપાનનો ઇતિહાસ, પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વો, ને રસાયણશાસ્ત્ર, અને ગાયન ઉમેરી શકાય અથવા તો ફાવે તો નીતિનાં તત્ત્વો સિવાય કોઈ પણ વિષયનું શિક્ષણ મૂકી દઈ શકાય. હુન્નરી વિષયો નીચેના વિષયોમાંથી પસંદ કરાયઃ—

(ક) **ઔદ્યોગિક વિષયોઃ**—પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ચિત્રકળા, લાકડાંની આકૃતિઓ કરવાનું, સાંચાઓનાં ચિત્ર કાઢવાનું, ને આકૃતિઓ કાઢવાનું જ્ઞાન, ગતિશાસ્ત્ર, પદાર્થો, ઓજારો, વેપારો વગેરેનું જ્ઞાન.

(ખ) **ખેતીના વિષયોઃ**—પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાકૃતિક ઇતિહાસ, જમીનો, ખાતરો, જમીનની પેદાશો, ખેડવાનું જ્ઞાન, ઓજારો, નુકસાનકારક જંતુઓ ને છોડવાઓના રોગો, બાગ બનાવવાનું કામ, રેશમના કીડા પકવવાનું કામ, પળાંતાં જાનવરો ને જંગલો વિષેનું જ્ઞાન, માપણીનું કામ વગેરે.

(ગ) **સામુદ્ર ઉદ્યોગોઃ**—પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાકૃતિક ઇતિહાસ, પ્રાકૃતિક ભૂગોળ. માછલાં પકડવાનું, માછલાં પકવવાનું વગેરે જ્ઞાન.

આવતી હતી. પણ સેમુરાઇનો જ્યારે એક એવો વર્ગ થયો કે તેના પર લડાઈ વખતે દેશ નિર્ભયતાનો તેમજ શાન્તિ વખતે સુધારાનો આધાર રાખી શકે, ત્યારે ખેડુતોનો વર્ગ તદ્દન જૂનાને વળગી રહેનાર ને કર આપતાં બાકીની ઊપજમાંથી જીવન માત્ર મળે તો પછી રાજ્ય સુદ્ધાં કોણ કરે છે તેની દરકાર પણ નહિ રાખનાર થયો. પણ દેશની બધી ઉપજ એમના પર આધાર રાખતી હોવાથી તેઓ હમેશ માનનીય ગણાતા હતા; ને ટોકગવારાજ્યમાં પરદેશો સાથેનો સંબંધ બધો બંધ થયો, દેશ અલગ રહ્યો ને તેથી આખી પ્રજાનો આધાર માત્ર ત્યાંનીજ ખેતી પર રહ્યો ત્યારે આ માન વધી ગયું હતું. " સેમુરાઇથી ઉતરતી ખેડુતની પદવી ગણાતી. કર, ભરી શકાય તેટલા, વધારેમાં વધારે લેવાતા, પણ એક મહેનતુ ખેડુત દેવાળીઓ થાય એટલા ભારે નહોતા લેવાતા...રાજ્યકર્ત્તા તે માટે સંભાળ લેતા, તેનું પરિણામ એ થતું કે ખેડુતો કર આપવાને ખાસ મગરૂર રહેતા—એક એવી બીના કે તેના જેવી બીજે જડે તેમ નથી... કાયદા એવા હતા કે પૈસાદાર લોકો મોટા જમીનદારો થઈ શકે તેમ નહોતું, તેમજ નાની જમીનો વેચી નાંખવી એ પણ અસંભવિત હતું. જો જમીન વેચવામાં આવે તો ગુન્હેગારને કેદ કરવામાં કે દેશપાર કરવામાં આવતો, જમીન વેચાણ લેનારને દંડ થતો, ને એની જમીન જપ્ત થતી; જો તેનો કોઈ સાક્ષી હોય તો તેને દંડ થતો, ને ગામના હાકેમને રાજીનામું આપવાનો હુકમ થતો. "*

દર પાંચ કુટુંબોનું એક મંડળ સ્થાપી તેને એકહું જુમ્મેદાર ગણવાનો તે વખતે રિવાજ હતો; ને જેઓ એકઠા થતા તેઓ સાંનિધ્યના પાયા પર થતા. આથી ગરીબ તવંગરના તફાવતો જતાં, પડોશીને માટે જુમ્મેદાર થવું, ને તેને મદદ આપવી એવાં વલણ થયાં. હિંદુસ્થાનમાં ન્યાત પણ આવેજ ચીલે કામ કરે છે; પણ દરેકે પોતાના પાડોશીને મદદ આપવી એવું જાપાનનું નીતિનું ધોરણ ઉચ્ચતર છે.

* Mr. Knapp "Feudal and Modern Japan," i 78.

**વિષયના ભાગ.** ૨૧૧. હુન્નરી શિક્ષણના વિષયોના નીચે પ્રમાણે ભાગ કરી તેનું અવલોકન સુગમ પડશેઃ–ખેતી, રેશમના કીડાની પકવણી પાણીમાંની પેદાશો, પશુવૈદક, જંગલો વિષેનું જ્ઞાન, વેપાર, ઉદ્યોગ, નાવિક વિદ્યા, ને કળા. પ્રથમ પાંચનો સમાવેશ " ખેતી " માં **જાપાની** લોકો કરે છે.

## ૧–ખેતી.

**જાપાનમાં ખેતી.** ૨૧૨. છેક હાલના વખત સુધી **જાપાનના** લોકોનો આધાર ખેતી પર હતો. પણ દેશ એવો પહાડી છે કે ખેડી શકાય એવી જમીનનો ભાગ બહુજ ઓછો છે, ને ખેડી શકાય એવા ભાગમાં પણ ઘણો ફળદ્રુપ નથી, ને થયો છે તે પણ ઘણા વર્ષોની મહેનતથી, સારીપેઠે ખાતર પૂરવાથી, ને નહેરોની ઘણી મદદથી થયો છે. ખેતીની રીત **ચીન**માંથી લેવાયલી કહેવાય છે, ને વર્ષો થયાં ભાગ્યેજ તેમાં ફેરફાર થયો છે. ત્યાં ખેડુતો મજુરીથી ભાડુતી કામ કરાવતા નથી, ને ઢોરો પણ નહિ જેટલાં છે. સાધારણ રીતે ખેડુત જાતેજ પોતાના કુટુંબની મદદથી જમીન ખેડે છે, ને તેમ કરતાં છતાં પણ રેશમ કે તમાકુ તૈયાર કરવાને ખેતીના મુખ્ય કામ ઉપરાંત વખત ને શક્તિ રહે છે. ખેડુતોના ઓજારો એક સદીથી બીજી સદી ચાલતા આવેલાં, ઘણાં જંગલી ને શીઆળામાં ઘેર બનાવેલાં હોય છે. હાલમાં ખેતીની રીત સુધારવાને, સારાં ઓજારોની વાપર વધારવાને ને મહેનત બચાવે એવાં સંચાઓનો વાપર વધારવાને બનતા પ્રયાસ કરવામાં આવે છે.

**ખેડુતો.** ૨૧૩. જૂનામાં જૂના વખતોમાં ખેડુતો ને લડવૈયાઓમાં કંઈ તફાવત નહોતો; ૧૪ મા સૈકામાં એ એનાં કામ છૂટાં પડયાં, ને એક ખાસ લશ્કરી વર્ગ જુદો થયો. તોએ દેશના કેટલાક ભાગમાં કેટલાક **સેમુરાઇને** ખેતી કરવા દેવામાં આવતી હતી, ને કેટલાક ખેડુતોને તરવારો પહેરવા દેવામાં

ને ૧૯૦૦ માં ૨૦૦૦ લોકોની વસ્તીએ ભાગ્યે એક ગાય આવતી હતી. ઘણુંખરૂં ઘરમાંજ ગાયો રાખવામાં આવે છે, ને તે ભાગ્યેજ ખેતરમાં નજરે પડે છે; પણ આખલા ને વાંઝણી ગાયો માલ લઈજવાલાવવાના કામમાં વપરાય છે. બકરાં, ઘેટાં, ને ડુક્કરો ભાગ્યેજ જોવામાં આવે છે. માત્ર ખેતીની નિશાળોમાં છોકરાઓને ખબર આપવા માટે તેમની એકાદ-બે જોડ રાખવામાં આવે છે. આનું એક પરિણામ એ છે કે માણસોનું ખાતરજ બધે જમીન ફળાવવાના કામમાં લેવાય છે.

**ખેતી સુધારવાના પ્રયત્નો.**

૨૧૭. ખેતી સુધારવાના પ્રયત્નો શરૂ કરે સુમારે ૩૦ વર્ષ થયાં. સરકારે અજમાયેશ કરવાને ખેતરો કાઢ્યાં, પળાતાં જાનવરો, બીયાં, ને ઓજારો દેશમાં આણ્યાં, ને ઢોરો ઉત્પન્ન કરવાના વગેરે પ્રયાસો કર્યા; પણ આ બધા, ખાસ કેળવાયલા માણસો દેખરેખ લેનાર નહિ હોવાથી નિષ્ફળ થયા. એવા માણસો તૈયાર કરવાનું કામ અધિકા-રીઓએ પછીથી માથે લીધું; ટોકિયોકૉલેજમાંથી ઉત્તીર્ણ થએલા માણ-સોને ખેડુતોની મદદથી સાદા પ્રયોગો કરવાનું કામ સોંપવામાં આવ્યું. આના પરિણામ એવા સંતોષકારક આવ્યા કે ખેડુતોને ખેતીનાં શાસ્ત્રીય જ્ઞાનની અગત્યની ખાત્રી થઈ; ને ૧૮૯૩ માં રાજ્ય તરફથી ખેતીનું એક પ્રયોગસ્થાન સ્થપાયું. કેટલાંક વર્ષોમાં નાનાં નાનાં બીજાં પણ સ્થાનો ઉમેરાયાં. આથી મુખ્ય સ્થાનમાં શોધનનું કામ કરવાની સગવડ થઈ, ને ત્યાં ખેતી, ખેતી-સંબંધી રસાયણશાસ્ત્ર, જંતુવિદ્યા, ઝાડોના રોગો, તમાકુ, બાગની તૈયારી કરવાનું કામ, ને ઢોરો ઉત્પન્ન કરવાના સંબંધમાં વધારે શોધો કરાવવા મંડાઈ. સાથે સાથે ખાતરોની અજમાયેશો કરવામાં આવે છે, રસાયણશાસ્ત્રમાં પ્રજાને માટે પૃથક્કરણ કરવામાં આવે છે, ઉત્તરો ને ભાષણો અપાય છે, ખેડુતોને સોંપેલા પ્રયોગો પર તપાસ રાખવામાં આવે છે, ને ખાસ પ્રશ્નો વિષે શોધનો કરવામાં આવે છે. ફરતા ભાષણ આપનારાઓ પણ ઘણું

**ખેડુતોની હાલની સ્થિતિ.**

૨૧૪. સ્વતંત્ર ખેડુતોનાં કરતાં ભાડું આપી ખેતી પર રહેનારનો વર્ગ હાલ બહુ મોટો છે. શહેરમાં રહેનારનો વર્ગ દહાડે દહાડે વધતો જાય છે. કેળવણી વધતી જવાથી નીચલા વર્ગોમાં પણ આવી સંખ્યા વધતી જાય છે. હોશિયાર જુવાનો ખેતીને ચીલે પડેલે ધંધે ન લાગતાં વેપાર ને ઉદ્યોગ તરફ લલચાય છે. તેથી વેપારઉદ્યાગો, ખેતીને ધીમે ધીમે દબાવી દે છે, દેશમાં અન્નની પેદાશનું ઘટવા તરફ વલણ રહે છે, ને ખાનારની સંખ્યા તો જલદીથી વધે છે. ટુંકામાં વીલાયતમાં જેવા ફેરફારો થયા છે તેવા હાલમાં જાપાનમાં થવા માંડ્યા છે.

**ખેતીના ઉપમાર્ગો.**

૨૧૫. ખેતીનું કામ જાપાનમાં નહિ જેવું થાય છે, પણ જેટલુ થાય છે તેટલું એવું પકકું થાય છે કે તેમાં કંઇ વધારો કરી શકાય તેમ નથી. એટલુંજ નહિ પણ મંદીના દહાડાઓ પણ આવે છે તે વખતે ખેડુતના કુટુંબને બીજા અથવા ગૌણ ધંધાઓ કરવાને નવરાશ હોય છે. એટલે આ ધંધાઓની બમણી અગત્ય છે: તેમાં સૌથી અગત્યનો રેશમ બનાવવાનો ઉદ્યોગ છે.

**ઢોર.**

૨૧૬. ઢોરની સંખ્યા જાપાનમાં બહુ ઓછી છે તેથી ખેતીનું કામ જાતમહેનતથીજ કરવામાં આવે છે; પણ ખેડુતો ઢોરની મદદ લેવાની આવશ્યક્તા સમજવા લાગ્યા છે. બુદ્ધ લોકોની અસર દેશમાં એવી થઇ હતી કે અહિંસાનો ધર્મ પળાવવાથી માંસ ખાવા વિરુદ્ધનો પ્રચાર થયો હતો. ૧૯૦૨ માં આખા દેશમાં ગામડાંઓમાં માત્ર દશ લાખ ઢોર હતાં ને બકરાં, ઘેટાં, ગધેડાં, કે ડુક્કરો ખરૂં જોતાં નહિ જેટલાં હતાં. ઘોડા હતા તેમાંના અડધા છેલ્લી લડાઇમાં નાશ પામ્યા. છેક અત્યાર સુધી જાપાનીઓ દૂધને એક પીવાની વસ્તુ ન ગણતાં દવા તરીકે ગણતા હતા,

**વધારાની નિશાળો.** ૨૧૯. વધારાની નિશાળો ૫૦૩ છે, પણ કેટલીકમાં, રેશમના કીડા પકવવાનું કામ સામુદ્ર ઉદ્યોગો, ને કેટલાક પરચુરણ વિષયો શિખવાય છે. તે ઉપરાંત, આ બધી નિશાળોમાં હુન્નરી કેળવણી આપાતી હશે એ પણ શંકાશીલ છે; કારણ કે કેટલીક વખત તો ખેતીના વર્ગને શિક્ષણ આપે માટે એ નિશાળો ખેતીની કહેવાય છે; પછી વિષયો સામાન્ય હોય તો ફીકર નહિ.

**બ વર્ગની નિશાળો.** ૨૨૦. **બ** વર્ગની ૨૯ નિશાળો છે. તેમાં દાખલ થનારા ૧૨ વર્ષ ઉપરના જોઈએ, ને સાધારણ રીતે ઉચ્ચતર પ્રાથમિક શાળાના બીજા વર્ષનો ક્રમ પૂરો કરી આવતા હોવા જોઈએ.

**અ વર્ગની નિશાળો.** ૨૨૧. ખેતીની માધ્યમિક કેળવણી **અ** વર્ગની નિશાળોમાં અપાય છે; તેવી નિશાળો ૩૩ છે. સાથે સાથે બીજા વિષયોની કેળવણી આપનારી એવી બીજી ૧૩ નિશાળો છે. શિક્ષણનો વખત ત્રણ વર્ષ પહોંચે છે, ને વિષયોમાં, કેટલાક સામાન્ય ને કેટલાક ખાસ ખેતીના સંબંધના હોય છે. દાખલ થવા ઇચ્છનારા છોકરાઓ ૧૪ વર્ષની ઉમ્મર ઉપરના જોઈએ, ને તેઓએ ઉચ્ચતર પ્રાથમિક ક્રમ સમાપ્ત કર્યો હોવો જોઈએ. આ નિશાળોમાં ભણેલા છોકરાઓ જુદી જુદી રીતે ખેતીને ફાયદો કરે છે.

## સેપ્પોરોની ખેતીની નિશાળ.

**સેપ્પોરોની ખેતીની નિશાળ.** ૨૨૨. ઉંચામાં ઉંચા પ્રકારની ખેતીની કેળવણી **સેપ્પોરો**, **મોરિઓકો**, ને **ટોકિયો**ની ખેતીની કૉલેજમાં અપાય છે. **જાપાન**માં ચાર મુખ્ય ટાપુઓમાં સૌથી ઉત્તરમાં, **હોકૈડો**નું, **સેપ્પોરો** તે મુખ્ય શહેર છે. પ્રથમ ત્યાં "માનસશાસ્ત્ર ને નીતિનાં તત્ત્વો" શિખવાતાં હતાં તેમાં ધીમે ધીમે ફેરફારો થઈ "ખેતીનો ઇતિહાસ" શિખવાતો થયો. આ કેવી રીતે

હિત કરે છે; તેઓ જુદાં જુદાં ભાષણો આપે છે ને ખેડુતોના પ્રશ્નો ને શંકાઓનું સમાધાન કરે છે. તેઓ પણ અજમાયેશનાં ખેતરો પર દેખરેખ રાખે છે, સ્થાનિક ખેતીનાં પ્રદર્શનોમાં હાજર રહે છે, ને સાધારણ રીતે ઉપયોગી થાય છે.

**ખેતીનું શિક્ષણ ને તેનું પરિણામ.**

૨૧૮. કેળવણીખાતા તરફથી ખેતીનું શિક્ષણ ત્રણ પ્રકારનું આપવામાં આવે છે, પ્રાથમિક, માધ્યમિક, ને ઉચ્ચતર. પહેલા મથાળા હેઠળ વધારાની ખેતીની નિશાળો અને બ વર્ગની ખેતીની નિશાળો આવે છે, બીજા નીચે અ વર્ગની નિશાળો ન સેપ્પોરોની નિશાળ આવે છે, ને ત્રીજા હેઠળ ત્રણ સરકારી નિશાળો સેપ્પોરોની ને મોરિઓકોની નિશાળો, ને ટોકિયોની ખેતીની નિશાળ છે.

જૂના વિચારોના ખેડુતો પર આ બધી નિશાળો ચાલવાથી કંઇ ફાયદો થયો જણાય છે કે કેમ એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉદ્ભવે તેવો છે. આ પ્રશ્નનો આશાજનક ઉત્તર અપાય તેમ છે; ગમે તેમ પણ ટોકિયો આગળ વધારે સારો પાક વવાય છે; ને જોકે કેટલાક ભાગોમાં ખેડુતો નવા વિચાર ગ્રહણ કરતાં કે તે પ્રમાણે કરતાં વિલંબ લગાડે છે, છતાં પોતાના છોકરાઓ કે ફરતા ભાષણ આપનારાઓ પાસે શીખવાને તો તેઓ ખુશી હોય એમ જણાય છે. કેટલેક ઠેકાણે ઘણો ફાયદો થાય છે, ને કોઈ પણ ઠેકાણે નાઉમેદી જણાતી નથી. પરદેશનાં ઓજારો ઘણાં મોટાં ને ઘણાં મોઘાં હોય છે તેથી જાપાનીઓને તે ફાવતાં નથી એમ ફરિયાદ કરવામાં આવે છે; અથવા એમ પણ કહેવામાં આવે છે કે તે સાથે ઘોડા જોઈએ છે, તે તે તેમની પાસે નથી હોતા; ને વળી એવી પણ ફરિયાદ થાય છે કે છેલ્લાં કેટલાંક વર્ષોમાં છપાયલાં ખેતી પરનાં પુસ્તકો ખેડુતોને સમજતાં બહુ ભારે પડે એવી ભાષામાં લખાયલાં હોય છે. પણ ખેડુતોનો આખો વર્ગ, એક વર્ગ તરીકે ખેતીના સુધારા વિરુદ્ધ એકપક્ષી વિરુદ્ધતા દર્શાવતો નથી.

જુદી જુદી જાતની સારી ગોઠવણ છે. છેલ્લાં, પ્રયોગને વ્યાવહારિક કામમાં લેવાનાં ખેતરો પણ છે. ચાર વર્ષના મુખ્ય અભ્યાસક્રમ ઉપરાંત નિશાળમાં (૧) બે વર્ષનો આદ્યક્રમ છે, (૨) ખેતી, ઈજનેરી કામ, ને જંગલવિદ્યાની ઉંચી કેળવણી સારૂ ત્રણ વર્ષનો ક્રમ છે, ને (૩) ખેતીનું વ્યાવહારિકજ જ્ઞાન લેનારાઓને માત્ર બે વર્ષનો એક ટુંકો અભ્યાસક્રમ પણ છે. આદ્ય-ક્રમમાં પ્રવેશ મેળવનારાઓની ઉમ્મર ૧૭ ને મુખ્યક્રમવાળાઓની ૧૮ વર્ષની હોવી જોઈએ.

**આદ્ય ક્રમ.** ૨૨૪. આદ્યક્રમમાં નીચેના વિષયો આવે છે.

**પહેલું વર્ષ:**—નીતિનાં તત્ત્વો, **જા**પાની ને **ચીન**ની ભાષા, **અંગ્રેજી**, **જર્મ**ન, ભાષા, આધુનિક ઇતિહાસ, બીજગણિત ને ત્રિકોણમિતિ, પદાર્થ-વિજ્ઞાન, નિરિન્દ્રિય પદાર્થોનું રસાયણશાસ્ત્ર, ચિત્રકળા, ને કવાયત.

**બીજું વર્ષ:**—નીતિનાં તત્ત્વો, **જા**પાની ને **ચીન**ની ભાષા, **અંગ્રેજી**, જર્મન ભાષા, સમીકરણ ને પૃથક્કરણની ભૂમિતિ, માપણી, પ્રાણિવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ખનિજવિદ્યા ને ભૂસ્તરવિદ્યા, પદાર્થવિજ્ઞાન, ઇન્દ્રિયવાળા પદાર્થોનું રસાયણશાસ્ત્ર, ને કવાયત.

**મુખ્ય ક્રમ.** ૨૨૫. મુખ્ય ક્રમમાં નીચેના વિષયો આવે છે.

**પહેલું વર્ષ:**—ખેતીનું સાધારણ જ્ઞાન, રસાયણશાસ્ત્રમાં પૃથક્કરણ, છોડવાઓનું પોષણ, જમીનો, ઓજારો, વનસ્પતિઓની નસો ને આકાર વગેરે કેવી રીતે બંધાય છે તેની વિદ્યા, ફૂલ વગરના અથવા જેનાં ફૂળ છૂપાં રહે એવા છોડવા, ને ખેતીનું પદાર્થવિજ્ઞાન. આ વિષયો વર્ષના ત્રણ ભાગમાં વહેંચી નાંખવામાં આવે છે. નીચેના વિષયોનો આખું વર્ષ અભ્યાસ થાય છે; છોડવાઓમાં પ્રયોગો, તેમજ જાનવરોમાં પ્રયોગો, જુદાં જુદાં જાનવરોની સરખામણીથી શરીરવ્યવચ્છેદવિદ્યા, **અંગ્રેજી** ને **જર્મ**ન ભાષા.

**બીજું વર્ષ:**—અર્થશાસ્ત્રનાં મૂળ તત્ત્વો ને કાયદાનું સાધારણ જ્ઞાન

થયું તે જોવા લાયક છે. પહેલો ફેર " ફીલસુફીનો ઇતિહાસ " શિખવવો એમ થયો, પણ તેને માટે સારી ચોપડીઓ હાથ આવતી નહિ હોવાથી એમ નક્કી થયું કે તેને બદલે " ઇતિહાસની ફીલસુફી " એકલીજ ચાલશે. આનો ફેર થઈ " યુરોપનો રાજકીય ઇતિહાસ " થયો. તેનો "સામાન્ય ઇતિહાસ, " ને તેનો છેવટે " ખેતીનો ઇતિહાસ " થયો. એ નિશાળ ચાલતાં ૩૦ વર્ષ થયાં છે. નિશાળનું કામ જોતાં પરિણામો બહુ સરસ આવ્યાં છે. તેમાંથી ભણીને નીકળેલા છોકરાઓમાં ઓછામાં ઓછા ત્રીજે ભાગે હોદ્દાઓમાંજ રહી, કેળવણી, નવાં સંસ્થાનો, મત્સ્યબંધન, જંગલકામ, ખેતી, ઇન્જિનેરી, ને તપાસણીના કામોમાં રોકાયલા રહે છે; તેઓ સ્થાનિક કામકાજોમાં આગળ પડતો ભાગ લે છે, ને જુદી જુદી જાતનાં મંડળોમાં ખરી મદદ આપે છે. વાંધો એમ ઉઠાવવામાં આવે છે કે એ નિશાળમાંથી વ્યાવહારિક ખેડુતો નહિ જેટલા ભણીને નીકળ્યા છે. પણ આ કંઈ એનો એકજ, અથવા તો મુખ્ય ઉદ્દેશ નહોતો. ભણેલામાંના ભાગ્યેજ કોઇની પાસે ખેતીને સારૂ જોઈતું નાણું હતું, ને બીજાઓની એવી મોટી જમીન નહોતી કે તે પર વ્યવસ્થા ને દેખરેખ રાખનારા તેમના જેવા માણસો જોઈએ.

**શિક્ષકવર્ગ, સાધનો, ને બંધારણ,**

૨૨૩. કામ કરનારા ૧૫ પ્રોફેસરો, ૧૩ મદદનીશ પ્રોફેસરો, ને ૯ લેકચરરો છે. પ્રોફેસરો, નિશાળમાં ભણી જર્મની કે અમેરિકા જઈ વધારે કેળવણી લઈ આવેલા માણસો છે. નિશાળને સાધનો બને તેટલાં પૂરતાં આપવામાં આવ્યાં છે. પુસ્તકાલય, ને છોકરાઓને અને શિક્ષકોને વાંચવાનો ઓરડો સારાં છે. સંગ્રહસ્થાનમાં પણ પ્રાણિવિદ્યાનાં, ઉદ્ભિજ્જવિદ્યાનાં, ભૂસ્તરવિદ્યાનાં, પુરાણવસ્તુશાસ્ત્રનાં, ને નૃવંશવિદ્યા અથવા જાતજાતનાં માણસોનાં મૂળ કુટુંબોનું વર્ણન કરનાર શાસ્ત્રનાં કામના ઘણા નમૂનાઓ છે. ઉદ્ભિજ્જવિદ્યાને કામનો એક બાગ છે તેમાં પણ

## ટોકિયોની યુનિવર્સિટિની ખેતીની કૉલેજ.

**ટોકિયોની ખેતીની કૉલેજ.**

૨૨૭. **ટોકિયોની** ખેતીની કૉલેજમાં ઉપર આવી ગએલા બધા વિષયો શિખવાય છે. તે ઉપરાંત, કેટલાક અગત્યના વિષયો પણ શિખવાય છે; જેવા કે, અશ્વવિદ્યા, નાળબંધી, વગેરે. કૉલેજને અંગે મોટું ખેતર છે તે જુદાં જુદાં શિક્ષણના ઉપયોગમાં લેવાય છે. ખેતી સંબંધી રસાયણશાસ્ત્ર માટે, જંગલનાં ઝાડો ઉગાડવાને માટે, ને નમૂનાના છોડવાઓ ઉગાડવાને માટે અજમાયેશ કરવાના બાગો છે; કેટલીક પ્રયોગશાળાઓ અને કેટલાંક સંગ્રહસ્થાનો છે; ઉપયોગી તેમજ નુકસાનકારક જંતુઓ ઉત્પન્ન કરવાનું એક સ્થાન છે; રેશમના કીડા માટે મકાન ને પ્રયોગશાળા છે; ને તે ઉપરાંત, જાનવરખાતાનાં મકાનો છે. કૉલેજને અંગે વળી એક ફળનો બાગ, ને પાંચ જંગલો છે. ઉચ્ચતર શાળામાં ત્રણ વર્ષ અભ્યાસ કર્યા પછી કૉલેજમાં દાખલ થઈ શકાય છે. માધ્યમિક શાળાઓમાંથી આવવા ઇચ્છતા હોય તેવા છોકરાઓને કંઈક હલકા પ્રકારના ક્રમો શિખવાય છે. પણ આવી રીતે ખેતીનું શિક્ષણ લેવા આવનારા છોકરા પાસે ખેડેલી ૧૨ એકર, અથવા વગર ખેડેલી ૩૭ એકર જમીન હોવી જોઈએ, અથવા એ કોઈ ખેડુતનો છોકરો કે ભાઈ હોવો જોઈએ. એવા ઉમેદવારોને ખેતર પર કામ કરવા અજમાયેશ પર રાખવામાં આવે છે, ને જો તેઓ સંતોષ આપે તો તેમને કૉલેજમાં દાખલ કરવામાં આવે છે. તેમનો ક્રમ ત્રણ વર્ષ પહોંચે છે.

## ૨.—રેશમના કીડા પકવવાનું કામ.

**રેશમનો ઉદ્યોગ.**

૨૨૮. રેશમનો ઉદ્યોગ ખેડુતનું ગૌણ કામ પૂરું પાડે છે, તેથી એ એટલો અગત્યનો છે કે એ વિષેનું કંઈક શિક્ષણ ખેતીના શિક્ષણક્રમો સાથે આપવામાં આવે છે. રેશમનો કીડો ૨૦૦ ઇ. સ. ની સુમારમાં **ચીન**માંથી **જાપાન**માં અણા-

આખું વર્ષ ચાલે છે. બીજા વિષયો; ખાતરો, જમીનના સુધારા. સાધારણ પાકો, વનસ્પતિશરીરવિદ્યા ને વનસ્પતિરોગવિદ્યા, જાનવરશરીરવિદ્યા ને જાનવરગર્ભવિદ્યા, જાનવરોમાં પ્રયોગો, જંતુવિદ્યા, ખેતી સંબંધી ઇજનેરી કામ, ને ખેતીનો ઇતિહાસ. બીજા વર્ષને છેડે છોકરાઓએ નીચેમાંથી એક વ્યાવહારિક ક્રમ લેવો જોઈએ; ખેતીનો ધંધો, જાનવરો પાળવાની ને કેળવવાની વિદ્યા, ખેતી સંબંધી અર્થશાસ્ત્ર ને રાજ્યનીતિ, ખેતી સંબંધી રસાયણશાસ્ત્ર, વનસ્પતિરોગવિદ્યા, કે જંતુવિદ્યા ને રેશમના કીડા પકવવાની વિદ્યા. દર શનિવારે આ વિષયો શિખવાય છે.

**ત્રીજું વર્ષ:**—ખાસ પાકો, બાગકામ, ને ખેતીનું અર્થશાસ્ત્ર, આખું વર્ષ. બીજા વિષયો; જાનવરો પાળવાની ને કેળવવાની વિદ્યા, પળાતાં જાનવરોની શરીરવિદ્યા ને આરોગ્યવિદ્યા, સંસ્થાનો સ્થાપવાની વિદ્યા, જંગલવિદ્યાનાં મૂળ તત્ત્વો, મત્સ્યબંધનવિદ્યાનાં મૂળ તત્ત્વો, ને સૂક્ષ્મજંતુવિદ્યા.

**ચોથું વર્ષ:**—જાનવરોને પાળવાની કે કેળવવાની વિદ્યા, જાનવરોનાં ઓષધનાં મૂળ તત્ત્વોનું, ને ખેતી સંબંધી રાજ્યનીતિનું આખું વર્ષ જ્ઞાન અપાય છે. આ ઉપરાંત, ખેતીનું ખાસ જ્ઞાન, વ્યાવહારિક કામ, ને પદવી લેવાને લખવા પડતા નિબંધ પાછળ થોડો થોડો વખત જાય છે.

## મોરિઓકાની ઉચ્ચતર નિશાળ.

**મોરિઓકાની ઉચ્ચતર નિશાળ.**

૨૨૬. મોરિઓકામાં ખેતી, જંગલવિદ્યા, ને જાનવરોનાં ઓષધનું ઉંચું શિક્ષણ આપવા ૧૯૦૩ માં એક નિશાળ સ્થાપવામાં આવી હતી. ત્યાં અત્યારે ૧૦ પ્રોફેસર ને બીજા શિક્ષકો છે. સાધારણ ખેતીનાં કામમાં જર્મનીનું, ને ઘોડાઓની ઉત્પત્તિમાં ફ્રાન્સનું અનુકરણ કરવામાં આવે છે.

વામાં આવ્યું છે. **બ** વર્ગની ખેતીની નિશાળોમાં આ ઉદ્યોગોનું સાધારણ પ્રકારનું જ્ઞાન અપાય છે. પણ માધ્યમિક ને ઉચ્ચતર જ્ઞાન આપનારી પણ નિશાળો છે; તેમાં પ્રથમમાં સાધારણ વિષયોનું તેમજ ખાસ પાણીના છોડવાનું, માછલાંનું, હોડકીઓને હલ્લેસાં મારવાનું, વાતાવરણશાસ્ત્ર વગેરેનું શિક્ષણ અપાય છે. બીજીમાં કેટલાક વિષયો પર ખાસ ધ્યાન અપાય છે.

## ૪.—જાનવરોનું ઔષધશાસ્ત્ર.

**જાપાનમાં જાનવરોનું ઔષધશાસ્ત્ર ને તેનું શિક્ષણ.**

૨૩૧. **જાપાન**માં જૂના વખતમાં ઘોડા ને ઢોર વેચનારાઓજ ઢોરોનું ઔષધ પણ જાણતા હતા. ૧૮૯૦ ની સાલ પછી માન્ય થએલી નિશાળોમાંથી ઉત્તીર્ણ થએલા છોકરાઓનેજ ઢોરની દવા કરવાને પરવાના આપવામાં આવે છે; તેમ નહિ હોય તો પરવાનો મેળવનારે તે માટે પરીક્ષા પાસ કરવી જોઈએ, આવા માણસોની સંખ્યા, જ્યાં જોઈએ તેથી ઓછી હોય ત્યાં અભણ માણસોને કામચલાઉ પરવાના આપવામાં આવે છે. ઘોડાઓને નાળ દેવાનો રિવાજ **જાપાન**માં પશ્ચિમમાંથી દાખલ થયો ત્યાર પહેલાં નહોતો, ને હાલમાં પણ દેશના ઘાસના જોડાઓ પહેરેલાં સંખ્યાબંધ ઢોરો ત્યાં નજરે પડે છે; પણ હવે નાળબંધીની નિયમસર પરીક્ષાઓ લેવાય છે, ને લાયક માણસોને પરવાના આપવામાં આવે છે. જાનવરોનું ઔષધાલય ખેતીની **બ** વર્ગની એક નિશાળમાં, **અ** વર્ગની આઠ નિશાળમાં, ને **સેપ્પરો**ની ખેતીની નિશાળમાં અપાય છે. આ વિષયની વધારે કેળવણી **મોરિઓકા** ને **ટોકિયો**ની નિશાળોમાં અપાય છે.

## ૫.—જંગલવિદ્યા.

૨૩૨. સામટાં ઝાડો કપાતાં છતાં પણ જાપાનમાં જંગલો બહુ છે.

ચલો કહેવાય છે; પણ તેનું શાસ્ત્રીય રીતે પકવણીનું જ્ઞાન મેળવવાનું કામ ૧૮૭૨ ના વિએનાના પ્રદર્શનના વખત પછી શરૂ થયું છે. પ્રદર્શનમાં કેટલાક **જાપાનીઓએ** શાસ્ત્રીય રીતો જોઈ, ને પરિણામે **જાપાની** સરકારે રેશમના કીડા પકવવાની પ્રયોગશાળાઓ ઉઘાડી. રેશમના ઉદ્યોગો વધવાની અસર અજાયબ જેવી થઈ છે; પહેલાં ગરીબાઇથી હણાયલાં ને મુડદાલ દેખાવ આપતાં ઠેકાણાંઓમાં હાલ આબાદી જણાય છે, લોકો ખાવેપીવે સુખી છે, ને માત્ર ઘણા કામના દહાડા સિવાય છોકરાંઓને ખુશીથી નિશાળે મોકલવામાં આવે છે.

**શિક્ષણ.**

૨૨૯. રેશમના કીડા પકવવાનું શિક્ષણ ખાસ તે માટેની તેમજ કેટલીક ખેતીની નિશાળોમાં અપાય છે; વધારે ઉંચા પ્રકારનું જ્ઞાન ઉચ્ચતર ખેતીની નિશાળોમાં, ટોકિયોની ખેતીની કૉલેજમાં, તેમજ કેટલાંક પ્રયોગસ્થાનોમાં, ને રેશમના ઉદ્યોગ વિષેની ખાસ ટોકિયો ને કિયોટોની બે નિશાળોમાં અપાય છે. આ બધે ઠેકાણે રેશમના કીડાની પકવણી વિષે શિક્ષણ અપાય છે, પ્રયોગો કરાય છે, જાહેર ભાષણોની ગોઠવણ કરવામાં આવે છે, ઇંડાં વહેંચાય છે, ને પ્રશ્નોના ઉત્તરો અપાય છે.

## ૩.—પાણીમાંની ઉપજો.

**પાણીમાંના ઉદ્યોગો ને તે વિષેની કેળવણી.**

૨૩૦. **જાપાનનો** કિનારો લાંબો હોવાથી અને ત્યાંના લોકોને માછલાં અને દરિયાઈ છોડો ગમતાં હોવાથી સમુદ્રની ઉપજનો ઉદ્યોગ ઘણો અગત્યનો થઈ પડયો છે. તળાવોમાં પણ બહુ માછલાંઓ હોય છે. આ ઉદ્યોગમાં ઘણાં કુટુંબો રોકાય છે. મીઠું પકવવાના કામમાં પણ ઘણા લોકોને રોજી મળે છે. ખેતીની કેળવણીને માટે જેટલું કરવામાં આવ્યું છે તેથી આ ઉદ્યોગોની કેળવણી વિષે ઓછું કર-

# પ્રકરણ ૧૦ મું.

## હુન્નરી કેળવણી ( ચાલુ ).

### ૬.–વેપાર.

દેશની વેપારની પદ્ધતિ.

૨૩૩. માર્કિવસ ઇટો કહે છે " ભૂગોળથી એમ નિર્મિત થયું છે કે જાપાન એક વેપારી પ્રજા થશે. " ૧૬મા સૈકામાં દરિયા ને સાહસ તરફના તેમના પ્રેમને યુરોપીઅન લોકોના આગમનથી ઉત્તેજન મળ્યું હતું. પછી દેશને થોડો વખત બંધ કરવામાં આવ્યો. તેટલો વખત વેપારની શક્તિ એક દબાયલી કમાનની પેઠે ગોંધાયલી રહી. હાલમાં ત્યાંના લોકો વેપારમાં જે હોશિયારી બતાવે છે તે બીજી બધી બાબતોની પેઠે એકદમ આવેલી નથી, તેમજ છેલ્લા રાજ્યપરિવર્તનનું પણ કંઈ પરિણામ નથી. જાપાન અલગ રહ્યું હતું તે દરમિયાન મિ. નૅપ્પના કહેવા પ્રમાણે જેજે વેપારનાં બંધારણ કે યુક્તિ વિષે પશ્ચિમના લોકો મગરૂબી ધરાવે છે તે તે ઘણુંખરૂં બધુંજ જાપાનમાં સ્વતંત્ર રીતે ઉદ્‌ભવ્યું હતું. ૧૬૬૦ માં શરાફોના મહાજનનું બંધારણ થયું હતું. પશ્ચિમની બૅંકોમાં થતાં એવાં કોઈ પણ કામ જાપાનની આ વખતની બૅંકોમાં નહોતાં થતાં એમ નહોતું. તેમાં પણ ચેકના કાગળીઆ સ્વીકારતા, નોટો કઢાતી, હુંડીઓ બીજાને નામે ચઢાવાતી, ને વેપારી માલની ખરીદીમાં લખાએલી હુંડીઓ વટાવથી સ્વીકારાતી. વળી ઓસકા કહે છે તેમ એ કે તેથી પણ વધારે સૈકા થયાં દરિયામાં વીમાની પદ્ધતિ પણ ચાલુ છે. વીલાયતમાં જેમ શેરોની લેવડદેવડનો બજાર છે તેમ ત્યાં ચોખાનો

**જાપાનમાં જંગલો ને જંગલવિદ્યાનું શિક્ષણ.**

હોક્કૈડોનાં મોટાં જંગલમાં સંખ્યાબંધ ઉપયોગી સાગનાં ઝાડો છે, ને હજી એને કોઈ છેડયું પણ નથી; ને ફોરમોસાં આખી દુનિયામાં મુખ્ય ભાગે કપૂર પૂરૂં પાડે છે, ને તેથી ઉતરતું, જાપાન પૂરૂં પાડે છે. ટોકગવા શોગનોના વખતમાં તો બહુ સખ્તાઈ હતી. પણ પછી ખાનગી માલીકી થવાથી લોભને ખાતર મોટા જમીનદારોએ નજીવાં કારણોથી જંગલો કપાવવાં શરૂ કર્યાં. હાલમાં નવી રેલવેઓ માટે, મકાનો માટે, તારના થાંભલાઓ માટે, કાગળની બનાવટ માટે, ને દીવાસળી બનાવવાને માટે સાગ ને લાકડાની માગણી ઘણી વધી પડી છે. તે ઉપરાંત, ચીન ને કોરિઆ ઘણું સાગ જાય છે, આથી ઘણા જંગલોની વૃદ્ધિની શક્તિ પાયમાલ થઈ છે. જાપાની લોકો યુરોપની રીત પ્રમાણે ઝાડનાં થડો કાપતા નથી; તેઓ આખો પ્રદેશ ભાંય સરખો કરી નાંખી ભાંય પર સાગ સ્હેલાઈથી ગગડાવી દેવાનું વધારે પસંદ કરે છે.

શિક્ષણ આપવાને ચઢતીઉતરતી નિશાળો છે તેમાં સેપ્પોરો, મોરિઓકો, ને ટોકિયોમાં ચઢતી પ્રતિનું શિક્ષણ આપનારી અક્કેક નિશાળ છે. સેપ્પોરોમાં બીજગણિત, ભૂમિતિ, ત્રિકોણમિતિ, પૃથક્કરણની ભૂમિતિ, જંગલ સંબંધી ગણિત, માપણી, ચિત્રકળા, પદાર્થવિજ્ઞાન ને વાતાવરણશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, પ્રાણિવિદ્યા, શીકાર કરવાનું જ્ઞાન, ખેતી, જંગલવિદ્યા, જંગલોનો ઉપયોગ કરવાનું ખાસ જ્ઞાન, ને જંગલરક્ષણ, અર્થશાસ્ત્ર ને આવક, કાયદાનાં મૂળ તત્ત્વો, ખેતર સંબંધી સરકારની પદ્ધતિ ને રાજ્યવ્યવસ્થા, ખેતરની વ્યવસ્થા અને જર્મન ભાષા—એ વિષયો શિખવાય છે. મોરિઓકોમાં લગભગ આવુંજ શિક્ષણ છે. ટોકિયોનું શિક્ષણ ટોકિયોની કૉલેજમાં અપાતાં ઉચ્ચતર ખેતીનાં શિક્ષણ વિષે લખતાં સમજાવવામાં આવ્યું છે.

બોલાવવામાં આવ્યા હતા, ને **અમેરિકા**ની પદ્ધતિને અનુસરી કામ લેવાતું હતું; પાછળથી **બેલ્જિઆ**ની પદ્ધતિને વધારે માન આપવામાં આવ્યું. તફાવત એ છે કે **અમેરિકા**માં સાધારણ ક્રમ આખો સમાપ્ત કર્યા પછી માત્ર ૭ માસ કે વર્ષ સુધી માણસ વેપારી કેળવણી લે છે; ને **બેલ્જિઆ**માં ઓછી સાધારણ કેળવણી લીધા પછી, તે ઓછામાં ઓછાં બે વર્ષ સુધી સાધારણ ને વેપારી એમ મિશ્રિત કેળવણી લે છે. **જાપાન**માં આ મુદ્દત ત્રણ કે ચાર વર્ષ સુધી વધારવામાં આવી છે; પણ કેટલાક કહે છે કે બન્ને પદ્ધતિઓને માટે સ્થળ છે.

**વેપારી કેળવણીને માટે સંસ્થાઓ.**

૨૩૭. વેપારી કેળવણી ચઢતીઉતરતી ત્રણ જાતની સંસ્થાઓમાં અપાય છે. હલકામાં હલકી વેપારી કેળવણી વધારાની નિશાળોમાં ને **બ** વર્ગની વેપારી નિશાળોમાં અપાય છે. વધારાની નિશાળોમાં સાધારણ પ્રાથમિક નિશાળોમાંના છોકરાઓ દાખલ થાય છે. કેટલીક વખતે રાત્રિની પણ નિશાળો ચાલે છે, **બ** વર્ગની નિશાળોમાં બે વર્ષ સુધી ઉચ્ચતર કેળવણી લીધેલા ઉમેદવારો ૧૨ વર્ષ થયા પછી દાખલ થાય છે. તેમને નીતિનાં તત્ત્વો, **જાપાની** ભાષા, અંકગણિત, નામું, વેપાર, ને કવાયત શિખવવામાં આવે છે. જરૂર પડે બીજા વિષયોનું પણ જ્ઞાન અપાય છે. વેપારનું માધ્યમિક શિક્ષણ **અ** વર્ગની વેપારની નિશાળોમાં અપાય છે. તેવી પ્રથમ નિશાળ ૧૮૮૪ માં સ્થપાઈ હતી, હાલમાં સુમારે ૪૧ તેવી નિશાળો છે. આવી જાતની એક ઉત્તમ નિશાળ **નગોયા**માં છે. તેમાં મુખ્ય શિક્ષણક્રમનાં બીજી બધી નિશાળોની પેઠે ત્રણ વર્ષ રાખવામાં આવ્યાં છે, ને વિષયો, ઉપર આવી ગયા તે ઉપરાંત કેટલાક શિખવાય છે; જેવા કે, વેપારી ને માનસિક અંકગણિત, બીજગણિત, લખોટાયંત્ર, વેપારી ભૂગોળ ને ઇતિહાસ, વેપારના કાયદાઓના સાધારણ નિયમો, **અંગ્રેજી** ભાષા, અર્થશાસ્ત્ર, વેપારના સાધારણ નિયમોનું વ્યાવહારિક જ્ઞાન, ને કરાર ને વેપારનો કાયદો. આ

બજાર હતો, તેમાં પણ તેના જેવીજ રીતે કામ થતું હતું. આ બધું વ્યાપારમાં જાપાનનું નૈસર્ગિક બુદ્ધિબળ દર્શાવે છે અને કૃત્રિમ બન્ધનો અટકતાં આ શૈલીથી જાપાનમાં જલદીથી ઉદય કેમ થયો તે વિષે આપણને સમજુતી આપે છે.

**વેપારી કેળવણીનો ઉદય.**

૨૩૪. પૂર્વે લખવાવાંચવાનું ને દાખલા ગણવાનું જ્ઞાન ટેરાકોયામાં અપાતું; તે ઉપરાંત વેપારી કેળવણી જાપાનમાં અપાતી નહોતી. ખરૂં શિક્ષણ શેઠને ઘેર રહી શીખાઉ તરીકે કામ કરતાં મળતું હતું. તે વખતે વધારે કેળવણી નકામી ગણાઈ ધિક્કારાતી હતી. બીનકેળવાયલા પણ ફત્તેહમંદ નીવડેલા વેપારીઓ બીજાની કેળવણીની જરૂરીયાત જોતા નહોતા. પણ એ વિચાર મોડાવ્હેલા જવાનો સંભવ છે. જાપાનની વેપારની મોટી ખીલવણી થવાથી અને જુદા જુદા દેશોની હરીફાઈના પ્રદેશમાં એ પડવાથી ત્યાં હવે સાધારણ તેમજ વેપારી કેળવણી પર ઘણું ધ્યાન અપાતું થયું છે.

**વેપારી નિશાળો તરફ લોકોનું વલણ.**

૨૩૫. જેમ અમેરિકામાં તેમ જાપાનમાં પણ વેપારી કેળવણી આપનારી નિશાળો તરફ લોકલાગણી તદ્દન ફેરવાઈ ગઈ છે; ત્યાં ભણેલા છોકરાઓ તરફ ધિક્કારની દૃષ્ટિથી ન જોતાં તેઓને ખુશીથી નોકરીમાં રાખવામાં આવે છે, બલ્કે ભણીને નિશાળમાંથી ઉત્તીર્ણ થતાં પહેલાં તેઓની માગણી થાય છે.

**વેપારી શિક્ષણનું બંધારણ.**

૨૩૬. ઉચ્ચતર પ્રાથમિક નિશાળોમાં એક વધારાના વિષય તરીકે વેપારનો વિષય ઘણુંખરૂં શિખવાય છે, તેથી તેટલે દરજ્જે સાધારણ કેળવણીમાં પણ એનો સમાવેશ થાય છે. પણ અહીં ખાસ કેળવણીની વાત છે. આનું બંધારણ રચવા પ્રથમ અમેરિકાથી પ્રોફેસરો

વ્યાવહારિક જ્ઞાન; રાજ્યબંધારણનો કાયદો; વેપારી કાયદો (૨); વેપારી ઉપજો; વેપારી પત્રલેખન; ને સાધારણ વ્યવહારશાસ્ત્ર.

નિશાળના મુખ્ય અભ્યાસક્રમમાં ઉચ્ચતર શાળાઓમાંથી આવનારા છોકરાઓને દાખલ કરવામાં આવે છે; બાકી આદ્ય ક્રમમાં માધ્યમિક નિશાળોવાળાઓને બેસવા દેવામાં આવે છે. આદ્ય ક્રમ એક વર્ષનો છે, ને મુખ્ય ક્રમ ત્રણ વર્ષનો છે. તે સમાપ્ત કરી એક વર્ષ વધારે ભણવું હોય તેને માટે પણ શિક્ષણની યોજના છે.

આ ઉચ્ચતર વેપારની નિશાળને અંગે વેપારી નિશાળોના શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન આપવાની પણ ગોઠવણ છે. વિષયો બધા વેપારી છે; તે ઉપરાંત, જેમણે શિક્ષણનો અભ્યાસ ન કર્યો હોય તેવાને શિક્ષણશાસ્ત્ર ને શિક્ષણકળાનું વધારે જ્ઞાન આપવામાં આવે છે.

## કોબેની ઉચ્ચતર વેપારી નિશાળ.

કોબેમાં આવીજ નિશાળ ૧૯૦૨ માં સ્થપાઈ. શિક્ષણ ઉપર બતાવ્યું તેજ પ્રમાણે એમાં પણ અપાય છે. મકાનમાં મૂળ ૫૦૦ છોકરા ભણી શકે એટલી સગવડ રાખવામાં આવી છે.

## ૭.—ઉદ્યોગો.

**સરકાર ને ઉદ્યોગો.**

૨૩૮. જૂના વખતમાં **જાપાનમાં** મુખ્ય હુન્નરના મહાજનો હતા, ને તેમાં ધંધા બાપદાદાના ચાલ્યા કરતા હતા. તરવાર બનાવનારનો ધંધો ઘણો માનવાળો ગણાતો હતો. વળી અગાઉ શીખાઉ માણસ શેઠના ઘરમાં રહી ધીમે ધીમે ધંધો શીખતો, ને છેવટે શેઠજ એને ઠેકાણે પાડતો. પણ પશ્ચિમની પદ્ધતિઓને લીધે હવે આમાં ફેરફાર થયા છે, ને તેને બદલે હવે શાળાઓનું નિયમસર આદ્યોગિક શિક્ષણ લેવાવવાનો સંભવ છે. **શોગન રાજ્યમાં** પરદેશો સાથેનો વ્યવહાર બંધ થવાથી ઉદ્યોગોને કંઈ ધક્કો લાગ્યો હતો, પણ તેની પડતી થવા માંડી ત્યારે **ડાઇમ્યોએ** પશ્ચિમની

નિશાળમાંથી ઉત્તીર્ણ થયા પછી પણ જેને ભણવું હોય તેને માટે એક વધારે વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. તે ઉપરાંત, બ વર્ગની નિશાળને મળતો આવતો "સ્હેલો ક્રમ" પણ એ નિશાળમાં રાખવામાં આવ્યો છે, તેનો પણ લાભ ઠીક સંખ્યા લે છે. ઉચ્ચતર શિક્ષણ ટોકિયો ને કોબેની ઉચ્ચતર વેપારી નિશાળો આપે છે, તે નીચે પ્રમાણે છે.

## ટોકિયોની ઉચ્ચતર વેપારી નિશાળ.

ટોકિયોની નિશાળ ૧૮૭૫ માં **અરિનોરિ મોરિએ** સ્થાપી હતી. નિશાળનાં મકાનો, વાંચવાના ઓરડાઓ, પુસ્તકાલયો, સંગ્રહસ્થાન વગેરે સાધનો વિશાળ છે. પ્રોફેસર ને મદદનીશ પ્રોફેસર વગેરે શિક્ષકવર્ગની પણ સંખ્યા સારી છે. શિક્ષણ નીચે પ્રમાણે અપાય છે.

**પ્રોફેસરો:**—અંગ્રેજી ભાષા (૫); રસાયણશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન ને વેપારી ઉપજો; વેપારનું શાસ્ત્રીય ને વ્યાવહારિક જ્ઞાન, અને નામું; નામું ને વેપારનું વ્યાવહારિક જ્ઞાન (૨); અર્થશાસ્ત્ર ને વેપારનું વ્યાવહારિક જ્ઞાન, (૩) વેપારની વીગતો; વેપારી ઇતિહાસ ને નિબંધ; વેપારી ભૂગોળ; ગણિત ને પદાર્થવિજ્ઞાન; વેપારી કાયદો; ને ફ્રેંચ ભાષા.

**પરદેશી પ્રોફેસરો:**—અંગ્રેજી (૨); ફ્રેંચ, સ્પેનિશ, **ચીન**ની ભાષા; વેપારી ભૂગોળ, અંકગણિત, ને શાસ્ત્રીય ને વ્યાવહારિક જ્ઞાન, ને **અંગ્રેજી**.

**મદદનીશ પ્રોફેસરો:**—ગણિત; **જા**પાની લેખન; વેપારી વ્યાવહારિક જ્ઞાન ને **અંગ્રેજી**; ને કસરત.

**લેકચરરો:**—વેપારનું શાસ્ત્રીય જ્ઞાન (૩); ફ્રેંચ ભાષા (૨); વેપારની નીતિ; જુદા જુદા દેશોનો પરસ્પરનો કાયદો (૨); રાજ્યવ્યવસ્થાનો કાયદો; અર્થશાસ્ત્ર (૨); શહેરી કાયદો (૨); **રશિઅન** ભાષા; **જર્મન** ભાષા; **ચીન**ની ભાષા (૨); ફોજદારી કાયદો; સંચાઓનું ઇજનેરી કામ; રસાયણશાસ્ત્રનું

**કારખાનાંઓનો અભ્યુદય.**

૨૩૯. અત્યાર સુધી **જા**પાન એક ખેતી પર રહેતો દેશ હતો, પણ હવે એ જલદીથી ઔદ્યોગિક ને વ્યાપારિક બનતું જાય છે. હાલની કારખાનાઓની પદ્ધતિથી કારીગરોના રોજ વધી ગયા છે; પણ બીજી તરફ જોતાં **જા**પાની લોકોનાં કળા તરફના સ્વાભાવિક વલણને એ અણગમતી વાત છે. જતે દહાડે કારખાનાઓનું જોર વધવાથી **જા**પાનીઓનું કળાકૌશલ્ય નાશ પામશે એમ લાગે છે. કમનસીબે મજુરોના રક્ષણાર્થે કારખાનાંઓના કાયદા ત્યાં નથી, તેથી તેઓને તંદુરસ્તીને નાલાયક મકાનોમાં ઘણા લાંબા કલાકો કામ કરવું પડે છે. રેશમ પર કામ કરનારાઓ લાંબો દહાડો કામ કરે છે તેથી તેઓનું સુખ કંઈ ઓછું થતું નથી એ ખરૂં છે, પણ જે પદ્ધતિથી **મું**બઈની મિલોના માલ કરતાં **જા**પાનની મિલોનો માલ સસ્તો કરવાને પ્રયત્નો થાય છે તેનું વર્ણન દુઃખજનક છે.

**ઔદ્યોગિક કેળવણી માટે સંસ્થાઓ.**

૨૪૦. ૧૮૭૩ માં **ટો**કિઓની ઈજિનેરી કૉલેજ સ્થપાઈ ને ત્યાર પછી ત્યાંની હુન્નરી નિશાળ ઉઘડી ત્યારથી ઔદ્યોગિક કેળવણી શરૂ થઈ ગણાય. ધીમે ધીમે બીજી નિશાળો સ્થાપવામાં આવી. અત્યારે ચઢતીઉતરતી ત્રણ પ્રકારની ઔદ્યોગિક નિશાળો છે. હલકામાં હલકી, વધારાની હુન્નરી નિશાળો, ને શીખાઉ છોકરાંઓ માટેની નિશાળો છે. તેથી ચઢતી માધ્યમિક નિશાળો છે, ને તેથી પણ વધારે આગળ શિક્ષણ આપનારી ત્રણ ઉચ્ચતર હુન્નરી નિશાળો, પાંચમી ઉચ્ચતર નિશાળમાં ઈજિનેરી ખાતામાંનો એક ભાગ, ને રાજ્યની યુનિવર્સિટિની ઈજિનેરી કૉલેજો છે.

**વધારાની હુન્નરી નિશાળો.**

૨૪૧. વધારાની હુન્નરી નિશાળો ૪૪ છે, તેમાં છોકરાઓની સંખ્યા ૩,૩૦૦ છે. સાધારણ વિષયો નીચે પ્રમાણે શિખવાય છે:—નીતિનાં તત્ત્વો, **જા**પાની ભાષા, ને અંકગણિત; ખાસ વિષયો, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, વ્યાવહારિક ભૂમિતિ, સ્વતંત્ર અથવા નમૂના વગર ચિત્રકામ,

ઢબનાં કેટલાંક સાહસો ખેડવાં શરૂ કર્યાં; જેવાં કે, દારૂખાનાં ને વહાણુ કરવાનું કામ, ચીનાઈ વાસણ ને કાચની બનાવટ, વગેરે. વણવા ને કાંતવાને માટે મહેનત બચાવે એવા સંચાઓ પણ દેશમાં મંગાવવામાં આવ્યા. શહેનશાહ ગાદીએ બેઠો ત્યાર પછી નવી સરકારે નિયમસર પશ્ચિમની પદ્ધતિઓને ઉત્તેજન આપ્યું; એણે ઘણાં નમૂનાનાં કારખાનાંઓ કાઢ્યાં, ને વખત જતાં ખાનગી માણસોને તે વેચાતાં આપી દીધાં. ત્યાંની સરકાર વેપારને સીધી રીતે મદદ આપે છે એ ધારવું ખોટું છે. વહાણુ બનાવવાનું કામ આવી રીતે પાર પડ્યું છે એ ખરી વાત છે, પણ સાધારણ રીતે સરકારની મદદ માત્ર કેળવણી ને પ્રયોગો ખાતેજ આપવામાં આવે છે. સરકારે રેલવેઓ, દારૂખાનાંઓ, ગોદીઓ, ટંકશાળો, ને બીજાં કામો શરૂ કર્યાં, તેને અંગે ઘણું સાહસો ખેડાયાં, ને તેથી કેળવાયલા માણસોએ જુદાં જુદાં કે કમ્પનીઓ કાઢી ખાનગી કારખાનાંઓ કાઢ્યાં. સાથે સાથે નમૂનાનાં કારખાનાંઓ કાઢીને પરદેશી પ્રવીણોને બોલાવી રેશમ જેવા જૂના ઉદ્યોગોને સરકારે ઉત્તેજન આપવાને પ્રયાસ કર્યો. પણ સીધી રીતે મદદ આપવાની ઘણીવાર ના પાડવામાં આવી છે. ઉદાહરણ તરીકે દીવાસળી ને રૂ કાંતવાના ઉદ્યોગો લેવાય. દીવાસળીના ઉદ્યોગને સરકારે મદદ કરી નથી; માત્ર સ્વતંત્ર હરીફાઇથી જાપાનની દીવાસળીઓ જાપાનમાંજ નહિ, પણ બહાર દેશ સુદ્ધાં ખપે છે. રૂના વેપારમાં પણ પહેલાં મુંબઈની મિલો જાપાનની મિલોને ધાપ મારતી હતી, હવે માત્ર સ્વતંત્ર સાહસથી જાપાન સસ્તો માલ કાઢી શકે છે. આડકતરી રીતે સરકાર બનતું કરે છે; જાપાની સરકાર નમૂનાનાં કારખાનાં ને ઔદ્યોગિક પ્રયોગશાળાઓ રાખે છે, મોઘા ને નવી ઢબના સંચાઓ ખરીદે છે, પ્રાન્તોમાં પ્રવીણોને મોકલે છે, તપાસ, શોધન, ને અભ્યાસ માટે છોકરાઓ ને વેપારીઓને બહારદેશ મોકલે છે, ને ત્યાંના પ્રવીણોને દેશમાં બોલાવે છે. સ્થાનિક અધિકારીઓ ને મ્યુનિસીપૅલીટીઓ પણ આ દાખલા પ્રમાણે ચાલે છે.

ઇતિહાસ, પ્રાકૃતિક ઇતિહાસ, પરભાષાઓ, અર્થશાસ્ત્ર, વેપારી કાયદા, નામું વગેરે ઉમેરી શકાય. હુન્નરી વિષયોમાં શહેરી ઈજનેરી કામ, ધાતુવિદ્યા, વહાણ બનાવવાનું કામ, વીજળી, લાકડકામ, ખાણુકામ, વણવા ને રંગવાનું કામ, કુંભારી ને વાસણનું કામ, લાખનું કામ, આકૃતિકામ, ને ચીતરવાનું કામ છે. ઘણીખરી નિશાળોમાં કામ સ્થાનિક અગત્યને અનુસરીને કરવામાં આવે છે. સામાન્ય રીતે જોતાં આ નિશાળોનું કામ આબાદાનીમાં છે. ઘણે ઠેકાણે સુથારી ને લુહારી કામ વધારે પસંદ થતું જોવામાં આવે છે; આ ઉદ્યોગોને માટે જાપાનમાં ઠીક માગણી છે; તેથી પ્રમાણમાં ખાધેપીધે સુખી લોકો પણ આ નિશાળોનો વધારે ઉપયોગ કરે છે.

**ઉત્તમ ઔદ્યોગિક કેળવણી.**

૨૪૪. ઉત્તમ ઔદ્યોગિક કેળવણી આપનારી ત્રણ ઉચ્ચતર હુન્નરી શાળાઓની અહીં નોંધ લેવા લાયક છે. એક **ઓસકા**માં, એક ટોકિયોમાં, ને એક કિયોટોમાં છે. એ બધીમાં વ્યાવહારિક જ્ઞાન આપવા પાછળ વધારે ધ્યાન અપાય છે, ને એમાં કારખાનાંઓ, પુસ્તકાલયો વગેરે સાધનો એવાં સારાં છે કે તેથી કરીને ઔદ્યોગિક સુધારામાં ત્યાંના છોકરાઓ આગળ રહી શકે છે. **ઓસકા**ની નિશાળમાં દારૂ તૈયાર કરતાં, વહાણ બનાવતાં, ને દરીયાઈ ઈજનેરી કામ કરતાં શિખવવામાં આવે છે. આ બધું સ્થાનિક અગત્યનું છે. ટોકિયોની નિશાળમાં ઊન વણવાનું ને રંગવાનું ખાસ સારૂં શિખવાય છે. કિયોટોમાં રેશમ પર વધારે ધ્યાન અપાય છે. મુખ્ય ક્રમો ઉપરાંત, ખાસ પસંદગીના ક્રમોનાં શિક્ષણની પણ યોજના છે, તેનો લાભ પરદેશીઓને લેવા દેવામાં આવે છે. ટોકિયોની નિશાળને અંગે શિક્ષકો તૈયાર કરવાનું શિક્ષણ આપવાની ૧૮૯૪ થી યોજના કરવામાં આવી છે તેમાં બે જાતના શિક્ષકો તૈયાર થાય છે, એક નિયમિત, ને એક સ્હેજ ટુંકો ક્રમ પૂરો કરનાર; બન્નેને ખાસ હુન્નરી અને ઉદ્યોગોને ખપના વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે. **ઓસકા**ની નિશાળ

ઓજારથી ચિત્રકામ, લાકડ કામના પદાર્થો, તેનાં ઓજારો, તેમજ ધાતુનાં કામના પદાર્થો ને ઓજારો, સંચાઓનું શાસ્ત્ર અથવા યંત્ર શાસ્ત્ર, વીજળી તૈયાર કરવાના લોહચુંબકની મદદવાળા સંચાઓ, મકાનરચના, માપવાનું સ્થાપત્ય, ચિત્રકળા, સંચાઓનું ચિત્રકામ, રંગવાનું કામ, વણવાનું કામ, વ્યાવહારિક રસાયણશાસ્ત્ર, ને ઉદ્યોગો સંબંધી આકૃતિ કાઢવાનું કામ. શાળાનો મુખ્ય અધિકારી વખતોવખત આમાંથી પાંચ વિષયો પસંદ કરે છે. નિશાળ ઘણુંખરૂં રાત્રે ચાલે છે, ને તેમાં દાખલ થનાર ૧૦ વર્ષ ઉપરની ગમે તે ઉમ્મરનો હોય તો બાધ આવતો નથી.

**શીખાઉ છોકરાની નિશાળો.**

૨૪૨. જૂના વખતમાં કોઈ પણ ધંધો શીખવા શીખાઉ માણસો શેઠને ઘેર રહેતા, તે પદ્ધતિને બદલે હવે નિયમિત શાળાનું શિક્ષણ દાખલ થયું છે. આ નિશાળો ને વધારાની નિશાળોનો તફાવત એવો બતાવવામાં આવે છે કે શીખાઉ છોકરાઓને સાધારણ પ્રાથમિક ક્રમ શીખવાની કે ફરી તૈયાર કરી જવાની જરૂર હોતી નથી; તેઓએ તે ક્રમ ન શીખ્યો હોય તોપણ ચાલે. બાકી અભ્યાસક્રમ તો વધારાની નિશાળો જેવો, ને છ માસથી ચાર વર્ષ સુધીનો હોય છે.

**ઔદ્યોગિક શાળાઓ.**

૨૪૩. માધ્યમિક ઔદ્યોગિક કેળવણી આપનારી નિશાળો જાપાનમાં ખાસ ઔદ્યોગિક શાળાઓ કહેવાય છે. તેમાં ભણેલા છોકરાઓએ જાપાનના ઉદ્યોગોના ઉદયમાં કારીગરોના ઉપરી ને વહીવટદારો તરીકે કામ કરી ઘણો અગત્યનો ભાગ લીધો છે. આ નિશાળોમાં આવનારા ઉમેદવારોએ આખો પ્રાથમિક ક્રમ સમાપ્ત કર્યો હોવો જોઈએ, ને તેઓ ૧૪ વર્ષની ઉમ્મર ઉપરના જોઈએ. નિશાળોમાં આદ્ય ક્રમ, ને મુખ્ય ક્રમની જુદી ગોઠવણ છે. મુખ્ય ક્રમમાં હુન્નરી વિષયો ઉપરાંત, નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ચિત્રકળા, ને કવાયત શીખવાનાં હોય છે. જરૂર લાગે તો ભૂગોળ

ધારેલી આકૃતિઓ કાઢતાં, નકશી કામ કરતાં, ને વેપારી કળાકામ કરતાં શિખવાય છે. અભ્યાસ પૂરો કર્યા પછી આગળ વધારે ભણવું હોય તેને માટે ત્રણ વર્ષનો ક્રમ પણ છે. છોકરાઓ ૧૭ ને ૨૬ વર્ષની ઉમ્મરોની વચ્ચેના જોઇએ.

નીતિનાં તત્ત્વો, ગાયન, જુદાં જુદાં વાજાં વગાડવાનું જ્ઞાન, સંગીતશાસ્ત્ર, ને સંગીતની શિક્ષણપદ્ધતિ શિખવવાને ૧૮૮૩ માં ટોકિયોમાં એક સંગીતની સંસ્થા કાઢવામાં આવી હતી. પાછળથી આને કળાભવનનું નામ આપવામાં આવ્યું, ને કેટલાંક વર્ષ ઉચ્ચતર શિક્ષણશાળાને અંગે રાખી છેવટે ૧૮૯૯માં એને જુદી પાડવામાં આવી. એમાં દાખલ થવાની એક જરૂરીઆત એવી છે કે ઉમેદવારે તરત એક ગાયન વગાડી સંભળાવવું. છોકરાઓ ૧૪ થી ૨૦ વર્ષ લગણના હોય છે, ને કેટલાંક વર્ષ અહીં ભણી તેઓ શિક્ષકો થાય છે. છોકરાઓ કેટલુંક અંગ્રેજી જાણે છે, ને મુખ્ય પુસ્તક ઘણુંખરૂં એ ભાષામાં હોય છે; પણ જાપાની ચોપડીઓમાં સુદ્ધાં પરદેશી સુરોની સમજુતી આપવામાં આવે છે, ને જાપાની ગાયનો પરદેશી સુરોમાં પણ બેસાડાય છે. ચીતરવાના કામ કરતાં સંગીતમાં પરિણામે વધારે છોકરાઓ ફત્તેહવંત નીકળ્યા છે એમ સાધારણ માનવું છે.

# પ્રકરણ ૧૧ મું.

## ખાસ અને પરચુરણીઆ નિશાળો.

**ખાસ નિશાળો.**

૨૪૭. ઉંચા પ્રકારની કેળવણી આપનારી ઘણી પ્રજાકીય ને ખાનગી નિશાળો છે; તેઓ ખાસ નિશાળોના નામથી ઓળખાય છે. ૧૯૦૪ ની સાલથી તેમને માટે નવા સખ્ત ધારાઓ કરવામાં આવ્યા છે, તેનો ઉદ્દેશ અયોગ્ય

૧૮૯૬ માં, ચીનની લડાઈ પૂરી થયા પછી સ્થાપવામાં આવી હતી. એમાં દારૂ તૈયાર કરવાની ક્રિયા શીખનારા બધા કલાલોના છોકરાઓજ હોય છે. આ બધી નિશાળોમાં ઉદ્યોગ ને હુન્નરસંબંધી બીજા બધા અગત્યના વિષયોનું શિક્ષણ પણ અપાય છે.

## ૮.—નાવિક કેળવણી.

**નાવિક કેળવણી.**

૨૪૫. નાવિક કેળવણીમાં ચઢતાઉતરતી જ્ઞાન આપનારી ત્રણ પ્રકારની નિશાળો હોય છે. ઉત્તમ પ્રકારનું નાવિક જ્ઞાન ટોકિયોમાં એક વ્યાપારિક નાવિક નિશાળમાં અપાય છે. જાપાની નૌકાબળની નિશાળો ને કૉલેજો જુદી છે. ટોકિયોની નિશાળમાં નાવિક ને ઈજનેરી અધિકારીઓ તૈયાર કરવામાં આવે છે. એ નિશાળ ૧૮૭૫માં એક ખાનગી કમ્પનીએ સ્થાપી હતી, પણ ૧૦ વર્ષ પછી સરકારે એને પોતાના હાથમાં લઈ લીધી હતી. નાવિક શિક્ષણ સવારે પુસ્તકદ્વારા અપાય છે, ને બપોરે એક ખાસ વહાણદ્વારા તેનું આનુભવિક જ્ઞાન અપાય છે.

## ૯.—કળા.

**કળાની કેળવણીને માટે સંસ્થાઓ.**

૨૪૬. રસિક કળાની નિશાળ ને સંગીતની સંસ્થાને જાપાનીઓ “ખાસ નિશાળો” માં ગણે છે. આ બે સરકારી છે. તે ઉપરાંત કળાના શિક્ષણાર્થે કેટલીક ખાનગી નિશાળો ને મંડળીઓ છે; ને કેટલીક હુન્નરી નિશાળોમાં વેપારના કામમાં રસિક કળાઓનો કેવી રીતે ઉપયોગ કરવો તે શિખવવામાં આવે છે.

રસિક કળાની નિશાળ ટોકિયોમાં ૧૮૭૬ માં સ્થપાઈ. જાપાનમાં કળાની કેળવણીનું તે મુખ્ય મધ્યબિન્દુ થઈ પડી છે. ધંધેદાર કળાવિદો કે ચિત્રકર્મના શિક્ષકો તૈયાર કરવાના હેતુથી તે નિશાળમાં ચીતરતાં,

**પરચુરણીઆ નિશાળો.** તેમાં ભણનારાઓની ૧,૦૬,૦૦૦ હતી. તેમાં ૨૯ ટકા પ્રાથમિક શિક્ષણ આપતી હતી, ૬ ટકા માધ્યમિક શિક્ષણ, ૩ ટકા છોકરીઓની ઉચ્ચતર નિશાળોના જેવું શિક્ષણ આપતી હતી, ને બાકીનીમાં શું શીખવાનું તે જણાતું નથી. ખાનગી પરચુરણીઆ નિશાળોમાંની કેટલીકમાં છોકરાઓને ઉચ્ચતર શાળાઓમાં દાખલ થવાને જોઈએ તેવા પ્રકારના જ્ઞાન માટે તૈયાર કરવામાં આવે છે; ખાસ કરી **અંગ્રેજી**ની ખાનગી પરચુરણીઆ નિશાળોમાં ઘણીખરી કે બધીજ પાદરીઓની નિશાળો આવી જાય છે; તેમાંની ઘણીમાં ઉત્તમ સાધનો હોય છે. તે વિષે આવતા પ્રકરણમાં કહેવામાં આવશે.

---

# પ્રકરણ ૧૨ મું.

## ખાનગી નિશાળો.

**ખાનગી નિશાળોના વર્ગો.** ૨૫૦. ૧૯૦૩ ની સાલની જુદા જુદા વર્ગોની ખાનગી નિશાળોનો હેવાલ નીચે પ્રમાણે છે.

**કિન્ડરગાર્ટન નિશાળો,** ખાનગી વહીવટ નીચે, બધી કિન્ડરગાર્ટન નિશાળોમાંની ૩૦ ટકા છે, પ્રજાકીય શાળાઓ કરતાં એમાં સંખ્યા ઓછી હોય છે, ને શિખવનારાઓ પ્રમાણમાં વધારે હોય છે.

**ખાનગી પ્રાથમિક શાળાઓ** કુલ સંખ્યામાં ૧.૨ ટકા છે; ખાસ સંજોગો સિવાય ફરજીઆત કેળવણી લેનારાઓને શિક્ષણ આપવાની તેમને મના હોય છે.

શિક્ષકોને હાથે અને ખરાબ મકાનોમાં શિક્ષણ ન અપાય તેટલું જાળવવાનો છે. ખાસ નિશાળોમાં ૧૫ સરકારી નિશાળો છે; ૫ વૈદકની, ૭ ઉચ્ચતર ખેતીની, ઉચ્ચતર વેપારની, કે ઉચ્ચતર હુન્નરી નિશાળો, રસિક કળાની ટોકિયોની નિશાળ, સંગીતની સંસ્થા અથવા સંગીતકળાભવન, ને પરભાષાઓ માટેની નિશાળ. છેલ્લી સિવાય જુદે જુદે સ્થળે બીજી બધી વિષે વિવેચન કરવામાં આવ્યું છે. પ્રજાકીય ખાસ નિશાળો ૩ વૈદકની, ને ૧ ઔષધો બનાવવાની છે, તે વિષે પણ આગળ લખવામાં આવ્યું છે. ખાનગી ખાસ નિશાળોમાં અગત્યની, કેયોગિજિકુ, વસેદ, ટોકિયોનું સ્ત્રી-વિશ્વવિદ્યાલય, ને કિયોટોની ડોશિશા છે. તે વિષે આગલા પ્રકરણમાં સમજાવવામાં આવશે. ટોકિયોની પરભાષાઓ માટેની નિશાળ રહી; તેની વીગત નીચે પ્રમાણે છે.

**ટોકિયોની પરભાષાઓની નિશાળ.**

૨૪૮. **ચીન** સાથેની લડાઈ પછી પરભાષાઓનું જ્ઞાન જાપાનીઓને વધારે અગત્યનું લાગવા માંડયું. એટલે પરભાષાઓ અગાઉ જે એક નિશાળમાં શીખવાતી હતી, તેને ૧૮૯૭ માં સુધારાવધારા સાથે નવા બંધારણ પર મૂકવામાં આવી. જાપાન સાથે ગાઢ સમ્બન્ધ ધરાવતા દેશોની ભાષાઓ શિખવવાનો એ નિશાળનો ઉદ્દેશ છે; એટલે અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, રશિઅન, સ્પૅનિશ, ઇટૅલિઅન, **ચીન**ની ભાષા, ને કોરીઆની ભાષા ત્યાં શિખવાય છે. ત્રણ વર્ષનો ક્રમ છે, આ બધીમાંથી એક ભાષાનું જ્ઞાન આવશ્યક છે; ને બીજીમાંથી એક બીજી ભાષા અંગ્રેજી, ફ્રેંચ, કે જર્મન લઈ શકાય. નિશાળમાં દાખલ થનાર ઉમેદવારે માધ્યમિક શાળાનું શિક્ષણ લીધેલું હોવું જોઈએ. માત્ર પસંદગીની અમુક ભાષા કોઈને શીખવી હોય, તો ખાસ ભલામણ થયે તેને તે માટે દાખલ કરવામાં આવે છે.

૨૪૯. ૧૯૦૩ માં પરચુરણીઆ નિશાળોની સંખ્યા ૧,૬૫૭, ને

છે. એમાંની ઘણીખરી પરદેશી વહીવટ નીચે છે; પ્રજાકીય પરચુણીઆ શાળાઓમાં એક પણ પરદેશી શિક્ષક રાખવામાં આવતો નથી ત્યારે ખાનગીમાં ૧૫ શિક્ષકે એક પરદેશી છે.

**સરકાર સાથેનો સમ્બન્ધ.**

૨૫૧. ખાનગી નિશાળોમાં સૌથી વધારે અગત્યની "ખાસ" ને "પરચુરણીઆ" નિશાળો છે એમ ઉપર જોવાથી માલૂમ પડે છે. "ખાસ" નિશાળો સરકારીના જેવી સ્થાપવી ને ઉઘાડવી મુસ્કેલ પડે તેમ છે, છતાં સરકાર તરફથી કોઈ પ્રકારનો વાંધો લેવામાં કે હરકત કરવામાં આવતી નથી. "પરચુરણીઆ" નિશાળોમાં પૂરતાં સાધનો ન હોવાથી તેમના પર સરકારની કરડી નજર થઈ હતી, તેમાં પાદરીની નિશાળો પણ આવતી હતી; પણ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં પાદરીઓની નિશાળોને બૂમ પાડવાનું કંઈ કારણ રહ્યું નથી. ખાનગી નિશાળોમાં બીજી નિશાળો કરતાં ફી ઓછી લેવામાં આવતી નથી; ઉલટી કેટલીક વખતે પોતે પણ ફી વધારી શકે એવા હેતુથી ખાનગી નિશાળવાળાઓ સરકારી નિશાળોમાં ફી વધારવાની ભલામણ કરે છે.

**કૈયોગિજિકુ.**

૨૫૨. ખાનગી સંસ્થાઓમાં પ્રથમ નોંધ લેવા લાયક મેજીયુગ (૧૮૬૭ પહેલાં) પહેલાંના કૈયોયુગમાં ફુકુઝવાએ કાઢી હતી. તે વખતે ઉંચા કુળમાં જન્મેલા કોઈ પણ માણસને વેપાર કે ઉદ્યોગસંબંધી કેળવણી લેવી ગમે તેમ નહોતું. છેવટે એ સંસ્થા (કૈયોગિજિકુ) ઘણીજ ફત્તેહવંત નીવડી, એમાંથી ત્રણચાર હજાર છોકરાઓ ઉત્તીર્ણ થયા છે, ને અત્યારે બધું મળી ૨૦૦૦ છોકરાઓ ત્યાં ભણે છે. પ્રાથમિકથી શરૂ કરી યુનિવર્સિટિ સુધીનું શિક્ષણ એમાં અપાય છે. એમાં યુનિવર્સિટિશિક્ષણના ચાર વિભાગ છે, અર્થશાસ્ત્રનો, કાયદાનો, રાજ્યનીતિનો, ને સાહિત્યનો. અર્થશાસ્ત્રનો વિષય વિદ્યાલયમાં બહુ પ્રિય થઈ પડયો છે. સરકારી કૉલેજોમાં ભણનારાઓ કરતાં અહીં ભણના-

**આંધળાં ને મૂગાંની ખાનગી** નિશાળો કુલ સંખ્યામાં ૯૦ ટકા છે, પણ સુવ્યવસ્થિત નથી.

**ખાનગી માધ્યમિક શાળાઓ,** ૧૪ ટકા છે. દર શિક્ષકે છોકરાઓની સરેરાસ સંખ્યા પ્રજાકીય શાળાઓ કરતાં ખાનગીમાં કંઈએ ઓછી હોય છે.

**છોકરીઓની ખાનગી નિશાળો,** ૯ ટકા કરતાં પણ ઓછી છે. આમાં પાદરીઓની નિશાળોની ગણતરી કરવામાં આવી નથી. પ્રજાકીય કરતાં ખાનગી નિશાળોમાં સ્ત્રીશિક્ષકોની સંખ્યા ઓછી હોય છે, પણ દર શિક્ષકે છોકરીઓની સરેરાસ સંખ્યા લગભગ સરખીજ હોય છે.

**ખાસ નિશાળોની** કુલ સંખ્યામાંથી ૭૯ ટકા ખાનગી છે, તેનું કારણ એ છે કે સરકારી ને પ્રજાકીય સંસ્થાઓ વધતી જતી ઉચ્ચતર કેળવણીની માગણી પૂરી પાડી શકતી નહિ હોવાથી ખાનગી નિશાળો છેલ્લાં કેટલાંક વર્ષોમાં વધી ગઈ છે. તેમાં મોટામાં મોટી ને ઘણી અગત્યની કેટલીક નિશાળોનો સમાવેશ થાય છે, જેવી કે, કૈયો-ગિજિકુ, વસેદ યુનિવર્સિટિ, ડોશિશા, સ્ત્રીઓની યુનિવર્સિટિ, અને કાયદો, રાજ્યનીતિ, ને અર્થશાસ્ત્ર શિખવવાને કાઢવામાં આવેલી બીજી કેટલીક " યુનિવર્સિટિઓ; " કેટલીકમાં ધર્મશિક્ષણ અપાય છે. આ બધી નિ-શાળોમાં સિક્ષકોની સંખ્યા સારી હોય છે.

**ખાનગી હુન્નરી નિશાળો** કુલ હુન્નરી નિશાળોમાંથી ૬ ટકા છે; તેમાં દર શિક્ષકે છોકરાઓની સંખ્યા પ્રજાકીય નિશાળો કરતાં ઓછી હોય છે.

**ખાનગી પરચુરણીઆ નિશાળો** ૭૪ ટકા છે ને તેની વર્ગણી નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ—પ્રાથમિક શાળાઓ જેવી ૧૩૫, માધ્ય-મિક શાળાઓ જેવી ૯૮, છોકરીઓની ઉચ્ચતર શાળાઓ જેવી ૫૭, ને બીજી ૯૪૪. સરકારી હેવાલોમાં એમ જણાવવામાં આવે છે કે આવી નિશાળો ઓછી થાય છે; પણ સંખ્યા જોતાં ઉલટી વધતી માલૂમ પડે.

લાભકારી નીવડી; નીતિની બાબતમાં પાદરીઓની નિશાળો ચઢીઆતી હતી, તોપણ પ્રજાકીય શાળાઓની શિક્ષણની ઉત્તમતાને લીધે શિક્ષણની બાબતમાં પાદરીઓની નિશાળને લાભ થયો હતો. ૧૮૯૯ પહેલાં કેટલીક પાદરીની નિશાળોને માધ્યમિક શાળાઓ તરીકે માન્ય રાખવામાં આવી હતી, તેથી છોકરાઓની એમાં સંખ્યા ઠીક રહેતી. પણ તે વર્ષ કાઉન્ટ ઓકુમાએ સરકારી, પ્રજાકીય, કે માન્ય થયલી નિશાળોમાંથી ધાર્મિક શિક્ષણ ને ધાર્મિક ક્રિયાઓ કાઢી નાંખવાનો હુકમ કાઢ્યો. આની વિરુદ્ધ એમ દલીલ આણવામાં આવી હતી કે ધર્મમાં સહિષ્ણુતા રાખવા સરકારે પોતાનો મત જાહેર કર્યો હતો તેથી ધાર્મિક શિક્ષણ વિરૂદ્ધ મનાઈ હુકમ ન નીકળવો જોઈએ; તેનો ઉત્તર ખાતાં તરફથી એવો વાળવામાં આવ્યો હતો કે રાજ્યવ્યવસ્થા એવી હતી કે ગમે તે ધર્મ માણસ પાળી શકે, નહિ કે તે ધર્મનું શિક્ષણ આપી શકે. પાદરીઓ ત્યાર પછી પોતાની લડત ચલાવી રહ્યા હતા, ને ધીમે ધીમે જોઈએ તેટલી છૂટ ને જોઈએ તેવા હક મેળવી શકયા છે; હવે એમની નિશાળોમાં શીખેલા છોકરાઓને ઉચ્ચતર શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. છોકરીઓની નિશાળો, એવી રીતે, માન્ય રાખવામાં આવી નથી. એકંદર રીતે પાદરીઓની નિશાળોની સ્થિતિ સારી છે, ને તેના વ્યવસ્થાપકો એક મતે સરકારના હાલનાં વળણની ઉદારતા ને સાહિષ્ણુતા ઉત્તમ છે એમ જાહેર કરે છે. ધાર્મિક શિક્ષણના નિયમો જુદે જુદે ઠેકાણે જુદા જુદા છે. કેટલીક નિશાળોમાં આવશ્યક ધાર્મિક શિક્ષણ માત્ર અંદર રહેનારા છોકરાઓનેજ આપવામાં આવે છે; ત્યાં ઐચ્છિક વર્ગોમાં બહુ છોકરા જતા નથી, કેટલીકમાં સાધારણ રોજના વિષયોનું શિક્ષણ આપ્યા પછીના વખતમાં ધાર્મિક શિક્ષણ અપાય છે, ને "સાધારણ સમાજ"માં એકઠા થવા સિવાય બીજી વખતે પ્રાર્થનામાં ફરજીઆત હાજરી રાખવામા આવતી નથી; કેટલીકમાં ધર્મપુસ્તક વાંચવાના વર્ગોમા હાજરી જરૂરની ગણવામાં આવે છે. નીતિનાં આવશ્યક શિક્ષણનો પાયો "બાઈબલ"–ધર્મપુસ્તક પર રાખવામાં આવે છે.

રાઓને વધારે ફી આપવી પડે છે, તેથી વધારે પૈસાદાર વર્ગ અહીં આવે છે. મિ. ફુકુઝવા હાલમાં સ્વર્ગસ્થ છે, પણ એ જીવતો હતો ત્યારે, નિશાળની પ્રવૃત્તિઓમાં ઘણો અગત્યનો ભાગ લેતો, છોકરાઓમાં હળતો મળતો, તેઓ પર પિતાતુલ્ય પ્રેમ રાખતો, ને ગમે તે વખતે ગમે તે વર્ગમાં જઈ ગમે તે વિષય પર અવારનવાર ભાષણ આપતો.

**વસેદ યુનિવર્સિટિ.**

૨૫૩. કાઉન્ટ ઓકુમા એમ માનતો હતો કે જેમ સરકારી તેમ ખાનગી નિશાળો પણ આવશ્યક છે, ને બધું કામ જાપાની ભાષામાં કરવામાં આવે એવી એક સંસ્થા હોય તો સારૂં. ૧૮૮૨ માં એણે એક ખાસ નિશાળ કાઢી તે, બદલાઈ અત્યારે વસેદ યુનિવર્સિટિ થઈ છે. જોઈએ તેવી ચોપડીઓની ખોટ પૂરી પાડવાને નિશાળને અંગે એક પુસ્તકપ્રકાશકખાતું કાઢવામાં આવ્યું હતું, તે અત્યારે લાભદાયી નીવડ્યું છે. સરકારી કૉલેજો કરતાં અહીંની કૉલેજમાં પણ ફી વધારે લેવાય છે. યુનિવર્સિટિના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે, અર્થશાસ્ત્ર, કાયદા, ને સાહિત્યના. તે ઉપરાંત, રાજ્યનીતિ ને અર્થશાસ્ત્ર, કાયદા, ને રાજ્યવ્યવસ્થાના કાયદાના ખાસ શિક્ષણક્રમો છે, ને ઉચ્ચતર શિક્ષણશાસ્ત્રના પણ ક્રમો છે. માધ્યમિક શાળા ને વેપારી નિશાળ પણ છે.

**પાદરીઓની નિશાળો ને ધર્મનું શિક્ષણ.**

૨૫૪. જાપાનમાં કેળવણીના શરૂઆતના આગેવાનો પાદરીઓ હતા, અને દેશમાં જે પરિવર્તન થયું છે તેના પ્રથમકાળમાં તે લોકોએ ઘણુંજ અસરકારક કામ કર્યું છે એમ કહી શકાય. તેઓ માત્ર શિખવતા હતા એટલુંજ નહિ પણ વરબેક જેવા માણસો જાપાનીઓના ભરોસાદાર સલાહકારકો હતા, અને તેમનાં લખાણોથી તેઓએ ત્યાંની ભાષાનો અભ્યાસ સરળ કરી આપ્યો હતો. પ્રજાકીય ને પાદરીઓની નિશાળો વચ્ચે જે સ્પર્ધા થતી હતી તે બન્નેને

ઘણો મતભેદ થઈ ગયો છે. જે નિશાળો સરકારી ધોરણો મુજબ ચલાવવામાં આવતી તે ધાર્મિક મટી લૌકિક શિક્ષણ આપનારી થતી, અને તેમ થતાં છતાં પણ પ્રજાકીય શાળાઓ સાથે હરીફાઈમાં નીભવાને તેમની પાસે પૂરતાં સાધનો નહોતાં. આ દલીલનું વજન હાલની ત્યાંની સરકારની ધાર્મિક શિક્ષણ તરફની ઉદાર વૃત્તિને લીધે કંઈક ઓછું થયું છે. તોપણ ડૉ. **પીરી** (એક પાદરી) ઘણો પૈસો ખરચી મોટાં મકાનો ઉભાં કરવાની વિરુદ્ધ છે; વળી એના મત પ્રમાણે ધર્મપ્રચારકોને જોઈતાં આવાં શિક્ષણને માટે પાદરીઓની નિશાળોની જરૂર નથી, કારણ કે હાલના પ્રચારકોના અડધો અડધ ઉપરનાઓએ સંતોષકારક રીતે બીજે ઠેકાણે કેળવણી લીધેલી છે, અને પાદરીની નિશાળોમાંથી તૈયાર થએલા છોકરાઓ કંઈ ધર્મપ્રચારકો થતા નથી. તેમજ એના મત પ્રમાણે દેશી ખ્રિસ્તિઓનાં છોકરાંઓ માટે જ્યાંસુધી તેઓ માગણી કરે અને મદદ આપે ત્યાંસુધી ખ્રિસ્તિ નિશાળો ચલાવવાની કાંઈ જરૂર નથી. માટે ડૉ. **પીરી**ના મત પ્રમાણે પાદરીની નિશાળો પાછળ ખરચેલો પૈસો વ્યર્થ જાય છે. ખરૂં છે કે ધાર્મિક શિક્ષણની જરૂર છે, પણ તેમાં પણ જ્ઞાન દેશી ભાષામાં અપાવવું જોઈએ તેને બદલે **અંગ્રેજી**માં અપાતું હોવાથી વખતનો દુરુપયોગ થાય છે.

**છોકરીઓની નિશાળો.**

૨૫૭. છોકરીઓની નિશાળો વિષે ઓછો મતભેદ છે, તેનું કંઈક કારણ એ છે કે છોકરાઓની કેળવણી કરતાં સ્ત્રીકેળવણી પર સરકારે ઓછું લક્ષ આપ્યું છે. છતાં આમાં પણ ડૉ. **પીરી**ને દોષ જડે છે. એ કબૂલ કરે છે કે શિક્ષણ લેનારી ઘણીખરી છોકરીઓ ખ્રિસ્તિ થઈ છે, પણ અભ્યાસક્રમ ઘણો લાંબો રાખવામાં આવ્યો છે. ઘણીખરી નિશાળોમાં છોકરીઓને ૧૨ કે ૧૪ વર્ષ રાખવામાં આવે છે; અને એ બધા વખત સુધી પાદરીઓનાં ફંડોમાંથી તેમનું પૂરૂં કરવામાં આવે છે. **લૅટિન** ને **ગ્રીક**, જીવનશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, માનસશાસ્ત્ર, ને બીજી કેટલીક

**ડાશિશા.** ૨૫૫. ૧૮૬૪ માં **નીસિમા** નામનો એક જુવાન **જાપાનીસ** વ્હાણમાં ચોરીથી સંતાઈને **અમેરિકા** ગયો. વ્હાણના અધિકારીએ એને **બોસ્ટન**માં નિશાળે મૂક્યો.૧૮૭૨ માં ઈવાકુરા એલચી તરીકે **અમેરિકા** ગયો ત્યારે દુભાષિયા તરીકે **નીસિમા**ની માગણી કરવામાં આવી તે એણે એવી સરતે કબૂલી કે રજા લીધા વગર **જાપાન** છોડી પરદેશ જવાના મોટા ગુન્હાને માટે એક તો એને માફી મળવી જોઈએ, ને બીજું, એને **અંગ્રેજી**, ને **ખ્રિસ્તિ** ધર્મનું શિક્ષણ **જાપાન**માં આપવા દેવામાં આવે. ૧૮૭૪માં આ પ્રમાણે **જાપાન** જઈ **ડાશિશા**માં **નીસિમા**એ નિશાળ ખોલી. પ્રથમ માત્ર આઠજ છોકરા અંદર હતા, છતાં વધતાં વધતાં **નીસિમા** ૧૮૮૯ માં ગુજરી ગયો ત્યાં લગણમાં ૭૦૦ છોકરાઓ ને ૨૦ છોકરીઓ અંદર ભણતાં થયાં હતાં. ત્યાર પછી કેટલોક વખત પરદેશી લોકો ને પરધર્મનાં શિક્ષણ વિરુદ્ધ પવનનો જોસ્સો હોવાથી ધર્મનું શિક્ષણ કંઈક દબાઈ ગયું હતું. પણ આમ ધર્મનું શિક્ષણ ન અપાય, એ શાળાના **અમેરિકન** મુખ્ય અધિકારીને રુચતું નહોતું. અત્યારે શાળા પાછી લોકપ્રિયતા ભોગવે છે. ધાર્મિક કેળવણી સાથે કૉલેજમાં શિખવાતા ભારે વિષયોનું પણ એ નિશાળમાં શિક્ષણ અપાય છે. છોકરીઓને શિખવવાના વિભાગમાં **અંગ્રેજી** ઉપરાંત, લેખન, ચિત્રકળા, સીવણ, ને વિધિપુરઃસર ચહા બનાવવાનું શિક્ષણ આપવાની ગોઠવણ છે.

**પાદરીની નિશાળોની અગત્ય.** ૨૫૬. એક વખત પાદરીની નિશાળો કેળવણીમાં ઘણો અગત્યનો ભાગ લેતી હતી, અને હજી પણ કબૂલ કરવામાં આવે છે કે પ્રજાકીય શાળાઓ કરતાં તેમણે ઉચ્ચતર નીતિનું ધોરણ કેળવ્યું છે. પણ પરદેશીઓની વિરુદ્ધના પવન, એ શાળાઓમાંથી ઉત્તીર્ણ થનારા વિદ્યાર્થીઓના હક વિષે સરકાર સામે લડત, ને **ડાશિશાની** માંહોમાંહેની ફાટફુટોને લીધે એ શાળાઓની સ્થિતિ એવી નબળી પડવા માંડી છે કે એ ચાલુ રહેશે કે નહિ તે વિષે

બેસતી, શીકારે જતી, લડાઈમાં લડતી, અને પુસ્તકો લખતી. **હિંદુસ્થાન** ને **ચીન** દેશના આ વિષય પરના વિચારો **જા**પાનમાં દાખલ થવાથી સ્ત્રીની પ્રતિષ્ઠા કંઈક ઓછી થવા માંડી હતી ત્યાર પછી પણ સ્ત્રીઓ આ બધાં કામ કરતી. પુરુષો જ્યારે **ચીન**ના સાહિત્યના અભ્યાસમાં મગ્ન રહેતા ત્યારે સ્ત્રીઓ પોતાની ભાષા ખેડ્યા કરતી. **જા**પાની સાહિત્યના ઇતિહાસકાર મિ. **ઍસ્ટન**ને આખા **યુરોપ**ના સાહિત્યના ઇતિહાસમાં **જા**પાનની એક વાતની સરખામણી નથી જડતી: **જા**પાની સાહિત્યના ઉત્તમ યુગમાં લખાયલાં ઉત્તમ પુસ્તકો ઘણા મોટા પ્રમાણમાં સ્ત્રીઓને હાથે લખાયલાં હતાં. પણ સ્ત્રીની અયોગ્યતા વિષેના **બૌદ્ધ** વિચારોને **ચીન**ના આચારવિચારે સબળ ટેકો આપ્યો અને ખરી બુદ્ધિવાળી સ્ત્રીઓને કંઈક અજ્ઞાનના પડદામાં પોતાનું જ્ઞાન છુપાવવાની જરૂર પડી; ને મધ્યમ યુગમાં **જા**પાનમાં જ્યારે વિજ્ઞાન ને સાહિત્યને સંતસાધુઓ પચાવી બેઠા હતા ત્યારે તો સ્ત્રીઓની પદવીને એથી પણ વધારે ધોકો લાગ્યો. **ટોકગવારાજ્ય**ના વખતમાં રાજ્યકર્તા વર્ગ પર **ચીન**ની અસર જ્યારે સૌથી વધારે થઈ ત્યારે આ ક્રિયા સમાપ્ત થઈ અને સ્ત્રી જાતની અગત્ય તદ્દન ઘટી ગઈ. અતિશય પિતૃભક્તિ ને અનેક પત્ની પરણવાના આચારથી સ્ત્રીઓ માબાપ ને પતિને તદ્દન અધીન બની ગઈ. સદ્ગુણી સ્ત્રીઓ નિવૃત્તિમાં રહેતી અને પુરુષોને જે સહવાસ આપવાને તેમની પત્નીઓ કેળવાયલી નહોતી તે તેઓ સાધારણ સ્ત્રીઓના સમાગમમાં શોધતા.

**પહેલાંની સ્ત્રીકેળવણી.**

૨૫૯. ગમે તેમ હતું છતાં ખુદ હિંદુસ્થાન ને **ચીન**માં જેટલી છે તેટલી અધમ અવસ્થા **જા**પાનમાં કદી થઈ નહોતી. સ્ત્રીઓ નિવૃત્તિમાં રહે એમ ઇચ્છવામાં આવતું છતાં તેમને ઘરમાં ગોંધવામાં આવતી નહોતી, અને જોકે બુદ્ધિના વિકાસ કરતાં નીતિની કેળવણી વધારે અગત્યની ગણાતી હતી છતાં પ્રથમનો છેક અનાદર કરવામાં આવતો નહોતો. ખરૂં છે કે સ્ત્રીકેળવણીસંબંધમાં સરકાર પગલાં લેતી નહોતી, પણ નીચલા

વસ્તુઓ, જેમનો એમને ખપ નથી કે જેમની એ કદર ન કરી શકે એવી વસ્તુઓનું એમને શિક્ષણ આપવામાં આવે છે. પીઆનો ઘણુંખરૂં જેઓ કદાપિ જોવા પણ નહિ પામે એવી છોકરીઓને દશ કે વધારે વર્ષ તે વગાડવાનું શિખવવામાં આવે છે. આવી જિંદગી એમની રોજની ઘરની જિંદગી સાથે બીલકુલ બંધ બેસતી આવતી નથી. ત્યાંના દેશના વટળેલા ધર્મપ્રચારકો પણ પાદરીની નિશાળોમાં કોઈ પણ દહાડો શિક્ષણ ન લીધું હોય એવી છોકરીઓને લગ્ન માટે વધારે પસંદ કરે છે, કારણ એજ છે કે એવા શિક્ષણવાળી સ્ત્રીઓ અસંતુષ્ટ રહેવાનો વધારે સંભવ છે. વિરુદ્ધમતમાં કેટલાક એમ પણ કહે છે કે જ્યાંસુધી પ્રજાકીય કેળવણી માત્ર બુદ્ધિ ખીલવે છે ને નીતિનાં શિક્ષણની ઉપેક્ષા રાખે છે, ત્યાંસુધી પાદરીઓની નિશાળો તદ્દન આવશ્યક છે. પણ હાલની લડાઈમાં બધા જાપાની લોકોએ જે નીતિના સદ્‌ગુણો બતાવી આપ્યા છે તે તરફ જોતાં આ કહેવું આશ્ચર્યજનક છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## સ્ત્રીકેળવણી.

**સ્ત્રીઓની પહેલાંની પદવી.**

૨૫૮. એશિઆના બીજા કોઈ પણ દેશમાં ભોગવાઈ છે તેના કરતાં જાપાનમાં સ્ત્રીઓની પદવી હમેશ કંઈક જુદી ને ચઢીઆતી હતી એમ સાધારણ રીતે કબૂલ રાખવામાં આવે છે. છેક શરૂઆતમાં તો બન્ને જાતિઓ સમાન પદ ધારણ કરતી જણાય છે; સ્ત્રીઓ રાજ્યાસન પર

એટલે સુધી, કે પોતાનાં કુટુંબો અને પતિને મદદ આપવાના હેતુથી સંખ્યાબંધ સ્ત્રીઓને પૈસા માટે કલંકિત કરવામાં આવતી અને આવે છે. બાપ કે ભરથાર જો નાણાની મુશીબતમાં હોય તો સ્ત્રીનું રક્ષણ થઈ શકે એવું કશું નહોતું; સ્ત્રીનું જે કરવું હોય તે પુરુષ કરે તોપણ લોકમત એની તરફેણમાં થતો. તેવીજ રીતે વળી જો એ સારી સ્થિતિમાં હોય તો ખુલ્લી રીતે પ્રેમભંગ કરે કે ઘરમાં વેસ્યા દાખલ કરે તેવા અનાચારમાંથી સ્ત્રીનું રક્ષણ કરનારૂં કંઈપણ બળ નહોતું; ઉલટો લોકમત, જ્યાંસુધી પતિ પોતાની પૈસાની સ્થિતિ પ્રમાણે ખરચે ત્યાંસુધી એની તરફેણમાં હતો. માત્ર પોતાના પતિની સાથે સારી રીતે નીભી ન શકે ત્યારેજ નહિ પણ એના કુટુંબ સાથે ચાલી ન શકે તોપણ નજીવા બાનાઓથી પત્નીના છૂટા છેડા થાય તેમ હતું; અને તેમ થયે તે તેનાં છોકરાં પરના હક ખોતી ખોટી રીતે કાઢી મૂકે તો તેના કુટુમ્બીઓ અપમાન થયું ગણી વેર લે એ- ટલી ફીકર માત્ર છુટા છેડા પર દાબ રાખતી; છતાં એટલું નિઃશંક છે કે લોકમાન્ય રીતરીવાજો પરથી અનુમાન કરી શકાય તેના કરતાં સાંસા- રિક સ્થિતિ વધારે સહન કરાય એવી—વધારે સારી હતી, અને જાપાનમાં સ્ત્રીજાતના નારી તરીકેના સદ્‌ગુણો ઘણા છે એમ માનવા તરફ જબરો એકમત છે, પછી ભલે આ સદ્‌ગુણો એમનું (ખરાબ) શિક્ષણ હોવા **છતાં** થયા હોય કે હોવા**થી** થયા હોય. લેફ્કાડિઓ હર્નના મત પ્રમાણે કદાચ એ પ્રતિની સ્ત્રી આ દુનિયામાં લાખ વર્ષ સુધી ફરીથી જોવામાં નહિ આવે. "એની કોમળતા, એની ઉત્કૃષ્ટ નિઃસ્વાર્થતા, એનાં બાલ્યવત્ ભક્તિ ને વિશ્વાસ, એની આસપાસ સુખ ફેલાવવાના રસ્તાઓ ને ઉપાયો જોવાની એની ઉત્તમ પહોંચ........જાપાની સ્ત્રી કંઈ નહિ તો બૌદ્ધ ફિરસ્તાનો આદર્શ સફળ કરતી." "પણ વિચિત્ર છે કે એ બૌદ્ધ ફિરસ્તો"–(ફિરસ્તાના ઉચ્ચ આદર્શ પ્રમાણે જીવન ગાળતી જાપાની સ્ત્રી)

* Japan p. 293, Lafcadio Hearn.

વર્ગની છોકરીઓ ટેરાકેયામાં ભણી શકતી અને સેમુરાઇની છોકરીઓ ખાનગી શિક્ષકો મારફતે ઘેર શિક્ષણ લેતી. તેમને માટે સૌથી લાયક કેળવણી ગૃહવ્યવસ્થા, સભ્યતા, સંગીત, ભૂષણ (શણગાર), ને કેટલાંક શસ્ત્ર વાપરવાના વિષયોની ગણાતી; પણ સાહિત્યનું વધારે શિક્ષણ લેવાને તેમને કંઈ પ્રતિબંધ નહોતો. વાચન, લેખન, ને અંકગણિતનાં મૂળ તત્વો ઉપરાંત, કેટલાંક સારાં કુટુંબોમાં રાખવામાં આવતાં, ને હજી જૂના વિચારના માણસો વાંચે છે એવાં કેટલાંક પુસ્તકોનો અભ્યાસ કરી શકાય એ હેતુથી ખપ જોગા ચીનની ભાષાના અક્ષરો ઘણીખરી સ્ત્રીઓ શીખતી. એ પુસ્તકોમાંનાં ઘણાંખરાં ઘરના ઉપયોગી વિષયો પરનાં હતાં. તેમાનું એક —"સ્ત્રીઓને અગત્યનું શિક્ષણ"—સૌથી અગત્યનું હતું. તેમાંના કેટલાંક વાક્યો પરથી ઉદ્દેશ જણાશે;—

"સ્ત્રીને શોભાવે એવા ગુણો નમ્ર આજ્ઞાંકિતપણું, પ્રતિવ્રતાપણું, દયા, અને શાંતપણુંજ છે.

"લગ્ન પછી એના મુખ્ય ધર્મ સાસુસસરાને માન આપવું, તેમના તરફ અત્યંત પ્રેમ ને આદરસત્કાર રાખવાં, અને પિતૃભક્તિનો દરેક સભ્ય આચાર આચરવો એ છે. તેણે તેમના હુકમને તદ્દન તાબે થવું જોઈએ.

"સ્ત્રીના મનને બગાડનારા ખરાબમાં ખરાબ પાંચ આધિ સ્વચ્છંદ, અસંતોષ, પૈશુન્ય, ઈર્ષ્યા, ને મૂર્ખાઈ છે. એટલું નિઃશંક છે કે દર દશ સ્ત્રીએ સાત કે આઠ સ્ત્રીઓને આ પાંચ આધિઓ લાગુ પડે છે.

"એની જાત એવી મૂર્ખ છે કે દરેક નાની વાતમાં પોતા પર વિશ્વાસ ન રાખતાં પતિની આજ્ઞામાં રહેવું એને જરૂરનું છે. પતિ જાણે એનું સ્વર્ગજ હોય એવી રીતે એણે તેની તરફ જોવું જોઈએ."

ત્રણ શુશ્રૂષા.

૨૬૦. સ્ત્રીને નીતિનું શિક્ષણ "ત્રણ શુશ્રૂષા" મેળવવાના ઉદ્દેશથી અપાતું—બાળક તરીકે માબાપ તરફ આજ્ઞાંકિતપણું, પત્ની તરીકે તેના પતિ ને પતિના માબાપ તરફ આજ્ઞાંકિતપણું, ને વિધવા તરીકે તેના જ્યેષ્ઠ પુત્ર તરફ આજ્ઞાંકિતપણું;

પાદરીઓએ જાપાનમાં સ્ત્રીકેળવણીની શરૂઆત કરી, અને ખાસ કરીને ઉંચી કેળવણી કેટલાંક વર્ષ સુધી એમનાજ હાથમાં મુખ્યત્વે કરીને રહી. પ્રાથમિક શાળાઓમાં છોકરીઓને પ્રથમથીજ દાખલ થવાની છૂટ હતી. જાતે જૂની ઢબ પ્રમાણે ઉછરેલી હોવા છતાં પણ રાણીએ હમેશ સુધરેલી સ્ત્રીકેળવણીમાં ઘણો રસ લીધો છે, અને અમીરાણીની નિશાળને ઉત્તેજન આપવાના એના દાખલાથી સ્ત્રીકેળવણીની પદ્ધતિ સુધારવામાં ઘણો ફાયદો થયો છે. ૧૮૯૦ માં સ્ત્રીકેળવણીમાં સુધારા ટોચે ચઢ્યા ત્યાર પછી તરતજ એની સામે પવન વાવાની શરૂઆત થઈ. આમ થવાનું કારણ છોકરીઓની નિશાળોની સાથનો પરદેશીઓનો સમ્બન્ધ માત્ર નહોતો, પણ સુધારકોએ દેખીતી રીતે બહુ ઉતાવળાં પગલાં ભર્યાં હતાં તે હતું. કેટલીક જાપાની છોકરીઓએ અમેરિકાની પદ્ધતિ પ્રમાણે કેળવણી લીધી હતી, અને તેઓ જ્યારે ઘેર જતી ત્યારે ઉપર કહેવામાં આવેલી "ત્રણ શુશ્રૂષા" કરવા નાખુશ હોવાથી અસંતુષ્ટ થતી. તેમનાં સમ્બન્ધીઓ પણ તેટલાંજ અસંતુષ્ટ થતાં; કારણ કે નવી પરિસ્થિતિઓને અનુકૂળ વર્તણુક રાખવાને પુરુષોને હજી પૂરતો વખત નહોતો મળ્યો, અને તેમાંના ઘણાખરા પરદેશી સ્ત્રીઓને ચોખ્ખી રીતે અવિનયી તો નહિ પણ અસભ્ય વર્તણુકવાળી ગણતા. પોતાની છોકરીઓ એવી જાતની થતી જોઈ જૂના મતના માણસો ક્ષોભ પામતા. પાદરીઓની નિશાળોમાં છોકરીઓને માટે જાપાનની સભ્યતા પાળનારા શિક્ષકો રાખવામાં આવતા હતા; છતાં ફુકુઝવાને પણ કબૂલ કરવું પડ્યું હતું કે સુધારા બહુ જલદીથી થતા હતા. તોપણ તેની સામે પ્રત્યાઘાત થતો હતો તે એ અચિરસ્થાયી માનતો, કારણ કે એક કેળવાયલી જાપાનીસ સ્ત્રી એક અભણ સ્ત્રી જેટલી સભ્ય અને આજ્ઞાંકિત કેમ ન થાય તે માટે કંઈ હેતુ નહોતો, તેમજ બીનકેળવાયલી ને નિશાળે ભણેલી બન્નેના વર્ગમાં કોઈ કોઈ વાર તો તોફાની વ્યક્તિઓ સામાન્ય રીતે પણ નીકળે.

જ્યારે સાસુની પદવી ધારણ કરતો ત્યારે ઘણી વાર એક નાના ફિરસ્તાની (પુત્રવધુની)–જિંદગી દુઃખિત કરવા ઉસુકત થતો! કારણ હિંદમાં છે તેમ જાપાનમાં પણ ઘણાં ઘરોમાં સાસુ એક શાપ સમાન થઈ પડી છે, અને આ દુઃખમાંથી મુક્ત એવી પરદેશી સાથે પરણેલી જાપાની સ્ત્રીની એની ભગિનીઓ ઈર્ષ્યા કરે છે, દેશની બીજી સ્ત્રીઓને અદેખાઈ આવે છે.

**લગ્નવય.**

૨૬૧. કુદરતનો પ્રથમ નિયમ, લગ્ન હોવાથી મહાન્ ઈયેસુએ નિર્ણીત કર્યું હતું કે ૧૬ વર્ષની ઉમ્મર થયા પછી માણસે એકલા ન રહેવું. છતાં એમ કહેવાય છે કે ઘણા ભાગમાં સેમુરાઇ ત્રીસ વર્ષ પહેલાં પરણતો નહોતો. તોપણ હિંદુદષ્ટિથી જોતાં નહિ પણ યુરોપીઅન નજરે જોતાં, સાધારણ લોકોમાં ઘણુંખરૂં વહેલાં લગ્ન થતાં. કેટલીક વાર છોકરાંઓને પરણાવવાને માબાપ, તેમનાં બાળપણમાં વચન આપતાં; ને કેટલીક વાર યોગ્ય વખત આવે લગ્ન ગોઠવી આપનાર દલાલની મદદથી માબાપ બંધ બેસતું લગ્ન કરતાં. સેમુરાઇ, ઉતરતા વર્ગોમાં લગ્નવ્યવહાર નહિ રાખી શકતા, છતાં સેમુરાઇનો અન્ત્યજ કન્યા પરનો પ્રેમ, ઘણીએ કલ્પિત વાર્તાઓનો વિષય થઈ પડયો છે. વિધવાઓ ભાગ્યેજ પુનર્લગ્ન કરે છે.

**નવો યુગ.**

૨૬૨. નવા યુગની સાથે સ્ત્રીની પદવીમાં દેખીતા ઘણા ફેરફારો જોવામાં આવે છે. સ્ત્રીઓને કેળવણીની વધારે સગવડો કરી આપવામાં આવી છે, તેમની કાયદા પ્રમાણેની પદવી પણ નવા ધારાસંગ્રહોથી સુધરી ગઈ છે, અને જુદા જુદા વર્ગોમાં લગ્નવ્યવહારની સ્વતંત્રતા થઈ છે. આન્તર જીવનમાં ફેરફાર થયો છે કે નહિ તે વિષે મતભેદ છે, પણ પશ્ચિમની અસર ધીમે ધીમે ને છૂપી રીતે અહીં પણ પ્રાયશઃ થાય છે. સારી કેળવણીથી પ્રજામાં નારીપ્રતિષ્ઠા વધશે એમ માની છેક ૧૮૭૧ જેટલી વહેલી શહેનશાહે સારાં કુટુંબની કેટલીક છોકરીઓને કેળવણી માટે અમેરિકા મોકલવાની યોજનાને પસંદગી આપી હતી.

અજાણતાંજ માણસોનું વલણ એવા વિચાર તરફ થયું છે કે સારી રીતે કેળવાયલી સ્ત્રીઓ વધારે સારી સોબતીઓ અને છોકરાંઓની વધારે સારી માતાઓ થશે; બીજું કંઈ નહિ તો જૂના મતના માણસો જે સ્થિતિમાં સ્ત્રીઓને રાખવા માગે છે તે, ને બીજી દરેક બાબતમાં જાપાન જે સ્થિતિએ પહોંચવા દાવો કરે છે તે બેની વચ્ચેનો વિરોધ માણસો જોતા જણાય છે. ઉંચી કેળવણી લેનારી સ્ત્રીઓ ધીમે ધીમે વધતી જાય છે, અને થોડોક વખત પહેલાં સ્ત્રીઓની એક જુદીજ યુનિવર્સિટિ સ્થપાઈ છે. માત્ર સ્ત્રીશિક્ષકોને માટે જોઈએ તે સિવાય ઉચ્ચતર એકદેશીય કેળવણીની હજી મોટી માગણી નથી, જોકે કેટલાકના માનવા પ્રમાણે તે માટે માગણી જલદીથી વધશે અને સરકારને જોઈતાં સાધન પૂરાં પાડવાં પડશે, કારણ કે બધી ઉચ્ચતર સંસ્થાઓમાં છોકરીઓને બાતલ કરવામાં આવે છે. પણ ઉંચી કેળવણી વિષે પ્રજામત હવે ચોક્કસ તરફેણમાં થયો છે, ને જૂના મતનાં માબાપ કદાચ પોતાની છોકરીઓને તેથી દૂર રાખવા ઇચ્છે તોપણ તે છોકરીઓ જાતે વારંવાર તેનો આગ્રહ કરે છે. જુવાન માણસો પણ સાહિત્યમાં કે ઘરસંસારને કામના વિષયમાં કેળવણી લીધેલી હોય એવી સ્ત્રીઓને પોતે લગ્ન માટે શોધે છે. દરેક પરીક્ષા ઉત્તીર્ણ થયે હિંદુસ્થાનમાં લગ્નને માટે છોકરાઓની કીંમત વધે છે, પણ આ વિરુદ્ધ જાપાનમાં છોકરીઓને સ્પષ્ટ થવા માંડ્યું છે કે ઉંચી કેળવણીને લીધે દેખીતી રીતે તેમનું પોતાનું ભવિષ્ય સુધરે છે. છેલ્લાં કેટલાંક વર્ષ થયાં છાપાંઓમાં લગ્નસંબંધી જાહેર ખબરો આવવા માંડી છે, ને આમાં કેળવણીની લાયકાતની હમેશ ખાસ માગણી કરવામાં આવે છે. વળી પશ્ચિમ કિનારા પર આવેલા એક શિન્ટો દેવના દહેરા પાસે વાંસનો મોટો મંડપ છે, ત્યાં જુવાન માણસોએ વાંસ પર પોતાની લગ્નની ઉમેદો કોતરવાનો એક મનગમતો ધારો પડી ગયો છે; અને આમાંના કેટલાક લેખોમાં " કૃપા કરી મને છોકરીઓની ઉચ્ચતર શાળામાંથી ઉત્તીર્ણ થએલી કન્યા આપજો " એવી યાચના દેવને થએલી જોવામાં આવે છે.

**ફુકુઝવાના મતો.**

૨૬૩. ફુકુઝવાના મત પ્રમાણે ગરીબ કે તવંગર, બધી છોકરીઓએ પોતાની દેશી ભાષા, પત્રલેખન, ગણિત, નામું, ગુંથણકળા, ગૃહવ્યવસ્થા, ને રસોઇનું જ્ઞાન મેળવવું જોઇએ. જેમ છોકરાઓને તેમ છોકરીઓને પણ ઉચ્ચતર કેળવણી એને એટલીજ ઉપયોગી લાગતી હતી, પણ તેમાં ખાસ કામના વિષયો પદાર્થવિજ્ઞાન, શરીરવિદ્યા, ને તંદુરસ્તીના નિયમો, ભૂગોળ, ઇતિહાસ, કાયદા, ને અર્થશાસ્ત્રના હતા. છેલ્લા બેનો સમાવેશ વિચિત્ર લાગે તેમ છે, પણ એનું જ્ઞાન, સ્ત્રીની બુદ્ધિ ખીલવશે એટલુંજ નહિ પણ અણીની વખતે પતિનાં કામ હાથમાં લેવાને તેને શક્તિવાળી કરશે. વળી છોકરાંઓ માન આપે તેને માટે પૂરતું જ્ઞાન માતાઓને હોવું જોઇએ. ફુકુઝવા આગ્રહથી કહેતા કે છોકરીઓને સાદો પોષાક પહેરાવવા જોઇએ, ને તેમને ખુબ કસરત કરવા દેવી જોઇએ; કસરત વગર લીધેલો ખોરાક ફાયદો ન કરતાં નુકસાન કરે છે. પુરુષ તેમજ સ્ત્રી સ્વતંત્રતાથી એકબીજાના સમાગમમાં આવે ને સ્વેચ્છાથી પસંદગી કરી શકે એટલો જાપાનની સમાજની સ્થિતિનો વિકાસ હજી નહિ થયો હોવાથી લગ્ન માબાપ ગોઠવે તેજ ઉત્તમ છે; તેનીજ સાથે છોકરાછોકરીઓને અણગમતાં જોડાંઓ જોરે કરવાનો માબાપને હક નથી. સાસુ તરફની હરકત નવાં જોડાંને જુદા ઘરમાં રહેવાની છૂટ આપી દૂર કરી શકાય; અને આ પ્રમાણે ફુકુઝવાએ પોતાનાં પરણેલાં છોકરાંઓને ઘરની આસપાસ રાખ્યાં હતાં, પણ એને પણ તેમની બાબતોમાં વચમાં પડ્યા વગર ચાલતું નહોતું. છેવટે એનો મત એવો હતો કે ૨૦ કે ૩૦ વર્ષ કરતાં વહેલી વયે વિધવા થયે સ્ત્રી પુનર્લગ્ન કરી શકે.

**સ્ત્રી કેળવણી તરફ હાલની લાગણી.**

૨૬૪. જે વિચારો સામે ફુકુઝવા કામ કરતો હતો તેનું પરિણામ કેળવણી સંકુચિત કરી નાખવાનું હતું. નીતિ ને વ્યવહારકુશળતા સંપાદન કરવામાં બુદ્ધિવિકાસની ઉપેક્ષા થતી હતી; અને ઉદ્દેશ, “સારી સ્ત્રીઓ અને માતાઓ” તૈયાર કરવાનો હતો. પણ કંઇક

સ્થિતિ હિંદુસ્થાનથી ઘણી જુદી જાતની છે; ત્યાં પડદાનો રીવાજ નથી. જાપાની સ્ત્રીઓ પુરુષો સાથે સમાગમમાં આવવાને વધારે ટેવાયલી છે, ઉદાહરણ તરીકે, સ્નાનસ્થળે, અને પુરુષ દાક્તરોનો તેઓને જરાએ વાંધો નથી હોતો. બીજા ધંધાઓમાં, એક સ્ત્રી રાજ્યકળામાં ભાગ લેતી મિ. કર્ટિસ ગણાવે છે, ને બીજી એક, એક મોટી સરાફી પેઢીમાં અગ્રેસર ભાગ લેનારી એજ લેખક ગણાવે છે. બીજી ખાનગી કંપનીઓએ સ્ત્રીઓને કારકુન બનાવવાનો પ્રયોગ અજમાવી જોયો છે, ને કેટલીક સ્ત્રીઓ માસિકો વગેરેમાં લેખક થઈ છે. ટપાલખાતાંને તેમની સાથે કશો સંબંધ નથી, માત્ર નાગાસાકીમાં ટપાલખાતામાં પાંચ બૈરીઓ છે; પણ ટેલિફોન એક્ષ્ચેન્જમાં—જે મધ્ય સ્થળેથી જુદા જુદા ટેલિફોનના સંદેશા એકઠા કરી મોકલવાને ઠેકાણે સંબંધ કરાવી અપાય ત્યાં—તેમને રાખવામાં આવે છે. કેટલેક મોટે રેલ્વેસ્ટેશને ટિકિટો આપવાનું કામ કરતી સ્ત્રીઓ જોવામાં આવે છે, પણ અપ્વા પ્રમાણે કેટલીક વાર પૈસા આપલેની ગણતરી કરવાને પુરુષનું તેમને કામ પડે છે. એક સ્ત્રી રેશમના કીડાની પારખ કરવાનું કામ કરતી જોવામાં આવી છે, ને છેલ્લી લડાઈને પરિણામે સ્ત્રી કામ કરનારીઓની માગણી વધશે એમ સંભવિત છે. છોકરીઓ ને સ્ત્રીઓની મોટી સંખ્યા જાતજાતનાં કારખાનાંઓમાં કામે લગાડવામાં આવે છે; ત્યાં કામના કલાક ને સ્થિતિ ધાસ્તી ઉપજાવે એવાં છે. ઓસકાનાં કારખાનાંઓમાં છથી ઉપરના વર્ષની છોકરીઓ પાસે કામ લેવાય છે એમ કહેવાય છે. તેઓ ધૂળ ને રૂથી ભરપૂર વાતાવરણમાં, ને ૮૪૦ થી ૧૦૦૦ ફેરેન્હેટ ગરમ હવામાં દિવસના ૧૧ કલાક કામ કરે છે. તેમનો પગાર દહાડાનો એક આનાથી આઠ આના સુધીનો હોય છે, અને ૧૨ ચોરસ ફીટની ઓરડીમાં ૧૨ માણસ રહે ને નાસી ન જાય માટે તાળું મારેલા એવા ઠેકાણામાં તેમને રાખવામાં આવે છે.

૨૬૬. પુરુષોની ઉચ્ચતર કેળવણી ને ફરજીઆત લશ્કરી નોકરી

**સ્ત્રીઓની હાલની સ્થિતિ.**

૨૬૫. કાયદા પ્રમાણેની સ્થિતિ તપાસતાં છેલ્લા ફેરફારોથી સ્ત્રીઓની પદવી ઘણી સુધરી ગઈ છે. સ્ત્રી હવે કુટુંબની વડીલ થઈ શકે છે; સ્ત્રી મીલ્કતનો વારસા મેળવી શકે છે; માલીકી કરી શકે છે, ને વ્યવસ્થા કરે છે; સ્ત્રી માબાપની સત્તા વાપરી શકે છે, દત્તક લઈ શકે છે, વાલી થઈ શકે છે, વગેરે, વગેરે. વ્યાવહારિક રીતે કંઈ મોટા ફેરફાર થએલો જણાતો નથી; પણ ત્યાં વસેલા ઘણા બહારદેશના વતનીઓના મત પ્રમાણે જાપાનની સ્થિતિ સાધારણ રીતે સારી છે. ઘણી વખત યુરોપ ને અમેરિકાના મધ્યમ વર્ગની સ્ત્રીઓ કામકાજ વગર નિર્માલ્ય જીવન ગાળે છે તેના કરતાં ચઢીઆતી છે, અને તેઓ ઘણી સ્વતંત્રતા ભોગવે છે. આ પરદેશની અસરથી છે કે નહિ તેનો નિર્ણય કરવો કઠણ છે; પણ પરદેશી દાખલા ને આધુનિક કેળવણી આ બાબતમાં શાન્ત ફેરફાર નથી કરતા એમ માનવું મુશ્કેલ જણાય છે. સ્ત્રીની પ્રતિષ્ઠાનો આધાર કેટલેક અંશે જેવાં કપડાં એ પહેરે છે તેના પર રહે છે; જો એ જાપાની પોષાકમાં હોય છે તો એ એના ધણીની પાછળ ચાલે છે અને એની નોકર જેવી ગણાય છે, પણ જો યુરોપીઅન કપડાં પહેરેલાં હોય તો એ પહેલી જાય છે. હાલમાં મોટી મુશીબત એ છે કે પરણીને ઘર ચલાવવા ઉપરાંત બૈરાંઓને નહિ જેટલું કામ કરવાનું છે. તેમને માટે તદ્દન ખુલ્લો ધંધો માત્ર એક, શિક્ષણનોજ છે; પણ પગાર ઓછા હોય છે, ને વ્યવસ્થા કરવાને નાલાયક ગણાતી હોવાથી તેમને શાળાનું ઉપરીપણું કદી આપવામાં આવતું નથી. સ્ત્રી વકીલ હજી જણાઈ નથી, પણ કેટલીક સ્ત્રીઓ ખાનગી નિશાળોમાં દાક્તર તરીકે તૈયાર થઈ છે, કારણ કે સરકારી નિશાળોમાં તેમને દાખલ કરવામાં આવતી નથી. કેટલેક ઠેકાણે દાક્તર તરીકે તેમને વધારે પસંદ કરવામાં આવે છે; પણ સાધારણ રીતે સ્ત્રીદાક્તરોને માટે કંઈ ખાસ માગણી નથી, અને ત્યાંની

રાખવાનું વધારે ડહાપણભરેલું માને છે, અને છોકરી તો પિતૃભક્તિના બન્ધનમાં વધારે સંકડાયલી હોય છે; તો પણ ગોઠવેલાં એક કે બીજાં લગ્ન સામે કોઈ કોઈ વાર વાંધો ઉઠાવાતો જોવામાં આવે છે, અને તેવી સ્થિતિમાં જોરે લગ્ન બેસાડવું માબાપને ઓછું ને આછું શક્ય થતું જાય છે. બીજો રસ્તો ન જડે તો આવી વખતે છોકરાછોકરીઓ ઘર છોડી પલાયન કરી જાય છે. ઉચ્ચતર કેળવણીની અસર આ બાબતમાં પણ થતી જોવામાં આવે છે, અને તે એ છે કે કેળવાયલા અને ખાસ કરી પરદેશી-ઓના સમાગમમાં આવલા જાપાનીઓ કેટલીક વાર જાતે પસંદગી કરવાની ઇચ્છા દર્શાવે છે. વળી લગ્ન પછી કન્યાને સાસુસસરાવાળા ઘરમાં રાખ-વામાં નહિ આવે એવી શરત કરવાનો એક રિવાજ થોડો વખત થયાં, ખાસ કરી ટોકિયોમાં, પડતો ગયો છે. પૂર્વની કે પશ્ચિમની લગ્નની રીત સારી છે તે વિષે ગમે તેમ કહેવામાં આવે તોપણ એટલું નક્કી છે કે છૂટા છેડા જાપાનમાં જે ત્વરાથી થાય છે તે પરથી એટલું સ્પષ્ટ છે કે ત્યાંની લગ્નવ્યવસ્થામાં કંઈ મોટી ખામી છે. ૧૯૦૧ માં પૂરાં થતાં દશ વર્ષમાં છૂટા છેડાની વાર્ષિક સરેરાસ ૯૯,૦૦૦ થી ૩,૮૦,૦૦૦ લગ્નની હતી, એટલે જોકે ઘણી સ્ત્રીઓ પોતાનાં છોકરાં ખોવા કરતાં ગમે તેવું દુઃખ સહન કરશે, છતાં લગ્નોની ચતુર્થાંશથી વધારે સંખ્યામાં છૂટા છેડા થતા માલૂમ પડયા હતા. ફ્રાન્સમાં વસ્તી ઓછી છે ને છૂટા છેડા મેળવ-વાનું અઘરૂં નથી તોપણ વર્ષમાં સુમારે ૯,૦૦૦ ની ગણતરી આવે છે; ઇંગ્લંડમાં છૂટા છેટાની કે કાયદાની મદદથી જુદા રહેવાની અરજીઓ ૭૦૦ ને સુમારે થાય છે. પણ છૂટા છેડા સ્હેલથી મળતા હોવા છતાં જાપાનમાં વાર્ષિક લગ્નોનું પ્રમાણ ઓછું છે. ઇંગ્લંડ ને વેલ્સમાં જ્યારે ૧,૦૦૦ ની વસ્તીએ ૧૬$\frac{૧}{૨}$ નું પ્રમાણ આવે છે ત્યારે જાપાનમાં તે ૮ થી ૧૦ નું આવે છે. કુચાલથી ઉત્પન્ન થએલાં છોકરાંઓ વધતાં જાય છે; યુનાઇટેડ કિંગ્ડમમાં ૧૮૯૮ માં જ્યારે સેંકડે માત્ર ચાર એવાં છોકરાં જીવતાં જન્મ્યાની સંખ્યા આવે છે ત્યારે જાપાનમાં આઠની સંખ્યા આવે છે;

**હાલની લગ્ન-સ્થિતિ.**

એ બે બાબતોથી લગ્નની સ્થિતિ ઘણી બદલઈ ગઈ છે. કાયદા પ્રમાણે પુરુષની લગ્નની ઉમ્મર ઓછામાં ઓછી ૧૭ ની ને સ્ત્રીની ૧૫ ની હોવી જોઈએ. સાધારણ રીતે સ્ત્રીઓ ૧૭ ને ૨૦ વર્ષની વચમાં પરણે છે. પણ પુરુષોની લગ્નની ઉમ્મર ઘણે મોડે સુધી ઠેલાય છે; નીચલા વર્ગમાં ૨૦ થી ૨૩ ને ઉપલામાં ૨૫ થી ૩૦ સુધીમાં લગ્ન થાય છે. ૨૦ વર્ષથી શરૂ કરીને ત્રણ વર્ષ સુધી લશ્કરી નોકરી થતી હોવાથી, તે સમય પૂરો થયા પછી તેઓ પરણવાને પ્રયાસ કરે છે; અને ઉચ્ચતર કેળવણી લેનારાઓને ૨૮ વર્ષની ઉમ્મરસુધી આ નોકરીનો વખત ઠેલવાની છૂટ છે, ને પછી તેઓને એક વર્ષ આ નોકરી કરવી પડે છે એટલે ફાવતી રીતે પરણી શકે તે માટે ૩૦ કે તે સુમારની તેમની ઉમ્મર થાય છે. કેટલાક માણસો કુટુંબપોષણ કરવા જેટલું કમાઈ શકે ત્યાંસુધી પરણતા નથી; અને બીજા કેટલાકો પોતાની કમાઈમાંથી પોતાનાં માબાપ કે બીજાં સગાંને મદદ આપી શકે એ હેતુથી પરણતા નથી. ઘણી સ્ત્રીઓ પરણ્યા વગરની રહે છે. પ્રાથમિક શાળાઓનાં છોકરાંઓની ઉમ્મર એટલી કાચી ગણાય છે કે લગ્નસંબંધી વાત પણ કરવી તેમને માટે ઠીક નથી લાગતી, પણ ઉપલી નિશાળોમાં નીતિના શિક્ષકો તેમને અપરિપક્વ વયે થતાં લગ્નનાં માઠાં પરિણામોથી સાવચેત કરે છે. હિંદુસ્થાનમાં ઘણા છોકરાઓના મનમાં પતિ કે પિતા થયાની ચિંતા વિઘ્નકારી થઈ પડે છે અથવા તો તેમની કારકીર્દી બગાડે છે, તે બધાંથી, સાધારણ રીતે જાપાની છોકરાઓ તેમની અભ્યાસની જિંદગીમાં મુક્ત હોય છે. હજી સાધારણ રીતે કોઈ દલાલની મદદથી છોકરાંઓનાં લગ્નો માબાપજ ગોઠવે છે; અને પરગણાઓમાં, અર્થાત્ પાછળ પડતા ભાગોમાં, છોકરાંઓને ખબર આપ્યા વગર તેમનો વિવાહ કરવામાં આવે છે; પણ યુવકોને એક બીજાને જોવાની તક આપવાની રીત વધારે પ્રચલિત છે. લગ્ન પછી માબાપની સાથે રહેવાનું હોવાથી સાધારણ રીતે છોકરો તેમની પસંદગી માન્ય

૨૫૮. પ્રાથમિક ક્રમ પૂરો થયા પછી છોકરીઓનું શિક્ષણ છોકરાઓથી જુદું પાડવામાં આવે છે, અને તેઓ છોકરીઓની ઉચ્ચતર શાળાઓ કે જે છોકરાઓની માધ્યમિક શાળાઓને મળતી આવે છે ત્યાં ભણે છે.

**માધ્યમિક કેળવણી.**

પણ છોકરાઓ જ્યારે આગળના અમુક વિષયના ખાસ અભ્યાસની તૈયારી કરતા હોય છે ત્યારે પ્રજાકીય કેળવણીની વ્યવસ્થા પ્રમાણે છોકરીઓ ઉચ્ચતર શાળાઓમાં ભણવાનું પૂરૂં કરે છે. એ છોડયા પછી તરત તેઓ પરણવાની અને ઘરમાં પતિની મા કે બહેનને મદદ કરવાની ઉમેદ રાખી શકે છે. એટલે આ નિશાળોમાં તેમની કેળવણીનો ઉદ્દેશ, "વર્તન સારૂં તૈયાર કરવાનો, અને સારી પત્નીઓ અને શાણી માતાઓ બનાવવા સમર્થ નીવડે એવું જ્ઞાન આપવાનો" સરકારી રીતે જાહેર કરવામાં આવ્યો છે.

## છોકરીઓને માટે ઉચ્ચતર શાળાઓ.

૨૫૯. આવી નિશાળોમાં પહેલી ૧૮૭૨ માં ખાતા તરફથી ખોલવામાં આવેલી ટોકિયોની છોકરીઓની નિશાળ ને જિલ્લાની સરકાર તરફથી કિયોટોમાં ખોલવામાં આવેલી શાળા હતી. ત્યારથી તે ૧૮૯૦ માં વિરુદ્ધમત થવા માંડયા ત્યાંસુધી સ્ત્રીકેળવણી ધીમે ધીમે ઠીક વધતી ગઈ. ૧૮૯૨ માં માત્ર ૮ પ્રજાકીય ને ૧૯ ખાનગી નિશાળો હતી, તેમાં ૧૩ ટોકિયોમાં હતી પણ કંઈક લોકાપવાદથી તો કંઈક કેળવણીના પરિણામ વિષે શકમંદ વિચારોથી ખાનગી નિશાળોની સંખ્યા એકદમ ઘટી ગઈ. ૧૮૯૯ માં દેશ-પરદેશની કેળવણીની ચોક્કસ તપાસણીને પરિણામે દરેક જિલ્લાસરકારે ઓછામાં ઓછી એક ઉચ્ચતર શાળા સ્થાપવી એવી સરકાર તરફથી આજ્ઞાપત્રિકા બહાર પાડવામાં આવી હતી. ૧૯૦૦ માં ધારાઓ સુધારવામાં આવ્યા, કલાકોની સંખ્યા ઓછી કરવામાં આવી, ને પરીક્ષાઓની અગત્ય ઘટા-

**ઇતિહાસ.**

અને દેશની આર્થિક સંપત્તિને લીધે સામાન્યસ્ત્રી સાથેનો સંબંધ ઘણો વધ્યો છે એમ કબૂલ કરવામાં આવે છે. એટલું સ્પષ્ટ છે કે એવી બધી બાબતોમાં ઉચ્ચતર સ્ત્રીકેળવણી કરતાં પુરુષોની ભાવનાઓ ને પુરુષોના વિચારો પર બૈરાંઓની સ્થિતિમાં સુધારાનો વધારે આધાર રહે છે. જૂની પદ્ધતિથી મળતા ગુણો, આજ્ઞાંકિતપણું ને સભ્યતા, ને નવી પદ્ધતિથી આવતા ગુણો, સ્વનિશ્ચય ને સ્વતંત્રતાનો વિરોધ દૂર થાય ને તેમની સંધિ થાય તે માટે પુરુષોએ પ્રયત્ન કરવા જોઈએ. આ ક્રિયા ધીમે થાય ને તેથી કેટલાંક માણસોને દુઃખ પણ પડે; છતાં, છેલ્લાં કેટલાંક વર્ષોમાં કંઈક સુધારા થયાનાં ચિહ્ન છે.

શારીરિક બાબતમાં, પ્રજાના સુધારાનો આધાર જેટલો તેના પુરુષો પર રહે છે તેટલોજ સ્ત્રીઓ પર હોય છે એ નિયમ ઘણો જલદીથી માન્ય થઈ ચૂકયો છે, અને છોકરાઓને જે જાતનું શારીરિક શિક્ષણ ને સુખ આપવા ધ્યાન અપાય છે તેટલુંજ છોકરીઓને પણ અપાય છે.

**પ્રાથમિક કેળવણી.**

૨૬૭. છોકરાઓને છે તેટલીજ છોકરીઓને પણ પ્રાથમિક કેળવણી ફરજીઆત છે; પણ ઘણાં વર્ષ સુધી છોકરીઓ હાજરી બહુ ઓછી આપતી હતી. પણ ૧૮૯૦ માં સરકારી રીતે જાહેર કરવામાં આવ્યું કે “ દેશમાં સાધારણ કેળવણી ફેલાવવાનું મૂળ સ્ત્રીકેળવણી છે ”, અને હાજરી વધારવા વગેરે માટે પ્રયત્ન કરવામાં આવ્યા હતા. તેને પરિણામે છોકરીઓએ છોકરાઓને લગભગ પકડી કાઢ્યા છે, પ્રાથમિક કેળવણીના સંબંધમાં ફત્તેહ મળી ચૂકી છે, પણ તે સમાપ્ત થયે ઘણાં માબાપો છોકરીઓને નિશાળેથી ઉઠાડી મૂકે છે. કેટલીક છોકરીઓ “ વધારાના ” વર્ગોમાં થોડુંઘણું આગળ ભણે છે. જે છોકરીઓ અભ્યાસ આગળ જારી રાખે છે તેમાંનો મોટો ભાગ ચાર વર્ષનો ઉચ્ચતર પ્રાથમિક ક્રમ પૂરો કરે છે.

કામ ને લેખનના નમુના દર્શાવવામાં આવ્યા છે. આ નમુના માત્ર પ્રદર્શન કરવાના હેતુથી તૈયાર કરેલા નથી મૂકવામાં આવતા પણ તેમનાં સાધારણ કામના હોય છે; તેથી કોઈ માબાપને માલૂમ પડી શકે કે છોકરી શું ને કેવું કામ કરે છે. આટલી ખાસ નોંધવા લાયક બાબતો ઉપરાંત બીજી દરેક વ્યવસ્થા ઉત્તમ પ્રકારની છે.

**નિશાળની જિંદગી.**

૨૭૧. છોકરીઓની પ્રજાકીય નિશાળોમાં ભણનારીનો મોટો ભાગ દિવસે શીખવા જનારી છોકરીઓનો હોય છે; ત્યાં રહેનારની સંખ્યા બહુજ ઓછી હોય છે. નિશાળનું વર્ષ માધ્યમિક શાળાઓના વર્ષ પેઠે હોય છે, અને નિશાળના કલાકો પણ તેવીજ રીતે હોય છે. વર્ગો ૮ થી ૨, કે ૯ થી ૩ વાગતા સુધી ઋતુ પ્રમાણે કામ કરે છે, તેમાં ૧૨ થી ૧ રજા હોય છે ને દર કલાકે ૧૦ મિનિટની છૂટ હોય છે. અઠવાડીઆના કલાક ૩૦ થી વધારે ન હોવા જોઈએ. નિશાળનાં શયનગૃહમાં રહેનારી છોકરીઓ ૫–૩૦ કે ૭ વાગ્યાને સુમારે વાળુ કરે છે ને પછી ૯ કે ૯–૩૦ સુધી સુવાના વખત સુધી કંઈ કામ કરે છે. ઘેર પાઠ આપવાનો રિવાજ નાપસંદ કરવામાં આવે છે તેનું કંઈક કારણ એ છે કે ખાનગી ઘરોમાં છોકરીઓ પાઠ કરે ને વખતસર સુઈ જાય તે પર પૂરતો દાબ રાખવામાં આવતો નથી. શયનગૃહ પર એક કે વધારે શિક્ષક દેખરેખ રાખે છે, ને અંદર રહેનારને માસિક રૂ. ૭ાા થી ૯ સુધી તે માટે આપવા પડે છે. ત્યાં રહેનારીઓને સાધારણ રીતે એક મોટો જમવાનો ઓરડો, એક વિશાળ નહાવાનો ઓરડો, ને આરસીવાળો ને હાથમોં ધોવા વગેરેની વસ્તુઓ મૂકવાને ભંડારીઆવાળો એક મોટો કપડાં પહેરવાનો ઓરડો આપવામાં આવે છે. એક નિશાળમાં કંઈ જુદી જાતની સગવડ રાખવામાં આવી છે; મોટી સંખ્યામાં સાથે જમનારાઓને માટે તૈયાર કરેલા ખોરાકમાં બગાડ થતો હોવાથી ત્યાંના મુખ્ય અધિકારીએ છ છ કે આઠ આઠ જણ વચ્ચે જુદું રસોડું કર્યું હતું, છોકરીઓ ત્યાં જાતેજ બજારનું ને રાંધવાનું કામ કરતી હતી. બીજે

ડવામાં આવી. ધોરણોનું એકીકરણ કરવાના હેતુથી બે વર્ષ પછી અભ્યાસક્રમસંબંધી સવિસ્તર આજ્ઞાઓ કાઢવામાં આવી. નવા હુકમોના પરિણામરૂપે નવી નિશાળો ખોલવામાં આવી, ને અત્યારે કુલ્લે ૮૦ નિશાળો છે.

**મકાનો ને સાધનો.** ૨૭૦. શાળાઓની વ્યવસ્થા ને સાધનો માધ્યમિક શાળાઓનાં જેવાં હોય છે, માત્ર વિજ્ઞાનને માટે ઓછી જગા જોઈએ છે, અને સીવણ ને સંગીતને માટે ખાસ ઓરડાઓની જરૂર પડે છે. કસરત માટે એક બંધીઆર ઓરડો ને રમતકવાયત માટે જગા જરૂરનાં ગણાય છે. મકાનો સાધારણ રીતે હોય છે તેવાં લાકડાંનાં મોટા ખુલ્લા આંગણામાં રાખેલાં હોય છે. વર્ગોના ઓરડા હમેશ માફક હવા ને સારા પ્રકાશવાળા હોય છે, ને તેમાં દરેકમાં ૩૦ કે ૪૦ છોકરીઓ બેસી શકે એટલી પાટલીઓ હોય છે, પણ ભીંતો પર કંઈ હોતું નથી. આગળની ચાલમાં ઘણુંખરું થુંકણીઓ રાખવામાં આવેલી હોય છે. સાધારણ કામમાં આવે એવું નાનું પુસ્તકાલય શિક્ષકોને માટે હોય છે, ને છોકરાઓને માટે કેટલાંક વર્તમાનપત્રો રાખી વાંચવાનો ઓરડો કદાચ હોય છે; પણ બીજે ઠેકાણે જોવામાં આવે છે તેમ અહીં સાધારણ પુસ્તકાલયો અસંપૂર્ણ હોય છે. ઘણીખરી નિશાળોમાં ૫૦ કે ૬૦ છોકરીઓ માટે શયનગૃહ હોય છે, તેમાં જાપાની ઢબ પ્રમાણે સાદડીથી પથરાયલી ને દરેકમાં ૭ છોકરી માઈ શકે એવી ઓરડીઓ હોય છે. કેટલેક ઠેકાણે વીજળીના દીવા મળી શકે છે. છતાં હાલમાં ઉત્તમ ગણાતી એક શાળામાં ( ત્રીજી છોકરીઓની નિશાળ–ટોકિયો જિલ્લાસરકારની શાળામાં, શયનગૃહ નથી. બધી રીતે આ નિશાળમાં સારાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં છે. તેમાં જાપાની ઘરની ઢબ પર તૈયાર કરેલા એક જુદાં મકાનમાં છોકરીઓને સભ્યતા શિખવવામાં આવે છે. માબાપ ને મિત્રોને આવકાર આપવા, એક મોટો ઓરડો રાખવામાં આવ્યો છે, ને તેની પાસે બીજા ઓરડામાં છોકરીઓનાં ચિત્ર-

પડે તે સંગીત મૂકી દે, ને શિક્ષણકળા ને હસ્તકળાઓ ઉમેરી શકે. ઘણાખરા વિષયોમાં છોકરાઓની માધ્યમિક શાળાઓમાં છે તેના કરતાં ધોરણ કંઇક ઉતરતું છે. ઇતિહાસમાં **જાપાન**, **ચીન**, ને પરદેશના સાધારણ ઇતિહાસનો સમાવેશ થાય છે; ગણિતમાં અંકગણિત, બીજગણિત, ને ભૂમિતિ આવે છે; ને વિજ્ઞાનમાં ઉદ્દભિજ્જવિદ્યા અથવા વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિવિદ્યા, ખનિજવિદ્યા, પદાર્થવિજ્ઞાન, ને રસાયણશાસ્ત્ર શીખાય છે. રસોઈનું શિક્ષણ પણ અપાય છે, તેમાં **જાપા**ની રસોઇ સાથે **પરદેશી** ઢબનું ખાણું તૈયાર કરતાં પણ શિખવાય છે; કારણ કે ઘણાં માનનીય કુટુંબો પરદેશી અથવા તેમાં ખપે એવી ઢબનું ખાણું લે છે. **અંગ્રેજી**, સંભાષણથી શિખવવાના વર્ગોમાં છોકરીઓ સાધારણ રીતે શરમાળ ને બોલવાને નારાજ હોય છે; પણ તેમને વાર્તાઓ કહેવામાં આવે છે ને તે તેઓ ફરીથી કહી જાય છે, અથવા તેઓને એક વિષય તૈયાર કરવાનું સોંપવામાં આવે છે ને તે પર પછી એકબીજાને પ્રશ્ન પૂછવાનું કહેવામાં આવે છે. આવી યુક્તિઓથી કંઇક વધારે છૂટથી તેઓ વાત કરતાં શીખે છે. હસ્તકળાઓનો અર્થ ગૂંથણ, કોર ભરતાં શીખવા વગેરેનો થતો હોય એમ જણાય છે. પાંચમા વર્ષ સુધી ભણનાર કે અભ્યાસક્રમ પૂરો કર્યા પછી ભણનાર ઘણુંખરૂં શિક્ષક થવાનો ઉદ્દેશ રાખતાં જણાય છે, અને તેથી શિક્ષણકળા તેમના વિષયોમાં રાખવામાં આવી છે. જાતજાતની રમતો, ને તંદુરસ્તી સુધારે અને અવયવો વાળે એવી કસરતો કરવામાં આવે છે; તેમજ નૃત્ય કરવાનું, ઝુલવાનું, લાકડાં પર ચાલવાનું, ઝોલા ખાવાનું, ને ટેનિસ રમવાનું પણ શીખવામાં આવ છે.

આ બધા વિષયો ઉપરાંત, પરદેશની કેળવણીની પદ્ધતિથી આવતું અવિવેકીપણું અટકાવવા ને **જાપાન**ની સભ્યતા શિખવવા પાછળ ઘણો વખત કાઢવામાં આવે છે. ચહા કેમ આપવી, બીડી પીવાનાં સાધનો કેમ આપવાં, ફૂલો કેમ ગોઠવવાં, પરોણાગત કેમ કરવી, લગ્નમાં આવકાર કેમ આપવો વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે. શીખનારીઓ

કેટલાણે આ સામે વાંધો લેવામાં આવતો હતો કે આથી વખતને સાધનો નકામાં બગડે છે. કેટલીક નિશાળોમાં, છોકરાઓની પેઠે છોકરીઓ વર્ગના ઓરડાઓમાં રોજ વાસીદાં વાળે છે, એટલુંજ નહિ પણ સંગ્રહસ્થાન ને કસરતશાળા પણ સાફ કરે છે; બીજી કેટલીક નિશાળોમાં અંદર રહેનારી છોકરીઓએ પોતાની ઓરડીઓ સાફ રાખવી પડે છે. પણ સાધારણ રીતે નીચું કામ નોકરો કરે છે. શાસનમાં ભાગ્યેજ પગલાં લેવાં પડે તેમ હોય છે; છોકરીઓ ભાગ્યેજ તકલીફ આપે છે. અને તેઓ સંતોષ ન આપે તો નિશાળ છોડવાનું તેમને કહેવામાં આવે છે; બીજી શિક્ષાઓ જવલ્લે જોવામાં આવે છે, અને તોફાન થવાની ધાસ્તીમાં ઉતર્યા વગર કરવી પણ મુસ્કેલ છે.

**પ્રવેશ ને અભ્યાસ ક્રમ.**

૨૭૨. પ્રવેશ મેળવવાની શરતો માધ્યમિક શાળાઓની છે તેવીજ છે—ઉમેદવારો ૧૨ વર્ષની ઉપરના હોવા જોઈએ અને તેઓએ ઉચ્ચતર પ્રાથમિક ક્રમનાં ઓછામાં ઓછાં બે વર્ષ સુધીનો અભ્યાસ પૂરો કર્યો હોવો જોઈએ. પરંતુ ઘણી નિશાળોમાં દાખલ કરાય તેના કરતાં મોટી સંખ્યામાં ઉમેદવારોની અરજીઓ આવે છે ને તેથી પરીક્ષા લઈને પસંદગી કરવામાં આવે છે. નિયમિત ક્રમ ચાર વર્ષ સુધી પહોંચે છે. પણ તે ત્રણ કે પાંચ વર્ષનો હોઈ શકે છે. વધારામાં ૨–૪ વર્ષનો હસ્તકળાનો ક્રમ હોઈ શકે છે; બે વર્ષ સુધીનો વધારાનો ક્રમ હોઈ શકે છે, તેમાં મુખ્ય ક્રમ ફરીથી તૈયાર કરાવી શકાય છે; ને શાળાનો અભ્યાસ પૂરો થયા પછી ૨–૩ વર્ષનો ક્રમ હોઈ શકે છે.

**અભ્યાસના વિષયો.**

૨૭૩. અભ્યાસક્રમમાં નીતિનાં તત્વો, જાપાની ભાષા, પરભાષાઓ (અંગ્રેજી કે ફ્રેંચ), ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, ચિત્રકળા, ગૃહવ્યવસ્થા, સીવણ, સંગીત, ને કસરતનો સમાવેશ થાય છે. જેમને બહુ અઘરું

સ્ત્રીકેળવણીના અભ્યાસમાં ગાળ્યાં, બીજાં બે જાપાનમાંજ, ને તે પછી ૧૮૯૮ માં એણે એની યોજના જાહેર કરી. એનો ઉદ્દેશ શરૂઆતના અને જાથુકના ખરચ માટે ઓછામાં ઓછા રૂ. ૪,૫૯,૦૦૦ એકઠા કરવાનો હતો, અને એને અગ્રેસર માણસોમાંથી ઘણી મદદ મળી. સ્ત્રીને પુરુષના જેવી કેળવણીની જરૂર નથી એમ માનનારાની સંખ્યા ઘટતી જાય છે, પણ સ્ત્રીવિશ્વવિદ્યાલયનું કામ ઉતારી પાડનારા અને છોકરીઓ વિશ્વવિદ્યાલયમાં માત્ર શોખને ખાતર કે કુતૂહલને ખાતર હાલમાં સંખ્યાબંધ જાય છે એમ કહેનારા કોઈ કોઈ જૂના મતના માણસો મળે પણ ખરા. ૧૮૯૯ લગીમાં શરૂઆતને માટે પૂરતું નાણું એકઠું થયું હતું; એક સ્થપતિએ મૂલ્યની અપેક્ષા વગર પોતાની સેવાનું અર્પણ કર્યું, જમીનનો એક કકડો પણ આપવામાં આવ્યો હતો, અને ૧૯૦૦ ના એપ્રિલ સુધીમાં જુદાં જુદાં સાધનો સહિત કામની શરૂઆત કરવાને માટે નવી યુનિવર્સિટિ તૈયાર થઈ ગઈ. શરૂઆતથી દાખલ થવા માંગનારની અરજીઓ સમાવેશ કરવી અસંભવિત થાય એટલી મોટી સંખ્યાની હતી, અને યુનિવર્સિટિનાં જુદાં જુદાં ખાતાં મળી ૩૦૦ શિષ્ય અને તેને જોડેલી છોકરીઓની નિશાળમાં ૫૦૦ શિષ્યની સંખ્યાથી કામની શરૂઆત કરવામાં આવી. અત્યારે કુલ સંખ્યા ૧,૧૫૦ ની છે, અને સંસ્થા શિક્ષણની ફી અને બક્ષીસ આવેલાં ફંડોમાંથી પોતાની મેળે પોતાનું નીભાવી શકે છે. મિ. નરૂસના મત પ્રમાણે, ત્યાં અપાયેલી કેળવણી માત્ર પરદેશી પદ્ધતિ પ્રમાણે નહિ પણ જાપાની ઢબ મુજબ હોવી જોઈએ; તે સાથે છોકરીઓ સમાજનાં અંગો ને શહેરીઓ છે, ને તે તરીકે નિરીક્ષણ ને નિર્ણયની તેમની શક્તિઓ પણ ખેડાવવી જોઈએ, તેથી તેમને માત્ર સદ્‌ગુણની જરૂર નથી પણ બુદ્ધિનું શિક્ષણ પણ મળવું જોઈએ. તેથી વિરુદ્ધ નિશાળની જિંદગીએ ઘરની જિંદગીને માટે તેમને નાલાયક ન કરવી જોઈએ; તેથી દરેક શયનગૃહમાં ૨૫ ની અંદર છોકરીઓ એક પ્રૌઢ સ્ત્રીરક્ષકની દેખરેખમાં રહે ને ત્યાં રાંધવા ધોવા વગેરેનું ઘર કામ શીખે તે ઉદ્દેશથી કેટલાક વિભાગમાં—

જ્યારે બરાબર ગણુતરીબંધ પગલાં ભરી અમુકજ રીતે આંગળાં રાખી, અને ધારા પ્રમાણેની બીજી વીગતો જાળવી શિક્ષક પાસે જતી હોય છે ત્યારે વર્ગમા મોટો ભાગ ચટઈપર ખુદ જાપાની રીતે નીચો વળીને બેઠેલો હોય છે. આ શિક્ષણની ચોકસાઇથી નમ્રતા, કોમળતા, ને આત્મવશતા આવે છે એમ ત્યાંનું માનવું છે.

**શિક્ષકો.** ૨૭૪. શિક્ષકોના સંબંધી ધારાઓ જેવા માધ્યમિક શાળાઓમાં છે તેવાજ લગભગ છે. માત્ર એક વાતમાં ફેર છે; પહેલા વર્ષના વર્ગોમાં એકજ શિક્ષક બધા વિષયો શીખવી શકે, અને પ્રાથમિક શાળાની કેળવણી જેટલી તેની લાયકાત હોય તો ચાલે. ૧૯૦૨ માં ૧,૧૭૩ શિક્ષકો હતા, તેમાં સોએ ૩૬ પુરુષો હતા; અને ૭૫૩ સ્ત્રીઓમાંથી ૩ પરદેશી હતી. શિક્ષકનું કામ કરવાને કેળવણીખાતા તરફથી મળેલા પરવાનાની જરૂર હોય છે, પણ સોએ સુમારે ૪૨ પાસે આ નથી હોતા. માધ્યમિક શાળાઓના શિક્ષકો માસિક રૂ. ૨૨ાા ને સુમારેથી પગારની શરૂઆત કરે છે, તે પરથી એમ ધારી શકાય છે કે સ્ત્રીશિક્ષકો છોકરીઓની નિશાળોમાં (ઉચ્ચતરમાં) રૂ. ૧૫ાા ને સુમારેથી શરૂઆત કરતી હશે. છોકરીઓની નિશાળનો મુખ્ય અધિકારી હમેશ પુરુષ હોય છે; તેનું કંઈક કારણ એ છે કે સ્ત્રીઓ વ્યવસ્થાનું કામ કરવાને અસમર્થ ગણાય છે, અને કંઈક એ છે કે તેઓ એકબીજીની એટલી બધી ઈર્ષ્યા કરે છે કે તેઓ સ્ત્રીઅધિકારીને તાબે નહિ રહે એમ માનવામાં આવે છે.

## જાપાની સ્ત્રીવિશ્વવિદ્યાલય.

**ઇતિહાસ.** ૨૭૫. વધારે ઉંચા પ્રકારનું શિક્ષણ કેટલીક પાદરીઓની નિશાળોમાં અપાય છે, પણ એ પ્રકારની મુખ્ય સંસ્થા, ૧૯૦૦-માં ઉઘાડવામાં આવેલું જાપાની સ્ત્રીવિશ્વવિદ્યાલય છે. તેના સ્થાપક મિ. નરૂસએ ત્રણ વર્ષ અમેરિકામાં

**અભ્યાસક્રમો.** એની એક ઉચ્ચતર શાળા છે, ને તે સાથે એક પ્રાથમિક શાળા, ને એક કિન્ડરગાર્ટન નિશાળ જોડવાની યોજના છે. તે ઉપરાંત, યુનિવર્સિટિમાં દાખલ થતાં આદ્ય શિક્ષણ જોઈએ તે સારૂ બે અભ્યાસક્રમો છે, એક એક વર્ષ સુધીનો સાધારણ ક્રમ, ને બીજો બે વર્ષનો અંગ્રેજીનો ક્રમ. ખુદ યુનિવર્સિટિક્રમના ત્રણ વિભાગ છે; એક ગૃહવિજ્ઞાનનો, બીજો **જાપાની** સાહિત્યનો, ને ત્રીજો અંગ્રેજી સાહિત્યનો. આ ત્રણનો અભ્યાસ ૩૦૦,૨૦૦, ને ૭૭ છોકરીઓ કરે છે. તેથી **જાપાની** તત્ત્વ પરદેશીથી વધી જાય છે એટલું સ્પષ્ટ સમજાય છે. દાખલ થવા ઇચ્છતી ઉમેદવાર સ્ત્રીઓ ૧૭ વર્ષની ઉપરની ઉમ્મરની હોવી જોઈએ, અને તેમણે ક્યાંતો આદ્ય શિક્ષણક્રમ પૂરો કર્યો હોવો જોઈએ કે છોકરીઓની નિશાળમાં પાંચ વર્ષ અભ્યાસ કર્યો હોવો જોઈએ, અને જુમ્મેદારી લઈ શકે એવો ગૃહસ્થાશ્રમમાં રહેનાર, ટોકિયોનો રહેવાસી ૩૦ વર્ષની ઉપરનો કોઈ જામીન આપવો જોઈએ. દરેક અભ્યાસક્રમ ત્રણ વર્ષ ચાલે છે, ને દરેકમાં આવશ્યક ને ઐચ્છિક, બે વિભાગ છે.

***ગૃહવિજ્ઞાન—આવશ્યક.*** પ્રથમ વર્ષ: નીતિનાં તત્ત્વ, માનસશાસ્ત્ર, શરીરવિદ્યા, વ્યાવહારિક પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્ર, વ્યાવહારિક પ્રાકૃતિક ઇતિહાસ, ઘરની કરકસર (ગાર્હસ્થ્ય), સભ્યતા વગેરે. બીજું વર્ષ: નીતિનાં તત્ત્વ, છોકરાંઓની કેળવણી ને સારવાર, સ્ત્રીને ગૃહનું આરોગ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર ને ઘરની કરકસર (ગાર્હસ્થ્ય), **જાપાની** રસિક કળાઓનો ઇતિહાસ, સભ્યતા વગેરે. ત્રીજું વર્ષ: નીતિનાં તત્ત્વ, વ્યાવહારિક પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્ર, યુરોપની રસિક કળાઓનો ઇતિહાસ, કુટુંબકેળવણી, બાલ-અભ્યાસ ને કલ્પિત વાર્તાઓનો અભ્યાસ, સારવાર ને પ્રજાનાં આરોગ્યનું શાસ્ત્ર, રાજ્યવ્યવસ્થા, શહેરી કાયદાનો સંગ્રહ વગેરે, ઘરની કરકસર (ગાર્હસ્થ્ય), અને સભ્યતા. **ઐચ્છિક** વિષયોમાં **જાપાની**

"ઘર" કરવામાં આવે છે. જેમને પરદેશી રીતો શીખવી હોય તેમને પરદેશી પ્રોફેસર નીચે એક ખાસ શયનગૃહમાં દાખલ કરવામાં આવે છે. કુલ્લે ૬૦૦ નો સમાવેશ શયનગૃહોમાં થાય છે, ને દરેક માસે તેની રૂા. ૧ાા ફી ને જમવાનો ખરચ રૂ. ૯ પડે છે. વાર્ષિક શિક્ષણની ફી રૂા. ૪૧½ પડે છે ને તે ત્રણ કકડે આપી શકાય છે; તે ઉપરાંત, રૂા. ૮¼ નિશાળના ખરચમાં લેવામાં આવે છે ને સંગીતના શિષ્યોને હાર્મોનીઅમ કે **પી**આનો વાપરવાને માટે જુદું આપવું પડે છે. ઉત્તમ શિષ્યો માનનીય ગણાઈ, તેમને ફીમાંથી બાતલ કરી શકાય છે.

**કાર્યકારી વર્ગ.**

૨૭૬. એ યુનિવર્સિટિના કાર્યકારી વર્ગમાં એક પ્રમુખ, એક **ડીન** અથવા વિદ્યાલયનો અધિકારી, કાઉન્ટ **ઓ**કુની નીચે ૭ જણનું એક મંડળ, અને કોષાધ્યક્ષ અથવા તિજોરીના ઉપરી બૅન્કના પ્રમુખોનો સમાવેશ થાય છે. પ્રોફેસરો ૩૯ છે, તેમાં ૫ સ્ત્રી છે. શિક્ષણના નીચલા વિષયોની ગોઠવણ રાખવામાં આવી છે:—**જા**પાની સાહિત્ય ( ૯ પ્રોફેસરો ), **ચીન**નું સાહિત્ય (૨), પૂર્વનો ઇતિહાસ, **જા**પાનનો ઇતિહાસ (૨), શરીરવિદ્યા. **જા**પાની સભ્યતા, યુરોપની રસિકકળા, રાજ્યવ્યવસ્થા ને શહેરી કાયદાનો સંગ્રહ, પ્રાકૃતિક ઇતિહાસ ચિત્રકળા ને આલેખનકળા ( **પેન્ટીંગ** ) (૨), બાલ-અભ્યાસ, **અં**ગ્રેજી (૬), નીતિનાં તત્ત્વો (૩), કેળવણી, વ્યાવહારિક પદાર્થવિજ્ઞાન, ને રસાયણશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ઇતિહાસ (૨), તત્ત્વજ્ઞાન (૨), માનસશાસ્ત્ર (૨), શિક્ષણકળા (૨), ઉદ્યાનવિદ્યા, **જા**પાનીઓ, ચહાની વિધિ, **પી**આનો, આરોગ્યવિદ્યા, શારીરિક શિક્ષણ. આ ઉપરાંત, વાયોલિન (સારંગી) (૨), **જા**પાની વાજિંત્રો, ચહાની વિધિ, પુષ્પોની ગોઠવણ, પરદેશી રસોઈ (૨), **જા**પાની રસોઈ, ને પટામાં શિક્ષણ આપનારા હોય છે.

૨૭૭. યુનિવર્સિટિને અંગે પાંચ વર્ષના અભ્યાસક્રમવાળી છોકરી-

**ટોકયો ને ફગોશિમાની ઔદ્યોગિક શાળાઓ.** જાપાનમાં સૌથી ચઢીઆતી છે; એક ટોકિયોમાં ને એક ફગોશિમામાં. ટોકિયોની શાળા ૧૮૮૬ માં સ્થાપવામાં આવી હતી; અને ફગોશિમાની ૧૮૯૪ માં. છોકરીઓ પોતાની આજીવિકા સંપાદન કરી શકે એવું શિક્ષણ તેમને આપવાના ઉદ્દેશથી એ શાળાઓ મૂળ સ્થાપવામાં આવી હતી; પણ હાલમાં કંઈક ઉપલા વર્ગની છોકરીઓ, જેમને માટે એ શાળાઓ નહોતી—તે તેનો લાભ લે છે. તેમાંની કેટલીક, લગ્ન થયા બાદ ઘરસંસારની જિંદગીમાં પડે છે, ને કેટલીક, શિક્ષકના કામમાં રોકાય છે. સાધારણ વિષયોમાં નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા, અંકગણિત, ગૃહવ્યવસ્થા, ને વિજ્ઞાન રાખવામાં આવે છે. જે છોકરીઓ ઉચ્ચતર શાળાની કેળવણી લીધા પછી આ શાળાઓમાં ભણવા જાય છે તેમને પ્રથમ વિષય સિવાયના બીજા બધાના અભ્યાસમાંથી બાતલ કરવામાં આવે છે. ખાસ વિષયોમાં સીવણ, ગુંથણ, વણાટ, ભરતકામ, કૃત્રિમપુષ્પવિધાન (ખોટાં ફુલની બનાવટ), ચિત્રકળા, આલેખનકળા, ને પાંટશાસ્ત્ર રાખવામાં આવે છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## ખાસ વર્ગોની કેળવણી.

**વિષયવિભાગ.** આ પ્રકરણમાં ખાસ વર્ગો પાંચ છેઃ—(૧) કુલીનવર્ગ, (૨) પહેલાંના વસનારાનો વર્ગ, (૩) અધમવર્ગ, (૪) અપંગવર્ગ, ને (૫) અપરાધિવર્ગ.

સાહિત્ય, **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય, અંગ્રેજી, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન ને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, સંગીત, ચિત્રકળા ને આલેખનકળા, ને શિક્ષણપદ્ધતિઓ છે.

**જાપાની સાહિત્ય—આવશ્યક.** પ્રથમ વર્ષઃ નીતિનાં તત્ત્વો, **જાપા**ની સાહિત્ય, **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય ને ઇતિહાસ, તત્ત્વજ્ઞાનપ્રવેશ ને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. બીજું વર્ષઃ નીતિનાં તત્ત્વો, છોકરાંઓની કેળવણી ને સારવાર, **જાપા**ની ભાષા, **ચીન**ની ભાષા, **જાપા**ની રસિક કળાઓનો ઇતિહાસ, તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, **જાપા**નનો ઇતિહાસ. ત્રીજું વર્ષઃ નીતિનાં તત્ત્વો, કુટુંબકેળવણી, બાલ-અભ્યાસ ને કલ્પિત વાર્તાઓનો અભ્યાસ, **જાપા**ની ભાષા, **ચીન**ની ભાષા, યુરોપની રસિક કળાઓનો ઇતિહાસ, **જાપા**નનો ઇતિહાસ. **ઐચ્છિક** ક્રમોમાં શરીરવિદ્યા ને આરોગ્યવિદ્યા, વ્યાવહારિક વિજ્ઞાન, ગૃહવિજ્ઞાન ને ગૃહકળા, અંગ્રેજી, સંગીત, ચિત્રકળા ને આલેખનકળા, અર્થશાસ્ત્ર, રાજ્યવ્યવસ્થા ને શહેરી કાયદાઓનો સંગ્રહ, ને શિક્ષણપદ્ધતિઓ છે.

**અંગ્રેજી સાહિત્ય—આવશ્યક.** પ્રથમ વર્ષઃ નીતિનાં તત્ત્વો, માનસશાસ્ત્ર, અંગ્રેજી, **જાપા**ની ભાષા, તત્ત્વજ્ઞાન, પાશ્ચાત્ય ઇતિહાસ. બીજું વર્ષઃ નીતિનાં તત્ત્વો, **અંગ્રેજી**, **જાપા**ની ભાષા, તત્ત્વજ્ઞાન, પાશ્ચાત્ય ઇતિહાસ, છોકરાંઓની કેળવણી ને સારવાર. ત્રીજું વર્ષઃ નીતિનાં તત્ત્વો, **અંગ્રેજી**, **જાપા**ની ભાષા, પાશ્ચાત્ય ઇતિહાસ, કુટુંબકેળવણી, બાલ-અભ્યાસ ને કલ્પિત વાર્તાઓનો અભ્યાસ, ન યુરોપની રસિક કળાઓનો ઇતિહાસ. **ઐચ્છિક** વિષયોમાં શરીરવિદ્યા ને આરોગ્યવિદ્યા, **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય, વ્યાવહારિક વિજ્ઞાન, ગૃહવિજ્ઞાન ને ગૃહકળા, સંગીત, ચિત્રકળા ને આલેખનકળા, અર્થશાસ્ત્ર, રાજ્યવ્યવસ્થા ને શહેરી કાયદાઓનો સંગ્રહ, ને શિક્ષણપદ્ધત્તિઓ છે.

## છોકરીઓને માટે ઔદ્યોગિક કેળવણી.

૨૭૮. છોકરીઓને માટે આદ્યોગિક શાળાઓમાંની બે શાળાઓ

**જુવાન ઉમરાવો.**

૨૮૦. ઉમરાવોની નિશાળમાં હાલમાં છોકરાઓ રહી શકે તેને માટે પૂરતાં મકાનો નથી; જ્યારે શયનગૃહની વ્યવસ્થા થશે ત્યારે છોકરાઓ પર જોઈતો કાબુ રખાશે. કસરતો ને રમતોમાં જુવાન ઉમરાવો ઘણા કુશળ છે, પણ બુદ્ધિબળમાં સાધારણ છોકરાઓ કરતાં પણ તેઓ ઘણા ઉતરતા છે, અને ઘણાનું વલણ આળસુ થવા તરફ હોય છે. ખાસ આ ઉમરાવોનીજ નિશાળે પોતાના છોકરાઓને મોકલવાનું ઉમરાવોને આવશ્યક નથી; એટલે પ્રથમ તેઓ તેમને સાધારણ શાળાઓમાં મોકલે છે, અને ત્યાં જો તે છોકરાઓ જડતા કે આલસ્યને લીધે નિષ્ફળ થાય તો પછી ઉમરાવોની નિશાળમાં તેમને મોકલવામાં આવ છે. અહીં, હાલમાં, ચાર વિભાગ છે.—પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચતર, ને વિશ્વવિદ્યાલયનો; ઘોડે બેસવાનું શિખવવાને માટે એકાદ ડઝન ઘોડા રાખવામાં આવે છે, અને તે ઉપરાંત, આ નિશાળમાં એક છાપરી નીચે **બાઇ**સીકલોની એક લાંબી હાર જોવામાં આવે છે.

## ૨. પહેલાંના વસનારાઓ.

**પહેલાંના વસનારાઓ ને તેમની કેળવણી.**

૨૮૧. **જાપાન** દેશમાં પહેલાંના વસનારાઓ હાલમાં બે ઠેકાણે જોવામાં આવે છે; ફૉરમોસામાં અને હોક્કૈડોમાં. હોક્કૈડોમાં વસનારા ઐનુના નામથી ઓળખાય છે. તે લોકોની કેળવણીને માટે છેક હાલના વખત સુધી કંઈ કરવામાં આવતું નહોતું; ઉલટું તેમને લેખનકળા અગર બીજી કોઈ સુધરેલી કળા શિખવવી એ એક ગુન્હો ગણાતો, માત્ર સુરાપાન શિખવાતું, અને આ તેઓ એટલી સ્હેલથી ગ્રહણ કરતા કે તેમને તેથી નુકસાન થતું. એક અંગ્રેજ પાદરી મિ. બૅચેલરે ઐનુઓને માટે ખાસ જુદી શાળાઓ સ્થાપવા, અને તેમને ખેતી ને જાનવરો ઉત્પન્ન કરા-

## ૧. કુલીનવર્ગ.

**ઉમરાવોની શાળા.** ૨૭૯. અગાઉના વખતોમાં શિષ્ટાચાર અને કચેરીને લાયક રીતભાત શીખવા માટે ઉમરાવોના છોકરાઓને વારંવાર કિયો-ટોની રાજ્યકચેરીમાં મોકલવામાં આવતા હતા. નવા યુગમાં બધા વર્ગોની કેળવણીની યોજનાઓ ઘડવામાં સુધારકો કુલીન વર્ગને કંઈ વિસરી નહોતા ગયા, અને છેક ૧૮૭૧ જેટલી વહેલી શહેનશાહે પોતાના ઉમરાવોનાં છોકરાંઓ માટે શાળા સ્થપાતી જોવાની ઇચ્છા દર્શાવી હતી. ૧૮૭૭ માં કેટલાક ઉમરાવોએ તેમાટે નાણાં ભેગાં કર્યાં, શહેનશાહે તેમાં ઉમેરો કર્યો, અને પછીના વર્ષમાં ૧૩૦ શિષ્યો સાથે તે શાળા ઉઘડી. જુવાન ઉમરાવોને સ્પર્ધા ને કામ કરવાની દાનત થાય તે હેતુથી થોડીક મુદ્દત પછી એ શાળામાં સાક્ષરોના છોકરાઓ અને બીજા સામાન્ય વર્ગવાળાઓને દાખલ કરવાની છૂટ મૂકવામાં આવી. વર્ષને અન્તે શિષ્યોની કુલ સંખ્યા ૨૩૦ ની હતી; તેના ત્રણ વિભાગ હતા—છોકરાઓનો પ્રાથમિક, છોકરીઓનો પ્રાથમિક, અને માધ્યમિક. દરેક વિભાગમાં આઠ વર્ષનો ક્રમ રાખવામાં આવ્યો હતો. તે ઉપરાંત, ૧૮ વર્ષ ઉપરના અથવા નબળી તબીયતવાળા છોકરાઓ માટે એક "અનિયમિત" ક્રમ પણ હતો; તેમાં જાપાની ભાષા, અંગ્રેજી, ને ગણિત શીખવાતું. પછીનાં વર્ષોમાં આમાં જુદા જુદા ફેરફારો થતા ગયા, પણ ૧૮૮૬ માં શાળાનું મકાન બળી જવાથી ભવિષ્યને માટે એક છોકરીઓનું ને એક છોકરાઓનું એમ બે મકાન જુદાં પાડવામાં આવ્યાં, કારણ કે પહેલાં ઘણાજ સુધરેલા ઉમરાવો સિવાયના બીજાઓની હિંમત પોતાની છોકરીઓને એ શાળામાં મોકલવાની ચાલતી નહોતી. છોકરાઓ ને છોકરીઓ બન્નેની નિશાળો પર રાજ્યની દેખરેખ છે; છોકરાઓની નિશાળમાં થોડો વખત પાટવી કુંવર ગયા હતા, અને છોકરીઓની નિશાળમાં તેમનાં પત્નીએ કેળવણી લીધી હતી.

## ૩. અધમવર્ગના લોકો.

**અધમવર્ગના અથવા જ્ઞાતિ બહારના લોકો.**

૨૮૨. એટા, હિનિન વગેરે નામોથી પહેલાં ઓળખાતા જાપાની વર્ગો હિંદુસ્થાનના પહેરીઆ ને બીજા જ્ઞાતિ બહારના વર્ગોને મળતા આવે છે. જમીનદારી વર્ગ પ્રાધાન્ય ભોગવતો હતો તે વખતે એટા લોકો, ગુન્હેગારોને પીડવાના, તેમનો વધ કરવાના, ને તેમની સ્મશાન-વિધિના કામમાં પોલીસને મદદ કરતા; તેઓ જાનવરોને મારતા, તેમનાં ચામડાં ઉતારતા, ને બીજા જાત-જાતના ધંધા કરતા. પણ તેમનામાંનો મોટો ભાગ ચામડાં ને પીછાં તૈયાર કરવાના કામથી પોતાનું પૂરૂં કરતો. એટલે જિંદગી લેવાના કામ સાથે તેઓને ગાઢ સમ્બન્ધ હતો, અને બૌદ્ધ લાગણીવાળાઓને તેમને વિષે ખાસ કમકમાટ રહેતો એ સ્વાભાવિક લાગે છે. કેટલાકનું માનવું એવું છે કે આનું કારણ ઘણો વખત પહેલાં કરેલું ને ભૂલી જવાયલું તેમણે કરેલું રાજ્યને નુકસાન હોવું જોઈએ; ને કેટલાક વળી એમ માને છે કે એટા લોકો તે,—૧૬ મા સૈકામાં જાપાનમાં આણવામાં આવેલા કોરીઆના બદીવાનોના વારસો હોવા જોઈએ. સત્ય એ છે કે એ વર્ગની, એ નામની, ને એમની તરફના તિરસ્કારની ઉત્પત્તિ વિષે હાલમાં જાપાનીઓ તદ્દન અ-જ્ઞાનમાં છે. પણ હિનિનનો અર્થ “ માણસ નહિ–તે ” એમ થાય છે, અને પડતર જમીન પર કે રસ્તાની બાજુ પર ઝુંપડીઓમાં પડી રહેનાર, ને ચારણવિદ્યા, વેશ્યાવૃત્તિ, ને ભીખ માંગવાના ધંધાથી પેટ ભરનાર, ન્યાયના રક્ષણ બહારના અધમમાં અધમ વર્ગને એ નામ લાગુ પાડવામાં આવતું હતું. એવા લોકોને મારવા, તે ખૂન નહોતું ગણાતું. ઘોડાઓને માટે જુદા રાખવામાં આવેલા ખાબોચિયામાં તેઓ નહાતા, અને તેઓ ઢોરોમાં લેખાતા. પણ એટા લોકો ગામને છેડે આવેલા પોતાના જુદા વાસમાં રહેતા, ને પ્રજાના બીજા વર્ગ, નીતિ તેમજ શરીરને પણ દૂષક ગણી,

વવાની ખાસ કેળવણી આપવા ભલામણ કરી. ઐનુ છોકરીઓને ઘણી વખતે જાપાનીઓ પરણે છે, અને તેઓ ચહેરાઓ રંગવાનું મૂકી દે તો આ રીતે વધારે સંખ્યામાં તેમને સારાં ઘર મળે. હિંદુસ્થાનના પ્રથમવાસીઓ જેટલા તેઓ શરમાળ નથી અને તેમની પાસે જવું એટલું વિકટ પણ નથી; કારણ કે ઘણાંખરાં ગામડાંઓ આગળ આગગાડી પહોંચી ગઈ છે. હાલમાં તેમની વસ્તી ૧૭,૦૦૦ ની છે, પણ લાંબા વખત પહેલાં એ જાત નાશ પામશે. તેઓ મુખ્યત્વે કરીને શિકાર કરીને, માછલાં પકડીને, અને જેવી તેવી થોડી ખેતી કરીને જીવન ગુજારે છે. જાપાની છોકરાઓ સાથે ઐનુ છોકરાઓ અભ્યાસમાં નહિ ચાલી શકતા હોવાથી હાલ જ્યાં ૩૦ છોકરાઓ થાય ત્યાં એમને માટે ખાસ શાળાઓ ઉઘાડવાની પદ્ધતિ છે; કેટલીક વખત જુદાં મકાનોમાં ને કેટલીક વખત ખાસ વર્ગોમાં તેમને શિખવવામાં આવે છે. એવી નિશાળો હાલ દશ ચાલે છે ને તેનો ખરચ પ્રજાકીય તિજોરીમાંથી અપાય છે. તે બધી, સાધારણ પ્રાથમિક શાળાઓની પંક્તિની છે, પણ એમ માલૂમ પડયું છે કે જ્યારે એક જાપાની છોકરો એક વિષયમાં ચાર વર્ષ શીખતાં લે છે ત્યારે ઐનુ છોકરો પાંચ વર્ષ લે છે. ખેતી પાછળ પણ વધારે વખત ધ્યાન આપવામાં આવે છે. આ અભ્યાસક્રમ પૂરો થયે ઘણાખરા છોકરાઓ પોતાનાં માબાપને મદદ કરવા ઘેર જાય છે; છતાં કેટલાક, ઉચ્ચતર પ્રાથમિક શાળામાં જવાનું ચાલુ રાખે છે. પણ ઐનુઓનું મગજ જાણે તરત ખવાઈ જાય છે, ઉચ્ચતર કામને માટે તે નાલાયક છે. અને ઐનુઓમાંના ઉત્તમ લોક પણ છેવટે સુરાપાનની ટેવને શરણે થાય છે. નિશાળમાં હાજરીનો આધાર શિક્ષકની પોતાની જાતમહેનત પર રહે છે. પણ ભણવાની અસર થાય છે એમ કહેવાય તો છે; છોકરાઓ જ્યારે પાછા કામે વળગે છે ત્યારે તેઓ વધારે સારી રીતે કામ કરે છે, અને સાધારણ ઐનુને ગણતરી કરવાના વિચાર કે તે માટેની ભાષાનું પણ ઘણુંખરું ભાન ન હોવાથી ભણેલા છોકરાઓને, પકડેલા માછલાંના ભાગીદારો વચ્ચે ભાગ કરી આપવાનું કામ સોંપવામાં આવે છે.

ળીઓ થઈ તેમાં દાખલ થયો, વર્ગમાં અધમ ગણાતા છોકરાઓ સાથે બેઠો, **એટા**ઓના ઓરડામાં સૂતો, અને આ બધું જરાએ અધોગતિ પામ્યા વગર એ કરી શક્યો એમ જ્યારે લોકોએ જોયું ત્યારે તે લોકો ઢીલા થયા, ને નિશાળનું કામ બરાબર ચાલ્યું. ૧૮૯૧માં **લૅફ્‌કાડીઓ હુર્ન જાપાન**ના પશ્ચિમ કિનારા પર આવેલા **મેટ્સુ** નામના ગામના **એટા** તેમજ બીજા જ્ઞાતિ બહારના લોકોના વાસ જોયા. એ કહે છે, "મેં સારી પેઠે વિરૂપતા ને મલિનતા જોવાની ધારણા રાખી હતી. તેથી ઉલટું, સુંદર બાગો સહિત સંખ્યાબંધ સ્વચ્છ મકાનો મેં જોયાં. ત્યાં ઘણાં વૃક્ષો, એક મોટું સર્વોપયોગી સ્નાનગૃહ, ને સર્વોપયોગી વસ્ત્ર ધોવાનું-રજતગૃહ હતાં." ખરૂં જોતાં આ લોકો ને બીજા સામાન્ય **જાપાની**ઓની રહેવાની સ્વચ્છતામાં કંઈજ ફેર નથી; ઘણે ભાગે આ લોકો વધારે ગરીબ છે, પણ ગામમાં વસનારા બીજા લોકો કરતાં સુગતામાં કંઈ ઉતરતા નથી. મિ. **હુર્ન** મુલાકાત કરી તે વખતે એ વર્ગના લોકોને **મેટ્સુ** શહેરમાં રહેવા દેવામાં કે શાળાઓમાં જવા દેવામાં નહોતા આવતા. ન ઓળખાય એવે આઘેને ઠેકાણે ગયા સિવાય તેઓ કોઈ પણ પ્રકારના નોકરનું કે જિનરિકશા ખેંચનાર મજુરનું કે સાધારણ મજુરનું પણ કામ નહોતા કરી શકતા. તેર વર્ષ પછી પ્રોફ્. શાર્પે જ્યારે મુલાકાત લીધી ત્યારે ઘણા સુધારા થયા હતા. આ લોકોમાંના કેટલાક શહેરની અંદર રહે છે, અને ખાસ શાળા કે વર્ગ હવે જોવામાં આવતાં નથી, કારણ કે એમનાં છોકરાં બીજા લોકોનાં છોકરાં પેઠે નિશાળે જઇ શકે છે.

**દુરાગ્રહ અથવા તિરસ્કારનું નબળું થવું.**

૨૮૪. આ નીચલા વર્ગવિરુદ્ધ તિરસ્કારની લાગણી શિથિલ થતી જાય છે, તોપણ આ વર્ગના લોકો અલાહેદા મકાનોમાં રહે એવો લોકમત છે ત્યાં લગણ એ નાશ પામવાનો સંભવ નથી; અને જ્યાં લગણ એવી લાગણી છે ત્યાં લગણ વધારે ગરીબ ને અજ્ઞાન માબાપ પોતાનાં છોકરાંઓને નિશાળે મૂકતાં ગભ-

તેમનાં મકાનોથી દૂર રહેતાં. એમ કહેવાય છે કે કૂતરાઓ પણ એમનાથી જુદા રહેવાની મર્યાદા ઓળંગતા નહિ. એ લોકોના પોતાના જુદા કાયદાઓ, ને મુખીઓ હતા, અને તેઓ બીજા લોકો સાથે ખાઈ, પી, કે રાંધી શકતા નહિ કે મોચીના ઘર સિવાય બીજા કોઈ સાધારણ માણસના ઘરમાં પેસી શકતા નહિ. જે જગા પર એટા ઉભો રહ્યો હોય તેને શુદ્ધ કરવા ત્યાં મીઠું વેરવામાં આવતું; અને ઢોરો સિવાયનાં બીજાં પ્રાણીઓના વસ્તીપત્રકમાં તેમની ગણતરી કરવામાં નહોતી આવતી. વસ્તુતઃ તેમનાં અસ્તિત્વનાજ બન ત્યાંસુધી સ્વીકાર કરવામાં નહોતો આવતો.

**અધમ વર્ગની કેળવણી.**

૨૮૩. ૧૬મા સૈકામાં **જેસ્વીટ** પાદરીઓ **જાપાનના** મુખ્ય માણસોને વટળાવવા પ્રયત્ન કરતા હતા તેની સાથે અધમ વર્ગને પણ તેઓ ભૂલી નહોતા ગયા; ઉલટું કેટલેક ઠેકાણે તો આ વર્ગ પર તેઓ ખાસ ધ્યાન આપતા હોવાથી આબરૂદાર શહેરીઓ ખ્રિસ્તિ થતાં અટકતા. આ સિવાય ૧૮૭૧ ની સાલમાં સામાન્ય વર્ગ ને એ વર્ગની વચ્ચે રાખવામાં આવેલો કાયદાનો ફેર કાઢી નાંખવામાં આવ્યો ત્યાંસુધી, એ વર્ગની સ્થિતિ સુધારવાને કંઈ પગલાં લેવામાં આવ્યાં નહોતાં. તે વખતે, તેમની કુલ્લે સંખ્યા ૯,૮૦,૦૦ હતી, તેમાં ખુદ **એટા** ૨૮,૦૦૦ હતા; અને **મદ્રાસ**માં જ્ઞાતિ બહારના વર્ગોને માટે જેમ વિનીત શબ્દો વપરાય છે તેમ **જાપાન**માં ૧૮૭૧ પછી આ વર્ગ **શિન**હીમિન અથવા "નવો સાધારણ વર્ગ" એ નામથી ઓળખાય છે. કાયદા તરફથી તફાવત કાઢી નાંખવામાં આવ્યાથી કંઈ વર્ષોના વર્ષોના તિરસ્કારની અસર જતી ન રહી, ન ત્યાર પછી પણ **એટા** વર્ગનાં છોકરાંઓને ભાગ્યેજ તોફાન થવાની ધાસ્તી રાખ્યા વગર, સ્હેલથી પ્રજાકીય શાળાઓમાં મોકલી શકાતાં. કેટલેક ઠેકાણે ખાસ નિશાળો કે ખાસ વર્ગો તેમને માટે ખોલવામાં આવ્યા, ને કેટલેક ઠેકાણે વખતનેજ એ સુધારાનું કામ સોંપવામાં આવ્યું. એક ઠેકાણે તે જગાનો મુખ્ય અધિકારી પોતે જાતે પ્રાથમિક શાળાનો નિશા-

આવ્યા હતા, પણ આંધળા ને મૂગાને માટે નિયમિત રીતે ચાલતી પહેલી સંસ્થા ૧૮૭૮ માં ક્રિયેટોમાં સ્થાપવામાં આવી હતી. આ શાળા પ્રથમ ખાનગી હતી પણ હાલ પ્રજાકીય છે; અંદર શયનગૃહ પણ છે, તેમાં રહેનારને માસિક રૂ. ૯ આપવા પડે છે. આંધળાઓને માટેના ખાસ વિષયોમાં દરદોમાં સોયાના ઉપયોગ ને ઘસવા, દબાવવા ટકોરા મારવા વગેરે ઉપચારોના વિષયો, ને વાદન ( કોટો નામનું વાજું વગાડવાનું) છે; ને મૂગાઓ માટે ચિત્રકળા ને સીવણના વિષયો છે. પ્રાથમિક શાળાઓમાં ચાલતાં પુસ્તકોનો અભ્યાસ કરાવવા આ શાળામાં સાધારણ અભ્યાસક્રમ પણ છે.

**ટોકિયોની નિશાળ.**

૨૮૬. ટોકિયોની સરકારી નિશાળ બે વર્ષ રહી (૧૮૮૦માં) ખોલવામાં આવી હતી. આમાં પણ ખાસ ને સાધારણ અભ્યાસક્રમો છે. દાખલ થવા ઇચ્છનારા અરજદારોની સંખ્યા એટલી મોટી હોય છે કે લગભગ અડધો અડધનેજ શાળામાં લઈ શકાય છે. ઉમેદવારો. ૧૦ ને ૧૬ વર્ષની ઉમ્મરોની વચલી વયના હોવા જોઈએ. સુમારે સોએ ૯૦ છોકરા સાધારણ વિષયોનો અભ્યાસ કરે છે. શિક્ષણ ૩ થી ૬ કલાક સુધી આપવામાં આવે છે, ને અભ્યાસક્રમ સાધારણ રીતે ૫ વર્ષના રાખવામાં આવ્યા છે.

**આંધળાઓ માટે અભ્યાસક્રમો.**

૨૮૭. આંધળાઓ માટે સાધારણ અભ્યાસક્રમમાં વાચન, લેખન, સંભાષણ, અંકગણિત, ને શારીરિક કસરતોના વિષયો રાખવામાં આવ્યા છે. પ્રથમ આંધળાઓને જાપાની અક્ષરો શિખવવાનું ઘણું વિકટ લાગ્યું, અને જુદી જુદી પદ્ધતિઓ અજમાવ્યા પછી ઉપસાવેલાં ટપકાંથી અક્ષરો સૂચવવાની બ્રેલીની પદ્ધતિ અજમાવતાં એક શિક્ષક ફત્તેહવંત થયો; અને હાલમાં લખવાવાંચવામાં આ પદ્ધતિ રાખવામાં આવી છે. એજ શિક્ષકે જાપાનના અને પૃથ્વીના બે અર્ધગોળ ભાગના ઉપસેલા નક-

રાવવાનો સંભવ છે. આનું નિરાકરણ માત્ર વખતનેજ સોંપી શકાય. આમાંના સારી સ્થિતિના લોકોને હાલ પણ કંઈ હરકત પડતી નથી, અને એક માધ્યમિક શાળામાં હોશિયારમાં હોશિયાર છોકરો એટાની જાતનો હતો એમ કહેવાય છે. વળી ઉમેરવાની જરૂર નથી કે શિનહીમિનને શિખવવું પડે તોપણ કોઈએ જાપાની શિક્ષક હવે ધાંધળ મચાવતો નથી. એટલે પછાત પડતા વર્ગોની કેળવણીનું કામ ત્યાં પણ હિંદુસ્થાનની ઢબ પર ચાલે છે; ફેર માત્ર એટલોજ છે કે ત્યાં કામ વધારે જલદીથી થાય છે. આમાં ઘણાં કારણો સહાયભૂત થયાં છે. પહેલાં તો તિરસ્કારની લાગણી ઘણે ભાગે યોગ્ય કારણ વગરની હતી, તેનું મૂળ અજ્ઞાત હતું. જેટલે અંશે બૌદ્ધ ભાવના સાથે એ જોડાયલી હતી, તેટલે અંશે તો તેને બૌદ્ધ-ધર્મની પડતી, માંસાહારના આચારનો ફેલાવો, ને જાપાનમાં સાધારણ રીતે ધાર્મિક અસહિષ્ણુતાનો અભાવ નિર્બળ કરે તેમ હતું. બીજું, કાયદા પ્રમાણેની બધી અયોગ્યતા દૂર કરવામાં આવી છે, અને જેમ પોતાનું રહેઠાણ ને પોતાનો ધંધો બીજો કોઇ પણ માણસ ફેરવી શકે તેમ એટા વર્ગનો માણસ કરવાને સ્વતંત્ર છે; જ્યાં એની ઉત્પત્તિ કોઈ પણ જાણતો ન હોય એવે કોઈ પણ મોટે સ્થળે એ જઈ શકે છે. શિક્ષકો, એટા વર્ગનાં છોકરાં ને અન્ય બાળકોમાં તફાવત ગણતા નથી, અને જે કંઈ ફેર પાડનારૂં હતું તે સામાન્ય શાળાઓ થવાથી દૂર થવા વકી છે. તિરસ્કારની લાગણી હજી પણ નબળી થશે એટલે જુદાં રહેઠાણો નિઃશંક જતાં રહેશે, ને શિનહીમિનવર્ગ સામાન્ય લોકોની વસ્તીમાં તદ્દન સમઈ જશે.

## ૪. અપંગ લોકો.

**ક્યિોટોની અપંગોની નિશાળ.**

૨૮૫. આધુનિક યુગ પહેલાં પણ ગુજરાન ચલાવી શકાય એ ઉદ્દેશથી આંધળા માણસોને કેટલાંક દરદોમાં સોયાના ઉપયોગથી ને કેટલાંકમાં ઘસવા, દબાવવા, ટકોરા મારવા વગેરે ઉપચારોથી આરામ આપવાની ક્રિયા શિખવવાના પ્રયાસ કરવામાં

શરીર પર સોયાનો ઉપયોગ કરવાનો તેઓ અભ્યાસ કરે છે. બધું જોતાં જાપાનમાં આંધળાઓ ભાગ્યશાળી ગણી શકાય; કારણ કે તેમને કેટલાક લાભકારી ધંધાઓ કામમાં આવે તેમ છે અને તેથી પોતાના કુટુમ્બીઓ પર ભાર રૂપ થઇ પડતા તેઓ અટકે છે.

**મગાઓ માટે અભ્યાસક્રમ.**

૨૮૮. બહેરા-મૂગાઓને માટેનો સાધારણ અભ્યાસક્રમ સાધારણ પ્રાથમિક શાળાઓના ક્રમને આધારે રચાયો છે; તેમાં વાચન, લેખન, નિબંધ, અંકગણિત, લિખિત સંભાષણ, અને શારીરિક વ્યાયામના વિષયો છે. બોલતાં શિખવવાના, તેમજ આંગળીઓથી અક્ષરો સમજાવવાના, ભૂંગળાંઓ ને બીજાં યંત્રોથી સમજુતી આપવાના પ્રયાસો કરવામાં આવી ગયા છે, પણ આમાંના ઘણાખરા તજી દેવામાં આવ્યા છે. એ લોકોની ભાષાજ એવી જાતની છે કે જેમને માત્ર એક ઇન્દ્રિયના ઉપયોગથી સમજાવી શકાય તેમ હોય, તેમને માટે ઘણી ગુંચવણો પડે છે; એકજ અક્ષરના જુદા જુદા અવાજો હોય છે, અને એકજ અવાજ જુદા જુદા અક્ષરોથી બતાવાય છે. આ ઉપરાંત, લખવામાં, બોલવામાં, વર્તમાનપત્રોમાં, પત્રલેખનમાં, ઐતિહાસિક લેખો ને બીજી જાતના લખાણોમાં તફાવતો જોવામાં આવે છે તેનું તો બોલવું નહિ. ઔદ્યોગિક ક્રમમાં બહેરા-મૂગાઓને સીવણ (ખાસ કરી સ્ત્રીઓને), ચિત્રકળા, કોતરકામ, ને સુથારી કામ શિખવવામાં આવે છે. કામ આવે ત્યારે ચિત્રકામ અને એવાં બીજાં કામ કરવાથી શાળામાં સુદ્ધાં તેઓ થોડુંઘણું પેદા કરી શકે છે.

**શિક્ષકોનું શિક્ષણ.**

૨૮૯. ઉપર ક્રમ બતાવ્યા તે ઉપરાંત ૧૦ની સંખ્યા સુધી શિક્ષકોને શિક્ષણ આપવાનો પણ ત્યાં ક્રમ છે. અભ્યાસક્રમ એક વર્ષ ચાલે છે, ને તેમાં નીતિનાં તત્ત્વો, કેળવણી, જાપાની ભાષા, શરીરવિદ્યા, ચિત્રકળા, ખાસ ઉપકરણોનો

શા બનાવવાની યોજના કરી, અને એના એક મિત્રે ઉપસેલો એક પૃથ્વીનો ગોળો પણ બનાવ્યો. અંકગણિત શિખવવામાં સાધારણ લખોટાયંત્ર વપરાય છે, પણ બીજી યુક્તિઓને માટે અજમાયેશ થાય છે. ઔદ્યોગિક શિક્ષણક્રમમાં સોયાના ઉપયોગ, ઘસવા, દબાવવા, ટકોરા મારવા વગેરે ઉપચારો, ને સંગીતના વિષયો રાખવામાં આવ્યા છે. છેલ્લા વિષયમાં હાલમાં માત્ર કોટો નામનું જાપાનનું વાજું વગાડતાં શિખવવામાં આવે છે; પીઆનો ને વાયોલિન અજમાવવામાં આવ્યાં હતાં પણ તે પરદેશી હોવાથી ને પરદેશની વસ્તુઓ તરફ વિરુદ્ધની લાગણી હોવાથી આંધળાઓને એ શિક્ષણ નકામું અપાશે એમ માની મૂકી દેવામાં આવ્યું છે. એવાજ કારણને લીધે એક વખત મૂગાઓને યુરોપીઅન ઢબનાં કપડાં સીવવાનું શિખવવામાં આવતું હતું તે પણ બંધ કરવામાં આવ્યું છે. ઘસવા, દબાવવા, ટકોરા મારવા વગેરે ઉપચારો જાપાનમાં ઘણા લોકપ્રિય છે, અને તદ્દન નહિ તોપણ ઘણે ભાગે આંધળાઓ એનો ધંધો પચાવી બેઠા છે. શેરીઓ ને વીસીઓ પાસે થઈને જતા તે લોકોની ખાસ જાતની સીસોટીઓ દર સાંજરે સાંભળવામાં આવે છે, ચંપી વગેરે માટે તેઓ સાધારણ રીતે પાંચસાત આના લે છે, અને એમનામાંના ઘણાક જણ ઠીક નાણાં એકઠાં કરે છે. ચંપીમાં શરીરના બીજા ભાગો પરથી હૃદય તરફ જવાને બદલે હૃદય આગળથી શરૂ કરી બીજા ભાગો પર જવાની એમની પદ્ધતિ ખોટી છે એમ યુરોપના લોકો ટીકા કરે છે; હવે ટોકિયોમાં બન્ને પદ્ધતિઓનું શિક્ષણ અપાય છે. આંધળાઓની બીજી ખાસ આવડત સોયાઓના ઉપયોગમાં છે; શરીરના દુઃખતા ભાગોમાં કેટલાંક દરદોમાં સોયા ભોંકી થોડોઘણો વખત રાખી મૂકવાથી આરામ આપવાનો આ ઉપચાર ચીન દેશના લોકો તરફથી જાપાનીઓએ મેળવ્યો છે. જે લોકો આ વિષય શીખે છે તેમને શરીરવ્યવચ્છેદવિદ્યા ને શરીરવિદ્યાના સાધારણ નિયમોનું જ્ઞાન આપવામાં આવે છે. કાગળ બનાવવાના ચીકણા પદાર્થો વતી તૈયાર કરેલાં માણસના શરીરના નમુના પર અથવા તો કેટલેક અંશે (એમ કહેવાય છે) કે શિક્ષકના

# પ્રકરણ ૧૫ મું.

## શિક્ષકો.

**વિષયવિભાગ.** આ મથાળા નીચે ચાર વિષયો આવે છે;—(૧) શિક્ષકોના પરવાના વિષે, (૨) તેમના શિક્ષણ વિષે, (૩) બીજા ધંધાઓની સરખામણીમાં તેમની પદવી વિષે, ને (૪) પરદેશી શિક્ષકોની પદવી ને ભરતી વિષે.

**પ્રાથમિક શાળાઓના પરવાના.** ૨૯૨. ધારા પ્રમાણે પ્રાથમિક શિક્ષકો પરવાનાવાળા જોઈએ, પણ તેમની સંખ્યા જોઈએ તે કરતાં ઓછી પડતી હોવાથી ઘણા તે વગરના છે (સેંકડે ૨૧.૫ ટકા), ને કેટલાક પરવાના મેળવવાની પરીક્ષાને માટે તૈયારી કરે છે. આ પરવાના સાધારણ કે સ્થાનિક (અથવા જિલ્લાના) એ પ્રકારના હોય છે. જે શિક્ષકોએ સ્થાનિક પરવાના સાથે દશ વર્ષ સુધી સંતોષકારક નોકરી કરી હોય તેમને, ઉચ્ચતર શિક્ષક શાળાઓમાંથી ઉત્તીર્ણ થઈ ત્રણ વર્ષ નોકરી કરી હોય તેમને, અને બીજી સરકારી શાળાઓમાંથી ખાસ એ અભ્યાસ કરી ઉત્તીર્ણ થએલા ને એટલોજ વખત નોકરીમાં રહેલા હોય તેમને કેળવણીના પ્રધાન તરફથી **સાધારણ પરવાના** આપવામાં આવે છે. શિક્ષકશાળાઓ ને કેટલીક બીજી નિશાળોમાંથી ઉત્તીર્ણ થનારાઓને, અને દરેક જિલ્લાના કેળવણીના તપાસણીના મુખ્ય અધિકારીના પ્રમુખપદ નીચે કામ કરનાર એક મંડળ તરફથી લેવાતી પરવાનાની કસોટીમાં ફત્તેહ મેળવનારાઓને **સ્થાનિક પરવાના** આપવામાં આવે છે. આ કસોટી પરીક્ષાથી, અથવા તે વગર એમ બે રીતની છે. પરીક્ષા વગરની કસોટીમાં નીચલા માણસો ઉમેદવારી

ઉપયોગ, ગાયન, ને શારીરિક કસરતો શિખવાય છે. દરેક શિષ્યને માસિક રૂા. ૧૦) ને સુમારે પોતાનો ખરચ નિભાવવાને શિષ્યવૃત્તિ આપવામાં આવે છે અને શાળામાંથી ઉત્તીર્ણ થયે ઓછામાં ઓછાં બે વર્ષ સુધી નોકરી કરવાને તે બંધાયલો હોય છે.

**બીજી નિશાળો.** ૨૯૦. પ્રથમ માત્ર ઉપર કહેવામાં આવેલી એજ આંધળા-મૂગાની શાળાઓ હતી; ૧૮૯૭ માં બે ખાનગી શાળાઓ ઉમેરાઈ, ને હવે એની ૧૭ નિશાળો છે ને તેમાં શિક્ષકો ને શિષ્યોની પણ મોટી સંખ્યા છે. કેટલીક માત્ર આંધળાઓને માટે છે.

## ૫. સુધારક શાળાઓ.

**સુધારક શાળાઓ.** ૨૯૧. કેટલાકના કહેવા પ્રમાણે કેદખાનામાંથી છૂટી બહાર નીકળેલા ગુન્હેગારો માટે ખાનગી સિવાય બીજી સુધારક શાળાઓ જાપાનમાં નથી. તેમજ એક મોટા કેળવણીના સત્તાધિકારીનું કહેવું એવું પણ છે કે કેદખાનામાં જઈ આવેલા છોકરાઓ ઉપરાંત, માબાપ વગરના છોકરાઓ કે માબાપના કાબુમાં નહિ રહેનારા છોકરાઓને માટે ખાનગી શાળાઓ છે, એટલુંજ નહિ પણ કેદખાનાઓની અંદર સુદ્ધાં સુધારક શાળાઓ છે. છોકરાઓ વાચન, લેખન, ને નીતિનાં તત્ત્વોનું શિક્ષણ મેળવે છે, ને તે માટે જાતજાતના ધર્મગુરુઓને તેમની પાસે જવા દેવામાં આવે છે. કેટલીક વખત કોઈ એકાદ ઉદ્યોગ પણ શિખવાય છે. ઉપલું વર્ણન ખરૂં હોય તો હિંદુસ્થાનને જાપાન પાસેથી આ બાબતમાં થોડુંજ શીખવા જેવું છે.

---

કેળવણીખાતાના મંડળ તરફથી લેવાતી પરવાનાની કસોટીમાં ફત્તેહ મેળવનારાઓને આ પરવાના આપવામાં આવે છે. પ્રાથમિક શાળાના શિક્ષકોની કસોટી પેઠે અહીં પણ બે જાતની કસોટી છે; પરીક્ષાથી, કે તે વગર. પરીક્ષા વગરની પરવાનાની કસોટી માટે નીચેના માણસો લાયક ગણાય છે;—રાજ્યની યુનિવર્સિટિ અને સાધારણ ધંધા કે હુન્નરની ઉચ્ચતર સરકારી શાળાઓમાંથી ઉત્તીર્ણ થનારાઓ; માધ્યમિક શાળાઓ જેવી ઉંચી પંક્તિની અને સરકાર તરફથી માન્ય થએલી છમાંની એકાદ શાળામાં ઓછામાં ઓછાં ત્રણ વર્ષ અભ્યાસ જેમણે કર્યો હોય તેઓ; ઉંચી કેળવણી લઈ અથવા તો શિક્ષકશાળામાં ભણી પરદેશની કોઈ કૉલેજમાંથી પ્રમાણપત્ર મેળવનારાઓ; જાપાનની ઉંચી કેળવણીની શાળાઓ ને શિક્ષકશાળાઓમાં અપાતી કેળવણી જેટલું શિક્ષણ આપનારી પરદેશની શાળાઓમાંથી ઉત્તીર્ણ થનારાઓ; અને જે પ્રકારની શાળામાં શિખવવાની માંગણી કરી હોય તેથી ઉંચી નિશાળમાં કામ કરી શકવાની લાયકાતનાં પ્રમાણપત્રો ધરાવનારાઓ. પરીક્ષાની કસોટી વર્ષમાં ઓછામાં ઓછી એક વાર લેવાય છે. પ્રાથમિક શાળાઓને માટેની પરીક્ષાઓની પેઠેજ આ પરીક્ષા પણ લેવાય છે, અને આનું ધોરણ અરજદારની ઓછીવત્તી લાયકાતની માગણીના પ્રમાણમાં રાખવામાં આવે છે. ઉમેદવારે શારીરિક લાયકાતની વીગતો પૂરી પાડવી પડે છે. એના વર્તમાન ને ભૂત વર્તનની નીતિસંબંધી તપાસ પણ કરવામાં આવે છે.

## ૨.—શિક્ષકોનું શિક્ષણ.

**શિક્ષકોના શિક્ષણ માટે સંસ્થાઓ.**

૨૯૪. જૂના વખતમાં જાપાનમાં શિક્ષિત શિક્ષકો નહોતા; પણ નવો યુગ બેસતાં જાપાનીઓને માલૂમ પડ્યું કે શિક્ષિત મનુષ્યો વગર ઉત્તમ પદ્ધતિ પણ અસરકારક નહિ નીવડે. શિક્ષકોની શાળાઓ, ને પાછળથી ઉચ્ચતર શિક્ષકોની શાળાઓ સ્થાપવામાં આવી, અને

કરી શકે:—શિક્ષકશાળાઓમાં કે ઉંચી પંક્તિની નિશાળોમાં શિક્ષક થવા જેમને પરવાનો મળ્યો હોય તે; બીજા કોઈ જિલ્લામાં પ્રાથમિક શાળાના શિક્ષક થવા જેમને પરવાનો મળ્યો હોય તે; સરકારી નિશાળોમાંથી ખાસ વિષયોનો અભ્યાસ કરી ઉત્તીર્ણ થયા હોય તે; અને પ્રધાનની અનુમતિથી સ્થાનિક સત્તાધિકારીઓએ જે લોકોને લાયક ગણ્યા હોય તે. પરીક્ષાની કસોટી વર્ષમાં ઓછામાં ઓછી એક વાર લેવાય છે, અને તેમાં શિક્ષણ-પદ્ધતિ ને પ્રાથમિક અભ્યાસક્રમોના ભિન્ન ભિન્ન વિષયો આવી જાય છે; જે લોકોમાં યોગ્ય લાયકાત છે એમ ધારી લઈ શકાય અથવા તો જેઓ નીચલી પદવીની જગાઓને માટે ઉમેદવાર હોય એવાઓને, આમાંના કેટલાક વિષયોની પરીક્ષામાંથી મુક્ત કરાય છે. ઉંચામાં ઉંચી જગાઓને માટે સાધારણ શિક્ષકશાળાઓની પરીક્ષાનું ધોરણ છે. જે ઉમેદવારો અમુક વિષયોમાં સારી પ્રવીણતા દર્શાવે તેમને તેટલાજ વિષયો માટે પ્રમાણપત્ર આપવામાં આવે છે, અને જો તેઓ ત્રણ વર્ષની અંદર ફરીથી પરીક્ષામાં બેસે તો તે વિષયોની પરીક્ષામાંથી તેમને બાતલ કરવામાં આવે છે. પરીક્ષા લિખિત લેવાય છે, તેમજ પ્રાથમિક શાળામાં કલાકએ-કલાક શિક્ષણ આપવાના અનુભવની વ્યાવહારિક કુશળતાની પણ લેવાય છે. શિક્ષણશાળાઓના શિક્ષકો અને કેળવણીના તપાસણીના અધિકારીઓ પરીક્ષકો હોય છે.

**ઉંચી કેળવણી આપનારી નિશાળોમાં પરવાના.**

૨૯૩. ઉંચી કેળવણી આપનારી નિશાળોમાં કે શિક્ષકશાળાઓમાં શિખવવાના પરવાના કેળવણીનો પ્રધાન આપે છે, પણ શિક્ષકો જોઈએ તેથી ઓછા હોવાથી સુમારે ૩/૪ શિક્ષકોને પરવાના વગર કામ કરવા દેવામાં આવે છે. ઉચ્ચતર શિક્ષકશાળાઓમાંથી ઉત્તીર્ણ થનારાઓને તેમજ રસિકકળાશાળા ને સંગીતશાળાના ખાસ શિક્ષણક્રમોમાં અભ્યાસ કરનારાઓને, અથવા તો

વાળા, ને શિક્ષકશાળામાં ભણેલા હોય છે. તેથી સાધારણ રીતે એ શાળાઓ બીજી સાધારણ નિશાળો કરતાં વધારે સારી હોય છે. જે માબાપો અગાઉ પોતાનાં છોકરાંઓને બીજી નિશાળે મોકલતાં તે હવે એ પ્રયોગશાળાઓમાં મોકલવા એક બીજા સાથે હરીફાઈ કરે છે, અને તેઓ નિયમસર હાજરી આપે તેને માટે દરકાર લે છે.

મુખ્ય અભ્યાસક્રમ, નિયમિત પ્રાથમિક શિક્ષકો તૈયાર કરવાનો ઉદ્દેશ સાધે એવો રાખવામાં આવે છે; પણ તે ઉપરાંત, (૧) આદ્યક્રમ, (૨) માત્ર પુરુષશિક્ષકો માટે કંઈક ટુંકો ક્રમ, (૩) સ્ત્રીશિક્ષકોને માટે કિન્ડરગાર્ટન ક્રમ, ને (૪) શિક્ષક તરીકે જેઓ કામ કરતાજ હોય તેવાને માટે શિક્ષણક્રમ પણ હોય છે. મુખ્ય ક્રમ પુરુષોને માટે ૪ વર્ષનો હોય છે, ને સ્ત્રીઓને માટે ૩; ટુંકો ક્રમ ૨ વર્ષ ૪ માસનો હોય:છે; ને બીજા માત્ર થોડાક માસનાજ હોય છે. નિયમિત ને ટુંકા, બન્ને ક્રમમાં જ્યાં શિક્ષણ અપાતું હોય ત્યાંથી પહેલામાં ઉત્તીર્ણ થએલા, ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં ને બીજાવાળા સાધારણ પ્રાથમિક શાળાઓમાં શિક્ષકનું કામ કરવા જાય છે. નિયમિત ક્રમમાં દાખલ થનાર પુરુષ હોય તો તેની ઉમ્મર ૧૬ ને સ્ત્રી હોય તો ૧૫ વર્ષની જોઈએ. પ્રાથમિક શાળાનો ઉચ્ચતર અભ્યાસક્રમ સંપૂર્ણ કર્યા છતાં જેની ઉમ્મર નાની પડતી હોય તેવા શિષ્યો આદ્ય ક્રમમાં તૈયાર થાય છે.

પ્રવેશ.

૨૯૬. ધારા પ્રમાણે, એક શિક્ષકશાળામાંથી જેટલી સાધારણ શાળાઓને શિક્ષકો પૂરા પાડવામાં આવતા હોય, તેટલી બધી શાળાઓના વર્ગોની સંખ્યાને વીસમે ભાગે શિક્ષકો તૈયાર થવા જોઈએ. પણ આ ધારાને કંઈ બહુ ધ્યાન નહિ અપાતું હોય એમ શંકા ઉત્પન્ન કરાય; કારણ કે છોકરાઓ કેટલા દાખલ કરવા તે ઘણુંખરૂં શિક્ષકશાળાની આર્થિક સ્થિતિ ઉપર આધાર રાખે છે. દાખલ થવા ઇચ્છતા અરજદારોની સંખ્યા

વધી ગએલી લાગણી પૂરી પાડવાને શિક્ષકોની સંસ્થાઓ, ને બીજી કામચલાઉ ગોઠવણો ઉમેરવામાં આવી હતી. ધંધા ને હુન્નરની સંસ્થાઓએ પણ શિક્ષણ લેનારાઓને તેમાંના ખાસ વિષયોમાં તૈયાર કરી સંખ્યામાં વધારો કરી આપ્યો છે.

## શિક્ષકશાળાઓ.

૨૯૫. દરેક જિલ્લા તરફથી ધારા પ્રમાણે ઓછામાં ઓછી એક શિક્ષકશાળા ચાલવી જોઈએ. મકાનોની જગા,

**સાધારણ વ્યવસ્થા.** બાંધણી, ને અંદરનાં સાધનો વિષે બીજી નિશાળોના ધારાઓ છે તેવાજ શિક્ષકશાળાઓ માટે પણ છે. દર શિષ્યે ૫૪૦ ચોરસ ફીટ જગા હોવી જોઈએ, ને મુખ્ય શાળાને અંગે ચાલતી શિક્ષણપ્રયોગશાળાના (પ્રૅક્ટિસિંગ સ્કૂલના) દરેક છોકરા દીઠ ૧૦૮ ચોરસ ફીટ જગા જોઈએ. ઢાંકેલાં તેમજ ખુલ્લાં વ્યાયામગૃહો ને એક શયનગૃહ પણ પૂરાં પાડવાં જોઈએ; સ્ત્રીશિષ્યોને માટે કિન્ડરગાર્ટન શાળા હોવી જોઈએ, અને ખેતીના વિષયમાં શિક્ષણ આપવાનું હોય ત્યારે અનુભવથી જ્ઞાન આપવા પાસે જમીન હોવી જોઈએ. શાસન ને વર્તનના બંધારણના હેતુથી છોકરાઓ શાળાના શયનગૃહમાં રહે તે ઘણું અગત્યનું ગણાય છે. એકજ ઓરડામાં સાધારણ રીતે ઘણા રહે છે. પણ અભ્યાસની જગાથી અલગ સૂવાની ઓરડીઓ છોકરાઓને આપવામાં આવે છે. તેની અંદર મચ્છરદાની સહિત ખાટલાઓ હોય છે, ને બંદૂકો ને લશ્કરી સાધનોથી શોભા રાખવામાં આવેલી હોય છે. છોકરીઓને સારૂ ઘણુંખરૂં સામટી એકબીજી સાથે જોડી દીધેલી ઓરડીઓ હોય છે, ને જાપાની ઢબ પ્રમાણે ચટાઈ પર તેઓ સૂવે છે. દેખરેખ, ખાસ પસંદ કરવામાં આવેના શિક્ષકો રાખે છે; તે ઉપરાંત, દરેક ઓરડીમાં શાસકો નીમવામાં આવેલા હોય છે. એક સિવાય બાકી બધી શિક્ષકશાળાઓને અંગે હવે શિક્ષણપ્રયોગશાળાઓ રાખવામાં આવી છે; અને ત્યાં શિક્ષકો બધાજ પરવાના-

આવતા હતા. વર્ગો, કલાકમાં ૫૦ મિનિટ લેવામાં આવે છે; તેને છેડે દશ મિનિટની છુટી આપવામાં આવે છે. આ પ્રમાણે છોકરાઓ સુમારે ૭ કલાક ભણવામાં ગાળે છે ને તેને અન્તે તેઓ સાંજરે ઓછામાં ઓછા બે કલાક કામ કરે છે. જુદી જુદી રમતો તેમને રમાડવામાં આવે છે, ને કોઈ છોકરો જો અભ્યાસમાં ઘણો ગોંધાઈ રહેતો માલૂમ પડે તો શિક્ષક તેને બહાર નીકળવાની ફરજ પાડે છે. બપોર પછીનો થોડો ભાગ કે રવિવારનો આખો દહાડો છોકરાઓને પોતાના મિત્રો સાથે ગામમાં ગાળવા દેવામાં આવે છે; પણ ૫–૩૦ કે ૬ વાગે સાંજે જમતી વખતે તેમણે પાછા આવવુંજ જોઈએ. શયનગૃહ પર દેખરેખ રાખનાર શિક્ષક રાત્રે તે પર ફેરો મારે છે, ને છોકરાઓ ૯ કે ૯–૩૦ ને સુવાને વખતે આરામ લે ને તે હદ ઉપરાંત શ્રમ ન લે તે જોય છે. છોકરાઓની સ્વચ્છતા ને સાધારણ વર્તણુક પર ઠીક લક્ષ અપાય છે. શિષ્યને શિક્ષક મળે ત્યારે એણે થોભવું જોઈએ, ને પગો પાસે લાવીને નીચા નમવું જોઈએ; અને બે જાતિઓની સંયુક્ત શાળા હોય ત્યાં સ્ત્રીશિક્ષકો પ્રતિ પણ એવીજ માનની લાગણી શિષ્ય બતાવે છે.

**અભ્યાસના વિષયો.** ૨૯૮. જે લોકો શિક્ષકો થવાના છે એવાઓમાં આજ્ઞાંકિતપણું, સમભાવ, મોભો, વફાદારી, ને દેશવત્સલતાના ગુણો પોષવા ખાસ દરકાર રાખવી એવા એ શાળાઓ પર હુકમ છે; અને સામયિક્તા ને નિયમિતતા પણ આવશ્યક છે. શિક્ષણની પદ્ધતિ તેમજ શિક્ષણના વિષય, એ બન્ને પર તેમનું ધ્યાન દોરવાવવું જોઈએ. ભાષાની શુદ્ધિ વિષે ઘણી ચીકાસ રાખવી જોઈએ ને શિક્ષકો પર સંપૂર્ણ રીતે આધાર ન રાખતાં શિષ્યો ખાનગી અભ્યાસ ને શોધથી સુધરે તેને ઉત્તેજન આપવું જોઈએ. અભ્યાસક્રમ પ્રાથમિક શાળાના અભ્યાસક્રમની જરૂરીઆતો પ્રમાણે હોય છે. પુરુષોને માટે એમાં નીતિનાં તત્ત્વો, શિક્ષણશાસ્ત્ર. **જા**પાનની ને **ચી**નની ભાષા,

ઘણી મોટી હોય છે; ઘણુંખરૂં ૩૩ ટકાથી ૨૫ ટકા સુધી કે તેથી પણ ઓછા અરજદારોને પ્રવેશ મળી શકે છે. શરીર, વર્તન, ને જ્ઞાનપ્રાપ્તિની તપાસ કર્યા પછીજ શિક્ષકશાળાઓમાં છોકરાઓને દાખલ કરવામાં આવે છે. જેમનું શારીરિક બંધારણ, મન, આંખ, કાન, ફેફસાં, હૃદય, કે બીજી કોઈ ઇન્દ્રિય રોગથી બગડી હોય તેમને દાખલ કરવામાં આવતા નથી. જાપાની ભાષા, અંકગણિત, ભૂગોળ, ને ઇતિહાસમાં પ્રવેશક પરીક્ષા ફેબ્રુઆરી માસને છેડે કે માર્ચની શરૂઆતમાં લેવામાં આવે છે, ને ઉમેદવારોને વર્તન ને મનોવૃત્તિ વિષે મોઢાના પ્રશ્નો પૂછવામાં આવે છે. શાળામાં શીખ્યા પછી પુરુષોએ ૧૦ વર્ષ ને સ્ત્રીઓએ ૫ વર્ષ સુધી એ શાળાના જિલ્લાના શિક્ષકનું કામ કરવાને બંધાવવું પડે છે; પણ જેઓ શિક્ષકશાળામાં પોતાને પૈસે ભણે છે તેમને માત્ર ૩ વર્ષ (પુરુષોને) ને ૨ વર્ષ (સ્ત્રીઓને) નોકરી કરવાની બાંધણી આપવી પડે છે. બાકીના બીજા શિષ્યોનાં શિક્ષણના ખરચનો ભાર બધો જિલ્લાની તિજોરી પર પડે છે, ને તેથી સંપૂર્ણ યોગ્યતા ધરાવનારા સિવાયના બીજા કોઈ પણ શિષ્યોને શિક્ષકશાળામાં દાખલ કરવામાં આવતા નથી. આવી રીતે પસંદ થએલા શિષ્યોને શરૂઆતમાં થોડાક માસની શરતે દાખલ કરવામાં આવે છે; તે મુદ્દતને અન્તે નબળામાં નબળાઓને કાઢી મૂકવામાં આવે છે.

**રોજની જિંદગી.** ૨૯૭. ઘણીખરી શિક્ષકશાળાઓમાં છોકરાઓને શયનગૃહમાં રહેવું પડે છે, ને ઘણે ભાગે તેઓ તેમ કરે છે. શિક્ષણનું લવાજમ કંઈ લેવામાં આવતું નથી, ને છોકરાઓને પુસ્તકો સિવાય ખોરાક, કપડાં, ને બીજી બધી ખપજોગી વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે; કેટલીક વખતે, દર માસે પોણો રૂપીઓ ખીસા ખરચનો પણ આપવામાં આવે છે. પણ પ્રૌફ. **શાર્પે** જે નિશાળોની મુલાકાત કરી તેમાંની એકમાં, પુસ્તકો આપવામાં આવતાં હતાં, પણ ખોરાકને માટે માસિક રૂપીઆ સાડા છને સુમારે લેવામાં

નિયમિત શિક્ષકો તે પર દેખરેખ રાખે છે; શિક્ષકશાળાના ઉપાધ્યાયો કંઈ દેખરેખ રાખતા નથી. જ્યારે એક શિષ્ય શીખવે છે, ત્યારે વર્ગના બીજા છોકરાઓ પાછળ બેસી સાંભળે છે; પાછળથી ચર્ચા કરવાના ઉદ્દેશથી તેઓએ ત્યાં નોંધ લેવી જોઈએ, પણ સાધારણ રીતે તે વિષે મોંએ અરસપરસ વિચાર દર્શાવ્યા હોય તો ચાલે છે. શિષ્યોનાં કામના ગુણ આપવામાં નથી આવતા પણ દેખરેખ રાખનારા શિક્ષકો તેના સારાનરસાપણા વિષે નોંધ રાખે છે. 'મૉડેલ લેસનો'—ઉત્તમ નમુનાના પાઠો પણ આપવામાં આવે છે. જે શિષ્યને શિખવવાનું કહેવામાં આવ્યું હોય તેને નિયમિત શિક્ષક તરફથી પહેલેથી કંઈક સૂચના મળે છે. પણ અગાઉથી પાઠની નોંધ કાઢી મૂકવાની તેને જરૂર પાડવામાં આવતી નથી; પુસ્તક સમજાવવાનુંજ કામ હોય, ત્યાં આવી પ્રથમથી કાઢેલી નોંધો અનાવશ્યક છે એવો આનો બચાવ કરાય છે. અવકાશને વખતે રમતોમાં છોકરાઓની સાથે આ શિષ્યો ભાગ લે છે.

**સ્ત્રીશિક્ષકો માટે અભ્યાસક્રમ.**

૩૦૦. સ્ત્રીશિક્ષકો માટેનો અભ્યાસક્રમ એક વર્ષ જેટલો ટુંકો છે, ને ધોરણ પણ કંઈક ઉતરતું છે. વિષયોમાં કેટલીક બાબતોમાં સહજ ફેરફાર કરવામાં આવ્યા છે. ઉદાહરણ તરીકે નીતિનાં તત્ત્વોમાં જાપાની સ્ત્રીઓની સમાજમાં ફરજો, રીતરિવાજો, અને સભ્યતાનો સમાવેશ થયો છે; શિક્ષણશાસ્ત્રમાં બાળશિક્ષણ આવે છે; અને ગૃહવ્યવસ્થાનો વિષય ઉમેરવામાં આવ્યો છે, આ વિષયમાં કપડાં, ખોરાક, આવાસ, સીવણ, બાલસંવર્ધન ( બાળકની ઉછેરણી ), નામું લખવાના સમ્બન્ધનું જ્ઞાન, અને તે બધાંની શિક્ષણપદ્ધતિનું જ્ઞાન આપવાનું આવી જાય છે. કેટલીક વખતે જાપાનની ને પરદેશની ઢબ પ્રમાણે રાંધવાનું પણ શિખવવામાં આવે છે.

૩૦૧. પરીક્ષાઓમાં બીજી બધી શાળાઓમાં જોવામાં આવે છે

ઇતિહાસ, ભૂગોળ, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાકૃતિક ઇતિહાસ, લેખનકળા, ચિત્રકળા, સંગીત ને શારીરિક કસરતોનો સમાવેશ થાય છે. અંગ્રેજી, ખેતી, વેપાર કે શિલ્પકામ આ બધામાં ઉમેરી શકાય; વસ્તુતઃ છેલ્લા ત્રણમાંનો એકાદ વિષય તો ભવિષ્યમાં આવશ્યક થશે, કારણ કે આ વધારાના વિષયો પ્રાથમિક શાળાઓમાં શીખવાની ફરજ પાડવામાં આવે છે. સ્ત્રીઓને માટે વિજ્ઞાનનો વિષય ઓછો કરવામાં આવ્યો છે અને ગૃહ-વ્યવસ્થાનો ઉમેરવામાં આવ્યો છે. ઘણાખરા વિષયોમાં થવું જોઈએ તે પ્રમાણે શિક્ષકના કામને ખાસ આવશ્યક હોય તે ઉપરાંત, વધારે જ્ઞાન આપવામાં આવે છે; ઉદાહરણ તરીકે ઇતિહાસમાં જાપાનના ઇતિહાસ ઉપરાંત સાધારણ ઇતિહાસ વિષે પણ કંઈક જ્ઞાન અપાય છે. પ્રાણીઓ કે વનસ્પતિ સમ્બન્ધીના નમુનાઓ પર અથવા સાધારણ કુદરતના બનાવો પર પદાર્થપાઠ કેમ આપવા, તે વિજ્ઞાનમાં શિખવવામાં આવે છે; ને વર્ગના ઉપયોગને માટે સૂક્ષ્મદર્શક યંત્રો આપવામાં આવે છે. ખેતીનાં શિક્ષણ માટે શાળાઓને અંગે થોડી જમીન હોય છે, તે પર ભાત, જવ. કે શાકભાજી, ઉગાડવામાં આવે છે, ને ઉપજ ફાવટ આવે ત્યારે વેચવામાં આવે છે. જાતજાતનાં ખાતરો અજમાવી જોવામાં આવે છે, અને દરેક ઉપજને થતાં કેટલો વખત જાય છે વગેરેની નોંધો રાખવામાં આવે છે. શિલ્પકળાને માટે લાકડું, વાંસ, સાધારણ ધાતુઓ, કાગળ, કે માટીનું સાદું કામ ને તેની શિક્ષણપદ્ધતિ રાખવામાં આવ્યાં છે. કેટલીક નિશાળોમાં સુથારી વર્ગો છે, પણ હાલનું વલણ ઔદ્યોગિક શિક્ષણ માટેની ખાસ શાળાઓમાંજ આપવા તરફ છે.

**વ્યાવહારિક શિક્ષણ.** ૨૯૯. જુદી જુદી સંસ્થાઓમાં દર દહાડે બે કલાક એમ ત્રણ માસ સુધીથી દર દહાડે ત્રણ કલાક એમ વર્ષ સુધી, પ્રયોગશાળાઓમાં અનુભવથી શિક્ષણ આપવાના વખતમાં ફેર જોવામાં આવે છે. પ્રાથમિક શાળાના

છે, અને નાની ઉમ્મરના છોકરાઓ કરતાં આ છોકરાઓની વખતોવખત લેવાતી પરીક્ષા વધારે સખ્તાઈથી લેવાય છે ને તેનાં પરિણામોનું ટોકિયો-ના અધિકારીઓને નિવેદન કરવામાં આવે છે. ૧૯૦૨ માં પુરુષવર્ગમાં સોએ ૬૩ ને સ્ત્રીવર્ગમાં સોએ ૬૦ "જબરાં" નીકળ્યાં હતાં; અ અનુક્રમમાં સોએ ૩૪ ને ૩૭ "મધ્યમ" બળનાં ગણવામાં આવ્યાં હતાં; ને બહુ ઓછા ટકા "નબળાં" હતાં. બન્ને આંખોની સાધારણ આલોકન-શક્તિ પુરુષવર્ગમાં સોએ ૮૬ની ને સ્ત્રીવર્ગમાં સોએ ૯૨ની હતી. કેટલેક ઠેકાણે તો દાક્તર ઘણુંખરૂં રોજ મુલાકાત આપે છે! માંદાઓના ઓરડા રાખવામાં આવ્યા હોય છે, ને કેટલુંક વ્યાવહારિક શિક્ષણ પણ વૈદક-કળામાં અપાય છે. ખરાબ તબીયતને લીધે, સુમારે સોએ એકજ છોકરાને અભ્યાસ છોડી દેવા પડે છે.

**પુસ્તકાલયો વગેરે.**

૩૦૩. કંઈ સ્હેજસાજ અર્થ વગેરે જોવા કરવાના કામને માટે શિક્ષકોને સારૂ દરેક નિશાળમાં એક નાનું પુસ્તકા-લય હોય છે. પણ શિષ્યોને માટે બધીમાં નથી હોતું, જ્યાં આ હોય છે ત્યાં ઘણું નાનું હોય છે, કારણ કે તેમાંની ચોપડીઓ ઘણેખરે ભાગે નિશાળ જોડતી કે છોડતી વખતે શિક્ષકો તરફથી ભેટમાં આવેલી હોય છે. વિજ્ઞાનના શિક્ષકોના હાથમાં એ-કાદ નાનું નમુનાઓનું સંગ્રહસ્થાન હોય છે. તેમાં ઉત્સાહી શિક્ષકો પોતાના વર્ગોની સહાયથી વારંવાર ઉમેરા કરે છે. કવચિતજ બહારનો માણસ આવીને નિશાળમાં ભાષણ આપે છે, અને "મૅજિક લૅન્ટર્ન" (જાદુઈ દીવા)નો ઉપયોગ કયાં તો કરવામાંજ આવતો નથી કે કયાં તો તેનો તિરસ્કાર કરવામાં આવ છે.

**શિક્ષકોને માટે શિક્ષણક્રમો.**

૩૦૪. શિક્ષક તરીકે જેઓ કામ કરતા હોય તેવાઓને માટે સાડ-ત્રીસ શાળાઓમાં ખાસ શિક્ષણક્રમો છે. કેટલીક શાળાઓમાં ત્રણ માસે એક એમ વર્ષમાં ત્રણ અ-ભ્યાસક્રમો પૂરા કરવામાં આવે છે; કેટલીકમાં કોઈ એક અમુક વિષયમાં (જેમકે વનસ્પતિશાસ્ત્ર કે

**પરીક્ષાઓ ને તેમાં-થી ઉત્તીર્ણ થએલા છોકરાઓ.**

તેમ અહીં પણ ઉદારવૃત્તિ રાખવામાં આવે છે. વર્ષ-ના અર્ધભાગને અન્તે કેટલાક બહુ નબળા છોકરા-ઓને વર્ગમાંથી કાઢી મૂકવામાં આવે છે ને કેટલા-કને વર્ષને અન્તે તેમ કરવામાં આવે છે. પણ ઘણી-ખરી નિશાળોમાં પાછળ પડતા છોકરાને એક વર્ષ વધારે નીચલા વર્ગમાં રાખી મૂકવામાં નાણાંની હરકત પડે છે, કારણ કે તેનો ખર્ચ શાળાને પૂરો પાડવો પડે છે; એટલે નિશાળમાંથી તદ્દન બહા-રજ જો એને કાઢી ન મૂકવો હોય તો તો બનતા સુધી ઉપલા વર્ગમાં એને જવા દેવામાં આવે છે, અને ઘણુંખરૂં આખા ને આખા વર્ગો આમ ઉત્તીર્ણ થાય છે. કેટલીક વખતે ઉત્તીર્ણ થએલા શિષ્યો પોતાના જિલ્લા-ઓમાં પ્રવાસ કરે છે, ને જુદી જુદી નિશાળો જોઈ શિક્ષણપદ્ધતિઓ તપાસે છે. તે લોકો નીચલા હકો ભોગવે છે:—પ્રાથમિક શિક્ષકના જિલ્લાના પરવાના તેમને મળવાનો હક છે; " સાધારણ શહેરી અમલદારો " તરી-કેની જગાઓ માટે તેઓ લાયક છે; ૨૮ વર્ષની ઉમ્મર થતાં સુધી લશ્કરી નોકરીનો સમય તેઓ મુલતવી રાખી શકે છે, ને એકથી વધારે વર્ષ નોકરી કરવાની તેમને જરૂર નથી; અને જે લોકો પ્રજાકીય શાળાઓમાં નોકરી કરતાજ હોય તેમને છથી વધારે અઠવાડીઆં તે નોકરી કરવાની જરૂર નથી. શિષ્યો અને શિક્ષકો પોતાનો જૂનો સમ્બન્ધ જારી રાખવા ખુશી હોય છે, ખેડુતો ખાસ કામમાં રોકાએલા હોય છે, ને તેથી નિશાળો કેટ-લાક દહાડા બંધ રાખવામાં આવી હોય છે ત્યારે ઘણાખરા શિક્ષકો એ સમયનો લાભ લઈ પોતાની જૂની શિક્ષકશાળા કેમ ચાલે છે તે જોઈ આવે છે.

**શાળાનું આરોગ્ય.**

૩૦૨. લશ્કરી કવાયત સહિત શારીરિક શિક્ષણ જોઈએ તેવું સંપૂર્ણ અપાય છે, અને શિક્ષકશાળાઓમાં ભણતા શિષ્યો લશ્કરી નોકરીમાં દાખલ થતાં પહેલાંજ યુવાન્ યોદ્ધાઓ હોય છે. ત્યાં શાળાના દાક્તરો નીમાય

વામાં આવે છે. પેન્શનને માટે પ્રાથમિક શાળાઓમાં ધારા છે તેવાજ શિક્ષકશાળાઓમાં પણ છે, પણ ફેર એ છે કે અહીંના શિક્ષકોને પોતાના પગારમાંથી એક ટકા જેટલું પોતાના પેન્શન ખાતે આપવું પડે છે.

## ઉચ્ચતર શિક્ષકશાળાઓ.

**સાધારણ વ્યવસ્થા.**

૩૦૬. ઉચ્ચતર શિક્ષકશાળાઓમાં સાધારણ વ્યવસ્થા શિક્ષકશાળાઓમાં હોય છે તેવી હોય છે. સ્થાનિક શિક્ષકશાળાઓ અને ઉંચી કેળવણી આપનારી નિશાળોના શિક્ષકો ઉચ્ચતર શિક્ષકશાળાઓમાંથી તૈયાર થાય છે. પ્રયોગશાળા તરીકે પુરુષોને માટે દરેક ઉચ્ચતર શિક્ષકશાળાને અંગે એક માધ્યમિક ને એક પ્રાથમિક શાળા રાખેલી હોય છે, અને સ્ત્રીઓને માટેની એવી શાળાને અંગે છોકરીઓની એક ઉચ્ચતર શાળા, એક પ્રાથમિક શાળા, ને એક કિન્ડરગાર્ટન શાળા રાખવામાં આવે છે.

**પ્રવેશ.**

૩૦૭. આદ્યક્રમમાં દાખલ થવા ઇચ્છનારા ઉમેદવારો શરીરે તંદુરસ્ત હોવા જોઈએ, સદ્વર્તન ધરાવતા હોવા જોઈએ, અને કોઈ પણ શિક્ષકશાળાના અથવા તો સરકારી, પ્રજાકીય, કે માન્ય થએલી ખાનગી માધ્યમિક શાળામાંથી ઉત્તીર્ણ થએલા હોવા જોઇએ. ફેબ્રુવારી માસમાં દરેક જિલ્લામાં પ્રવેશક પરીક્ષા લેવામાં આવે છે. શિષ્યો ઘણે ભાગે ગરીબ હોય છે એમ કહેવાય છે; કેટલાક, શિક્ષકોના, અધિકારીઓના, કે વેપારીઓના છોકરાઓ હોય છે, પણ ઘણાખરા ખેડુતવર્ગના હોય છે. સ્ત્રીશાળામાં દાખલ થવાની શરતો પણ આને મળતીજ હોય છે; ઉમેદવારો કન્યાવસ્થામાં, ૧૭ થી ૨૨ વર્ષની વચલી ઉમ્મરમાં, તંદુરસ્ત, ને અનિન્દ્ય વર્તનવાળી જોઈએ, અને શિક્ષકશાળામાંથી અથવા તો ચાર વર્ષના અભ્યાસક્રમવાળી છોકરીઓની ઉચ્ચતર શાળામાંથી ઉત્તીર્ણ થએલી જોઈએ.

સોયનું કામ ) એક માસ શિક્ષણ આપવા એકી વખતે ૨૦ શિક્ષકોને દાખલ કરવામાં આવે છે; ને કેટલીકમાં વળી ઉચ્ચતર પ્રાથમિક શાળાઓને માટે તૈયાર થવાને સાધારણ પ્રાથમિક શિક્ષકોને એક વર્ષ દાખલ કરવામાં આવે છે; તેમાં પ્રવીણ હોય તેવા ઓછી મુદ્દતમાં જરૂરનું કામ પૂરૂં કરે છે.

**શિક્ષકો ને તેમના પગારો.**

૩૦૫. શિક્ષકશાળાના શિક્ષકવર્ગમાં એક મુખ્ય અધિકારી, મદદનીશ શિક્ષકો, ને પ્રયોગશાળાઓને માટે શિક્ષકોનો સમાવેશ થાય છે. ખાસ વિષયોને માટે ખાસ શિક્ષકો પૂરા પાડવામાં આવે છે. શિક્ષકોએ કેળવણીના પ્રધાન તરફથી પરવાના મેળવેલા હોવા જોઈએ. પરવાના વગરના માણસોને કામચલાઉ જગાઓ પર રાખવામાં આવે છે, અને તેમને સ્થાનિક સત્તાધિકારી અથવા ખરૂં જોતાં શાળાનો **મુખ્ય અધિકારી** નીમે છે. મુખ્ય અધિકારીને પોતાનેજ **ટોકિયો**ના અધિકારીઓ નીમે છે. એની પદવીને માટે નીચલા લાયક ગણાય છે:—ઉચ્ચતર અધિકારીઓ તરીકે નિમાવવાને જેઓ લાયક થયા હોય તે; ઉચ્ચતર શિક્ષકશાળામાંથી ઉત્તીર્ણ થએલા માણસો; પ્રજાકીય કેળવણી સાથે એક વર્ષ કરતાં વધારે સમ્બન્ધ ધરાવનારા, યુનિવર્સિટિમાંથી ઉત્તીર્ણ થયા હોય તે; ને પ્રજાકીય કેળવણી સાથે ૩ વર્ષ સુધી સમ્બન્ધ ધરાવતા હોય, ખાતાના મુખ્ય અધિકારી તરફથી જેમની નીમણુક થઈ હોય ને રૂપીઆ ૪૫ કરતાં વધારે માસિક પગાર જેઓ મેળવતા હોય તે. મુખ્ય અધિકારીઓના પગારો વાર્ષિક રૂપીઆ ૧,૨૦૦ થી ૨,૭૦૦ સુધી હોય છે; ખાસ સંજોગોમાં વાર્ષિક રૂપીઆ ૩,૦૦૦ સુધી પણ આપવામાં આવે છે. શિક્ષકોના માસિક રૂપીઆ ૩૭½ થી ૧૧૨½ સુધીના પગારો હોય છે, અને મદદનીશ શિક્ષકો ને શિક્ષણની પ્રયોગશાળાના શિક્ષકોના માસિક રૂપીઆ ૨૨½ થી ૭૫ સુધીના પગારો હોય છે, તેમાં હલકામાં હલકા સ્ત્રીઓને માટે રાખી મૂક-

કે એના અભ્યાસ કરનારાઓને દ્રવ્યપ્રાપ્તિના રસ્તા બહુ ઓછા હોય છે. ઉપલા બધા અભ્યાસક્રમો ઘણા ભારે પડે છે એમ મનાય છે.

શાળામાંથી **ઉત્તીર્ણ થયા પછીના અભ્યાસક્રમમાં** નીતિનાં તત્ત્વો, શિક્ષણશાસ્ત્ર, કેળવણીસંબંધી કાયદા, રાજ્યવ્યવસ્થાના કાયદા, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, રસિક વિદ્યાઓ, અનુભવસિદ્ધ માનસશાસ્ત્ર, શાળાસંબંધી આરોગ્યવિદ્યા, ખાસ શિક્ષણશાસ્ત્ર, બાલ–અભ્યાસ, ને શિક્ષણનું વ્યાવહારિક જ્ઞાન આપવાના વિષયો છે; છેલ્લું આવશ્યક છે, બીજામાંથી ચાર વિષય લઈ શકાય.

**ખાસ ક્રમો,** વખતોવખત ખાસ વિષયોમાં ટુંક મુદ્દતમાં અભ્યાસ પૂરો કરવા ઇચ્છનારાઓ માટે હોય છે. જુદી જુદી જરૂરીઆતો પ્રમાણે જુદા જુદા વિષયો શિખવવામાં આવે છે.

**સ્ત્રીવર્ગ માટે વિષયો.**

૩૧૦. **ટોકિયોમાં** સ્ત્રીઓની શાળામાં સામાન્ય વિષયોમાં નીતિનાં તત્ત્વો, શિક્ષણશાસ્ત્ર, **જાપાની** ને **અંગ્રેજી** ભાષા, ગૃહવ્યવસ્થા, ને શારીરિક કસરતોનો સમાવેશ થાય છે બીજા વિષયોના ત્રણ વિભાગ છે. એકમાં, **ચી**નનું શ્રેષ્ઠ સાહિત્ય, ને ઇતિહાસ ને ભૂગોળ છે; બીજામાં ભૂગોળ, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, પ્રાકૃતિક ઇતિહાસ, ને ચિત્રકળા છે; ને ત્રીજામાં, લેખનકળા ને ચિત્રકળા છે.

**પરચુરણ.**

૩૧૧. **ટોકિયોમાં** છે તેવી **હિરોશિમામાં** એક ઉચ્ચતર શિક્ષકશાળા નવી નીકળેલી છે. અભ્યાસક્રમો ને વિષયોના વિભાગોમાં એ શાળા ટોકિયોની શાળાને મળતી આવે છે.

**ટોકિયોમાં** છોકરાઓના મોટા ભાગને સરકાર તરફથી ભરણપોષણ મળે છે. સ્ત્રીઓની શાળામાં ધીમે ધીમે છોકરીઓ જાતે પોતાનાં

અભ્યાસક્રમો.

૩૦૮. બન્ને જાતિને માટે ચાર વર્ષ ઉપર અભ્યાસક્રમ પહોંચે છે, પણ પુરુષોને પહેલાં વર્ષમાં આદ્યક્રમ અથવા આગળને માટે તૈયારીનો ક્રમ ચલાવવામાં આવે છે. શાળામાંથી ઉત્તીર્ણ થયા પછી ભણનારાઓને માટે તેમજ ખાસ પસંદગીના વિષયોનો અભ્યાસ ઇચ્છનારાઓને માટે પણ ક્રમો છે.

પુરુષવર્ગ માટે વિષયો.

૩૦૯. ટોકિયોમાં પુરુષવર્ગને માટેના આદ્યક્રમના વિષયો ને કલાકો આ પ્રમાણે છેઃ—નીતિનાં તત્ત્વો ૧, જાપાની ભાષા ૩, ચીનનું શ્રેષ્ઠ સાહિત્ય ૩, અંગ્રેજી ૧૦, ગણિત ૪, ન્યાયશાસ્ત્ર ૨, ચિત્રકળા ૨, સંગીતકળા ૨, કસરત ૩: કુલે ૩૦.

**મુખ્ય ક્રમના** કેટલાક વિભાગ કરવામાં આવ્યા છે, તેમાંથી દરેક શિષ્ય એક લે છે. આ બધા વિભાગોમાં નીતિનાં તત્ત્વો, માનસશાસ્ત્ર ને શિક્ષણશાસ્ત્ર, અંગ્રેજી, ને કસરત સામાન્ય છે. જર્મન ભાષા ને સંગીત ઐચ્છિક છે. બીજા વિષયોમાં એક, જાપાની ને ચીનનું સાહિત્ય, ઇતિહાસ, ને તત્ત્વજ્ઞાનનો વિભાગ છે; એક, અંગ્રેજી, જાપાની ને ચીનનું સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, કાયદો, અર્થશાસ્ત્ર, ને ચીન ને જાપાનના સાહિત્યનો વિભાગ છે; એક, ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ખગોળવિદ્યા, ને વાતાવરણશાસ્ત્રનો વિભાગ છે, તેમાં ચિત્રકળા ને લાકડા કે ધાતુ પર શિલ્પકામ પણ રાખવામાં આવ્યું છે; ને એક વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિવિદ્યા, શરીરવિદ્યા ને આરોગ્યશાસ્ત્ર, ખનિજવિદ્યા ને ભૂસ્તરવિદ્યા, ખેતી ને ચિત્રકળાનો વિભાગ છે.

અઠવાડીઆના કલાકો ૨૬ થી ૨૯ હોય છે, ને દરેક વિભાગમાં છેલ્લા વર્ષને અંતે શિક્ષણના વ્યાવહારિક અભ્યાસને માટે વખત રાખવામાં આવે છે. ભાષાઓના વિષયોનો વિભાગ સૌથી ઓછો લોકપ્રિય છે, કારણ

ટોકિયોના કેળવણીખાતાના બીજા મોટા અધિકારીઓ પેઠે એના મુખ્ય કામો સાથે બીજાં પણ કેટલાંક કામ એને કરવાં પડે છે. મુખ્ય અધિકારીઓના પગારોના ૭ ક્રમો છે, ને તેમને વાર્ષિક રૂપીઆ ૨,૭૦૦ થી ૪,૫૦૦ સુધીના પગાર મળે છે; પ્રોફેસરોમાં બાર ક્રમો છે, તેમને રૂપીઆ ૯૦૦ થી ૩,૭૦૦ સુધી મળે છે; મદદનીશ પ્રોફેસરોને માટે આઠ ક્રમો છે, ને તેમને રૂપીઆ ૬૦૦ થી ૧,૮૦૦ સુધી મળે છે; બાકી રહેલાના દશ ક્રમ પાડવામાં આવે છે, ને તેમને માસિક રૂપીઆ ૨૨½ થી ૧૧૨½ સુધી મળે છે. પરદેશીઓને માસિક રૂપીઆ ૩૭૫ થી ૫૨૫ સુધી પગાર આપવામાં આવે છે. હકની રજા જેવું કંઈ હોતું નથી; મંદવાડમાં શિક્ષકને ૩ માસ સુધી આખો પગાર મળી શકે છે, ને પછી ઘણું કરી કંઈ નહિ. નોકરીમાંથી નિવૃત્ત થવાની અમુક ઉમ્મર રાખવામાં આવી નથી; એક પ્રોફેસર ૮૦ ની ઉમ્મરનો થયો છતાં કામ ચલાવતો હતો ને પછી ઘણોજ બહેરો થવાથી એ નિવૃત્ત થયો. પેન્શનના નિયમો પ્રાથમિક શાળાઓના શિક્ષકોને લાગુ પડે છે તેજ છે; ફેર એટલો છે કે અહીં, શિક્ષકો પગારમાંથી ૧ ટકો તે માટે ભરે છે.

## કામચલાઉ શિક્ષણસંસ્થાઓ.

**કામચલાઉ સંસ્થાઓ.**

૩૧૨. ઓછામાં ઓછા વખતમાં માધ્યમિક ને શિક્ષકશાળાઓને માટે માણસો તૈયાર કરી, તેમની થતી તરતની માગણી પૂરી પાડવા કામચલાઉ સંસ્થાઓ ઉઘાડવામાં આવી છે. તદ્દન ન હોય તેના કરતાં થોડું શિક્ષણ પણ કદાચ સારૂં; પણ ઘણાખરા છોકરાઓ માધ્યમિક શાળાઓમાંથી આવે છે તેથી અને માધ્યમિક શાળાઓનું શિક્ષણ તો બહુ સંતોષકારક નથીજ એ નિર્વિવાદિત છે તેથી કેટલાકને શક રહે છે કે શિક્ષકોને શિક્ષણ આપવાની આ પદ્ધતિઓના ઘણાં લાભદાયી પરિણામ નહિ આવે. આ સંસ્થાઓ ૧૯૦૨ ના એપ્રિલમાં ઉઘાડવામાં આવી હતી, ને ૧૯૦૫

કપડાં પૂરાં પાડે તે માટે પ્રયાસ કરવામાં આવે છે. છોકરીઓને કેટલીક ચોપડીઓ વાંચવાને આપવામાં આવે છે. છોકરાઓને કેટલીક ચોપડીઓ વાંચવાને આપવામાં આવે છે અને તળાઈગોદડાં વગેરે પણ આપવામાં આવે છે; બીજા ખરચ કેટલાક જાતે ચલાવે છે ને કેટલાકને શાળા તરફથી માસિક રૂપીઆ ૭ થી સાડા દશ સુધીની મદદ આપવામાં આવે છે. જેમને શાળા તરફથી બધું પૂરૂં પાડવામાં આવે છે તેમને અભ્યાસ કરી રહ્યા બાદ ૭ વર્ષ નોકરી કરવી પડે છે, જેમને થોડી ઘણી મદદ આપવામાં આવે છે તેમને ૫ વર્ષ નોકરી કરવી પડે છે, ને જેમને કંઈ મદદ આપવામાં ન આવી હોય ને જાતેજ પોતાનું જેમણે નીભાવ્યું હોય તેમને ૩ વર્ષ નોકરી કરવી પડે છે. સ્ત્રીઓને માટે આ મુદ્દતો ૫, ૩, ને ૨ વર્ષની રાખવામાં આવે છે. શાળામાંથી ઉત્તીર્ણ થએલા પુરુષોને શિક્ષકશાળા, માધ્યમિક શાળા, ને છોકરીઓની ઉચ્ચતર શાળાઓના પરવાનાના હક મળે છે; સ્ત્રીઓને માત્ર છેલ્લાનાજ. પુરુષોને શિક્ષકશાળાઓના મુખ્ય અધિકારીની નીમણુક માટે પણ લાયક ગણવામાં આવે છે; પણ તરત નહિ. સાધારણ શિક્ષકશાળાઓના છોકરાઓની પેઠે અહીંના છોકરાઓને ફરજીઆત લશ્કરી નોકરી સંબંધી પણ સરખી માફીના હક મળે છે. શાળામાં આરોગ્યને માટે દાક્તરની દેખરેખસમ્બન્ધી જેમ સાધારણ શિક્ષકશાળાઓમાં વ્યવસ્થા છે તેમ અહીં પણ છે. ટોકિયોની શાળામાં પુરુષવર્ગો માટે એક મુખ્ય અધિકારી, ૩૮ પ્રોફેસરો, ૭ મદદનીશ પ્રોફેસરો, ૨૪ બીજા શિક્ષકો, ને ૩ પરદેશી છે; અને સ્ત્રીઓને માટે એક મુખ્ય અધિકારી, ૨૩ પ્રોફેસરો, ૭ મદદનીશ પ્રોફેસરો, ને ૧૬ બીજા શિક્ષકો છે. મુખ્ય અધિકારીનું કામ જરૂરના ધારા કરવાનું, કામની વહેંચણી કરવાનું, હાથ નીચેના હલકા નોકરોની નીમણુક કરવાનું, તેમને કાઢી મૂકવાનું, ને એના હાથ નીચેના અધિકારીઓનો પગાર વધારવા વગેરે બાબતો પર પ્રધાનને સૂચનાઓ આપવાનું, ને ખરચની નક્કી થએલી વીગતોમાં અદલબદલ વ્યવસ્થા કરવાનું છે. શિક્ષણનું કામ એને કરવાનું નથી, પણ

**ખાતા તરફથી ચાલતા ક્રમો.** ચલાવવામાં આવ્યા હતા, તેની સંખ્યા વધતાં વધતાં ૧૯૦૩માં ૧૪ જેટલી, ને શીખનારાઓની કુલે સંખ્યા ૯૮૪ જણની થઈ હતી. આમાં ચઢતી ઉતરતી જુદી જુદી નિશાળોના શિક્ષકો માટે જરૂર જેટલા વિષયોમાં શિક્ષણ અપાતું હતું. આ બધા ક્રમોમાં શિખવાતા જુદા વિષયો સામટા જોઈ જઈએ તો તેમાં દરેક અગત્યનો વિષય આવી જાય છે.

## ૩—શિક્ષકોની સાધારણ સ્થિતિ.

૩૧૫. **લાયકાત.** **પદ્ધતિ**ની બાબતમાં તો **જાપાન** ને **અમેરિકા** કે **જર્મની**માં કંઈ બહુ ફેર નથી, ઉલટું કેટલીક રીતે **જાપાન** ચઢી જાય તેમ છે, પણ **શિક્ષકો**ની બાબતમાં તેમ નથી. યોગ્ય શિક્ષકો પૂરા પાડી શકાય તેના કરતાં પ્રમાણમાં કેળવણી માટે ઉત્સાહ ને શાળાઓની સંખ્યા ઘણાં વધી પડયાં છે; અને શિક્ષકશાળાઓ હોવા છતાં એ મુશીબત ઘટવાના કરતાં વધવાનો ઘણો સંભવ રહે છે, કારણ કે ઉત્તમ પુરુષોમાં શિક્ષકનો ધંધો લોકપ્રિય થતો નથી. બીજાઓને જે માણસ જ્ઞાન આપવા પ્રયાસ કરતો હોય તેના પોતાનામાં તેમનાથી ઉંચા પ્રકારની કેળવણી જોઈએ એવો નિયમ જો બરાબર હોય, તો **જાપાન**ના શિક્ષકોની મોટી સંખ્યા આ ધોરણ પ્રમાણે ભાગ્યેજ લાયક ગણાશે. માત્ર ઉચ્ચતર શિક્ષણને માટે દેશમાં અપાતી ઉત્તમ કેળવણી લીધેલા ઘણા શિક્ષકો હોય છે, એટલુંજ નહિ પણ પરદેશ જઈ વધારે જ્ઞાન મેળવી આવનારા માણસો પણ હોય છે—ખાસ કરી વિજ્ઞાન ને હુન્નર સમ્બન્ધી વિષયો માટે.

૩૧૬. **પ્રજાકીય પ્રતિષ્ઠા.** **એશિઆ**ના બીજા ભાગોમાં તેમ પ્રાચીન **જાપાન**માં શિક્ષકની પદવી ઉંચી હતી; એ ઘણુંખરૂં છોકરાઓની જિંદગીમાં ભાગ લેતો ને ખુશીથી એકઠું કરી આપવામાં આવેલા તેમના દ્રવ્ય પર એનું પોષણ થતું

ના વર્ષમાં એવી પાંચ સંસ્થાઓ હતી. આ સંસ્થાઓમાં શીખનારાઓ પાસે કંઈ ફી લેવામાં આવતી નથી. છોકરાઓને દાખલ થતાં પ્રવેશક પરીક્ષામાં બેસવું પડે છે, અને કામ કરવાના દહાડા ઉચ્ચતર શિક્ષકશાળાઓની અંદર જેમ ગોઠવવામાં આવ્યા હોય છે તેમ અહીં પણ હોય છે, પણ અભ્યાસક્રમ માત્ર બે વર્ષજ પહોંચે છે. બધા ક્રમોમાં નીતિનાં તત્ત્વો, શિક્ષણશાસ્ત્ર ને અઠવાડીએ ઓછામાં ઓછા ત્રણ કલાક અંગ્રેજી, હોય છે. વ્યાયામના અભાવને લીધે તેમજ અતિશય અભ્યાસના શ્રમને લીધે અહિં છોકરાઓની તંદુરસ્તી જોઈએ તેવી નહોતી એમ પ્રધાનના રિપોર્ટમાં નોંધ છે.

## તહેવારોમાં ચાલતી સંસ્થાઓ.

**તહેવારોમાં શિખવાતા ક્રમો.**

૩૧૩. ચીનની સાથેની લડાઈ પછી કેળવણીનો ફેલાવો વધવાથી શિક્ષકોની માગણી એકદમ વધી ગઈ, ને વધુ કેળવણીની ઉમેદ રાખનારાઓની સંખ્યા પણ તેમને માટે પૂરતી સગવડ કરી શકાય તેથી મોટા પ્રમાણમાં વધી ગઈ. આ મુશ્કેલીમાંથી છૂટા થવા, ખાતા તરફથી, સ્થાનિક સરકારો તરફથી, કેળવણી માટે ઉભાં થએલાં મંડળો તરફથી તેમજ ખાનગી વ્યક્તિઓ તરફથી તહેવારોમાં શિખવાય એવા અભ્યાસક્રમો સ્થાપવામાં આવ્યા. જોકે અવશ્યે નહિ પણ ઘણુંખરૂં ઉનાળાની રજામાં ચારપાંચ અઠવાડીઆંથી વધારે ક્રમો ચલાવવામાં આવતા નથી. એમના મુખ્ય બે ઉદ્દેશ છે; એક, શિક્ષકોને ખાસ વિષયોમાં વધારે જ્ઞાન આપવાનો ને શિક્ષણપદ્ધતિ શિખવવાનો, અને બીજો, પ્રવેશક પરીક્ષાઓને માટે જે છોકરાઓ તૈયાર થતા હોય તેમને અથવા તો જેઓ શિક્ષક થવા ઇચ્છતા હોય તેમને મદદ આપવાનો છે.

૩૧૪. ખાતા તરફથી તહેવારમાં શિખવાતા ક્રમો પ્રથમ ૧૮૮૭માં

નઠારૂં વધારે થવાની વકી છે. ખરૂં છે કે જૂના શિક્ષકોમાંના ઘણા માત્ર કચરા જેવા છે, પણ તેમ વધારે જુવાન માણસો માત્ર અપરિપક્વ પ્રયોગો અજમાવનારા છે. ઘણાખરા માણસો પોતાનો અધિકાર, સુધારા કરી શકવાને જોઈએ તેથી ઓછી મુદ્દત સુધી ભોગવે છે."

હાલમાં યુનિવર્સિટિના ધંધાના અભ્યાસક્રમો ઉત્તમ માણસોને આકર્ષે છે, અને નીચલા ક્રમોમાં પણ વસ્તુસ્થિતિ કંઈક એવીજ હોય એમ લાગે છે. પરિણામ એ છે કે હાલના ઘણા શિક્ષકોનું જ્ઞાન નહિ જેવું હોય છે, હલકી પદ્ધતિ પ્રમાણે તેઓ કામ કરે છે, ને તેમના વર્ગો કે કામમાં તેઓ ઓછો રસ લે છે. બધા કબૂલ કરે છે કે તેમને પગાર બહુ ઓછો આપવામાં આવે છે, ને વધારામાં ઘણાઓને વળી અઠવાડીઆમાં એટલા બધા કલાક કામ કરવાનું હોય છે કે તેઓને ઇચ્છા હોય તોપણ પોતાના સુધારાને માટે તેમને નવરાશ નથી હોતી. રોજનું કામ કદાચ ખરા દિલથી, પણ સ્ફૂર્તિ વગર કરનારા શિક્ષકોને બદલે, એક પરદેશીના કહેવા પ્રમાણે, સૌથી વધારે જરૂર તો **ઉત્સાહી** શિક્ષકોની છે. ખરૂં છે કે વ્યાપાર કે ઉદ્યોગનાં ક્ષેત્રો તરફ સ્ત્રીઓ હજી લલચાઈ નથી, પણ પુરુષો જો શિક્ષણને ધંધા તરીકે નીચું ગણશે તો સ્ત્રીઓની પણ તેમજ કરવાની વકી રહેશે.

**સ્ત્રીશિક્ષકોનું પ્રમાણ.**

૩૧૭. કુલ્લે ૧,૨૭,૦૦૦ શિક્ષકોની સંખ્યામાં ૨૧,૦૦૦ સ્ત્રીઓની છે, એટલે ૧૬.૫ ટકા. કિન્ડરગાર્ટન શાળાઓમાં રહેલા શિક્ષકોમાં બધીજ સ્ત્રીઓ છે; પ્રાથમિક શાળાઓમાં ૧૬ ટકા સ્ત્રીઓ છે; છોકરીઓની ઉચ્ચતર શાળાઓમાં ૬૪ ટકા; પરચુરણ નિશાળોમાં ૩૨ ટકા; આંધળા ને મૂગાઓની નિશાળોમાં ૨૫ ટકા; ખાસ નિશાળોમાં ૧.૪ ટકા; ને હુન્નરશાળાઓમાં ૪.૫ ટકા. સ્ત્રીશિક્ષકોની બધી સંખ્યા લેતાં વહેંચણી આ પ્રમાણે માલૂમ પડે છે; પ્રાથમિક, ૮૩.૨; પરચુરણીઆ,

આમાંનું શિક્ષક પ્રતિનું કેટલુંક માન, ખાસ કરી દેશના અંદરના ભાગમાં ટકી રહ્યું છે, પણ ભિન્ન ભિન્ન કારણોથી તે જતું જાય છે; જેવાં કે, આધુનિક શિક્ષકનું ધંધા તરીકેનું કામ, એની એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકવાની ટેવો, અને વ્યાપારઉદ્યોગનાં લાભદાયી ક્ષેત્રોની વધતી જતી આકર્ષકતા. " **જાપાનીઝ મેલ** " માં કરેલી એક જાપાની લેખકની ટીકા આ સમ્બન્ધમાં ટાંકી બતાવાય તેમ છે.

" વીસેક વર્ષ પહેલાં જ્યારે હું પોતે દેશના અંદરના ભાગમાં રહેતો હતો ત્યારે ગામોમાં શિક્ષક પ્રતિ અતીવ સન્માનની વર્તણુક રાખવામાં આવતી હતી ને હમેશ એ **સેન્સેઈ સમ** ના* નામથી ઓળખાતો. પાસેના જે ભાગમાં એને ન નોતરવામાં આવ્યો હોય ત્યાં સામાજિક ઉત્સવ પણ એને મૂકી દઈને કરવામાં આવતો નહોતો, અને પરોણાઓમાં એ માનનું પદ ભોગવતો. ગામડીઆ લોકો જાતજાતના વિષયો પર એની સલાહ લેતા. પણ હવે, જ્યાં જ્યાં કોઈ જાય છે ત્યાં ત્યાં એ પ્રાથમિક શાળાઓના શિક્ષકોની વિરુદ્ધ ટીકાઓ સાંભળે છે. તેઓને માટે એમ કહેવામાં આવે છે કે તેઓ "ગર્વમાં તણાઈ ગએલા હોય છે," "ખાવાપીવાની મોજશોખમાં પડેલા હોય છે;" "સદ્વર્તન વગરના માણસો હોય છે" વગેરે વગેરે. માધ્યમિક શાળાઓ તો પ્રાથમિક શાળાઓ કરતાં પણ વધારે નઠારી હોયછે; મારા માનવા પ્રમાણે એ નિશાળો છોકરાઓનાં મન સુધારતી નથી એટલુંજ નહિ પણ ઉલટું બગાડવા તરફ વધારે કામ કરે છે. ખાતા તરફની અમુકજ ઢબની કેળવણીની પદ્ધતિનું આ બધું પરિણામ છે. દેશના જુદા જુદા ભાગોમાં ઘણા જુવાન માણસોને શાળાઓના ઉપરી બનાવવાની ખાતાની એક રીત પડી ગઈ છે. આ લોકોના હાથ નીચે વીસ વર્ષના અનુભવી શિક્ષકો કામ કરતા જોવામાં આવે છે. એમ માનવામાં આવે છે કે જુવાન માણસ સુધારા દાખલ કરશે. પણ અનુભવના પાયા વગર રચાયલા સુધારાથી સારૂં કરતાં

* 'સેન્સેઈ'=શિક્ષક; 'સમ' એક માનસૂચક શબ્દ.

રૂપીઆ ૧૯ ની પડે છે (છતાં આથી ઘણું ઓછું વેતન મેળવતા હશે એવા ઘણા શિક્ષકો છે ). ઉપલી નિશાળોમાં **હન્નિન**ની પદવીના અમલદારો માસિક સુમારે રૂપીઆ ૧૯ થી ૧૦૯ સુધી મેળવે છે, અને **સોનિન**ની પદવીના સુમારે રૂપીઆ ૫૦ થી ૨૫૦ સુધી મેળવે છે. ઉચ્ચતર શાળાઓમાં ને કૉલેજોમાં પ્રોફેસરો માસિક રૂપીઆ ૮૦ થી ૩૦૫ નો પગાર પાડે છે, ને મદદનીશ પ્રોફેસરો રૂપીઆ ૩૭½ થી સુમારે ૧૦૦ સુધીનો પગાર પાડે છે. બીજા ધંધાઓની પ્રાપ્તિ ને બીજી નોકરીઓના પગારની વીગતો નીચે પ્રમાણે છે.

મુખ્ય પ્રધાનને માસિક રૂપીઆ ૧,૨૦૦ નો પગાર હોય છે એમ કહેવાય છે, ને પ્રધાનમંડળમાંના બીજા દરેકને રૂપીઆ ૮૦૦ નો પગાર હોય છે: રહેઠાણ, નોકર, ને ખાણા વગેરેનો ખરચ સરકાર પૂરો પાડે છે. ઉપ–પ્રધાનને સુમારે રૂપીઆ ૫૦૦ નો પગાર મળે છે, પણ રહેઠાણ વગર; છતાં કોઈ બેંકના પ્રમુખ કે મોટા વેપારી કામના વ્યવસ્થાપકને મળે તેટલી આ રકમ મોટી છે. મુખ્ય ન્યાયાધીશને રૂપીઆ ૬૯૦ મળે છે, વરિષ્ઠ ન્યાયમંદિરના બીજા ન્યાયાધીશોને દરેકને રૂપીઆ ૬૧૫ ને સુમારે મળે છે, પણ છેક ઉતરતી પઙ્‌ક્તિના ન્યાયાધીશને રૂપીઆ ૮૦ મળે છે. ઘણા વકીલો દહાડાના દોઢ રૂપીઆથી વધારે નથી પાડતા, અને ભાગ્યેજ કોઈ માસિક રૂપીઆ ૭૫ થી વધારે કમાય છે.* દેવલોમાં ધર્મગુરુઓને માસિક રૂપીઆ ૩૬ થી ૪૫ સુધી આપવામાં આવે છે.× પત્રો ને માસિકો ચલાવવાના ધંધામાં વધારેમાં વધારે રૂપીઆ ૧૫૦ થી અધિક ભાગ્યે મળે છે; સાધારણ પગાર સુમારે રૂપીઆ ૩૭½ થી ૬૦ સુધી હોય છે.+ તેથી ઉલટું, મોટાં શહેરોમાં **જિન્રિકશા** ખેંચનાર એક મજુરીઆત માણસ માસિક

*કર્ટિસ્, Yankees of the East, પૃ. ૫૬, ૫૭.

×કર્ટિસ્, પૃ. ૨૧૬, ૨૨૦.

+Things Japanese, પૃ. ૩૫૨.

૮.૫; છોકરીઓની નિશાળો, ૩.૬; કિન્ડરગાર્ટનો, ૩.૫; હુન્નરી, ૦.૬; શિક્ષકશાળા, ૦.૪; ને ખાસ આંધળામૂગાની નિશાળો વગેરે.; ૦ ૨.

**અચિરસ્થાયીપણું: ભટકવાની ટેવ.**

૩૧૮. વધારે પગાર મેળવવા ખાતર પ્રાથમિક શાળાના શિક્ષકો સિવાયના બીજા બધા શિક્ષકો શાળાના અધિકારીઓની પરસ્પર સ્પર્ધાને લીધે ઉપરાઉપરી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા. પ્રાથમિક શાળાના શિક્ષકને પોતાના જિલ્લામાં દશ વર્ષ રહેવું ફરજીઆત હોવાથી તેના સિવાય બીજા શિક્ષકો સુમારે બે વર્ષથી ભાગ્યેજ વધારે એકની એક જગાએ રહેતા; નિશાળોની સંખ્યામાં એકદમ વધારો થઈ ગયો હતો એટલે આમ થવા પામતું. છેવટે જુદે જુદે ઠેકાણે પગારો સરખા કરવાને અને અણઘટતો પગાર વધારવાની રીત પર દાબ રાખવા માટે ખાતાએ પગલાં ભર્યાં. હિંદુઓને પોતાના જિલ્લામાંથી મુંબઈ કે પુના જેવે ઠેકાણે ખસેડવામાં આવે તો તેઓ ધાંધલ મચાવી મૂકે છે, પણ જાપાનીઓ દેશના એક છેડાથી બીજા સુધી ભટકે છે, પણ તેઓનું ટોકિયો તરફ મોટું આકર્ષણ થાય છે; દેશના બધા ભાગોમાંથી શિક્ષકો ને અમલદારો ત્યાં આકર્ષાય છે, ને એક વખત એ મુખ્ય શહેરની જિંદગીને તેઓ ટેવાઈ જાય છે એટલે પછી પરગણાઓમાં જતાં તેમને ખેદ થાય છે, ને ત્યાંથી પાછા આવવાની પહેલીજ તક છોડતા નથી.

**પગાર.**

૩૧૯. પગારો વિષે જુદે જુદે ઠેકાણે કહેવામાં આવ્યું છે પણ અહીં તે બધું સમેટી જોઈએ. પ્રાથમિક શાળાઓમાં સાધારણ નિયમિત શિક્ષકોને માસિક રૂપીઆ ૧૫ થી ૧૨૨½ સુધી મળે છે, મદદનીશ શિક્ષકોને રૂપીઆ ૯ થી ૩૦ સુધી મળે છે; સાધારણ નિશાળમાં સરેરાસ નિયમિત શિક્ષકને સુમારે રૂપીઆ ૨૨ ની, ને મદદનીશને સુમારે રૂપીઆ ૧૩ ની, અને ઉચ્ચતર નિશાળમાં નિયમિત શિક્ષકને રૂપીયા ૩૦ ની ને મદદનીશને સુમારે

| | | |
|---|---|---|
| નોકર (પુરુષ). | ૨ | ૪ |
| ખેતીનો મજુર. | ૨½ | ૪ |
| ઉચક, દહાડાનો મજુર. | ૧૨ | ૧૭½ |

મધ્યમ વર્ગના ઉપલા લોકો ઉપરાંત, કરારો, સટ્ટા, સરાફી કામ, ખાણોનું કામ, રેલ્વેનું કામ ને આધુનિક બીજાં સાહસો ખેડવાનું કામ કરનાર, સરખામણીમાં દ્રવ્યવાન્ બીજા લોકો અસ્તિત્વમાં આવ્યા છે. તોપણ, એક જાપાની વર્તમાનપત્રકાર લખે છે તે પ્રમાણે દર હજારે માત્ર સાતજ પુરુષો વાર્ષિક રૂપીઆ ૪,૦૫૦ પાડે છે.× ખેડુતની રહેવાની ઢબ ઘણી સુધરી ગઈ છે; અગાઉ જ્યાં સુતરનું કાપડ પણ ભાગ્યે એ પહેરી શકતો ત્યાં એ રેશમી કાપડ વાપરતો જોવામાં આવે છે, અને અગાઉ જ્યારે ચોખાનો સ્વાદ પણ કેવો હશે તે એ જાણતો નહોતો ત્યારે હવે ઘણુંખરૂં રોજ એ ચોખા ખાય છે. માત્ર ઘણા ગરીબ જિલ્લાઓમાં જવ કે બાજરી વપરાય છે તે સિવાય રોજના ખાવાના પદાર્થ તરીકે ચોખા, વપરાય છે; શાકભાજી, ઈંડા, મચ્છી વગેરે સારી પેઠે ખોરાકના કામમાં લેવાય છે. ચહા ને **સાકે**, એ મુખ્ય પીવાની વસ્તુઓ છે. રોટલી, માંસ વગેરે ઘણાંખરાં મોટાં શહેરોમાં મળે છે અને પરદેશી ઢબ પર ચાલતાં ભોજનગૃહો જ્યાં કોઈ પણ પરદેશી રહેતો ન હોય એવે સ્થળે પણ લોકપ્રિય થઈ પડયાં છે. આ બધી બાબતોમાં જિંદગીના ખરચનું ધોરણ અવશ્યે વધ્યું છે. કરકસરથી રહેતા એક છ જણના **જાપાની** કુટુમ્બનો માસિક ખરચ ૧૮૮૯ માં સુમારે રૂપીઆ ૨૬ પડતો ત્યારે ૧૮૯૯ માં રૂપીઆ ૪૩ થતો હતો.* બીજા નાના ખીસાખરચ ઉમેરીએ તો એવા કુટુમ્બને ઓછામાં ઓછા માસિક રૂપીઆ ૪૯–૫૦ થાય. હલકામાં હલકી પદવીના માણસોની સ્થિતિ સુધારવાને માટે

× ક્લેમેન્ટ, "Hand book Modern Japan" પૃ. ૩૩૧.

* ક્લેમેન્ટ, "Handbook", પૃ. ૩૨૧.

રૂપીઆ ૪૫ પાડી શકે છે, અને તે પણ એક નાના અમલદારને નસીબે હોય તેથી ઘણી વધારે ગમ્મત ને સ્વતંત્રતાથી× પોલીસની નોકરીમાં સાધારણ રીતે માસિક રૂપીઆ ૧૬ મળે છે, અને પોલીસને માટે ઘણું માનપુરઃસર બોલાવામાં આવે છે. લાંચનો શક પણ તેમને માટે લાવવામાં ન આવે એવું ઉંચું તેમનું વર્તન હોય છે, ને ચેરીમેરી આપવા જતાં, તેઓ આપણાથી તેમનું અપમાન થયું ગણે છે. લશ્કરમાં સેનાપતિ માસિક રૂપીઆ ૭૫૦ મેળવે છે, ને ચઢતાઉતરતા બીજા અધિકારીઓ સુમારે રૂપીઆ ૨૭૦, ૧૫૦, ૧૦૦ કે ૯૦, ૬૦ કે ૫૦, ને ૪૫ ના ક્રમોમાં મેળવે છે. આમાં દરેકમાં રહેઠાણનો ખરચ માસિક રૂપીઆ સવા પાંચથી રૂપીઆ ૩૫ સુધી આપવામાં આવે છે; બાર વર્ષ પહેલાં ટોકિયોમાં માસિક રૂપીઆ ૪$\frac{1}{2}$ થી ૬ સુધીમાં સારૂં ઘર ભાડે મેળવી શકાતું હતું, પણ હવે તો એક નાના ઘરના પણ ઓછામાં ઓછા ૨૭ થી ૩૦ રૂપીઆ સુધી પડે છે.+

**જિંદગીના ખરચમાં વધારો.**

૩૨૦. જિંદગીના ખરચ ઘણા વધતા જતા છતાં જ્યારે અમલદાર વર્ગોના પગાર લગભગ સ્થાયી રહ્યા છે ત્યારે કામદાર વર્ગોની ઉપજ ઘણી વધી છે. માસિક વેતનોની નીચેની વીગતો પરથી આ માલૂમ પડશે.*

| | ૧૮૮૭. | ૧૯૦૧. |
|---|---|---|
| સુથાર. | સુમારે રૂ. ૧૦ | સુમારે રૂ. ૨૬$\frac{1}{2}$ |
| લુહાર. | ૯$\frac{3}{4}$ | ૨૨ |
| દરજી. | ૮$\frac{1}{2}$ | ૨૦$\frac{1}{2}$ |
| વણકર (પુરુષ) | ૫$\frac{1}{2}$ | ૧૩ |
| „ (સ્ત્રી) | ૩$\frac{1}{3}$ | ૮$\frac{3}{4}$ |

×Things Japanese, પૃ. ૨૬૪.

+હર્ન, 'Japan' પૃ. ૪૫૦.

*" Japan in The Beginning of the 20th Century " માંથી.

**નવા માણસોની ભરતી.** અધિકારી કરે છે; એ ક્યાં તો ત્યાં રહેતાજ માણસને શોધે છે, કે ક્યાં તો જાપાની એલચીઓની મદદથી અથવા બહારદેશ પ્રવાસમાં ગએલા કોઈ જાપાનીની મદદથી એકાદને પસંદ કરે છે. કેટલીક વખતે પરદેશના પ્રવીણ પુરુષોને તે માટે અરજી કરવામાં આવે છે, અથવા તો કોઈ કૉલેજ કે બીજી કોઈ સંસ્થાના ઉપરીને લખવામાં આવે છે. યુવકોનું ખ્રિસ્તિ મંડળ ઘણે ભાગે માધ્યમિક શાળાઓને માટે અંગ્રેજીના શિક્ષક તરીકે અમેરિકાથી માણસો બોલાવે છે. આ લોકો અર્ધશિક્ષિત હોય છે, તેઓ પોતાના દેશમાં પ્રાથમિક શિક્ષકો ન થતાં માત્ર બીજા દેશમાં નવું કંઈ જોવાશે એ હેતુથી બહાર નીકળે છે, તેઓ એટલો થોડો વખત નોકરીમાં રહે છે કે છોકરાઓનો સ્વભાવ ને તેમની મુશીબતો સમજી શકતા નથી, અને તેઓ પગારના દરજ્જા ઘટાડી નાંખે છે એવી તેમના વિરુદ્ધ ટીકાઓ થાય છે. પશ્ચિમ અમેરિકામાંથી એ લોકો પસંદ કરાતા હોવાથી રીતભાતમાં એ લોકો બરાબર કેળવાયલા નથી હોતા, પણ એમાંના ઘણાખરા એમના ટીકાકારો કરતાં વધારે સારા શિક્ષિત હોય છે. પગારોના સમ્બન્ધનો આક્ષેપો પણ ખરા નથી. એ વિષે કરારો એ શિક્ષકો બારોબાર શાળાના અધિકારીઓ સાથે કરે છે; યુવકોનાં ખ્રિસ્તિ મંડળ સાથે તેઓ માત્ર ઓછામાં ઓછાં ત્રણ વર્ષ રહેવા બંધાય છે, મંડળને વખતસર ખબર કર્યા વગર એક જગાથી છોડી બીજે નહિ જતા રહેવા બંધાય છે, ને ખ્રિસ્તિ ધર્મ ફેલાવવાની તેમને મળતી તકોનો ઉપયોગ કરવા તેઓ બંધાય છે.

**નોકરીની હાલતો.** ૩૨૩. પરદેશીઓના પગારો જાપાનીઓના પગારો કરતાં પ્રમાણમાં વધારે હોય છે, તોપણ ત્યાંનો ખરચ જોતાં તેમને માટે તે ભાગ્યેજ વધારે કહી શકાય. તેથી કેટલાક શિક્ષકો એક કરતાં વધારે નિશાળમાં નોકરી કરે

વધારાના પગારોના ધારાથી કરવામાં આવતા પ્રયત્નો છતાં, પરિણામ એ આવે છે કે નાના અમલદારો ને શિક્ષકો તેમના નક્કી થએલા સ્થાયી પગારોને લીધે ઘણી વાર જીવનના ખરચમાં થએલા જાથુકના વધારાથી ઘણી મુશીબતીમાં આવી પડે છે.

## ૪.—પરદેશી શિક્ષકો.

**પરદેશી શિક્ષકો.**

૩૨૧. **જા**પાનમાં પહેલો પરદેશી સલાહકારક, ઈ. સ. ૧૬૦૦ માં **વિલ ઍડમ્સ** નામનો માણસ **ડચ** નૌકામાં આવ્યો હતો; એને **શોગન ઇયેસુ** પાસે મોકલવામાં આવ્યો હતો. એને **જા**પાની સ્ત્રી પરણાવવામાં આવી, જમીન આપવામાં આવી, એની ઇચ્છાની અતિશય વિરુદ્ધ નોકરીમાં જાથુક રાખવામાં આવ્યો, ને છેવટે એને મૃત્યુ પછી દેવ તરીકે ગણવામાં આવ્યો. હાલનો પરદેશી નોકર વારંવાર બૂમ પાડે છે કે મારી જિંદગીનો સારામાં સારો વખત **જા**પાનની સેવામાં હું ગાળું પછી, મને એકદમ જહાંગીરીથી કાઢી મૂકવામાં આવે છે. નૂતન **જા**પાનને જન્મ આપવા દરેક જાતના કામમાં હજારો માણસો રાખવામાં આવી ગયા છે; તેમનું ખરૂંખરૂં કામ ગુપ્ત ને શાન્ત રહેલું છે. **જા**પાની લોકો એમના પરદેશી નોકરોનું કામ જાહેર કરતા નથી. સાધારણ રીતે કબૂલ કરવામાં આવે છે કે **જા**પાનીઓ પરદેશી તરફ શકમંદ રહે છે. પણ પરદેશી પાસે શીખવું તો આવશ્યક હતું, એટલે સાધારણ નીભી શકે એવું કામ **જા**પાનીસ લોકો પોતે કરતા થયા કે પરદેશીને બાતલ કરવામાં આવ્યા. **ચી**નની લડાઈ પછી પર ભાષાઓના શિક્ષણને માટે પણ આ નિયમ લગાડવામાં આવ્યો, પણ પરિણામ એવું આવ્યું કે ખાસ આ બાબતમાં પરદેશીઓની મદદ લેવાની માગણી ફરી ઉભી થઈ. પોતે સ્વતંત્ર રીતે લાયક થયા વગર તેઓએ અપરિપક્વ કાળે પરદેશીઓની મદદ ન લેવી એવો નિર્ણય કર્યો હતો, તેનું આ પરિણામ હતું.

૩૨૨. પરદેશી શિક્ષકની નીમણુક સાધારણ રીતે નિશાળનો મુખ્ય

પરદેશી શિક્ષક પાસેથી કંઈ પણ વધારે કામની માગણી કરવામાં આવતી નથી. જાપાની લોકો એમ માને છે કે તેમની પોતાની નીતિ ઉચ્ચતર છે, તેથી તેમને શક રહે છે કે પરદેશીના સમાગમથી ઉલટું છોકરાઓનું દેશાભિમાન બગડે. તેમ પરદેશીઓને પણ લાંબો વખત કામ કરી ટુંકા પગાર લેવાના હોવાથી, એકના એકજ છોકરાઓની પાછળ પોતાનો નવરાશનો વખત વાપરવાની દરકાર હોતી નથી; કેટલાક સાક્ષરો હોય છે, તે નવરાશનો વખત ખાનગી શોધખોળોમાં વાપરે છે, બીજાઓને બીજાં કંઈ કામો હોય છે. એટલું સ્પષ્ટ છે કે જે માણસ ત્રણચાર મોટી નિશાળોમાં શીખવતો હોય તે તેમાંની એકકેના શિષ્યોથી વાકેફ ન થઈ શકે. કેટલાકને એવી ભીતિ રહે છે કે જો કેટલાક છોકરાઓને અમે ખાનગી મદદ આપીએ તો, બધાને માટે અમારે તેમ કરવું પડશે, ને અમને બીલકુલ નવરાશ નહિ મળે; ને જ્યારે એક જુવાન શિક્ષકે જેમને હાજર રહેવું ગમતું હોય તેવાઓને વાતચીતમાં અભ્યાસ પાડવાનું કામ કરવા માંડ્યું, ત્યારે માત્ર ત્રણજ જણ નિયમિત રીતે આવતા માલૂમ પડ્યા. સમભાવ રાખનાર એક શિક્ષક ને એક માધ્યમિક શાળાના છોકરાઓની વચ્ચેના સમ્બન્ધનું એક સરસ ચિત્ર મિ. હર્ન નીચે પ્રમાણે આપે છે:—

"મારા માનીતા છોકરા વારંવાર બપોર પછી મને મળવા આવે છે. પગના જોડા તેઓ બારણા આગળ મૂકે છે, મારા નાના અભ્યાસના ઓરડામાં દાખલ થાય છે, લાંબા થઈ નમસ્કાર કરે છે, ને અમે બધા જમીન પર સાથે ચપ્પટ બેસીએ છીએ. ઘણુંખરૂં મને મળવા આવનારા યુવકો લાંબો વખત રોકાય છે, ને તેમના રોકાણથી ભાગ્યેજ મને કંટાળો આવે છે. તેમની વાત, ને તેમના વિચારો સાદામાં સાદા ને તદ્દન નિષ્કપટી હોય છે. તેઓ શીખવાને આવતા નથી...... મને જેમાં કંઈ રસ પડશે એમ તેમને લાગતું હોય એવી બાબતો વિષે તેઓ બોલે છે. કેટલીક વખત તેઓ ભાગ્યે કંઈ પણ બોલે છે; પણ તેઓ એક જાતના સુખપ્રદ

છે; કેટલીક વખત શિક્ષકની સ્ત્રી કે છોકરી પણ કામ કરે છે. કામના કલાકો વધારે હોય છે પણ કામ સ્હેલું હોવાથી ઘણા શિક્ષકોને જાપાનના ઇતિહાસ, ભાષા, સાહિત્ય વગેરેનો અભ્યાસ કરવાને નવરાશ મળે છે. બીજી પણ ઘણી બાબતોમાં હિંદુસ્થાન કરતાં એ દેશમાં રહેવું વધારે ગમે તેમ હોય છે. ત્યાંની હવામાં ભેજ હોય છે, ને ઓઝોનનો અભાવ હોય છે, તેમજ ગરમી પણ વિશેષ હોય છે; છતાં તેવું થોડો વખતજ પહોંચે છે. વર્ષનો મોટો ભાગ, જાપાનની હવા થંડી, ને ઘણી વાર તો તાઢ વાય એવી હોય છે. એટલે પગાર ઓછા હોવા છતાં જાપાનનાં આકર્ષણો કંઈ ઓછાં નથી હોતાં. મોટો ગેરફાયદો ત્યાંની નોકરીમાંની સ્થિતિની અનિશ્ચિતતા છે. કેટલીક નિશાળો એક વર્ષથી વધારે કરાર કરતી નથી, ને લાંબામાં લાંબો કરાર માત્ર ત્રણજ વર્ષનો હોય છે; અને રજા કે પેન્શનની બાબતમાં ઉપરીઓ બીલકુલ બંધાતા નથી. આમાં અપવાદ હોય છે; એક વખત એક પ્રોફેસર અચાનક ડૂબીને મરી ગયો. એની વિધવાને યુનિવર્સિટિએ રૂપીઆ ૪,૫૦૦ બક્ષીસ કર્યા હતા; અને ઘણા પરદેશીઓને શહેનશાહ તરફથી અલંકારોની ભેટ આપવામાં આવી છે. તેમ એમ પણ બને કે બધું ઉંધું મારનાર એકાદ પ્રધાન સત્તામાં આવે તો પરદેશીઓના આખા વર્ગને જેમ થોડા વર્ષ પહેલાં કરવામાં આવ્યું હતું તેમ તે હાંકી કાઢે; માત્ર ત્રણ માસની અગાઉથી ખબર આપી પરદેશી શિક્ષકને તેની પોતાની નિશાળનોજ અધિકારી કાઢી મૂકે; અને જ્યારે કરકસર કરવાની જરૂર હોય ત્યારે એકજ સંસ્થામાં ૧૮ વર્ષ જેટલી લાંબી સેવા કરનાર પરદેશીને તજી દેવામાં આવે.

**શિક્ષકો ને શિષ્યો.** ૩૨૪. વખતને ટકોરે કૉલેજમાં આવી બેએક ભાષણો આપી, પાંચ મિનિટ પછી ઘર તરફ રસ્તા પકડનાર એક હિંદમાંનો પ્રોફેસર એની બધી અલિખિત છતાં ખરી ફરજો બજાવતો કદાચ નથી હોતો; તેમજ જાપાનમાં પણ

સભ્યતા બાહ્ય કેટલી છે ને સંગીન પાયાવાળી કેટલી છે તે વિષે ચર્ચાઓ ઉભી થાય છે. સારે નસીબે છોકરાઓના સમ્બન્ધમાં તો જણાય છે કે એ લોકો અધમ સ્થિતિએ પહોંચી તેને વટાવી ગયા છે, ને છેલ્લાં દશ વર્ષમાં તેમની રીતભાત બહુ સુધરી ગઈ છે. તેમના કુટુમ્બ સાથેના સમ્બન્ધમાં પણ સુધારા થયા છે. નવી ઢબ પર કેળવાયલા છોકરાઓ પ્રથમ પોતાના જૂની ઢબના પિતાઓને ધિક્કારવા તરફ વલણ ધરાવતા, પણ હવે તે છોકરાઓજ પિતા થયા છે, અને એમના છોકરાઓ, જેમણે જાપાનને હાલની સ્થિતિએ પહોંચાડવા મદદ કરી છે તેમને ધિક્કારી શકે તેમ નથી. સોશી નામના છોકરાઓ જણાતા બંધ થયા છે એ પણ એક સારૂં ચિહ્ન છે. સરકારી નોકરી નહિ મળવાથી અથવા નાલાયક હોવાથી તેમાંથી કાઢી મૂકવામાં આવ્યાથી, જીવનપ્રાપ્ત્યર્થે રાજ્યમાં તોફાન મચાવનાર છોકરાઓનો આ એક વર્ગ હતો; તે થોડાં વર્ષ પહેલાં જાપાનમાં શાપ સમાન કહેવાતો હતો. રાજ્યનીતિકુશળ પુરુષો, સભાસદોની ચુંટણીને વખતે ટંટોફીસાદ ઉભા કરનારાનું કામ આ વર્ગના છોકરા પાસે ભાડે કરાવતા, અને જાતજાતનાં ખૂનો ને બીજા બળાત્કારોને માટે તેઓ જવાબદાર હતા. પણ હવે વ્યાપારઉદ્યોગનાં નવાં ક્ષેત્રો ઘણાં વધી ગયાં છે, અને કેળવણીનો અન્તિમ ઉદ્દેશ નોકરી એવો પૂર્વનો મત નબળો પડતો ગયો છે તેથી સારી અસર થઈ છે; એ લોકો વિષે કંઈ વધુ સાંભળવામાં આવતું નથી. પણ થોડો વખત થયાં પ્રજાકીય રીતભાતોમાં પણ સાધારણ સુધારો થયો જણાય છે. દશ વર્ષ પહેલાં લશ્કરી સીપાઈઓ પરદેશી માણસ તરફ ઘણીજ ખરાબ રીતે વર્તતા હતા, પણ હવે લેશ પણ અસભ્યતા અનુભવ્યા વગર તેમની સાથે બહારનો માણસ મળી શકે છે. ખુદ શાળાના છોકરાની વર્તણુક પશ્ચિમ કરતાં કેટલીક બાબતોમાં ચઢીઆતી છે; અને એના શિક્ષકને, એ માનપુરઃસર નમન કરે છે. એક હિંદુ શિષ્ય મહેરબાની ખાતર કોઈક વખત પ્રોફેસર સામું જોતાં તમા વગરની સલામ ઝીંકે છે તેના કરતાં જાપાની છોકરાઓની નમ્રતા ઘણી જુદી જાતની હોય છે.

ગહન વિચારમાં ગરક થયલા જણાય છે. ખરૂં જોતાં તેઓ સમભાવનો આનન્દ ભોગવવા આવે છે; આ સમભાવ, બુદ્ધિનો નહિ પણ માત્ર ભલી ઇચ્છાનો, એક મિત્રની સાથે હોવાથી તદ્દન આરામ ભોગવવાના સાદા આનંદનો. તેઓ મારાં પુસ્તકો ને ચિત્રોમાં નજર નાંખે છે, ને કેટલીક વખત મને બતાવવાને પુસ્તકો ને ચિત્રો આણે છે......કોઈ પણ સંભવિત સંજોગોમાં તેઓ કદાપિ તોફાની, અસભ્ય, જિજ્ઞાસુ કે વાતોડીઆ પણ હોતા નથી."* પણ આવાં શાન્તપણાથી કંઈ દરેકને મિ. હર્ન જેટલો સંતોષ મળી શકતો નથી, ને એને પણ પાછળથી કબૂલ કરવું પડ્યું હતું કે છોકરાઓ જેમ જેમ મોટા થતા તેમ તેમ પરદેશી શિક્ષક સાથેનો ગાઢ સમ્બન્ધ તેઓ ઓછો કરતા.

---

# પ્રકરણ ૧૬ મું.

---

## શિષ્યો.

---

**છોકરાઓ ને તેમની વર્તણુક.**

૩૨૫. આનંદી ચહેરાવાળો ને બેહદ જિજ્ઞાસાવાળો નિશાળે જતો જાપાની છોકરો મોટો થતો જાય છે તેમ તેમ કંઈ ભારેખમ અને ધુમરાયલો પણ દેખાવ તે ગ્રહણ કરે છે. આનું કંઇક કારણ એના ચહેરાની વિચિત્રતા તો કંઇક અંદર ઉદ્ભવતા ફેરફારો પણ હોવું જોઈએ. જેમ હિંદુસ્થાનમાં તેમ જાપાનમાં પણ ઉછરતી પ્રજામાં રીતભાતમાં સડો સરખી રીતે સ્પષ્ટ જણાય છે; એટલે સુધી કે જાપાની

---

* "Glimpses of Unfamiliar Japan" પૃ. ૪૬૨–૩.

દહાડો ફરી ફરીથી પ્રચંડ હલ્લાઓ કરવા જતા હતા તેઓ પર પણ દૃઢતાના અભાવનો આક્ષેપ નહિ કરી શકાય. કેળવણીની બાબતોમાં પણ એવી દૃઢતા જોઈ શકાય છે. મિ. હર્ન એક અસરકારક ઉદાહરણ આપે છેઃ—

"૧૮૯૧ ના ભયંકર ધરતીકંપ પછી તરત પોતાનાં ઘરોની રાખમાં દબાઈ રહેતાં, ઉત્સાહરહિત, ક્ષુધાર્ત, ને નિરાશ્રિત, અવર્ણનીય ત્રાસ ને દુઃખમાં સપડાયલાં, પાયમાલ ગયલાં શહેરોનાં છોકરાં, પોતાનાં બળી ગયલાં મકાનોનાં નળીઆંને સ્લેટને બદલે, ને ચુનાના કકડાઓને ચાકને બદલે વાપરતાં તેમની નીચેની ધરતી તો કંપતી'તી છતાં તેમના અલ્પ અભ્યાસમાં પ્રવૃત્ત રહ્યાં."*

અનુકરણશક્તિની બાબતમાં ભાગ્યેજ એવું કહેવામાં આવશે કે જાપાનીઓ સમજ્યા વગર માત્ર નકલજ કરે છે. અનુકરણમાં પણ અપૂર્વતા હોઈ શકે, અને આચારમાં ગમે તેવી ભૂલો કરી હશે તોપણ જાપાનીઓની ઇચ્છા, હમેશ મળી આવતા ઉત્તમ નમુનાઓનું અનુકરણ કરવાનીજ જોવામાં આવી છે.

પ્રોફેસર ચેમ્બરલેન કહે છે "નમુનાદાર જાપાની શિષ્ય, શાન્ત, બુદ્ધિશાળી, વિનયી, લગભગ હદ ઉપરાંત મહેનતુ, શિક્ષકોના આનંદરૂપ જુવાન છોકરાઓના વર્ગમાંનો એક છે. જાપાનમાં હાથ નીચેના માણસો સાથે સામાન્ય, એકજ એનો દેખીતો દોષ, સ્વતંત્ર રીતે કામ નહિ કરવાનું એનું વલણ છે; 'મહેરબાની કરી, સાહેબ, અમારે અમેરિકાનો ઇતિહાસ વિશેષ વાંચવો નથી, બલૂનો કેમ બનાવાય છે તે અમારે વાંચવું છે.' મતલબ કે સંગીન કામ કરતાં આનંદ આપે એવું તેઓ વધારે પસંદ કરે

*"Glimpses of Unfamiliar Japan," પૃ. ૬૬૬. ૧૮૯૧ ના ધરતીકંપમાં ૨૨,૦૦૦ માણસો મરી ગયાં કે ઘાયલ થયાં હતાં, ને દશ લાખ ઘર વગરનાં થયાં હતાં.

**બુદ્ધિના ગુણો.**

૩૨૬. જાપાની મગજ, નિરીક્ષણશક્તિ ને ઉપલબ્ધિ અથવા ગ્રહણશક્તિમાં ચાલાક હોય છે; એટલે વિજ્ઞાનની પ્રવૃત્તિમાં એ જલદીથી દોરવાય છે. એમની ભાષાના સ્વરૂપ ને પહેલાંની કેળવણીની પદ્ધતિથી, એશિઆમાં બીજે ઠેકાણે જોવામાં આવે છે તેવી અજબ ગોખણપટ્ટીની શક્તિ જાપાનીસ છોકરાઓમાં વિકસિત થઈ છે, એટલે મગજ વીગતોથી સ્હેલથી ભરી શકાય છે. પણ અનુમાન ને એકાગ્રધ્યાનની શક્તિઓ એટલે દરજ્જે વિકસિત થઈ નથી, તેથી ગણિત કે અધ્યાત્મજ્ઞાન જાપાનીઓ એટલાં સ્હેલથી ગ્રહણ કરતા નથી. પશ્ચિમની ભાવનાઓને અનુકૂળ પાશ્ચાત્ય સંગીત, પાશ્ચાત્ય કળા, ને પાશ્ચાત્ય સાહિત્ય જાપાનીઓનાં જીવનની ભાવનાને બીલકુલ રુચતાં નથી. અંગ્રેજી સાહિત્ય જેવા વિષયમાં વળી જેમ એક હિંદુ છોકરાને તેમ જાપાનીને પણ બન્ને દેશની સામાજિક પરિસ્થિતિના ફેરને લીધે વધારે ગુંચવણો ઉભી થાય છે.

જાપાનીઓની પ્રૌઢ ને શીઘ્ર ગ્રહણશક્તિ પણ સર્વે કબૂલ કરે છે; તેઓ વિચારો અતિત્વરાથી ગ્રહણ કરે છે, પણ તેટલીજ ઉતાવળથી તેઓ વિસ્મરણશીલ પણ હોય છે. પરદેશીઓએ તેમનામાં, અવ્યાકુલ ને અસ્ખલિત ઉચ્ચારણ કે વક્તૃત્વશક્તિમાં પ્રૌઢતાની બક્ષીસ જોઈ છે. પણ તેમની ચંચલતાને લીધે, તે લોકો ચલચિત્ત છે એવો તેમના પર આરોપ મુકાય છે. પણ આની વિરુદ્ધ એવો જવાબ અપાય છે કે હાલના ઉપરાઉપરી ફેરફારો તેમની અસ્થિરતાને લીધે નહિ, પણ જાપાનને માટે ઉત્તમ વસ્તુનું ગ્રહણ કરવાને માટે, **બધી બાબતો સિદ્ધ કરવાની** તેમની આતુરતાને લીધે છે. પણ માર્ગો શોધી કાઢવામાં ગમે તેટલી અસ્થિરતા હોય, છતાં આખા આધુનિક યુગમાં જાપાની નેતાઓ જે દૃઢતાથી અમુક ઉદ્દેશોને વળગી રહ્યા છે તે તરફ આપણી સસ્નેહ પ્રશંસા ઘટે છે. તેમજ જે માણસો છેલ્લી લડાઈને પ્રખ્યાત કરનારા, લગભગ દુર્ગમ્ય સ્થાનો પર રાત ને

આવે છે. શાળા છોડયા પછી પણ તે શાળાને માટે છોકરાઓને પ્રેમની લાગણી સારી હોય છે. જાપાનની ને પશ્ચિમ તરફના દેશોની કેળવણીની ચાલતી આવેલી પદ્ધતિમાં એક વિષમતા છે. પશ્ચિમમાં બાળકને શરૂઆતમાં નિયમ ને કાબુમાં રાખવામાં આવે છે ને વધારે સ્વતંત્રતા પાછળથી લેવા દેવામાં આવે છે; જેમ છોકરો મોટો થાય છે તેમ એની પોતાની શક્તિ ને પોતાના પ્રયાસો પર કેટલે બધે અંશે એનાં ભવિષ્યનો આધાર રહેલો છે તે સમજવાની એને ફરજ પડે છે, એના શિક્ષકના મિત્ર થવાની એને તક હોય છે, ને પછી ઠેઠ સુધી જેમ એના પરનો કાબુ ઓછો કરવામાં આવે છે તેમ સ્પર્ધાનો બોજો એને વધતો જાય છે. આથી વિરુદ્ધ જાપાનની કેળવણીમાં બધાએ મળીને કેમ કામ કરવું તેનું છોકરાને શિક્ષણ આપવામાં આવે છે. શરૂઆતમાં સ્વતંત્રતા આપવામાં આવે છે, પણ ધીમે ધીમે અંકુશ વધારવામાં આવે છે. નાના બાળકને લગભગ તદ્દન સ્વાતંત્ર્ય આપવામાં આવે છે; વર્ગમાં જે કંઈ નહિ જેવું પણ શાસન હોય છે તે વર્ગના સામાન્ય મતના બળથી મેળવવામાં આવે છે. પ્રાથમિક શાળામાં કાબુ બધા વર્ગોમાં વધે છે ને માધ્યમિક શાળામાં વર્ગના સામાન્ય મતનું બળ એટલું બધું વધી જાય છે કે શિક્ષકને પોતાને પણ તેને માન આપવું પડે છે. છોકરાઓના વધુ મત પ્રમાણેના નીતિનિયમો વર્ગના નાયકશિષ્યો અમલમાં મૂકે છે, ને લડાલડ કે તોફાન ને ધાંધાટ થએલાં જોવામાં આવ્યાં નથી; ઉલટું, વર્ગ બહાર મુકાવવું તે નિશાળની બહારની અમલમાં પણ અપમાન મળ્યા બરાબર ગણાય છે. તેથી આગળ, યુનિવર્સિટિમાં દાખલ થવાને માટે જોઈતું આદ્ય શિક્ષણ આપનારી સરકારી શાળા હોય છે; તેમાંનું શાસન છોકરાઓનો ઉત્સાહ દબાવી દે છે; કંઈ પણ વિલક્ષણતા જોવામાં આવી કે તે તરત તેને દબાવી દેવામાં આવે છે. પણ યુનિવર્સિટિમાં થોડો વખત થયાં આ બન્ધનો નરમ કરવામાં આવ્યાં છે, ને તેનાં પરિણામ તદ્દન સંતોષકારક નીવડયાં નથી.

છે. પણ એમનો શાન્ત દેખાવ છેતરે પણ ખરો, નમ્રમાંથી અવિનયી તેઓ ઘણી વાર થાય છે.

**સત્યવક્તૃત્વ.**

૩૨૭. બીજા દેશોના છોકરાઓ કરતાં જાપાનના છોકરાઓ ઓછા સત્યશીલ છે એવું માનવાને કંઈ પણ કારણ નથી. એમની જોડે વાત કરનારના મત અથવા તેના ધારવામાં આવતા મતને મળતા થવા તરફ એમનો સભ્યતાનો ગુણ એમને દોરવે ખરો, પણ આ પ્રકારનું અસત્ય, ગમે તેટલું કેટલીક વખત આપણને ચીઢવે, છતાં ભાગ્યેજ એ ઘણો મોટો દુર્ગુણ ગણી શકાય. પરીક્ષાઓને વખતે મંદવાડના ઘણા ઢોંગ થાય છે ને કૉપીના દાખલા પણ નથી બનતા એમ નથી. તેમ તેથી ઉલટું ઘણીખરી પરીક્ષાઓ ઓછી નિયમિત રીતે લેવાતી હોવાથી, ઘણીજ ગંભીર કપટોની તક દૂર થાય છે.

**એકત્રવૃત્તિ.**

૩૨૮. એકત્રવૃત્તિનું બળ વિશેષ જોવામાં આવે છે. કોઈ કોઈ વખત એકજ શહેરની જુદી જુદી નિશાળોની વચમાં તકરારો ઉભી થાય છે, પણ એકજ શાળાની અંદર એવું કંઈ ભાગ્યેજ ઉદ્ભવે છે. હિંદુસ્થાનની કૉલેજોમાં જુદા વર્ગો, કે એકજ વર્ગના જુદા જુદા વિભાગો ઈર્ષ્યા ને પૈશુન્યના દોષોને હમેશ શરણે હોય છે તેવી સ્થિતિ વિરુદ્ધ, આ સ્થિતિ મનને આરામ આપે એવી છે. પ્રજામત, કપડાં ને રીતભાતની સાદાઈની તરફેણમાં છે, ને જો તવંગર માબાપનો છોકરો રેશમી કપડાં પહેરી નિશાળે આવે તો નિશાળમાં તો છોકરા સુતરાઉ કાપડ પહેરે એમ એને સમજવાની ફરજ પાડવામાં આવે છે. કોઈ પણ જાતનાં વાહનોમાં છોકરાઓ નિશાળે જાય એ રીતની વિરુદ્ધ અધિકારીઓ વલણ બતાવે છે, ને માધ્યમિક શાળાઓમાં છત્રીઓનો ઉપયોગ બંધ કરવાના સંબંધમાં કેળવણીખાતાના વૈદક સલાહકારોનો અભિપ્રાય લેવામાં આવ્યો હતો. છોકરાઓમાં સાધારણ જિંદગીના સભ્યતાના નિયમો પળાતા જોવામાં

પછી હડતાલ પડે છે. ઉદાહરણ તરીકે એક નિશાળમાં મોટી ઉમ્મરના છોકરાઓ એક આખો દહાડો વરસાદમાં લશ્કરી કવાયતમાં રોકાયા હતા ને તેથી બીજે દહાડે કપડાં ને બંદુકો સાફ કરવાને તેમણે રજા માગી, તે ન આપવામાં આવી તેથી સ્વાભાવિક રીતે તેઓ અસંતુષ્ટ થયા, જો કે અન્તે એક વિશ્વાસુ અંગ્રેજ શિક્ષકની સલાહને લીધે ભય રાખવામાં આવેલું આ બંડ દબાઈ ગયું.

**રોજનું જીવન ને ખરચ.**

૩૩૦. અહીંની સરકારી કૉલેજોના છોકરા જાપાની છોકરાઓ કરતાં વીસીખરચ વધારે કરે છે. જાપાનમાં છોકરાઓને ઉંચી કેળવણી માટે શિક્ષણનું લવાજમ અહીં કરતાં ઓછું આપવું પડે છે ને પરીક્ષાને માટે તો ખરૂં જોતાં કંઈ લવાજમ ત્યાં છેજ નહિ. ઘણું કરીને ઘણાખરા જાપાની છોકરાઓ ઊનાળાની રજામાં પોતાને ઘેર જાય છે. માત્ર થોડા વખતને માટે કંઈ ઉદ્યમમાં તેઓ રોકાએલા હોય તોજ તેમ નથી કરતા. ઘણાખરા છોકરાઓ પોતાનાં સગાંઓ સાથે પત્રવ્યવહાર પણ ચાલુ રાખે છે; તેઓ અઠવાડીએ એકબે વાર કે કેટલીક વખત મહીને કદાચ બે વખત કાગળ લખે છે.

**સ્વાશ્રય.**

૩૩૧. સરાસરીમાં જાપાની છોકરાઓ ગરીબ હોય છે; પણ એક કે વધારે જાતની તેમને મદદ મળે છે, ને સ્વાશ્રય પણ તેમનામાં હોય છે. એમ માનવામાં આવે છે કે શહેનશાહ, ને તેમનાં બાનુએ, બન્નેએ પોતાના ખાનગી ખજાનામાંથી કેળવણીને ઉદારતાથી મદદ આપી છે, ને ઉંચી પદવીના તેમજ પૈસાદાર લોકોમાંના પણ ઘણાખરા તેમ કરે છે. બીજું કંઈ નહિ તો સારી સ્થિતિના માણસો શિષ્યોને દ્વારપાલ, જાસૂસ, કે પોતાનાં છોકરાંઓના શિક્ષકના કામ જેવી જુજ નોકરીના બદલામાં તેમનો જમવા ને રહેવાનો ખરચ પૂરો પાડે છે. જ્ઞાતિ તરફના બાધ જેવું કંઈ

**હડતાલો.**

૩૨૯. હડતાલોનું જોર જાપાનની નિશાળોમાં એટલું બધું છે કે જ્યારે બીજા દેશોમાં છોકરાને શિક્ષક કાઢી મૂકે છે ત્યારે અહીંઆ શિક્ષકને છોકરાઓ કાઢી મૂકે છે. આ તોફાન માધ્યમિક ને ઉચ્ચતર સંસ્થાઓના સંબંધમાં જોવામાં આવે છે; પણ છોકરીઓની ને બીજી નિશાળોમાં કંઈ અજ્ઞાત નથી. હાથ નીચેના માણસોની લાગણીને માટે સન્માન, તે, જાપાની જીવનની એક વિલક્ષણતા છે. હાથ નીચેના માણસમાં અસંતોષનો અર્થ ત્યાં એવો કરવામાં આવે છે કે ઉપરીને પોતાનું કામ કરતાં આવડતું નથી. એટલે શાળાનો મુખ્ય અધિકારી પોતાની પદવી ત્યાં એવી શરતે ધારણ કરતો માની શકાય કે એના શિષ્યોનો મોટો ભાગ એનાથી સંતુષ્ટ રહેશે. તેની સાથે એમ પણ છે કે ન્યાયબુદ્ધિ, છોકરાઓની તરફેણમાં હોય છે, ને જ્યાંસુધી શિક્ષકની શક્તિ ને એના ન્યાયમાં તેમને શ્રદ્ધા હોય છે ત્યાંસુધી તે ગમે તેટલો સમભાવહીન કે કડવો પડતો હોય તોએ તેઓ એના આજ્ઞાંકિત રહેશે. શિક્ષક બરાબર ન શીખવી શકતો હોય તો તો આવી હડતાલને માટે અન્ય લોકોને સમભાવ રહે, પણ દરેક જાતનાં કારણોથી હડતાલો પડે છે, ને કેટલીક જાતની હડતાલો તો માત્ર શાસન વિરુદ્ધજ હોય છે. કોઈ આળસુ છોકરાઓને જો ઉપલા વર્ગમાં ચઢાવવામાં ન આવે તો તેઓ શિક્ષકના કામમાં છીડાં શોધવા માંડે છે, એની કંઈ પણ ભૂલચુક પકડી તેનો દુરુપયોગ કરે છે ને વર્ગના ગોઠીઆઓનાં મન પર આ બધું ઠસાવી, પરિણામે તોફાન ઊભું કરે છે. સત્તાધિકારીઓ બ્હી જાય છે; કારણ કે તોફાન થાય તો શાળાના મુખ્ય અધિકારીને જગા છોડી દેવી પડે, ને બીજી તેને મળે નહિ. આથી માત્ર શાસન નબળું પડે છે એટલુંજ નહિ પણ તદ્દન નાલાયક છોકરાઓને ઉપલા વર્ગમાં સંખ્યાબંધ ચઢાવવામાં આવે છે, અથવા તેઓ શાળામાંથી ઉત્તીર્ણ થઈ શકે છે. તેમ કેટલીક વખતે શિક્ષકો પણ દોષમાં હોય છે; તેઓ અણઘટતી સખ્તાઈ કરવા જાય છે ને તેના પરિણામે

ક્રમમાં બીજી ભાષાઓ **ચીન**ની ભાષા ( લિખિત ), **અંગ્રેજી**, **ફ્રેંચ**, **જર્મન**, ને **લૅટિન** છે; તે સાથે ખાસ પ્રયોજનાર્થે **ચીન**ની બોલાતી ભાષા, **કોરી**-આની ભાષા, **રશિઅન** ને **સ્પૅનિશ** પણ હોય છે. આમાંની, **અંગ્રેજી**, ઉચ્ચતર પ્રાથમિક શાળામાં કેટલાક છોકરાઓ શરૂ કર છે. માધ્યમિક શાળામાં **ચીન**ની ભાષા ને **અંગ્રેજી** આવશ્યક છે; ને કેટલાક છોકરાઓ **જર્મન** કે **ફ્રેંચ** પણ શીખે છે. ઉચ્ચતર સંસ્થાઓમાં **ચીન**ની ભાષાના વધારે અભ્યાસ ઉપરાંત, **અંગ્રેજી** ને **જર્મન** કે **ફ્રેંચ** આવશ્યક છે; ને કેટલાક આમાંની છેલ્લી બન્ને ભાષા થોડી થોડી શીખે છે, ને **લૅટિન** ભાષાનું પણ ભાગ્યુંતૂટયું બોલાય એટલું જ્ઞાન મેળવે છે. એટલે યુનિ-વર્સિટિ સુધી પહોંચેલા છોકરાએ **જાપાનીસ**, **ચીન**ની ભાષા, **અંગ્રેજી**, **જર્મન**, **ફ્રેંચ**, ને **લૅટિન**નો અભ્યાસ કર્યો હોઈ શકે. ૨૫ વર્ષની ઉમ્મરના જુવાન માણસે આટલું જ્ઞાન ઘણું સંપાદન કર્યું કહેવાય. પણ આ અ-ભ્યાસનાં પરિણામ કેટલાંક વિચિત્ર થાય છે. છોકરાઓ એકબીજી ભાષાઓને ભેળસેળ કરી નાંખે છે; ને કોઈ છોકરો કઈ ભાષામાં ઉત્તર આપશે, કે કેટલી ભાષાઓનું બનેલું એક વાક્ય રચશે તેનો ક્યાસ કરવો અશક્ય છે. **જાપાનીસ** પદ્ધતિમાં બધી ભાષાઓનો સમાવેશ કરવાની રીત, ઉતરાવેલી નોંધો ગોખી વિષય તૈયાર કરવાની ટેવ, ને વાતચીતની પદ્ધતિની સગવડના અભાવનું આ સ્વાભાવિક પરિણામ છે. જુદી જુદી ઘણી ભાષાઓ સાથે સાથે શિખવાતી હોવાથી છોકરાને દરેકનું થોડું જ્ઞાન મેળવવાની ફરજ પડે છે, પણ તેનો બોજો કેટલો પડે છે તે, સરેરાસ પરિણામની તુચ્છ-તાથી જણાઈ આવે છે.

## ૧.—જાપાનીસ.

**ચીનની ભાષાના અક્ષરો.**

૩૩૩. ઇ. સ. ના પાંચમા સૈકામાં **ચીન**ની ભાષાના અક્ષરો **જા**-પાની લોકોએ પોતાની ભાષામાં લીધા ત્યાર પહેલાં **જાપાન**માં લિખિત સંજ્ઞાઓ નહોતી. **ચીન**ની ભાષામાં દરેક શબ્દ કે વિચારને માટે જુદી સંજ્ઞા હોય છે; પ્રા-ચીન ઇજિપ્ટના ગૂઢાક્ષરો જેમ એક જાતનાં ચિત્રોના

નહિ હોવાથી પરદેશીઓને ત્યાં પણ જાપાની છોકરાઓ આવી રીતે રહે છે ને પરદેશીઓ તેમને મદદ આપે છે. છોકરાઓ જાતે પણ પોતાનાં પોષણ જેટલું પ્રાપ્ત કરવા હમેશ ખુશી હોય છે. કેટલાક શિખવીને પૈસો પેદા કરે છે. તેઓ ક્યાં તો પોતાના દેશીઓને શિખવે છે કે ક્યાં તો પરદેશીઓને જાપાની કસરત ને જાપાની ભાષા શિખવે છે. કેટલાક ઊનાળાના વખતમાં વીસીઓમાં દુભાષીઆની નોકરીએ રહે છે. ટોકિયોમાં છોકરાઓને જાતજાતનાં વિચિત્ર કામો શોધી આપનારૂં એક મંડળ ઉભું થયું છે; ઘણા છોકરાઓ સવારમાં દૂધ કે વર્તમાનપત્રો ખાનગી ઘરોમાં આપી આવવાનું ફેરીઆનું કામ કરે છે; કેટલાક તો સાંજરે જિન્રિકશા ખેંચવાનું કામ પણ કરે છે. પરદેશી રીતરીવાજ ને ભાષા શીખવાના લોભે પરદેશીને ત્યાં કે પરદેશી વહાણોમાં સારાં કુટુંબોના જુવાન છોકરાઓ પણ નીચાં ગણાતાં કામ કરવા તત્પર હોય છે. જાપાનના એક પાદરીને અમેરિકામાં મળેલા પોતાના કૉલેજઅભ્યાસ બાદ ઈંગ્લંડ જોવાનું મન થયું ને એ ઇચ્છાની તૃપ્તિ એણે ઢોર પર દેખરેખ રાખવાનું કામ કરી આટ્લાંટિકસમુદ્ર ઓળંગીને કરી.

---

# પ્રકરણ ૧૭ મું.

## ભાષાઓ.

**શીખવામાં આવતી ભાષાઓ.**

૩૩૨. સ્વભાષાના અનાદર વિષે જેમ અહીં સાધારણ ફરિયાદ છે તેવું જાપાનમાં કંઈજ નથી; ત્યાં પરભાષાઓનાં શિક્ષણ સાથે પહેલેથી છેલ્લે સુધી અભ્યાસક્રમના બીજા બધા વિષયોનું શિક્ષણ પણ સ્વભાષા મારફતે આપવામાં આવે છે. ત્યાંના અભ્યાસ-

અક્ષરો ઉકેલવાનું કામ બહુ અઘરૂં પડે છે. **ચીન**ના અક્ષરો કુલ્લે સિત્તેર કે એંસી હજાર છે એમ કહેવાય છે, ને એક સાધારણ **ચીન**ની ભાષાના કોશમાં ૫૦,૦૦૦ કે વધારે અક્ષરો હોય છે: આ બધા, કોઈ જાણતું નથી. દશ હજારથી વધારે જાણવા, એ વિદ્વાન્ માણસનું કામ ગણાય, ચારથી પાંચ હજાર સાધારણ કામોને માટે બસ થાય, ને સાધારણ માણસો માત્ર કેટલાક સોજ અક્ષરો જાણે છે અથવા તો **ચીન**ના અક્ષરો વાંચવાને તદ્દન અશક્ય પણ હોય છે. સાધારણ રીતે શોભે એટલું જ્ઞાન ધરાવનાર માણસે ૫,૦૦૦ ગુંચવણીઆ ને ગભરામણ કરે એવા અક્ષરો ઉકેલવાની શક્તિ માત્ર સ્મરણશક્તિના પ્રયત્નથી મેળવેલી હોવી જોઈએ.

**લખાતી ને બોલાતી ભાષાઓ.**

૩૩૫. આ બધી ગુંચવણ ઉપરાંત; લખાતી ને બોલાતી ભાષાઓમાં પાછા ઘણા ફેર હોય છે. જો કોઈ **જા**પાની છોકરો વર્તમાનપત્રમાંથી વાંચે તો એને તે વાંચતો જાય તેમ લખાતા અક્ષરોને બોલાતા અક્ષરોમાં બદલી નાખવા પડે છે; કે જો કોઈ છોકરો ભાષણની નોંધ લેતો હોય તો એને તે ભાષણ કરનારની બોલાએલી ભાષાને પ્રથમ લખવાની ભાષામાં બદલવી પડે છે. આ ઉપરાંત, લખવાના અક્ષરોમાંએ પણ પત્રો, વર્તમાનપત્રો, નિબંધો વગેરેમાં લખવાના જુદા જુદા હોય છે. આવાં કારણોથી ઓછામાં ઓછી યુરોપની ત્રણ ભાષા શીખવા જેટલું એક **જા**પાની ભાષા શીખવાનું કામ અઘરૂં છે; ને પ્રોફ. **ચેમ્બરલેન**ના મત પ્રમાણે તો ઘણું કરીને આખી દુનિયામાં અઘરામાં અઘરી ભાષા **જા**પાનીસ છે.

**પારિભાષિક શબ્દો.**

૩૩૬. પારિભાષિક શબ્દો **ચીન**ની ભાષાના શબ્દો પરથી યોજવામાં આવે છે. એટલા બધા **ચીન**ના શબ્દો આવી રીતે **જા**પાનીસમાં દાખલ થવા પામ્યા છે કે **જા**પાની ભાષાનો વિકાસ આથી એકદમ અટકયો હતો. જેમ **અંગ્રેજી**માં 'ટેલિગ્રામ', 'ઑક્સીજન' વગેરે શબ્દો લૅટિન ને **ગ્રીક**

બનેલા હતા તેમ પ્રથમ **ચીન**ના અક્ષરો પણ એક જાતનાં ચિત્રો હતા, તેથી તે વિચારસૂચક અક્ષરો કહેવાય છે. આવા ઘણા સાદા અક્ષરોમાંથી ટપકાં ને કાનોમાત્રાની મદદથી અસંખ્ય નવા અક્ષરો તૈયાર કરવામાં આવે છે, તે આંખ તેમજ સ્મરણશક્તિને ઘણોજ શ્રમ આપે છે. આ પદ્ધતિ **જાપાન**માં દાખલ થઈ, ને ત્યાં, **જાપાની**ઓ બધા **ચીન**ના શબ્દો બોલી શકતા નહિ હોવાથી, તેમના **ચીન**વાળા શિક્ષકો એકજ બોલી બોલતા નહિ હોવાથી, ને વખત જતે કેટલાક અક્ષરો અર્થને માટે નહિ પણ માત્ર ઉચ્ચારને માટે લેવાયા હોવાથી **જાપાન**માં **ચીન**ના અક્ષરોમાં નવાં તત્ત્વો ઉમેરાયાં.

**કાના.** ૩૩૪. **ચીન**ની વિચારસૂચક અક્ષરમાળા રોજના કામમાં ગુંચવણકારક લાગવાથી આઠમા ને નવમા સૈકામાં તેને ટુંકી કરી નાખી નવી બે પદ્ધતિઓ દાખલ કરવામાં આવી આ જાપાનીસ **કાના**ની પદ્ધતિ હતી; આમાં દરેક સંજ્ઞા વિચાર અથવા અર્થસૂચક નથી, પણ માત્ર ધ્વનિ અથવા અવાજ દર્શાવે છે. આ બેમાંની જૂની અક્ષરમાળા, ( **કાટાકાના** અથવા "બાજુના અક્ષરો," ) **ચીન**ના અક્ષરોના ભાગોની બનેલી છે; ને બીજી, ( **હીરાગાના** અથવા "સાદા અક્ષરો" ) **ચીન**ના અક્ષરોના પહેલેથી છેલ્લે સુધી સંકુચિત રૂપોની છે. આ દરેક અક્ષરમાળામાં ૪૭ અક્ષરો છે; પણ બીજીમાં દરેક અક્ષરના જુદા જુદા ફેરફારો થઈ શકે છે, **જાપાની** પુસ્તકોમાંનાં ઘણાંખરાં **ચીન**ના અક્ષરો ને **કાના**ના ભેળસેળઅક્ષરોમાં લખાએલાં હોય છે. **ચીન**ના અક્ષરો કરતાં ગુંચવણીઆ હોવા છતાં **કાના**અક્ષરો સ્હેલા હોવાથી સામાન્ય વર્ગ તે વધારે વાપરે છે; રેલ્વેસ્ટેશનોનાં નામ ને સામાન્ય પ્રકારનાં જાહેરનામાં **કાના**માં લખાય છે ને વર્તમાનપત્રો **કાના**માં ઉચ્ચાર સહિત **ચીન**ના અક્ષરોમાં લખાય છે. કેળવાયલા વર્ગોને માટેની ચોપડીઓ માત્ર **ચીન**ના અક્ષરોમાંજ લખી શકાય છે. આથી **જાપાનીસ**

દરખાસ્ત મૂકવામાં આવી હતી. લગભગ ૧૮૮૫ સુધી એવો સુધારો તદ્દન સંભવિત લાગતો હતો પણ પછીથી એ ફેરફાર હવે અશકય ભાસે છે. ૨૨ રોમન અક્ષરોથી બધા શબ્દો લખી શકાશે એમ એ મંડળે બતાવ્યું હતું પણ રૂઢિ ને સ્વદેશાભિમાનનાં બળ તેમજ બીજાં કારણોને લીધે એ મતનો સત્કાર ન થયો. તેનું એક વધારે સાધારણ કારણ એ હતું કે ધ્વનિસૂચક અક્ષરો કરતાં, સરખામણીમાં વિચારસૂચક અક્ષરોનું વધારે લાંબો વખત ટકવાનું બળ હોય છે; ઉદાહરણ તરીકે, ઇજિપ્ટમાં અન્ત સુધી ત્યાંની ગૂઢાક્ષરમાળા ટકી રહી હતી. યુરોપમાં એવી બે અક્ષરમાળાઓની સ્પર્ધાનો પ્રશ્ન ઉદ્ભવ્યોજ નથી; માત્ર સંખ્યાની સંજ્ઞાઓમાં એ સવાલ ઉઠયો હતો ને તેમાં પણ ઉપલો સામાન્ય નિયમ લાગુ પડતો જોવામાં આવ્યો છે; ત્રણસેંને પાંસેઠ, એમ લખવા કરતાં ૩૬૫ લખવું કોણ વધારે પસંદ નહિ કરે ? અલબત્ત વિચારસૂચક અક્ષરમાળા, એની પ્રતિસ્પર્ધી ધ્વનિસૂચક અક્ષરમાળા કરતાં વધારે ભારે અથવા ગુંચવણકારક પડે છે, પણ અમુક દરેક દાખલામાં તે ખાસ સ્હેલી પડે છે. તેથીજ તેને વિજય મળે છે; તે ગુંચવણીઆ હોવા છતાં ટકી શકે છે.

કેળવણીખાતા તરફથી **ચીન**ના અર્થસૂચક અક્ષરો ઓછા કરવા ને **કાના**અક્ષરમાળાનો પ્રચાર વધારવાના સંબંધમાં અનેક મંડળોને કામ સોંપવામાં આવે છે, પણ સુધારાનું કામ હજી સ્હેલું થયું [illegible]ી.

**ચીનની ભાષાનો અભ્યાસ.**

૩૩૯. ઉંચી કેળવણી લેનારાઓને **ચીન**ના સાહિત્યનો અભ્યાસ કરવો પડે છે. પ્રથમ **જાપા**ની લેખકોએ લખેલી **ચીન**ની ભાષામાં ચોપડીઓ શીખવી પડે છે ને આગળ અભ્યાસમાં કૉન્ફ્યૂસ્યસ જેવા પ્રાચીન લેખકોનાં પુસ્તકોનો અભ્યાસ કરવાનો હોય છે. **ચીન**ની ભાષામાં લખેલાં **જાપા**ની પુસ્તકો વાંચવાં સુગમ પડે તે હેતુથી આ અભ્યાસ, કરાવવામાં આવતો હતો. ઉપલા વર્ગો આની તરફેણમાં હતા

ભાષાઓના શબ્દોની મદદથી યોજી કાઢવામાં આવ્યા છે તેમ પશ્ચિમના નવા વિચારોને માટે જાપાનમાં નવા શબ્દો **ચીન**ની ભાષાની મદદથી ઘડી કાઢવામાં આવ્યા છે. સ્વભાષામાં પારિભાષિક શબ્દો યોજી કાઢવાનું કામ હજી જાપાનમાં સંપૂર્ણ રીતે ફત્તેહવંત થયું નથી, ને વધારે અભ્યાસ કરનારાઓને પરદેશી તેમજ જાપાની પારિભાષિક શબ્દોનું સાથે સાથે જ્ઞાન ધરાવવું પડે છે.

**ચીનના અક્ષરોનો કેળવણી સાથે સંબંધ.**

૩૩૭. આ પરથી સમજાશે કે પોતાની ભાષામાં માત્ર લખતાં-વાંચતાં શીખે તે માટેજ એક **જાપાની** બાળકને ગંજાવર કામ કરવું પડે છે. પ્રાથમિક ક્રમના અભ્યાસમાંનો અણઘટતો વખત આ કામમાં તેનો જતો રહે છે, ને વળી આટલી મુશીબતે મેળવેલા હજારો **ચીન**ના અક્ષરો તરત સ્મરણમાંથી ખરી પડે છે. કેળવણીનાં કામમાં ભાષાનું સ્વરૂપ ત્યાં આથી વિઘ્નકારક થઈ પડે છે; વખત વધારે જાય છે ને ગોઠવણપટ્ટીનાં કામમાં રોકાવવું પડતું હોવાથી બુદ્ધિ પર માઠી અસર થાય છે. કેળવણીખાતા તરફથી માત્ર ૧૨૦૦ અક્ષરો ને બન્ને **કાના**અક્ષરમાળાઓ શિખવવા માટે આજ્ઞાપત્રિકા કાઢવામાં આવી છે; ને અર્થ સમજાવ્યા વગર માત્ર અક્ષરનું રૂપ શિખવવા વિરુદ્ધ પણ સૂચનાઓ આપવામાં આવી છે. આ આજ્ઞાપત્રિકા કાઢી ખાતાંએ ત્યાં એક મોટો સુધારો કર્યો છે. બીજો એક સુધારો કરવાનો બાકી છે; શિખવવાને માટે અક્ષરોમાં કંઈ પણ ન્યાયબુદ્ધિએ ગોઠવણ જોઈએ; તે નથી, પણ તે હોવી જોઈએ.

**સુધારાની દરખાસ્તો.**

૩૩૮. એક વખત એવી દરખાસ્ત આણવામાં આવી હતી કે **જાપાની** લોકોએ પોતાની ભાષા તજી દેવી ને **અંગ્રેજી** ગ્રહણ કરવી. ત્યાર પછી એક બીજા મંડળ તરફથી માત્ર લખવાની પદ્ધતિજ **અંગ્રેજી** લેવી એવી

કાઢવામાં આવતા વખતના પ્રમાણમાં ભાષાનું જ્ઞાન બહુ કાચું આવે છે, ને જાપાનમાંજ જૂના માણસો કરતાં હાલના યુનિવર્સિટિમાં શીખેલા માણસોનું જ્ઞાન વ્યાવહારિક રીતે ઉતરતા પ્રકારનું હોય છે. તેનું કારણ એ છે કે અગાઉ **અંગ્રેજી**નું જ્ઞાન **અંગ્રેજી** પુસ્તકો દ્વારા અપાતું; હાલ ઘણે ભાગે સ્વભાષાદ્વારા અપાય છે. તે ઉપરાંત શિક્ષણપદ્ધતિઓમાં પણ કંઇક દોષો છે; કેટલાકના કહેવા પ્રમાણે પરદેશી શિક્ષકોની અછત, કેટલાક પ્રમાણે પાદરી શિક્ષકો, ને વળી કેટલાક પ્રમાણે વ્યાકરણ વગેરેથી પૃથક્કરણની પદ્ધતિ અથવા બોલીને શિખવાની એકીકરણની પદ્ધતિનો અનુપયોગ. એક બાબતમાં સર્વે એકમત થાય છે; કોઈ પણ યુરોપની ભાષા **જા**પાનીસને શીખવી ઘણીજ અઘરી પડે છે.

**અંગ્રેજીનો ઉપયોગ.**

૩૪૧. પણ શીખવાની મુસ્કેલીઓ આટલી બધી છે છતાં **અંગ્રેજી**ના અભ્યાસને માટે ઘણા **જા**પાનીઓ તત્પર હોય છે તેનું કારણ શું છે? ઉત્તર એ છે કે શરૂઆતમાં પશ્ચિમનું વિજ્ઞાન મેળવવાને એ ભાષા ઉપયોગી હતી ને હજી પણ કેટલેક અંશે છે. બીજું, **અંગ્રેજી** શીખવાની ઘણા માણસોને એક ટેવ પડી ગઈ છે, ખપ વગર પણ તે તેઓ શીખે છે. ત્રીજું, **જા**પાનના વિકાસને લીધે યુવાનોની વધતી જતી સંખ્યા બહારદેશ જવા ઉત્સુક હોય છે. તે ઉપરાંત, એક આગેવાન **જા**પાનીએ દર્શાવેલા મત પ્રમાણે પદ્ધતિ-પુરઃસર વિચારશક્તિ સંપાદન કરવાને **જા**પાની છોકરાઓને **અંગ્રેજી**ના માનસિક વ્યાયામની જરૂર છે. **અંગ્રેજી**ના અભ્યાસથી ત્યાંની ભાષાના કોશ ને વ્યાકરણનાં બંધારણમાં કેટલાક ફેરફારો થઈ ચૂક્યા છે.

## ૪,—બીજી ભાષાઓ.

**બીજી ભાષાઓ.**

૩૪૨. બીજી ભાષાઓમાં **જર્મન** સૌથી વધારે અગત્યની છે, ને વૈદક, ખેતી, જંગલવિદ્યા, વિજ્ઞાન, ને શિક્ષણશાસ્ત્રના અભ્યાસીઓને જાણવી પડે છે. એક માધ્યમિક શાળામાં ને ઘણી ઉચ્ચતર સંસ્થાઓમાં એનું જ્ઞાન

તેનું કારણ એ હતું કે **ચીન** ને કોરીઆ સાથે વ્યાપારવ્યવહારમાં એ ભાષાનું જ્ઞાન આવશ્યક હતું. પણ સુધારો આ દલીલોને તદ્દન નિર્માલ્ય ગણે છે; જેમ બને તેમ **ચીન**ની વિચારસૂચક અક્ષરમાળાનો બોજો તેઓ ઓછો કરવાને ઉત્સુક છે. હિંદની ભાષાઓને જે **સંસ્કૃત** સાથે સંબંધ છે તે **જાપાની**સને **ચીન**ની ભાષા સાથે છે; તેથી **ચીન**ની ભાષાને માટે ચાલતી આવેલી માનની લાગણી છે, પણ તે સિવાય **જાપાનીસ** અક્ષરોમાં પણ તેજ પુસ્તકો ન લખી શકાય એવું કંઈ નથી. ઉત્તમ સાહિત્ય પણ કંઈ જાપાનમાં નથી એમ નથી.

આ લખાણ, લખવાની **ચીન**ની ભાષાના સંબંધમાં છે. બોલાતી **ચીન**ની ભાષા સાધારણ શાળાઓમાં શિખવાતી નથી, પણ વેપારી જ્ઞાન આપનારી નિશાળોમાં ને ટોકિયોની પરદેશી ભાષાઓનું જ્ઞાન આપનારી ખાસ નિશાળમાં શિખવાય છે.

## ૩—અંગ્રેજી.

૩૪૦. **અંગ્રેજીનો અભ્યાસ.** હિંદુસ્થાન કરતાં **જાપાન**માં **અંગ્રેજી**નું જ્ઞાન બહુ ઉતરતી પંક્તિનું છે; તેનું કારણ એ છે કે પરિસ્થિતિમાં ફેર છે. હિંદુસ્થાનમાં દરેક જાતની સારી નોકરીને માટે **અંગ્રેજી**નું જ્ઞાન આવશ્યક છે, **જાપાન**માં દેશનો રોજગાર બધો દેશની ભાષા મારફતે ચાલે છે. **જાપાન**માંજ સારામાં સારૂં **અંગ્રેજી** વેપારી નિશાળોમાં શિખવાય છે; કારણ કે છોકરાઓને ત્યાં મહેનત કરી **અંગ્રેજી**નું સારૂં જ્ઞાન મેળવવામાં સ્પષ્ટ હેતુ સમાએલો હોય છે. તે સિવાય **અંગ્રેજી**નું જ્ઞાન **જાપાન**માં માત્ર **અંગ્રેજી** પુસ્તકોમાં ખપજોગું જોવા કરવાના ગૌણ ઉપયોગનું છે. એક વખત **અંગ્રેજી**, **જાપાન**ની ભાષા કરવાને સુદ્ધાં પ્રયત્નો કરવામાં આવ્યા હતા; પણ એ કામ ઘણું દુષ્કર લાગ્યું ને હવે ભણતરનો ભાર એટલો ઓછો કરવામાં આવ્યો છે કે ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં સોએ સાતજ નિશાળોમાં એ શિખવાય છે; તોપણ શીખવા પાછળ

| શાળાઓ. | ઉમેદવારો. | દાખલ કરવામાં આવેલા છોકરાઓ. | ટકા. |
| --- | --- | --- | --- |
| શિક્ષકશાળાઓ. | ૩૩,૫૦૮ | ૧૦,૬૧૦ | ૩૧.૬ |
| માધ્યમિક ,, | ૫૩,૦૯૬ | ૩૧,૬૫૭ | ૫૬.૬ |
| છોકરીઓની ,, | ૧૧,૦૨૧ | ૭,૩૬૩ | ૬૭ |
| ઉચ્ચતર ,, | ૪,૫૭૪ | ૧,૫૮૯ | ૩૪.૭ |
| ઉચ્ચતર શિક્ષક ,, | ૧,૭૭૬ | ૪૩૨ | ૨૨ |
| સરકારી ધંધાવેપારની ,, | ૨,૮૮૩ | ૭૩૩ | ૨૫ |
| અન્ય ,, | ,, ૧૮,૮૦૭ | ૧૨,૯૮૦ | ૬૯ |

દરેક શાળામાં પ્રવેશક પરીક્ષા જુદી લેવાય છે. માત્ર યુનિવર્સિટિને માટે તૈયાર કરનારા છોકરાઓને આદ્ય જ્ઞાન આપનારી ઉચ્ચતર શાળાઓમાં એકજ પરીક્ષા હિંદુસ્થાનની મોટી પ્રવેશક પરીક્ષાઓને મળતી આવે છે.

**શાળામાં થોડેવત્તે અન્તરે લેવાતી પરીક્ષાઓ.**

૩૪૫. થોડેવત્તે અન્તરે શાળામાં પરીક્ષાઓ લેવાની પદ્ધતિ જૂના વખતથી જાપાનમાં ચાલી આવેલી છે. પણ પશ્ચિમની વ્યવસ્થાઓ દાખલ થયા પછી અગાઉ નહિ ભોગવેલી એટલી અગત્ય પરીક્ષાઓ ધરાવતી હતી. પણ તેનો બોજો બહુ પડતો હોવાથી પરિણામ ઘણાને હાનિકારક નીવડયાં, ને પછીથી આ અટકાવવાને પગલાં ભરવામાં આવ્યાં હતાં. હાલમાં પરીક્ષા પર ધ્યાન નહિ જેવું અપાય છે. પરીક્ષાઓમાં ફત્તેહ મેળવનારાઓમાં વર્ગો અથવા તો ઈનામ મેળવનારાઓની ટીપ વગેરે જેવું કશું હોતું નથી; પરિણામો કોઈ પણ રીતે જાહેર કરવામાં આવતાં નથી, ને માત્ર થોડાક અપવાદો સિવાય છોકરો કેટલામે નંબરે પાસ થાય છે તેની દરકાર રાખ્યા વગર માત્ર પોતે પાસ થાય છે એટલું જાણીનેજ સંતોષ પામે છે. અધિકારીઓની ઇચ્છા સ્પષ્ટ રીતે એવી છે કે પરીક્ષાઓને અતિશય અગત્યની ન ગણવી; આ ઇચ્છાને અમલમાં મૂકવી તે પ્રત્યેક શિક્ષકના હાથની વાત છે.

અપાય છે. ફ્રેંચ ઓછી અગત્યની છે, પણ કેટલીક પાદરીઓની નિશાળો-માં અને કેટલેક અંશે ઉચ્ચતર શાળાઓમાં ને યુનિવર્સિટિમાં એ ભાષા શિખવાય છે, થોડોક લૅટિનનો પણ અભ્યાસ કરાય છે; ભાષાશાસ્ત્ર, કાયદા, કે વિજ્ઞાનના અભ્યાસમાં એ મદદ કરે છે.

# પ્રકરણ ૧૮ મું.

## પરીક્ષાઓ.

**શહેરી નોકરો માટે સ્પર્ધાની પરીક્ષાઓ.**

૩૪૩. શહેરી નોકરોની જગાઓ, જુદા જુદા ખાતાઓમાં સ્પર્ધાની એક પરીક્ષામાં ઉત્તીર્ણ થનારાઓથી ભરવામાં આવે છે; તેમાંની નીચલા વર્ગની નોકરીઓ માટે માધ્યમિક શાળાના છોકરાઓને માફી આપવામાં આવે છે ને ઉપલા વર્ગની નોકરીને માટે યુનિ-વર્સિટિમાંથી ઉત્તીર્ણ થનારાઓને કેટલાક વિષયોમાં માફી આપવામાં આવે છે. આ વિરુદ્ધ, હમેશની ફરિયાદ ત્યાં પણ જોવામાં આવે છે કે જે છોકરાઓ પરીક્ષાઓમાં ઉત્તમ હોય છે તે અવશ્યે નોકરીમાં પણ ઉત્તમ હોતા નથી, તેથી ઉલટી સ્થિતિ પણ હોય છે. પણ વધારે સારી પદ્ધતિ હજી કોઈએ યોજી કાઢેલી નહિ હોવાથી જાપાનમાં સ્પર્ધાની પદ્ધતિ પ્રમાણે પસંદગી કરવામાં આવે છે.

**શાળાઓ માટે પ્રવેશક પરીક્ષાઓ.**

૩૪૪. જુદી જુદી જાતની કેળવણી લેવા ઇચ્છતા ઉમેદવારોની સંખ્યા બહુ મોટી હોવાને લીધેના ખાસ સંજોગમાં પ્રવેશક પરીક્ષાઓ લેવાની જરૂર પડે છે, આને લીધે છોકરાઓનો ઘણો ઘાણ નીકળે છે, તે નીચલા આંકડાઓ પરથી જણાશેઃ—

પોતાને ગોઠે એટલુંજ, ને પોતાની રીત પ્રમાણે એ શિખવવાને સ્વતંત્ર રહી શકે છે, અને અમુક મુદ્દતની અંદર નક્કી થએલું ધોરણ ધાંડાધાડ કરી પૂરૂં કરવાની એને જરૂર નથી પડતી. જો બધા શિક્ષકો ઉત્તમ હોય તો બીજી કોઈ પદ્ધતિ ઇચ્છવા જેવી નથી. પણ જાપાનમાં આ પદ્ધતિથી નિયમસર કામ કરવાની ટેવ છોકરાઓમાં આવી નથી. આ પદ્ધતિ બરાબર અમલમાં આવતા પહેલાં ત્રણ બાબત જરૂરની છે. શિક્ષકો સંપૂર્ણ રીતે સમર્થ જોઈએ, તેમની સંખ્યા ઘણી મોટી જોઈએ ( તેમ ન હોય તો દરેક છોકરાના કામ પર દેખરેખ ન રખાય ), ને તેઓ કર્ત્તવ્યપરાયણ ને ન્યાયી જોઈએ. ચોથું, બીનદરકારી છોકરાઓની સાથે ત્રણ પ્રકારની વર્તણુક રાખી શકાય. ક્યાં તો શિક્ષક એમને હમેશ કામ કરવાને પ્રોત્સાહિત કર્યા કરે, કે ક્યાં તો એમને ને એમનાં માબાપને આગળથી ચેતવણી આપ્યા કરે ને સુધારો ન થાય તો અન્તે એમને પરીક્ષામાં નપાસ કરે, કે ક્યાં તો છોકરાઓ અશક્ત છે તે જાણે ને તેમના પર ઠપકાની કંઈ અસર થતી નથી તે પણ જાણે છતાં ઓછામાં ઓછા પ્રતિરોધનો માર્ગ લે અને બધાને એ પાસ કરે. પ્રથમ પદ્ધતિ, **અંગ્રેજી** પદ્ધતિ કહી શકાય; દ્વિતીય, **અમેરિકાની**; ને તૃતીય, ઘણીખરી વખતે **જાપાનની** પદ્ધતિ કહી શકાય. **હિંદુસ્થાનની** સરખામણીમાં ત્યાં, પાસ થવાનું ધોરણ બહુ ઉંચું છે; ૬૦ કે ૮૦ ટકા જેટલા પણ ગુણો ત્યાં મેળવવા પડે છે, ને એક પણ વિષયમાં ૫૦ થી ઓછા ટકા ગુણો આવે તો ઉમેદવાર નિષ્ફળ થાય છે. છતાં ફત્તેહ મેળવનારા છોકરાઓનું પ્રમાણ અહીંનાં કરતાં ત્યાં ઘણું ચઢી જાય છે. આનું કારણ શું છે ? છોકરાઓની બુદ્ધિ ને સાધારણ શિક્ષકો કંઈ **જાપાનમાં** અહીંનાં કરતાં બીલકુલ ચઢીઆતાં નથી. એમ કહી શકાય કે **જાપાની** છોકરાઓ સ્વભાષામાં શીખે છે **તેથી** તેઓ પરીક્ષામાં વધારે ગુણો લાવી શકે છે, ને **હિંદુસ્થાનની** કસોટીઓ બેહદ અઘરી હોય છે. પણ આ કારણોથી સંપૂર્ણ સંતોષ મળતો નથી. ખરૂં કારણ એ છે કે **જાપાનમાં**

**પરીક્ષાઓની સરળતા.**

૩૪૯. પરીક્ષાઓના સંબંધમાં ચાર બાબતો નોંધવા લાયક છે. પ્રથમ, એ ઘણીજ સરળ હોય છે ને ખાસ વ્યવસ્થિત નથી હોતી; બીજું, ઘણાખરા ઉચ્ચતર ક્રમોમાં ઉત્તીર્ણ થવાને એક નિબંધ આવશ્યક હોય છે; ત્રીજું, પરીક્ષાઓ શિક્ષકો જાતેજ લેછે, બહારના માણસો નહિ; ને ચોથું, માત્ર પાસ થવાને, દેખીતી રીતે ઘણું ઉંચું ધોરણ રાખવામાં આવે છે, પણ તેની સાથે ફત્તેહ જે લોકો મેળવે છે તેની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી હોય છે. પ્રથમના સંબંધમાં નોંધવા લાયક વાત એ છે કે પ્રશ્નોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે, ઘણી વાર એક કે બે; અને સાહિત્ય કે તત્ત્વજ્ઞાન જેવા વિષયમાં વધારે પ્રશ્નો પૂછવામાં આવ્યા હોય તોપણ ઉત્તર બહુ ઓછાના આપવાના હોય છે. હિંદુસ્થાનમાં આથી તદ્દન ઉંધીજ સ્થિતિ હોય છે. બીજું, નિબંધની પદ્ધતિ ઘણું કરીને નામમાત્રમાંજ ગભરામણ કરે એમ હોય છે; ઉલટી, અભ્યાસમાં આસક્ત હોય એવા છોકરાઓને એ પદ્ધતિ વિચાર કરવાની અથવા નિરૂપણની રીતમાં ઉપયોગી અનુભવ પૂરો પાડે છે. ત્રીજું, જે શિક્ષક શિખવે તે પરીક્ષા પણ લે એવી પદ્ધતિ અંગ્રેજી રીતની વિરુદ્ધ છે, પણ અમેરિકાની રીતને મળતી આવે છે. એમ માનવામાં આવે છે કે બીજી કોઈ પણ પદ્ધતિથી અણઘટતી સ્પર્ધા અટકાવાય, ને અમુકજ, પસંદગીના છોકરા પર ખાસ લક્ષ આપવાની શિક્ષકની પદ્ધતિ અટકાવી શકાય તેમ નથી. વળી એકજ પ્રસંગ પર છોકરાનું કામ તપાસનારા પરીક્ષકના કરતાં મહીનાઓ સુધી તે કામ જોનાર, શિક્ષક જાતે છોકરાની શક્તિનો વધારે સારો નિર્ણય કરી શકે છે. તે ઉપરાંત, પરિણામ સામાન્ય કામ પર આધાર રાખતું હોવાથી આ પદ્ધતિથી છોકરો તદ્દન આળસુ ન થતાં કે ખાઈપીને ગોખણપટ્ટી ન કરતાં નિયમસર કામ કરતાં શીખે છે. શિક્ષણનું કામ તો એથી વધારે સ્હેલું ને આનંદ આપે એવું થાય છેજ, ને ઉત્તમ શિક્ષકને એથી જોઈએ તેવી તક પણ મળે છે. પોતાના વિષયમાં

# પ્રકરણ ૧૯ મું.

## શારીરિક વ્યાયામ ને નિશાળનું આરોગ્ય.

**ખોરાક.**

૩૪૮. અગાઉના વખતમાં માંસાહાર જાપાનમાં પ્રચલિત હતો, પણ બૌદ્ધ મતની અસરને લીધે આને પ્રતિબંધ આવ્યો હતો, ને સાતમા સૈકામાં રાજ્ય તરફથી આજ્ઞાપત્રિકા કાઢવામાં આવી હતી કે લોકોએ ઢોર, ઘોડા, કૂતરાં, વાંદરાં, કે મરઘાંનું માંસ ખાવું નહિ. તોપણ સાધારણ લોકો મત્સ્યાહાર કરતાં કદાપિ અટકયા નથી, ને ઈંડાં પણ ખોરાકની સાધારણ વસ્તુ થઈ ગયાં છે. હાલમાં મુખ્ય ખોરાકમાં ચોખા, માછલાં ને ઈંડાં, અને કેટલીક વનસ્પતિઓ, ખાસ કરીને કઠોળ ને ગંજાવર મોટા મૂળા, તાજા કે મુરબ્બો કરી રાખેલા હોય છે. નવા યુગમાં એક વખત ગોમાંસ ને સૂકરમાંસની તરફેણમાં ઘણા લોકો થયા હતા, પણ પરદેશી વિરુદ્ધની લાગણીને લીધે તેમજ પાકશાસ્ત્રની કનિષ્ઠતાને લીધે લોકો પાછા જૂના ખોરાકની તરફેણમાં થયા. તોપણ ઉપલા વર્ગના લોકો માંસ ખાય છે ખરા, પણ જાપાનમાં બકરાંનું માંસ હોતું નથી. દૂધ કોઈ પણ દહાડો ખાવાની સાધારણ વસ્તુ ગણાયું નથી, કારણ કે જાપાનની માતાઓ ડરતી હતી કે ગાયનું દૂધ આપવાથી છોકરાંઓનાં માથાં પર શીંગડાં ઉગે; ને હજી પણ તંદુરસ્ત માણસનાં કરતાં અશક્ત માણસને એ વધારે ખપનું ગણાય છે. જાપાનના લોકો સાધારણ રીતે દિવસમાં ત્રણ વાર જમે છે; એક ઉઠતાં વારને, બીજી વાર બપોરે, ને ત્રીજી વાર સૂર્યાસ્તકાળે. હિંદુસ્થાનમાં છોકરાંઓ જ્યારે સવારથી સાંજ સુધી નિશાળમાં ભૂખ્યાં રહે છે, ત્યારે

પરીક્ષકો અતિશય રહેમ બતાવવાની તરફેણમાં હોય છે; અને જે નપાસ થયા કહેવાય છે તેમાં કેટલાક તો ત્યાં નીતિ કે શાસનના ભંગને લીધે પરીક્ષામાં નપાસ થાય છે. પરિણામે સરખા વર્ગો કરી શકાતા નથી, ને ઉત્તીર્ણ થનારા આવા છોકરાઓને શિક્ષકના પરવાના પણ મળતા હોવાથી અસમર્થ શિક્ષકોની સંખ્યા પણ વધી પડે છે. પણ આ લખાણ શિક્ષકશાળાઓને લાગુ પડતું નથી, કારણ કે ત્યાં પસંદગી ને પરીક્ષા વધારે સારી કરવામાં આવે છે.

**ગોખણપટ્ટી.**

૩૪૭. ગમે તેમ પણ ત્યાંની પદ્ધતિએ જાપાનમાં હજી સમજ્યા વગર મોંએ કરવાની રીતનો અન્ત આણ્યો નથી. જેમ હિંદુસ્થાનમાં સંસ્કૃત પુસ્તકો ગોખાતાં ને (ગોખાય છે) તેમ જાપાનમાં ચીનનું શ્રેષ્ઠ સાહિત્ય મોઢે કરાતું ને એમ કહેવાય છે કે સાક્ષરને તો બધું જ્ઞાન મગજમાં જોઈએ. એવા જૂના વિચારની યાદગીરીમાં હજી પણ સાક્ષરો કોશ વગેરે પુસ્તકો છુપાવશે. હાલમાં પણ વર્ગમાં ચાલતી ચોપડીઓ ને અપાતી નોંધો ગોખી મારવાને દરેક જાતનું ઉત્તેજન હોય છે. ખેતીના અભ્યાસ કરનાર એક છોકરાની એવી વાત કહેવાય છે કે પોતાના અભ્યાસક્રમમાંથી પરવાર્યા પછી પોતાના વિષયમાં બીજે કોઈ સ્થળે એ શિક્ષક નીમાયો હતો. કમનસીબે એક આગની અંદર એની બધી નોંધો બળી ગઈ; ત્યાંસુધી એ પોતાનું કામ બરાબર કરી શકતો હતો, પણ તે પછી એને પોતાની કૉલેજમાં પાછા અભ્યાસ કરવા ને નોંધો તૈયાર કરવા જવું પડ્યું હતું.

૩૫૦. **શાળાઓમાં શારીરિક કેળવણી.** શાળાઓમાં લશ્કરી કવાયત, શારીરિક કસરત, પટા ને કુસ્તી, ખુલ્લાં મેદાનોમાં રમતો, ને લાંબાં પર્યટનો ( લાંબે સુધી ફરવાની કસરતો ) કરાવાય છે. લશ્કરી કવાયત ૧૮૮૬ ની સાલથી છોકરાઓને કરવી પડે છે; ને છોકરાઓ તે ખુશીથી કરે છે. કવાયતને માટે દરેક શાળામાં પૂરતી જમીન હોવી જોઈએ, ને મોટી ઉમ્મરના છોકરાઓને મોટી પેચની બંદૂકો, તે મૂકવાને ઝોઈણા, ને બીજાં સાધનો આપવામાં આવે છે. કસરતો ઘણે ભાગે તંદુરસ્તી આપે ને અવયવોને શોભા આપે એ પ્રકારની હોય છે; સળીઆ ને હીંચકા રાખવામાં આવે છે, તોપણ ખરેખરી કસરત થતી હોય એમ બહુ ઓછું જણાય છે. છોકરો માધ્યમિક શાળામાં દાખલ થાય કે એને પટા કે કુસ્તી ( જુડો ) ખેલવાની ફરજ પડે છે. બે હાથવાળી જાપાનની તરવારની રીતમાં પટા બાંસુથી ખેલવામાં આવે છે, એટલે માથાં ને શરીરનું રક્ષણ કરી તે સિવાયના ભાગો પર ભારે ફટકા મારવામાં પટાની કસરતનો સમાવેશ થાય છે. કિયોટો પટાબાજોનું મુખ્ય સ્થાન છે; ઘણા છોકરાઓ ઊનાળાની રજામાં ત્યાંના ઉસ્તાદો પાસે શિક્ષણ લેવા જાય છે. કુસ્તીની કળા તે પર જીવન ગુજારનારા રુષ્ટપુષ્ટ ખેલાડીઓ પચાવી પડ્યા છે, ને સ્પેન દેશમાં પાડાઓની સાથેની લડાઈમાં વિજયી નીવડનારા ખેલાડીઓ જેટલું પ્રજાનું સન્માન ભોગવતા તેટલુંજ લગભગ આ લોકો પણ ભોગવે છે. જૂના વખતમાં **જિયુજિત્સુ** નામની એક જાતની કુસ્તી કરાતી, તેમાં સામા માણસનું જોર ને વજન એનેજ ભારે પડે એમ યુક્તિથી વિજય મેળવાતો. આ કળા મૃતપ્રાય હતી, તેને મિ. કાનો નામના માણસે જુડો નામની કસરતના રૂપમાં પુનરુજ્જીવિત કરી છે. ૭,૦૦૦ તો હાલ એના શિષ્યો છે ને ઉત્સાહી યુવકો સવારમાં થંડામાં થંડા માસમાં ૪ થી ૭ વાગતા સુધી હાજરી આપી એના હાથ નીચે જુડો શીખે છે. જુડોના બે પ્રકાર છે; એક જરા ગંભીર છે, તેથી સામા માણસનું અંગ ભાગે કે

સુધરેલી રીત પ્રમાણે જાપાનમાં છોકરાં બપોરે એક વાર ખોરાક લે છે. દિવસમાં બધા કલાકોમાં ચાહ પીવામાં આવે છે, પણ તે દૂધ કે ખાંડ વગરની હોય છે, ને નરમ હોય છે, છતાં ઘણો આરામ આપે છે. ચોખામાંથી તૈયાર કરવામાં આવતી **સાકે** નામની એક જાતની મદિરા, બધાને પીવાની બીજી એક વસ્તુ છે.

**છોકરાઓનું શરીર-બંધારણ.**

૩૪૯. વીસેક વર્ષ ઉપરના લેખકો આધુનિક કેળવણીથી થતી છોકરાઓની શારીરિક સ્થિતિ પરની અસરોનું શોકજનક ચિત્ર આપે છે. જેમને માટે સારી આશા બાંધવામાં આવે એવા ઘણા ઉગતા યુવકો મૃત્યુને શરણે થતા હતા. શાળાઓમાં બને તેટલી તબીયત સુધારવા છોકરાઓને માટે પ્રયાસો થતા હતા, જેમકે કસરતની સગવડો વધારવાના. પણ પોષક અન્ન વગરની કસરત તો વધારે બોજારૂપ થઈ પડે છે. આ પ્રયત્નો હાલમાં ફળીભૂત થાય છે. હાલમાં જેમ હિંદુસ્થાનમાં ઉત્તમ ગ્રૅજ્યુએટોમાંના ઘણા કાચી વયે મરણ પામે છે તેવું જાપાનમાં થતું જોવામાં આવતું નથી. પણ આ સંબંધમાં એટલું યાદ રાખવું જોઈએ કે જાપાની છોકરો, હિંદુસ્થાનના છોકરાને ઘરસંસારની જે હેરાનગતી હોય છે તેમાંથી મુક્ત હોય છે; નિશાળમાં જ્યાંસુધી ભણતો હોય ત્યાંસુધી એના મગજ પર ભારરૂપ ભાર્યા, કે બાલક, કે સ્ત્રીસંબંધીઓવાળું ગૃહ એને હોતું નથી. બધું જોતાં, ત્યાં ખોરાક, કપડાં ને આરોગ્યની સાવચેતીઓમાં પ્રજામાં દેખીતા સુધારા થયા છે. આધુનિક કેળવણી જેમ જેમ સુસ્થિત થશે તેમ તેમ આ સુધારા હજી વધવાની આશા રાખી શકાય. બન્ને જાતિનાં યુવકોની નિયમિત શારીરિક કેળવણી દેખીતાં સારાં પરિણામો ઉત્પન્ન કરે છે, ને તેથી થોડીક સદીઓમાં પ્રજામાં ચોખ્ખો સુધારો થવો જોઈએ. વધી ગએલી કેળવણી ને લશ્કરી નોકરીને લીધે લગ્નનો સમય મોડો આવતો હોવાથી નબળાં છોકરાઓની સંખ્યા ઓછી થવાની વકી છે. ઘણાં કારણોને લીધે એવી આશા બાંધી શકાય કે આવતા સૈકામાં જાપાનના લોકોની શારીરિક સ્થિતિ ઘણી સુધરવાની વકી છે.

હોય છે. એક રાત્રે દશ વાગે દરિયાકિનારે એક વીશીની એક ઓરડીમાં એક શિક્ષક પ્રાથમિક શાળાના ૬૦ નાના છોકરાઓને ભાષણ કરતો હતો. તેઓ ચાલવા નીકળ્યા હતા, ને ઘેરથી ૫૦ માઈલ આવ્યા હતા ને જે આગબોટમાં બેસવા તે સ્થળે તેઓ ઉતાવળે આવ્યા હતા તે પકડી નહોતા શક્યા, તેથી થાકી ગયા હતા; તોપણ એ શિક્ષકે બધાને એક ઓરડામાં બેસાડી પોતાની શિખામણોનું ભાષણ આપવા શરૂ કર્યું હતું. કેટલાક ગબચી મારી ગયા હતા, ને પડદા પાછળ લાંબા થઈને સૂતા હતા, ને કેટલાક ઝોકાં ખાતા હતા છતાં શિક્ષક તો ઝોકાવ્યોજ જતો હતો; છેવટે સાડા દશે સૌ સૌ શયનસ્થાને દોડી ગયા. બાકી આ સિવાય, છોકરાઓ સરસ રસ્તા પર જૂના કિલ્લાઓવાળું શહેર જોતા, ને એક સ્થળે ગંધકવાળાં પાણીમાં સ્નાન કરીને, ૫૦ માઈલનું અન્તર કાપી, જાપાનના ઘાયલ થએલા ઘણાખરા વીર યોદ્ધાઓ અને રશિઆના બંદીવાનો રાખવામાં આવ્યા હતા તે સ્થાને આવ્યા હતા, ને જમીનની વચમાં આવેલા ત્યાંના સમુદ્રના સુંદર ભાગમાંથી તેમને ઘેર પાછા જવાનું હતું. બીજાં પર્યટનોમાં લશ્કરસંબંધી કે વિજ્ઞાનસંબંધી જ્ઞાન આપવામાં આવે છે; ને છોકરાઓ વારંવાર ઊનાળાની રજામાં પ્રખ્યાત જગાઓ જોવા, પર્વતો ચઢવા, પટા ખેલવા કે જુડો શિખવાની તક લે છે.

૩૫૩. **નિશાળનું આરોગ્ય.** અગાઉના વખતમાં ધનુર્વિદ્યા, પટા, ભાલાની કસરતો, અશ્વારોહન વગેરે જુદી જુદી કસરતો થતી હતી. પણ યુદ્ધકળામાં ફેરફારો થવાથી એ બધી ખેલાતી બંધ પડી ગઈ હતી. ઇ. સ. ૧૮૯૪ માં કેળવણીખાતાએ માત્ર બુદ્ધિની કેળવણી પર બહુ લક્ષ ન અપાય તે હેતુથી પ્રાથમિક શાળાઓને માટે નીચેના નિયમો બહાર પાડ્યા હતા:—

(૧) કસરતમાસ્તરોએ માત્ર એકની એક રીતે રોજનું કામ ન લેવું, ને એક યંત્રની પાસે કામ લેતા હોય તેમ છોકરાઓને માત્ર અમુક

તે મરી પણ જાય, ને બીજામાં સાધારણ કામના પેચો આવી જાય છે, તેથી વધુ મજા થતી નથી. ઉત્તમ શિક્ષકો કાનોની નિશાળમાંથી મેળવી શકાય છે.

**ખુલ્લાં મેદાનોમાં રમતો.**

૩૫૧. પણ બંધીઆર જગાઓમાં કસરતો થાય તેના કરતાં ખુલ્લાં મેદાનોની રમતો ઘણી સારી. જાપાનમાં દેશની રમતો એવી બહુ ઓછી છે; પરદેશી રમતો દાખલ કરવામાં આવી છે, પણ આવશ્યક કરવામાં આવી નથી. ટેનિસ ને બેસ–બૉલની રમતો ત્યાં પસંદ પડી ગઈ છે, પણ ક્રિકેટ દાખલ થવા પામી નથી. આ રમતોના જેવી ખુદ ત્યાંની દેશી રમતો છે નહિ; તોપણ પ્રાથમિક શાળાઓનાં છોકરાંઓ કેટલીક દેશી રમતો રમે છે નવી નવી રમતો શોધી કાઢવામાં આ શાળાઓના શિક્ષકો નિપુણ હોય છે, ઘણી વાર વર્ગના બે વિભાગ પાડી એકને બીજા પર વિજય મેળવવાની રમતો રમાડવામાં આવે છે; ઉદાહરણ તરીકે, એક પછી એકને અમુક સ્થળ સુધી દોડાવી ત્યાંથી પાછા આવવાની; એક લાકડી પર છાબડી રાખી, વિખેરેલા દડાઓ તેમાં ફેંકવાની; સામસામી એક બીજા સાથે કુસ્તી કરવાની; એમ વર્ષમાં એક કે બે વાર જાતજાતની કસરતી રમતો રમાડવામાં આવે છે; ને બીજી જાતની શાળાઓ વચ્ચે રમતોની સ્પર્ધાઓ પણ થાય છે. છોકરીઓની નિશાળોમાં પણ વખતોવખત રમતોના મેળાવડા રાખવામાં આવે છે.

**લાંબાં પર્યટનો.**

૩૫૨. જાપાનીસ શાળાઓમાં લાંબાં પર્યટનોની કસરતો ખાસ જોવામાં આવે છે. નાનાંમાં નાનાં છોકરાંઓને એક માઇલ ફેરવવામાં આવે છે ને મોટાંઓને કેટલાક દહાડા સુધી પર્યટન પર લઈ જવામાં આવે છે. આમાં છોકરાઓ ધાંધલધોંધાટ મચાવતા થાય છે ને કેટલીક વખત આ પર્યટનોમાં કદાચ જોઈએ તેટલી સમજના કરતાં ઉત્સાહનું પ્રાધાન્ય વધારે

**શાળાના દાકતરો.** ૩૫૪. કેટલાંક વર્ષ થયાં શાળાના છોકરાઓનાં આરોગ્ય પર દેખરેખ રાખવા દાકતરો રાખવાને પ્રયાસો કરવામાં આવ્યા છે. ૧૯૦૨ ના વર્ષમાં નીચલી સંખ્યામાં પ્રજાકીય શાળાઓમાં દાકતરો રાખવામાં આવ્યા હતાઃ—પ્રાથમિક, ૮,૬૦૧; શિક્ષકશાળા, ૫૭; માધ્યમિક, ૨૨૧; છોકરીઓની, ૭૨; હુન્નરી, ૨૦૪; બીજી, ૧૧; કુલ્લે, ૨૮,૪૦૦માંથી ૯,૧૬૬. ખામી ઘણે ભાગે પ્રાથમિક શાળાઓમાં હતી. દાકતરને વાર્ષિક ૪૫ રૂપીઆથી સ્હેજ ઉપર સરેરાસ રકમ આપવામાં આવતી. છેલ્લા એક વર્ષમાં ૧૦,૯૧૭ પુરુષ ને ૭૨૨ સ્ત્રીવર્ગના શિષ્યોને તપાસવામાં આવ્યા હતા; તેમાં પુરુષવર્ગમાં સોએ ૪૭ 'મજબૂત' ની વર્ગણીમાં આવ્યા, ૪૮ "મધ્યમ"નીમાં, ને સ્ત્રી-વર્ગમાં ૭૬ ને ૨૩ તેવીજ રીતે આવ્યાં. આંખની સાધારણ શક્તિ ધરાવનારા પુરુષવર્ગમાં સોએ ૬૩, ન સ્ત્રીમાં ૮૫ નીકળ્યાં. આંખોની શક્તિ ધીમે ધીમે નબળી પડતી જાય છે. ૧૯૦૧ ના પ્રધાનના લખાણ પરથી તે જણાય છે; બન્ને આંખ સાધારણ શક્તિવાળી ધરાવનારા માધ્યમિક શાળામાં સોએ ૮૮ શિષ્યો હતા, ઉચ્ચતર શાળાઓમાં ૫૮, ને રાજ્યની યુનિવર્સિટિઓમાં ૫૧. મજબૂત બાંધાની તે સાથેની ગણતરી ૪૮.૦, ૪૮.૫, ને ૩૧.૩ ટકાની હતી. પ્રજાકીય ને ખાનગી નિશાળોમાં ૫,૨૪,૫૨૪ છોકરા ને ૩,૦૫,૬૦૩ છોકરીઓ તપાસવામાં આવ્યાં હતાં, તેમાં દર સો શિષ્યે કેટલીક ગણતરીઓ આ પ્રમાણે હતીઃ—

**મજબૂત બાંધા**—પ્રાથમિક શાળાઓ—છોકરાઓ ૩૦, છોકરીઓ, ૨૭; ઉચ્ચતર શાળાઓ—છોકરાઓ ૪૮, છોકરીઓ ૩૯; શિક્ષકોની શાળાઓ—છોકરાઓ ૬૩, છોકરીઓ ૬૦.

**આંખની શકિત**—બન્ને આંખની સાધારણ. પ્રાથમિક શાળાઓ, તપાસવામાં નહોતી આવી; ઉચ્ચતર શાળાઓ—છોકરાઓ ૮૮, છોકરીઓ ૮૯; શિક્ષકોની શાળાઓ—છોકરાઓ ૮૬, છોકરીઓ ૯૧.

હારોમાં ગોઠવવાની કવાયતો બંધ કરવી વગેરે વગેરે. તેને બદલે કસરતો રસ ઉત્પન્ન કરે તે તરફ ધ્યાન આપવું, ને તેની સાથે તેમાં બધા સ્નાયુઓને મહેનત પડે ને લોહીનો પ્રવાહ ફરે તેવી કસરતો કરાવવી.

(૨) કસરતોમાં વધારે રસ ઉત્પન્ન થાય માટે લશ્કરી ગાયનો દાખલ કરવાં.

(૩) છોકરાઓએ યોગ્ય પોષાક પહેરવા.

(૪) છોકરાઓને આરામનો વખત કામ વગર કે આળસુ વાતોમાં ગાળવા ન દેવો, પણ ખુલ્લી હવામાં દોડવા દેવા માટે જેટલી છૂટથી ને જેટલી નિરંકુશ રીતે રમવા દઈ શકાય તેમ ધોંધાટથી રમતો રમવા દેવી.

(૫) બને ત્યાંસુધી નોંધો લેવાની ફરજ પડે ને પાઠ મોંએ તૈયાર કરવા પડે એવાં કામ છોકરાઓને ન સોંપવાં.

(૬) નિબંધ અઘરામાં અઘરો વિષય હોવાથી નાનામાં નાનાં છોકરાંઓ પાસે લખાવવો નહિ, તેમજ તેને પરીક્ષાનો વિષય પણ કરવો નહિ.

(૭) જગા બદલાવવી કે ગુણો મળ્યા હોય તે પ્રમાણે ઇનામો આપવાં એવી પદ્ધતિથી મગજ નકામું તપતું હોવાથી પ્રાથમિક શાળાઓમાં પરીક્ષાઓમાં ઇનામ કે શિક્ષાની પદ્ધતિ કાઢી નાંખવી. દરેક પરીક્ષાના પરિણામ પ્રમાણે છોકરાઓની જગાઓ ઉપરનીચે બદલવી નહિ.

(૮) પ્રાથમિક શાળાઓમાં છોકરાંઓને બીડી પીતાં કે તે પાસે રાખતાં અટકાવવાં જોઈએ.

(૯) "વૈભવ ને આરામ અશક્તશીલ કરે છે." મુખ્ય અધિકારીઓએ અને શિક્ષકોએ છોકરાઓને જેટલું બને તેટલું નિશાળે ગાડીમાં નહિ, પણ ચાલીને આવવા સમજાવવું.

તેઓ જૂના ધર્મના બાહ્યસ્વરૂપને વળગી રહેતા નથી, છતાં માબાપ, રાજા, કે દેશને માટે આનન્દે સ્વાર્થત્યાગ કરવાના જૂના જુસ્સાને તેઓ વળગી રહ્યા છે. શહેનશાહની દૈવી ઉત્પત્તિ ને એના દૈવી હકોમાં **શિન્ટો** ધર્માનુસાર **જાપાનીઓ** માનતા હોવાથી પ્રજામાં ઐક્ય થઈ શક્યું છે, અને દેશકાર્યમાં આસક્તિએ લોકોની એટલી બધી થઈ છે કે તે જમીન ને પાણી પરની છેલ્લી લડાઈઓમાં પ્રાદુર્ભૂત થઈ દૃષ્ટિગોચર થઈ હતી.

**બૌદ્ધ ધર્મ.**

૩૫૬. **શિન્ટો**ધર્મની સાથે ૬ઠ્ઠા સૈકા પછી **બૌદ્ધ** ધર્મ જોડાયો હતો, ને ૧૮૬૮ ના રાજ્યપરાવર્તન પછી એનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો; તોપણ હજી એનું ઘણું બળ છે. ધર્મગુરુઓનાં બુદ્ધિ ને નીતિબળ સુધારવા પ્રયત્નો કરવામાં આવ્યા છે, ને ખ્રિસ્તિ ધર્મની હરીફાઈથી **બૌદ્ધ** ધર્મને ફાયદો થયો છે. **બૌદ્ધો**એ પોતાના સિદ્ધાન્તો સાથે પશ્ચિમની વિદ્યાનું જ્ઞાન આપવાને શાળાઓ ને કૉલેજો સ્થાપ્યાં છે; એમની ફિલસુફીના અભ્યાસ માટે ઊનાળામાં ચાલતી સંસ્થાઓ એમણે ઉઘાડી છે; એ લોકો ખાસ માસિકો છપાવે છે; ને એમણે અનાથાશ્રમો, મદ્યનિષેધક મંડળો, અને એક યુવકોનું **બૌદ્ધ** મંડળ એમ ઘણાં મંડળો સ્થાપ્યાં છે. ૧૯૦૧ માં **બૌદ્ધ** દહેરાંઓની સંખ્યા ૧,૧૦,૦૦૦ હતી; ત્યારે **શિન્ટો** દેવલો ૧,૯૫,૦૦૦, ને ખ્રિસ્તિ ૧,૦૫૫ હતાં. કૉન્ફ્યૂશ્યસનો ધર્મ નાશ પામ્યો છે, ને કેળવાયલા વર્ગોમાં પશ્ચિમની અસરોથી પ્રોત્સાહિત અજ્ઞાતવાદ તરફનાં વલણ મૂકતો ગયો છે. એક **બૌદ્ધ** માસિકમાં એક વખત કરેલી ત્રણ સંસ્થાઓના ૧૯ થી ૨૩ વર્ષની વચ્ચેની ઉમ્મરના છોકરાઓના ધર્મમતની ગણતરી પ્રમાણે:—૧ કૉન્ફ્યૂશ્યસ મતનો, ૧ **શિન્ટો** મતનો, ૧૫ **બૌદ્ધ**, ૪ ખ્રિસ્તિ, ૬૦ નાસ્તિક, ૨૮૨ અજ્ઞાતવાદના, ૪૬ અનિર્ણીત મતના નીકળ્યા હતા.

"નીતિ પ્રમાણે જીવન ગુજારવું, પ્રામાણિક થવું, સીધે રસ્તે ચાલવું; લાગણીઓને નહિ પણ બુદ્ધિબળને અનુસરવું; મિત્રો અને હિતકારકોને

# પ્રકરણ ૨૦ મું.

## ધર્મ ને નીતિનું શિક્ષણ.

**શિન્ટો ધર્મ.**

૩૫૫. ખુદ જાપાનનો ધર્મ શિન્ટો અથવા "ઇશ્વરમાર્ગ", કુદરત અને પૂર્વજો તરફ પૂજાભાવનો બનેલો હતો. એક કે બીજા રૂપમાં એ ધર્મથી ત્યાંના લોકોમાં અતિશય સ્વદેશપ્રીતિ ને ચઢીઆતાં માણસો તરફ અતિશય સન્માન ઉત્પન્ન થતાં. તે ઉપરાંત, એ ધર્મ ઐક્ય આણે તેવો હતો; કારણ કે બીજા ધર્મોમાં જેવાં તકરારનાં બીજો-અમુક સિદ્ધાન્તો, નીતિસંગ્રહો, મૂર્તિઓ, કે પવિત્ર પુસ્તકો, સ્વર્ગ કે નરક હોય છે તેવાં બીજો એ ધર્મમાં નહોતાં. ધર્મપુસ્તકો, પૂજાની દૃશ્ય વસ્તુઓ, ને મોટાં કર્મકાંડનો અભાવ બૌદ્ધ ધર્મે ખસેડી નાંખ્યો, ને નીતિનો સંગ્રહ કૉન્ફ્યૂશ્યસના ધર્મે પૂરો પાડયો. આ ત્રણે ધર્મનાં તત્ત્વ એકઠાં થઈને બુશિડોનાં નીતિતત્ત્વો ઉભાં થયાં. હાલમાં નીચલા વર્ગો તો બીજા દેશોમાં જેવા ધર્મો માને છે તેવાજ ત્યાં પણ માને છે. શિન્ટો કે બૌદ્ધ મતનાં ઘણાં મન્દિરો ગરદીથી ભરાએલાં હોય છે; યાત્રાળુઓની ગણતરી હજારોની સંખ્યામાં થાય છે; પ્રાર્થના ને ભેટો કરવામાં આવે છે, મંત્રના ને રક્ષણના લાખો દોરાઓ વેચાય છે; દયાની દેવીસમક્ષ પ્રાર્થના કરતી અસંખ્ય સ્ત્રીઓ નજરે પડે છે; સંધિવાથી અશક્ત થનારાઓને ગજા ઉપરાંત કામ કરી થાકી ગએલા છોકરાઓ પોતાના દુઃખતા અવયવો બિન્ઝુરૂદેવ આગળ ચોળે છે; અને મરી ગએલાં છોકરાંઓ તરફનાં અપાતાં બળિદાનો અવર્ણનીય-દયાજનક હોય છે. પણ કેળવાયલા માણસોના પન્થ જુદાજ હોય છે. તેઓ સૂર્ય ને ચંદ્રના દેવ, શિયાળોની જાદુવિદ્યા, લાકડાના સાધુઓ, ને પિત્તળના ઘોડાઓની સાજા કરવાની શક્તિઓમાં માનતા નથી.

છે. અગત્યની વસ્તુ તો પ્રજાની નીતિ સાચવવાની છે; એ નીતિથી દેશપ્રેમ, રાજા તરફ વફાદારી, પુત્રધર્મ, કુટુંબમાં ઐક્ય, માબાપ તરફ સન્માન વગેરે આવે છે. આ બધા એક શહેરી તરીકેના અને કુટુંબી તરીકેના આચારો છે, ધાર્મિક નહિ. આ નીતિની રીતિ આ સંસાર પ્રતિજ ઉદ્દેશો સંકુચિત રાખે છે, ને એ ઉદ્દેશોને આચારમાં મૂકવાથી પારમાર્થિક ફળની આશા રખાતી નથી."

પ્રૉ૫. શાર્પને એક બીજા લેખકે કહ્યું હતું કે હિંદુસ્થાનનો ઉત્કર્ષ જાપાન કરતાં ઘણોજ ધીમો થવોજ જોઈએ, કારણ કે એ દેશમાં હજી વ્હેમોને 'ધર્મરૂપી રોગ' પ્રતિબંધક થાય છે.

**શાળાઓમાં ધાર્મિક શિક્ષણ.**

૩૫૮. આવા વિચારો સાથે મળતા આવતા હોવાથી અને ધર્મને વ્હેમસમાન ગણતા હોવાથી કેળવણીના અધિકારીઓએ પોતાની શાળાઓમાં ધર્મના શિક્ષણનો નિષેધ કર્યો. એથી આગળ જઈ ૧૮૯૯માં કાયદા પ્રમાણે જે નિશાળોમાં ધર્મના શિક્ષણક્રમો ચાલતા હતા તે બધીમાં તેનો નિષધ કર્યો, એટલે પાદરીની નિશાળોને જબરો ધક્કો લાગ્યો. લડાઈ ઘણી ચાલી; પણ અન્તે સારી રીતે ચલાવાતી નિશાળોમાં અપાતા ધાર્મિક શિક્ષણ સામે વાંધો નહિ ઉઠાવવો એવો અધિકારીઓએ મત દર્શાવ્યો. ૧૬ મા સૈકામાં પાદરી લોકો રાજ્યની બાબતોમાં અંતરાયરૂપ થયા હતા, તેનું, આ કેટલાક લોકો પરિણામ માને છે. ગમે તેમ પણ હાલમાં પાદરીઓને વધારેમાં વધારે સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે.

**રાજા પ્રતિ દેવસમાન પૂજ્યભાવ.**

૩૫૯. ધાર્મિક શિક્ષણની ના પાડતાં છતાં જાપાની સરકાર જાતેજ રાજાને દેવસમાન ગણાવવા મથે છે ને એવી રીતે એક નવો ધર્મ ગ્રાહ્ય કરાવવા પ્રયત્ન કરે છે એમ પાદરીઓ ફરીઆદ કરે છે. નીતિના શિક્ષણની જરૂર માલૂમ પડવાથી ૧૮૯૦ માં રાજ્ય તરફથી નીતિસંબંધી આજ્ઞાપત્રિકા બહાર પાડવાની ફરજ પડી હતી, ને

નિમકહલાલ થવું; દરેક જાતની નીચવૃત્તિ ને સ્વાર્થવૃત્તિમાંથી નિવૃત્ત થવું; દરેક વસ્તુ, દેશ ને રાજાને સમર્પણ કરવા તૈયાર થવું—એ કેળવાયલા મનનો આદર્શ છે, અને એ પ્રમાણે આચાર રાખવામાં ધર્મગુરુની જરા પણ સલાહની જરૂર નથી. "+

**ધર્મ તરફ દેશના નાયકોનું વલણ.**

૩૫૭. આધુનિક જાપાનનો મોટામાં મોટો શિક્ષક મિ. ફુકુઝવા જાતે કોઈ પણ ધર્મમાં નહિ માનતો હોવા છતાં, પોતાના દેશબન્ધુઓને માટે ધર્મની અગત્ય તરફ ખાસ ધ્યાન ખેંચતો હતો, ને કહેતો કે જીવન તરી જવા મનુષ્યને જરૂરની એ એક વસ્તુ છે, ચાહની પેઠે એ એક સામાજિક ઉદ્દેશ સાધે છે. "તમને જે ચાહની સોરમ સૌથી વધારે ગમે તે તમે પસંદ કરો છો, ને ચાહનો જે વેપારી એ ચાહ વેચતો હોય તેની પાસે તમે એ વેચાતી લો છો." × માર્કિવસ ઈટો કહેતો; "ધર્મજ હું પ્રજાજીવનને માટે તદ્દન અનાવશ્યક ધારૂં છું; વિજ્ઞાન વ્હેમોથી તદ્દન પર છે, અને ધર્મમાં વ્હેમ સિવાય છે શું?"*

વળી આગળ—

"ધર્મના મદદ માગવી, તે કેળવણીશાસ્ત્રમાં મૂર્ખતાની પરિસીમા ગણાય.......કેળવણી ને રાજનીતિમાંથી ધર્મ તરફની ગુંચવણો ડહાપણથી દૂર રાખવામાં આવી છે, ને જાપાનના આધુનિક સુધારા કેટલેક અંશે તે કારણને આધારભૂત છે. હજી ધર્મના બંધમાં સપડાયલા જે પૂર્વ તરફના દેશો છે તે તરફ દૃષ્ટિ ફેરવો. તેમાં શું આપણને એમ માલૂમ નથી પડતું કે વિચારશીલ વ્યવસ્થા દાખલ કરવામાં ધાર્મિક દુરાગ્રહ નાશક અન્તરાય થઈ પડે છે?.........રાજ્ય કરનાર વર્ગોને ધર્મ તો માત્ર ગૌણ વસ્તુ

+Brinkley, "Japan," V. 159.

×Quoted by Watson, 'Japan, Aspects and Destinies,' p. 259.

*Gulick, 'Evolution of the Japanese,' p. 288.

અંતઃકરણની સલાહ પ્રમાણે ને રાજાની આજ્ઞાને અનુસરી ચાલતો ત્યાં-સુધી તે સીધે રસ્તે જતો. કમનસીબે ચીનના લોકો ને બીજા પરદેશી સાથે તેમના પછીના સહવાસને લીધે જાપાનીઓને નીતિનિયમોનું ગ્રહણ કરવું સલાહકારક લાગ્યું, ને માત્ર રિવાજને વળગી રહેવાને બદલે કૉન્ફ્યૂશ્યસના નિયમિત નીતિશિક્ષણ પ્રમાણે તેઓ ચાલતા થયા. આ નીતિ સામાજિક ઐક્યની પ્રેરક હતી; કુટુંબ ને રાજ્ય તરફ ધર્મ બીજા બધા ધર્મોથી ચઢતા ગણાયા ને મુખ્ય સદ્ગુણો પિતૃભક્તિ ને રાજયભક્તિના ગણાયા. ચીનનો સાધુ પુરુષ કહેતો, "તારો પિતા ને તારી માતા સ્વર્ગ ને પૃથ્વીની સમાન છે; તારો શિક્ષક ને તારો રાજા સૂર્ય ને ચન્દ્રની સમાન છે." આ નિયમનું કારણ પૂછવામાં આવતું નહોતું; ચીન ને જાપાનમાં ગુરુ બોલે તે માન્ય ગણાતું, તે વિષે શંકા લાવવી તે રાજદ્રોહ ને અપમાન ગણાતાં. ત્યાર પછી ટોકગવાની કારકીર્દીમાંનું સબળ શાસન આવ્યું ને નીતિ પર તેની ઉત્તમ અસર થઈ.

**રાજયભક્તિ ને દેશાભિમાન.**

૩૬૧. ચીનમાં પિતૃભક્તિ ઉત્તમ સદ્ગુણ ગણાય છે, ને રાજ્ય-ભક્તિ તેથી ઉતરતો; જાપાનમાં તદ્દન ઉંધુંજ છે. પણ રાજ્યભક્તિ ને દેશાભિમાનની લાગણીઓ જાપાનમાં પ્રથમ સંકુચિત હતી. પણ શહેનશાહના હાથ નીચે દેશનું એકીકરણ થયા પછી બન્ને સદ્ગુણો વિસ્તીર્ણ અર્થવાળા થયા છે, એટલે સુધી, કે એનાં પરિણામો કેટલીક વખત આશ્ચર્ય ઉત્પન્ન કરે છે ને કેટલીક વખત હાસ્યજનક થાય છે. મિ. હર્ને નોંધ મૂકી છે કે ૧૪ થી ૧૬ સુધીની ઉમ્મરવાળા એના શિષ્યોને પૂછવામાં આવતું કે તેમની વ્હાલામાં વ્હાલી શી ઇચ્છા હતી ત્યારે તેઓ મોટે ભાગે ઉત્તર આપતા: "નામદાર શહેનશાહને માટે મરવું", ને એમાંના ઘણાખરાઓ આ શબ્દો પ્રમાણે વર્તનમાં ઠીક ચાલી શકયા છે.

આ નીતિનિયમોને ધર્મનું અનુમોદન આવશ્યક હોવાથી એ આજ્ઞાપત્રિકા ને શહેનશાહની છબી દરેક શાળામાં વિધિપુરઃસર પૂજ્ય વસ્તુઓ થઈ. એક તરફ એમ કહેવામાં આવે છે કે રાજા આગળ હાજર રહેનારને તો તેને નમન કરવામાં કંઈ વાંધો ગણાતો નથી તો પછી એની છબીને પૂજવાને પણ બાધ ન ગણાય; ને બીજી તરફ એમ કહેવાય છે કે છબી તરફની એ પૂજ્યભાવના જે ક્રિયાથી દર્શાવવામાં આવે છે તે ધાર્મિકજ છે; કારણ કે સરકાર જાતે બીજા ધર્મના માણસોને આ ક્રિયા થતી હોય ત્યારે ગેરહાજર રહેવાની છૂટ આપે છે. ખરેખર, બહારના માણસોને રાજાની છબી તરફની લોકોની લાગણી બરાબર સમજવી મુશ્કેલ છે. એક વખતે મોટી ભરતીના તોફાનથી દેશના કિનારાનો થોડો ભાગ ધસડાઈ ગયો, ત્યારે એક માણસે રાજાની છબી બચાવવા ખાતર પોતાની સ્ત્રી ને છોકરાંને મરી જવા દીધાં, આ માટે એનાં વખાણ થતાં હતા. બીજી એક વખતે 'નીતિના એક પીધેલ' શિક્ષકના દોષને લીધે એક સુંદર નવી શાળાનું મકાન, તેમાંનું પુસ્તકાલય, ઉપકરણશાળાઓ (લૅબૉરેટરી) અંદરનાં ઉપકરણો સહિત બળી ગયાં, ને માત્ર મકાનોનોજ નાશ કુલ્લે ૬૦,૦૦૦ રૂપીઆમાં ગણાયો; છતાં છોકરાઓ જુજ કિંમતે નવી મેળવી શકાય ને બદલામાં મૂકી શકાય એવી શહેનશાહની છબીના નાશને માટે ડુસકાં ભરીને રડતા હતા. થોડાંક વર્ષ પહેલાં, એક મોટું વહાણ પોર્ટ આર્થરની પેલી પાસ ઘણાં માણસો સહિત ડુબી ગયું હતું, તોપણ વર્તમાનપત્રવાળાઓએ સંતોષસહિત નોંધ લીધી હતી કે તેમ કરતાં જોકે પોતાનો જીવ ગયો, છતાં, કપ્તાને રાજાની છબી બચાવી હતી.

**પ્રાચીન જાપાનમાં નીતિ.**

૩૬૦. શિન્ટો ધર્મમાં નીતિના નિયમો નહોતા. એમ કહેવામાં આવે છે કે નીતિ પ્રમાણે પોતે નહિ ચાલતા હોવાથી ચીનના લોકોએ નીતિના નિયમો ઘડી કાઢ્યા હતા; પણ જાપાનમાં તે નિયમોની જરૂર નહોતી, કારણ કે ત્યાં દરેક માણસ જ્યાંસુધી

નિયમો ન હોય ત્યાં સભ્યતાનાં બધાં ચિહ્ન નાસી જાય છે. જૂના નિયમો નવી પરિસ્થિતિમાં બંધ બેસતા નથી આવતા, અને લોકો નવા નિયમો ઘડી કાઢવાને શક્તિમાન્ નથી હોતા. પશ્ચિમના માણસને આ, સામાન્ય બુદ્ધિ ને સહૃદયત્વના સાદામાં સાદા નિયમોમાંથી અનુમાનરૂપે માલૂમ પડે છે;......પણ (ત્યાંના) લોકોને આ ગૂઢ નિયમો શિખવવામાં આવ્યા નથી."*

નિઃશંક, લોકો છેવટે આ પરિસ્થતિને ગોઠી જશે ને ઘણી નિશાળોમાં તો પરદેશીઓ સાથે કેવી રીતે વર્તન રાખવું તે સંબંધી ખાસ સૂચનાઓ પણ અપાય છે.

**છોકરાઓના નીતિના આદર્શો.**

૩૬૪. ડૉ. **શીરરે** પોતાના વર્ગના છોકરાઓના નીતિના વિચારો જાણવાના હેતુથી એક વાર નિબંધનો વિષય મૂક્યો—"મારા સાંભળવામાં આવેલી ઉદાત્તમાં ઉદાત્ત વસ્તુ". જવાબમાં, પોતાનું નૌકાબળ **જાપાની** બળને શરણે આપી **ચીન** દેશના શહેનશાહનો મોટામાં મોટો અમલદાર શત્રુના હાથમાં જાય તેથી થતું અપમાન અટકાવવાને **ઍડ્મિરલ** (નૌકાધ્યક્ષ) ટિંગે કરેલા પોતાના આત્મઘાતનો દાખલો ઘણાખરા છોકરાઓએ આપ્યો. પણ એક છોકરાએ બીજી વાત કહી બતાવી. એક ખેડુતની ઘરડી મા, આંખની શક્તિ ખોતી હતી ને એણે દેવ આગળ પ્રશ્ન મૂક્યો, તેના ઉત્તર પ્રમાણે માણસનું કલેજું તે બાઈને ખવડાવવાની સલાહ મળી; રોગ નહિ મટે એમ ધારી અશક્ય ઇલાજ બતાવવાથી કદાચ પોતાનું માન જળવાશે, એ, એ ઉત્તરનો અર્થ હશે. પણ ખેડુત તો ખરા અર્થમાં સમજ્યો, ને પોતાનાં છોકરાંને બાગમાં, ખુલ્લામાં મારી નાંખવા લઈ ગયો. એ શું કરવા જતો હતો તે એની સ્ત્રીને માલૂમ પડયું, તે એની પાછળ ગઈ, ને છોકરાંને બચાવવા તેણે માગણી કરી; છેવટે તેણે પોતાના દેહને અર્પણ કર્યો ને એણે તેને મારી નાંખી. એક છોકરાને, એની જા-

*Gulick, "Evolution of the Japanese", p. 183.

**પિતૃભક્તિ.**

૩૬૨. રાજ્યભક્તિથી ઉતરતી પિતૃભક્તિ અથવા પોતાના કુટુંબ તરફના ધર્મ આવે છે; કારણ કે એમાં પતિ તરફ પત્નીનું કહ્યાગરાપણું, ભાઈ તરફ બહેનનું, ને કુટુંબનું સુખીપણું મૂકી નિવૃત્ત થયો હોય તો પિતા પુત્ર તરફ રાખે તે પણ સમાઈ જાય છે. એવી જાતના આજ્ઞાંકિતપણામાં છોકરીઓને અપાતા નીતિના શિક્ષણની સંપૂર્ણતા મનાતી, અને તે પણ વળી બેહદ આજ્ઞાંકિતપણું.

**રીતભાત.**

૩૬૩. યોગ્ય રીતભાત રાખવી, એ **જાપાન**માં એક મુખ્ય સદ્ગુણ ગણાય છે. એ દેશના લોકોની સભ્યતા વિખ્યાત છે. અગાઉના વખતોમાં ઝીણી ઝીણી બાબતોમાં પણ સભ્યતાના નિયમો પ્રમાણે આચરણ રાખવું પડતું, કારણ કે તેનો અનાદર થયે જિંદગી ખોવાનો પણ વખત આવતો. આમાં બહારનો દેખાવ કેટલોક હોય છે તે જુદી વાત છે. સામાન્ય રીતે એટલું કબૂલ રાખવામાં આવે છે કે નીચલા વર્ગનાં માણસો તો ખરેખરાં સભ્ય ને સારાં હૃદયનાં હોય છે; પણ રેલ્વેસ્ટેશનની ગરદીમાં **જાપાનીસ**ના સહવાસમાં ને વીસીની અંદર ધાંધાટ કરનાર **જાપાનીસ**ના સહવાસના અનુભવમાં આવનારને જુદોજ અભિપ્રાય થાય છે. ઘણી વખતે એવી પણ ફરીઆદ કરવામાં આવે છે કે પરદેશી સાથે **જાપાનીઓ** યોગ્યાયોગ્ય વર્તણુકનું ભાન ભૂલી જાય છે. મિ. રેન્સમના મત પ્રમાણે એ લોકો ભૂલથી એમ માને છે કે **અંગ્રેજ** લોકો રીતભાતમાં ઓછા આદરસત્કાર જાળવે છે તેથી એમની સાથેના વ્યવહારમાં એમણે પણ સભ્યતા વગરના થવું. કેળવાયલા વર્ગોમાં નવા જમાનામાં રીતભાત નષ્ટ થયાની એવી ફરીઆદો **હિંદુસ્થાન**માં પણ કરાય છે. બન્ને ઠેકાણે કારણ સરખુંજ આપી શકાય.

" હમેશની બાબતોમાં સાધારણ માણસ સંપૂર્ણ સભ્યતા કેવી રીતે દર્શાવવી તે જાણે છે. પણ અમુક સંજોગોમાં; જેમકે પરદેશીઓનાં ઘરોમાં ને આગગાડીમાં, જ્યાં વર્તનને દોરવવાને આગલાં ઉદાહરણો ન હોય, કે

**નીતિના શિક્ષણનો પાયો.**

૩૬૬. નવા યુગમાં નીતિના શિક્ષણ માટે જે કાંઈ જૂનો પાયો હતો તે ગયો, માત્ર કૉન્ફ્યૂશ્યસની ફિલસુફી રહી હતી. પણ અંતઃકરણથી જાપાનીઓને ઘણું કરીને એમ લાગતું કે આપ્તવચન હાલના વખતમાં કંઈ માત્ર શ્રદ્ધાથી માની લેવાય નહિ. વળી આ દુનિયાથી પર બીજું કંઈ છેજ નહિ એમ માનનારી પ્રજા પર પાદરીઓ પણ શી અસર કરી શકે? એટલે જે કંઈ નીતિના સિદ્ધાન્તો જાપાની લોકો સમક્ષ મૂકાતા તે માત્ર બોલવામાં રહેતા; અંદરથી, પ્રજા બુશિડો–નીતિસંગ્રહને માનતી. આવી અડચણોમાં ૧૮૯૦ માં શહેનશાહ તરફથી આજ્ઞાપત્રિકા બહાર પાડવામાં આવી; એમાં શિન્ટો ને કૉન્ફ્યૂશ્યસ ધર્મનાં તત્ત્વોનો સમાવેશ થઈ જાય છે અને હાલમાં બધી નિશાળોમાં એને આધારે નીતિનું શિક્ષણ અપાય છે. જેમ રોમમાં તેમ જાપાનમાં પણ શહેનશાહને દેવ સમાન પૂજ્ય ગણવાની ભાવનાએ રાજ્યમાં ઐક્ય ને કાયદાની સત્તા સ્થાપિત કર્યાં છે; કેટલો વખત આમ ટકશે તે જુદી વાત છે. હાલમાં પણ એમ કહેવાય છે કે માત્ર રાજ્યની આજ્ઞાપત્રિકાને આધારે નીતિનાં તત્ત્વો સમજાવવાનું શિક્ષકોને અઘરૂં પડવા માંડ્યું છે, અને પ્રજાસત્તાક રાજ્ય તરફનાં ત્યાંનાં વલણને લીધે બધી રાજ્યસત્તા રાજાના હાથમાંજ રાખી શકવી પણ વધારે મુશ્કેલ થશે.

**નીતિ વિષેની શહેનશાહની આજ્ઞાપત્રિકા.**

૩૬૭. શહેનશાહની આજ્ઞાપત્રિકાનો તરજુમો નીચે પ્રમાણે છે. એમાં કૉન્ફ્યૂશ્યસે સ્થાપિત કરેલા "પાંચ સંબંધો"ના સદ્ગુણો કહેવામાં આવ્યા છે. દરેક વર્ષે શાળાઓમાં એ વંચાય છે ને શિષ્યો એ સાંભળતાં પોતાનાં શીર્ષ નમાવે છે; અને જે લોકો નીતિનું બીજું કોઈ પણ ધોરણ એના જેટલું માનનીય ગણતા હોય તેઓ રાજ્ય તરફ ભક્તિહીન કહેવાય છે:—

ણમાં આવેલું આ માનું આત્માર્પણ નહિ, પણ પતિ ને પિતાનું કૃત્ય ઉદાત્તમાં ઉદાત્ત લાગ્યું હતું. જેમ નૉગિનો આત્મઘાત રાજ્યભક્તિનો દૃષ્ટાંત આપે છે તેમ આ વાત પિતૃભક્તિનું ઉદાહરણ આપે છે. બીજી બાબતોમાં જેમ ઉત્સાહથી જાપાની લોકોએ પશ્ચિમનું અનુકરણ કર્યું છે તેમ નીતિના આદર્શોમાં તેમણે કર્યું નથી; કારણ કે ખ્રિસ્તિઓની નીતિ તેઓ પોતાની નીતિ કરતાં સ્પષ્ટ રીતે ઉતરતા પ્રકારનાં પરિણામ આણનારી માને છે.

**પશ્ચિમની નીતિ પર અસર.**

૩૬૫. પશ્ચિમના વિચારોએ ત્રણ બાબતો પર દેખીતી અસર જાપાનમાં કરી છે. એક એ છે કે પહેલાં સર્વત્ર જોવામાં આવતી લિંગપૂજાનાં બધાં ચિહ્નો ત્યાં હવે દબાઈ ગયાં છે; અને આ બાબતમાં જાપાન હિંદુસ્થાનથી જબરૂં જુદું પડે છે, કારણ કે હિંદુસ્થાનમાં ધર્મની સાથે જોડાએલી અશ્લીલતાને કાયદા તરફથી રક્ષણ મળે છે. યુદ્ધમાં દયા ને આત્મઘાત એ બીજી બે બાબતો છે. દેશમાં અગાઉ નહિ જોવામાં આવેલી એટલી દયાથી છેલ્લી લડાઈમાં જાપાનીઓએ ઘાયલ થએલા શત્રુઓ તરફની દરકાર રાખી છે તે વિષે બધા જાણે છે. આત્મઘાત તો જાપાનમાં અગાઉ બહુજ સાધારણ હતો. કંઈ પણ અડચણમાં આવતાં આત્મઘાતનો રસ્તો લેવાતો, તેમજ સેમુરાઇને કાયદા તરફથી પણ એજ શિક્ષા કરવામાં આવતી. હવે લોકો સમજતા થયા છે કે આત્મઘાત એ માનસિક નિર્બલતાનો સૂચક છે, ને એને કાયદાની બહાલી હતી તે જતી રહી છે, તોપણ પ્રજામત હજી સંપૂર્ણ ફેરવાયો નથી. બીજી બાબતોમાં એમ લાગે છે કે નીતિ પર પશ્ચિમની હાનિકારક અસર ઉત્પન્ન થાય; કારણ કે પશ્ચિમે વ્યક્તિસ્વાતંત્ર્ય ને ઔદ્યોગિક સ્પર્ધાના વિચારો દાખલ કર્યા છે, આજીવિકાપ્રાપ્તિમાં દુઃસાધ્યતા વધારી છે, ને નીતિનાં મૂળરૂપ વિચારો ઉચ્છેદિત કર્યા છે; પરિણામ એ આવ્યું છે કે સભ્યતા ને નિઃસ્વાર્થવૃત્તિ ઘટી ગયાં છે, અને ગંભીર ગુન્હા ઘણા વધી ગયા છે.

કરવા અમે અને અમારી પ્રજા આ પ્રતિષ્ઠિત ઉપદેશો પ્રતિ એકસરખું સંમાન રાખીશું."

**નીતિના શિક્ષણ વિષે સૂચનાઓ.**

૩૫૮. નીતિના શિક્ષણ માટે પ્રથમ ચીનના સાધુ પુરુષોનાં નીતિ-સંબંધી પુસ્તકો ચલાવાતાં હતાં, પણ પાછળથી હોલની પદ્ધતિ પર પશ્ચિમના કેટલાક વિચારો દાખલ કરી નવી ચોપડીઓ કાઢવામાં આવી હતી. ૧૮૯૩માં આ વિષય પર કેટલીક સૂચનાઓ બહાર પાડવામાં આવી હતી કે પુસ્તકો કરતાં વધારે તો શિક્ષકના પોતાના આત્મબળ પર નીતિના શિક્ષણનો આધાર રહેતો હતો. વળી એ પણ બતાવવામાં આવ્યું હતું કે પુસ્તકોમાં આપેલા ઉદાત્ત વર્તનોના દૃષ્ટાન્તો ખાસ સંજોગોમાંજ ખરા હોય છે. શિક્ષકે સાધારણ લક્ષણો વિષેજ ધ્યાન આપવું. ઉત્સવના પ્રસંગો પર રાજ્ય ને દેશ તરફ ભક્તિ ઉત્પન્ન કરવાની તક લેવી, પણ એટલી બધી વાર તેનો ફરી ફરી ઉપયોગ ન કરવો કે તેથી શિષ્યને બેદરકાર થવાની ટેવ પડે. રાજ્યકુટુંબ ને તેના શિક્ષકો સિવાય બીજા અમલદારો ને પ્રખ્યાત પુરુષોને આવકાર આપવા કે તેમને છેલ્લી સલામ કરવા છોકરાંઓને કુચ કરાવી લઈ જવાની રીત અટકાવવામાં આવી છે; અને ધ્વજાઓ ને ટોપીઓના માત્ર દેખાવને માટે નકામો ખરચ કરાવે, ને ખાસ કરીને એથી શોભીતાં કપડાં પહેરવાની હોંસાતોસીથી છોકરીઓમાં ઘણું ફૂલણજીપણું એવી મોજ માટેની સફરો ને કસરતો પર અધિકારીઓએ સાવચેતીથી દેખરેખ રાખવી એવી સૂચનાઓ કરવામાં આવી છે.

**નિશાળમાં ચાલતી નીતિની ચોપડીઓ. સાધારણ પ્રાથમિક ક્રમ.**

૩૫૯. પહેલા વર્ષ સિવાય બીજાંને માટે ખાતાં તરફથી ૧૯૦૩ની સાલ પછી સાત પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે; તેના જુદા જુદા પાઠોના વિષયોનાં મથાળાંના તરજુમા નીચે પ્રમાણે છે.

" આપણા રાજ્યના સ્થાપનાર અને રાજકીય કુટુંબના પૂર્વજોએ દેશના પાયા મોટા ને ચિરસ્થાયી રાખ્યા છે, અને તેમની સત્તા અત્યંત સહૃદયત્વ ને પરોપકારિતા પર સ્થાપી છે.

" અમારી પ્રજાએ બધા જમાનાઓમાં પોતાની રાજ્યભક્તિ, ભક્તિનિષ્ઠતા, ને એકતાલસહાયતાને લીધે રાજ્યની મહેરબાની મેળવી છે તે અમારા દેશના ખાસ લક્ષણ પ્રમાણેજ છે; અને આજ તત્વોને આધારે અમારી કેળવણીની પદ્ધતિ રચવામાં આવી છે.

" તેટલા માટે તમે, અમારી પ્રજા, તમારા માબાપ તરફ ભક્તિ રાખો, ભાઈ તરફ પ્રેમ રાખો, પતિ ને પત્ની તરીકેનું ઐક્ય રાખો, ને મિત્રો તરફ વફાદાર બનો; આચારમાં ઔચિત્ય ને સાવધાનતા રાખો; તમારા પાડોશીઓ તરફ ઉદારતા ને પરોપકાર બતલાવો; તમારા અભ્યાસોમાં ધ્યાન રાખો ને તમારા પોતપોતાના ધંધા કરો, તમારી બુદ્ધિ કેળવો ને નીતિ ઉચ્ચતર કરો; પ્રજાહિત વધારો ને સમાજનું ભલું કરો; રાજ્યવ્યવસ્થાને ને દેશના બધા કાયદાને હમેશ બરાબર તાબેદાર રહો; જ્યારે જરૂર પડે ત્યારે દેશને કાજે તમારી પોતાની હીંમત ને પ્રજાકીય જોસ્સો બતાવો; અને આવી રીતે સ્વર્ગ ને પૃથ્વીના સમકાલીન,-(સ્વર્ગ ને પૃથ્વી જેટલા ચિરસ્થાયી)-રાજ્યના ખાસ હક્કોને ટેકવી રાખો.

" તમારી એવી વર્તણુક, અમારી ભલી ને રાજ્યનિષ્ઠ પ્રજાનું સૌજન્ય, માત્ર દૃઢ કરશે એટલુંજ નહિ, પણ તમારા માન્ય પૂર્વજોનો યશ જાળવી રાખવામાં પણ સહાયભૂત થશે.

" આ બોધનો અમારા પૂર્વજો તરફથી વારસો મળેલો છે, અને એ પ્રમાણે અમારી પ્રજાને ચાલવાનું છે; કારણ કે એના પોતાના તેમજ વિદેશીય વ્યવહારમાંએ સત્યાનુસાર એ પ્રજા વર્તી છે ને હજી પણ વર્તે છે.

" તેથી અમને આશા છે કે એકજ જાતના અન્તિમ ઉદ્દેશો પ્રાપ્ત

પૂર્વજોની કબર જોવા જાય છે તે ). ૪. પિતૃભક્તિ ( લાકડાં કાપી માબાપને છોકરો મદદ કરે છે ). ૫. ઉદ્યોગ ( ખોદી શકે તે કામને માટે ઘણો નબળો પડતો છોકરો ચંપલ બનાવે છે). ૬. અભ્યાસમાં ઉદ્યોગ. ૭. સ્વાશ્રય ૮. ધીરજ ( નેલ્સનનો દૃષ્ટાંત ). ૯. હીંમત ( એક બીકણું શહેનશાહ ગાજવીજનાં તોફાન સહેવાની ટેવ પાડે છે ). ૧૦. ઘણી ઉતાવળ વિરુદ્ધ. ૧૧. દુઃખમાં ધીરજ. ૧૨. પ્રામાણિકપણું (જ્યૉર્જ વૉશિંગ્ટન ને એનો બાપ ). કોઈ પણ કામ કરી લાજી મરવું પડે તે વિરુદ્ધ ( માની આજ્ઞાવિરુદ્ધ તીકડી ખરીદી લાજ પામેલી છોકરી ). ૧૪. મગરૂબીવિરુદ્ધ ( એક કુસ્તીનો દેખાવ). ૧૫. ઉદાર મન. ૧૬ તંદુરસ્તી. ૧૭. કરકસર ( કાગળ બનાવવાની મહેનત વર્ણવામાં આવી છે ને તે પરથી શિખામણ દીધી છે કે કાગળ બગાડવો નહિ ). ૧૮. દાન ( એક ગરીબ છોકરાને કપડાં આપવાનું ). ૧૯ નોકરો તરફ કૃપાળુપણું (નોકરને એક થંડી રાત્રે બહાર મોકલવાનું માંડી વાળે છે ). ૨૦. કૃતજ્ઞતા ( એક કૃતજ્ઞ નોકર શેઠને દેશવટામાંથી બચાવે છે). ૨૧. મૈત્રી. ૨૨. ઇર્ષ્યા. ૨૩. સભ્યતા. ૨૪. ન્યાસ (છોકરો અનામત સોંપેલી છત્રીની સંભાળ લે છે ). ૨૫. પાડોશી તરીકેની ફરજ. ૨૬. પ્રજાનું ભલું ( ગામને માટે પૂલ બનાવે છે તે ). ૨૭. ચોપડીનું અવલોકન.

**ચોથું વર્ષ**:—૧, ૨. જાપાનનું રાજ્ય. ૩. સ્વદેશાભિમાન. ૪, ૫. રાજ્યભક્તિ-( આ બધામાં જૂની વાર્તાઓના દૃષ્ટાંત ). ૬, પિતૃભક્તિ. ૭. ભાઇબ્હેન. ૮. સાહાય્ય. ૯. ઉદ્યોગ. ૧૦. સામાયિકતા. ૧૧. દૃઢ નિશ્ચય ( રસી મુકાવવાનું ચિત્ર ). ૧૨. હીંમત. ૧૩. તમારા શરીરસંબંધી સલાહ ( સૂર્યોદયે લાંબો સૂઈ બગાસાં ખાય છે, પછી ધોય છે ). ૧૪. જ્ઞાન. ૧૫. વ્હેમ. ( એક સેમુરાઇ ભૂત ધારીને એક વસ્તુથી બ્હીએ છે ને તેનું ડોકું ઉડાવી દે છે પણ એને માલૂમ પડે છે કે એ તો કોળું હતું; એક દહેરામાં કેટલાક કાગળના કકડાની વ્હેમ ઉત્પન્ન કરનારી હાલચાલ,

**બીજું વર્ષ**—પાઠ ૧. માબાપ ને છોકરાં. ૨. મા. ૩. બાપ. (માબાપ વગરના બાળકનું ચિત્ર, તે સાથે શીખામણ કે તમારે બાપ હોય તો પાડ માનવો). ૪. તમે પોતે. (સારૂં છોકરૂં હુકમસર નિશાળે જાય છે. પોતાની પેન ને કાગળની દરકાર લે છે વગેરે). ૫. શિક્ષક. ૬. ઘરડાં માણસો. ૭. ભાઈઓ. ૮. ખોરાક (કાચાં આલુ ખાનાર છોકરાંઓને તેમની મા સાવચેતી આપે છે તેનું ચિત્ર). ૯. સ્વચ્છતા. ૧૦. પ્રામાણિકપણું (એક દુકાનનો છોકરો જે કાપડ વેચે છે તેમાંના દોષ બતાવે છે તેનું ચિત્ર). ૧૧. સામયિકતા. ૧૨. ખરાબ ભાષા વાપરવા વિષે. ૧૩. વચનો (તોફાનમાં થઈને પણ લીધેલી ચોપડી પાછી આપવા જનાર છોકરાનું ચિત્ર). ૧૪. બીજાની ભૂલો માફ કરો (ઉદાહરણ તરીકે, તમારો દડો ખોઈ નાંખે તે). ૧૫. ખરાબ ઉપદેશ. ૧૬. મિત્રો. ૧૭. અસભ્ય થવા વિરુદ્ધ (પોતાનું ખાણું ફેંકી દઈ રકાબી ભાંગી નાંખનાર છોકરાનું ચિત્ર). ૧૮. બેશીકરઈ (ચાહદાની લાતથી પાડી નાંખે છે). ૧૯. ઉપાડેલી વસ્તુઓ તેના ધણીને આપી દેવી. ૨૦. પશુઓ (કૂતરાને ચીઢવનાર છોકરાનું ચિત્ર). ૨૧. ઊગતા સૂર્યની ધ્વજા. ૨૨. નિયમો (સારો છોકરો રજા વગર અંદર ન પેસવું એવી સાવચેતી તરફ પોતાના સોબતીનું ધ્યાન ખેંચે છે). ૨૩. શહેનશાહ (લશ્કરની કવાયતની તપાસનું ચિત્ર.) ૨૪. હીંમત. (લડવૈયાઓની હાર કુચ કરે છે ને રણશીંગડું ફૂંકનાર ઘાયલ થયો છે છતાં તે ફૂંક્યો જાય છે). ૨૫. હીંમત (નાનાં વહાણો એક કિલ્લા પર હલ્લો કરે છે તે વગેરે). ૨૬. બીજાને તસ્દી ન આપશો (ઉદાહરણ તરીકે, રસ્તામાં કચરો નાંખીને). ૨૭. સારૂં છોકરૂં (માબાપ તરફથી ભેટ મેળવતા છોકરા ને છોકરીઓનું ચિત્ર).

**ત્રીજું વર્ષ**—૧. શહેનશાહબાનુ (રોગિશાળા ઈસ્પિટાલ જોવા જાય છે). ૨. રાજ્યભક્તિ (વફાદાર લશ્કરો ૧૮૮૭ની **સત્સુમાની** લડાઈમાં લડે છે તે). ૩. પૂર્વજો (તોફાનમાં એક શોગન પોતાના

મનમાં રાખવી. કોઈ માણસ પોતાની ધારેલી વસ્તુ, ઉદ્દેશ નક્કી કરવાની રીતમાં ભૂલને લીધે સાધી શકતો નથી. જે કોઈ ક્ષણિક લાગણીથી મનનું વલણ નક્કી કરે છે તે અધમમાં અધમ છે; જે એક લાગણીથી નિશ્ચિત થયું હતું તે ફરીથી બીજી લાગણીથી બદલાઈ જાય. જિંદગીનો ઉદ્દેશ નક્કી કરવા જેવી અગત્યની વસ્તુમાં, મુરબ્બીઓ ને મિત્રોની સલાહ લઈ તેમનાં અનુભવોમાંથી મળતા અદલ વિચારથી નિર્ણય પર આવવું જોઈએ. તેમ નહિ કરવામાં આવે તો પછી મોડેથી થએલો એનો ખેદ કંઈ કામમાં નહિ આવે."

## પાઠ ૨૭.—પિતૃભક્તિ.

"જ્યારે માણસ આ વિશ્વમાં આવે છે ત્યારે ઘણી મુશીબતો વેઠી એને ઉછેરવાને માબાપ બનતા પ્રયાસો કરે છે. જ્યારે છોકરૂં મોટું થાય છે ત્યારે એમણે પસંદ કરેલા શિક્ષકો ને મિત્રોની દેખરેખ નીચે તે મૂકાય છે. પુખ્ત ઉમ્મરમાં પણ માબાપ છોકરાંનાં ભવિષ્યને માટે સંપૂર્ણ કાળજી રાખે છે, ને પોતાનાં શરીરની પણ દરકાર નથી રાખતાં. આપણી જિંદગી માબાપોની આપેલી બક્ષીસ સિવાય બીજું કશું નથી. આનો બદલો આપણે કેવી રીતે વાળીશું? પહેલાં તો આપણે આપણાં માબાપનાં મન ને શરીરને આરામ આપવો જોઈએ. તેથી જ્યારે આપણે એમની સાથે રહેતાં હોઈએ ત્યારે આપણે નિષ્કપટ, અદબવાળા, આજ્ઞાંકિત, ને તેમને ખુશ કરવા વ્હાલસોયા થવું જોઈએ. પણ જેઓ અભ્યાસ કરવા ને દુનિયામાં પોતાનું પૂરૂં કરવા ઇચ્છતા હોય તેમને ઘેરથી દૂર જવાની ફરજ પડે છે, ને તેઓ જાતે માબાપની સેવા કરવા અસમર્થ હોવાથી તેમને માબાપને બેચેન કરવાં પડે છે. આવી વખતે, તમારા માબાપ તમને જે હેતુથી દૂર મોકલે છે તે સાધવા માટે તમારે અભ્યાસમાં મહેનતુ ને ઉદ્યોગી થવું જોઈએ, અને તમારે વારંવાર તેમની ખબર પૂછવી ને તેમને મળવું. જ્યારે જ્યારે વખત મળે ત્યારે જેટલી વાર ફરી ફરીને જવાય તેટલી વાર ઘેર જવું."

એક વસણમાં પૂજારીઓએ સંતાડી રાખેલાં સર્પાકાર નાનાં મત્સ્યોના સળવળાટથી થતી માલૂમ પડે છે ). ૧૬. સલુકાઈ. ૧૭ બીજાના માનની દરકાર. ૧૮. પરગજુપણું ( દરિયામાં સપડાયલા ખલાસીઓનો બચાવ ). ૧૯. પ્રજાની સેવા. ૨૦. લશ્કરી સેવા. ૨૧. કરો. ૨૨. કેળવણી. ૨૩. પ્રતિનિધિઓની ચૂંટણી. ૨૪. કાયદાને માન. ૨૫. બધી વસ્તુઓનો ઉપરી માણસ છે. ૨૬. પુરુષો ને સ્ત્રીઓ. ૨૭. એક ભલો **જાપાની.**

ઉચ્ચતર પ્રાથમિક શાળાઓમાં ને માધ્યમિક શાળાઓમાં લગભગ આવાજ વિષયો પર ચઢીઆતી પંક્તિના પાઠો હોય છે.

૩૭૦. માધ્યમિક શાળાઓમાં ચાલતી એક ચોપડીના પહેલા પુસ્તકમાંથી કેટલાક નમૂનાના પાઠમાં તરજુમા નીચે આપ્યા છે.

**નમૂનાનાં પાઠો.**

## પાઠ ૪.—જિંદગીમાં પોતાનો ઉદ્દેશ નક્કી કરવા વિષે.

“જેઓ અભ્યાસ કરતા હોય તેમણે સૌથી પહેલાં મનનો ઉદ્દેશ કે વલણ નક્કી કરવું. જેનો એક ઉદ્દેશ નક્કી હોતો નથી તે અસ્થિર ને ચલનશીલ હોય છે ને નજીવી વસ્તુથી ફરી જાય છે; તે કંઈ પ્રાપ્ત કરતો નથી. વ્યાવહારિક કે નીતિસંબંધી મોટાં કામો જેમણે કર્યાં છે એવા અમર કીર્તિ મેળવનારા બધા મહાપુરુષોએ જિંદગીમાં શરૂઆતથી પોતાના ઉદ્દેશ નક્કી કર્યા હતા. “જ્યારે માણસ નિશ્ચય કરે છે, ત્યારે એનું અડધું કામ પૂરૂં થાય છે,” એ કહેવત કંઈ અતિશયોક્તિ નથી. ઉદ્દેશ નક્કી કરાવવાને માણસને બીજાએ જબરજસ્તી ન કરવી જોઈએ, પણ તે એના પોતાના ઉત્સાહથી કરાવવો જોઈએ. પણ નબળા મનનો માણસ સ્હેજ અડચણથી કે બાહ્ય (બીજી) વસ્તુઓની લાલચથી તદ્દન નિષ્ફળ થવાનો સંભવ ધરાવે છે. મુશ્કેલી ઉદ્દેશ નક્કી કરવામાં નથી રહેતી, પણ ખંત ને મક્કમપણાથી તે ઉદ્દેશને અમલમાં મૂકવામાં સમાય છે. છોકરાઓએ આ વાત હમેશ

સ્વતંત્રતાથી વિષય શિખવવાની છૂટ નથી હોતી, પણ આ બીજા મતમાં કંઈક અતિશયોક્તિ છે. પુસ્તકોમાંની વાતો ને અંદરનાં ચિત્રોમાં છોકરાઓને રસ પડે છે, ને તેઓ ઘેર મોટેથી એ પાઠો વાંચતા હોવાથી વિસ્તીર્ણ પ્રદેશમાં પણ એ અસર ફેલાવવાનો સંભવ રહે છે. વળી પાઠો ટુંકા હોવાથી પ્રોફે. શાર્પનું માનવું એવું છે કે લંબાણથી અને પોતાના શોધેલા દૃષ્ટાંતોથી સમજાવવાની શિક્ષકને સ્વતંત્રતા છે; તે ઉપરાંત, મૅજિક-લૅન્ટર્નનો (જાદુઈ દીવાનો) પણ આ શિક્ષણમાં ઉપયોગ કરી શકાય. ઘણે ભાગે નીતિના પાઠો અસર કરશે કે નહિ ને કેવી રીતે કરશે તેનો આધાર શિક્ષક રસિકતાથી શિખવશે કે નહિ, અને શિક્ષકની પોતાની વર્તણુક સારી હશે કે નહિ તેના ઉપર રહેશે. જરા મોટી ઉમ્મરના છોકરાઓ હશે ને તેઓની જાણમાં આવશે કે શિક્ષક પીએ છે ને ગણિકા રાખે છે તો તેઓને સ્વાભાવિક રીતે એવા શિક્ષણ તરફ હસવાનું મન થશે.

**નીતિબળ આણનારાં બીજાં સાધનો.**

૩૭૨. નીતિના શિક્ષણ ઉપરાંત બીજાં સાધનો દ્વારા પણ નીતિને ઉત્તેજન અપાય છે; ઉદાહરણ તરીકે પટા ને કુસ્તી જેવી રમતો, શાળાના શાસનની અસર, શિક્ષકોની વ્યક્તિની અસર, ને શાળાનાં વ્યવસ્થિત ભોજનગૃહોની અસર. આ બધાં વિષે જુદે જુદે સ્થળે આગળ કહેવામાં આવ્યું છે. હડતાલોના સંબંધમાં ફરીફરીને અધિકારીઓએ હુકમો કાઢ્યા છે. ૧૮૯૩ માં હુકમો બહાર પાડવામાં આવ્યા હતા કે જે છોકરાઓ શાળાના અધિકારીઓને રાજીનામું આપવાની સલાહ આપે કે તેમને કાઢી મૂકવાની માગણી કરે કે તેમની ઉપરીઓ પાસે ફેરબદલીની માગણી કરે તેમને સખ્ત શિક્ષાઓ કરવી. તે પછીના વર્ષમાં, છોકરાઓ એકઠા થઈ આવી રીતે તોફાન કરે, તેની વિરુદ્ધ આવી જાતના હુકમો કાઢવામાં આવ્યા હતા. છેક ૧૯૦૨ માં પણ તોફાની છોકરાઓને સખ્ત શિક્ષા કરવાને માટે આજ્ઞાપત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી.

## પાઠ ૨૯.—પૂર્વજો ને વંશાવલિ.

"પૂર્વજો ને વંશાવલિને માન આપવું, તે આપણી પ્રજાના સ્થાપનકાળથી આપણા દેશની ખાસ એક સારી ટેવ છે. જાપાનના લોકો રાજકીય કુટુંબની કયાં તો શાખાઓ છે, કે રાજ્યકુટુંબને સ્થાપન થતી વખતે મદદ આપવામાં અગત્યના ભાગ લેનારા લોકોના વંશજો છે. તેથી, રાજ્યભક્તિ, પૂર્વજો પ્રતિ સન્માનસમાન થઈ છે. આથીજ જાપાનના લોકો પોતાના પિતાઓને માન આપે છે, ને પોતાના પૂર્વજોના જેવી વૃત્તિ ધારણ કરે છે, પરદેશી સત્તાને જે કદાપિ શરણે નથી ગયો ને રાજાઓની એકજ હારે (વંશે) જેના પર રાજ ચલાવ્યું છે, એવા આપણા દેશની આબાદીનું કારણ માત્ર રાજ્યકુટુંબનો પ્રતાપ નથી, પણ આપણા પિતાઓની દેશ ને રાજ્યભક્તિ પણ છે. આ ભૂમિમાં ઉત્પન્ન થઈ જીવનારા આપણે પૂર્વજોનાં પરાક્રમોનો દાખલો લેવો, ને તેમનું નામ કલંકિત ન કરવું એને આપણા ધર્મોમાંના એક માનવો જોઈએ."

**નીતિના શિક્ષણનો ફાયદો.**

૩૭૧. એક તરફ એવો પણ મત છે કે હાલનું નીતિનું શિક્ષણ જોકે તદ્દન સંતોષકારક નથી છતાં તે ફાયદો કરે છે. કબૂલ કરવામાં આવે છે કે માત્ર ભાષણથી વર્તન પર ઘણી અસર થવા સંભવ નથી, વ્યાવહારિક દૃષ્ટાંતો, દેખરેખ, ને શાસનની પણ જરૂર છે, છતાં એમ પણ કબૂલ રાખવામાં આવે છે કે ચોક્કસ શિક્ષણ પણ અગત્યનું છે. જાપાનના છોકરાઓ પર પશ્ચિમના પરદેશી કે ધર્મપુસ્તકોના દૃષ્ટાંતો કરતાં છેક પૂર્વના ઇતિહાસ કે સાહિત્યમાંના દૃષ્ટાંતો વધારે અસર કરે છે. બીજી તરફ માત્ર પુસ્તકોમાંથી નીતિનું શિક્ષણ આપવાની સાધારણ દલીલો આ મતની વિરુદ્ધ દર્શાવવામાં આવે છે. નીતિના શિક્ષકો જાતેજ નીતિના નમૂના જોઈએ; તેને બદલે દરેક પ્રાથમિક શાળામાં શિક્ષકો માત્ર પુસ્તકોમાંથી સિદ્ધાન્તો કહી બતાવે છે. તેમ કરી તેઓ પોતાને કૃતાર્થ માને છે. શિક્ષકોને જાતે

**કેળવણીસંબંધી સંગ્રહસ્થાન.** તર શિક્ષકશાળાની દેખરેખ નીચે એક કેળવણી-સંબંધી સંગ્રહસ્થાન રાખવામાં આવે છે. તેમાં ત્રણ વિભાગ છે. પહેલામાં પ્રાથમિક શાળાઓ સંબંધી વસ્તુઓ, કિન્ડરગાર્ટનની વસ્તુઓ, ને ઘરકેળવણી સંબંધી વસ્તુઓનો સંગ્રહ છે; બીજામાં વિજ્ઞાનની કેળવણીનીજ વસ્તુઓ છે; ને ત્રીજામાં ચિત્રકળા, સંગીત, ને કસરત સહિત હુન્નરી કેળવણીસંબંધી વસ્તુઓ છે. એકાદ છેલ્લા વર્ષમાં તે સંગ્રહસ્થાનમાં જનારા પ્રેક્ષકોની સંખ્યા ૬૫,૮૨૦ની હતી, ને અંદરના પુસ્તકાલયમાં વાંચનારાઓની સંખ્યા ૧૩,૧૩૦ ની હતી.

**પુસ્તકાલયો.** ૩૭૬. પ્રજાકીય પુસ્તકાલયો કેળવણીનાં સાધનો પૂરાં પાડતાં હોવાથી કેળવણીના અધિકારીઓ તે પર દેખરેખ રાખે છે. સરકાર તરફથી એક પુસ્તકાલય નિભાવવામાં આવે છે. તેમાં **ચી**નનાં ને **જા**પાની પુસ્તકોની સંખ્યા ૩,૭૧,૦૦૦ ને સુમારે છે; ને એકાદ છેલ્લા વર્ષમાં ૧,૩૩,૦૦૦ માણસો પ્રેક્ષકો તરીકે અંદર ગયા હતા. તે ઉપરાંત, પ્રજાકીય વ્યવસ્થા હેઠળ બીજાં ૨૦ ને ખાનગી નીચે ૪૬ પુસ્તકાલયો છે; પણ ૧૪ જિલ્લાઓ, એક્કે પુસ્તકાલય વગરના છે. ચોપડીઓ વેચનારાઓના હેવાલ પ્રમાણે બધી પરદેશી ચોપડીઓમાં સ્થાપત્ય, રસાયણશાસ્ત્ર, વીજળી, ઈજનેરી વિદ્યા, ઔદ્યોગિક કળાઓ, ધાતુવિદ્યા, કોશો, ને જ્ઞાનચક્રોનાં પુસ્તકોની મોટામાં મોટી માગણી હોય છે.

**કેળવણીનું સાહિત્ય.** ૩૭૭. કેળવણીસંબંધી માસિકો વગેરેનું મોટું સાહિત્ય **જા**પાનમાં નીકળે છે. માત્ર જુદી જુદી કેળવણીનાં મંડળો પોતાનાં પત્રો ચલાવે છે એટલુંજ નહિ, પણ ઘણાં પ્રકાશક મંડળો પણ માસિકો વગેરે બહાર પાડે છે.

# પ્રકરણ ૨૧ મું.

## કેળવણીનાં મંડળો, સભાઓ વગેરે.

૩૭૩. **કેળવણીનાં મંડળો.** કેળવણીનાં મંડળો ૧૮૭૬ ની સાલથી સ્થપાતાં, ભરાતાં, ને બેસતાં શરૂ થયાં છે. એમાં કેળવણીસંબંધી વાતો ચર્ચાય છે ને શિક્ષકો અને કેળવણીના અધિકારીઓ ભાગ લે છે. તે ઉપરાંત, એ મંડળો માસિકો પ્રસિદ્ધ કરે છે, કેળવણીસંબંધી પ્રદર્શનો ભરે છે, ને ભાષણોને માટે ગોઠવણ કરે છે. કેટલીક વખતે શિક્ષકોને શિક્ષણ આપવાની સંસ્થાઓ એવાં મંડળો સ્થાપે છે, શાળામાં ચલાવવાની ચોપડીઓ બનાવે છે, કે પ્રાથમિક શાળાઓનાં છોકરાંઓને નિશાળે ખેંચી આણવામાં મદદ કરે છે. બધાં મંડળોને શિરે રાજ્યની કેળવણીનો સમાજ છે, ૧૮૮૩ માં તે સ્થપાયો હતો ને હાલમાં તેમાં ૫,૦૦૦ સભાસદો છે. ઘણુંખરૂં ૧૦૦ પાનાનું, ભાષણો, તરજુમા, સરકારી હુકમો વગેરેથી ભરેલું તે એક માસિક છપાવે છે. પ્રખ્યાત વક્તાઓને પ્રજામાં રસ ઉત્પન્ન કરવા તે ભાષણ કરવા મોકલે છે, ને દેશની અંદરના લોકો કેટલીક વખતે ટોકિયોમાં વસતા પોતાના છોકરાઓનો ખરચ તેની પાસે નિયમિત કરાવે છે.

૩૭૪. **પરિષદો.** એક કે બીજી જાતના કેળવણીના અધિકારીઓની પરિષદો દર વર્ષે ફાવે તેમ ભરવામાં આવે છે. ઉદાહરણ તરીકે ૧૯૦૨ માં ઉચ્ચતર શાળાઓના મુખ્ય અધિકારીઓની ૧૫ દિવસ પરિષદ્ બેઠી હતી ને વૈદકની ખાસ નિશાળોના મુખ્ય અધિકારીઓ ૬ દિવસ બેઠા હતા.

૩૭૫. ટોકિયોમાં અગાઉ જ્યાં કૉન્ફ્યુશ્યસનું મંદિર હતું ત્યાં ઉચ્ચ-

૨. કોઈ પણ ચોપડીનો પ્રકાશક તેની પરીક્ષાને માટે અરજી મોકલે. બહારદેશ છપાએલી ચોપડીઓમાંથી, શિક્ષકશાળાઓમાં કે ઉપલા વર્ગની નિશાળોમાં અંગ્રેજી, જર્મન, કે ફ્રેંચ શિખવવાની ચોપડી હોય તેજ, અથવા પ્રાથમિક શાળાઓમાં અંગ્રેજી શિખવવાની ચોપડીઓ હોય તેજ મોકલવી.

૩. જે પંક્તિની નિશાળમાં ચોપડી વપરાવવાની હોય તે દરેક નિશાળ દીઠ, દરેક ચોપડીની વીસ નકલની નક્કી થએલી કીંમત જેટલી રકમ ફી તરીકે આપવી; ને પુસ્તકની એ પ્રત મોકલવી. તપાસણીમાં પસંદ થયા પછી કિંમત વધારવામાં આવે તો, તફાવત પણ આપવો પડશે; અને જે કોઈ ચોપડીની અંદર નક્કી કીંમત લખવામાં નહિ આવી હોય તે નહિ તપાસવામાં આવ.

૪. જો સ્હેજ ફેરફારથી ચોપડી કામમાં આવે એવી થતી હોય, તો ફેરફાર કરવાની બાબતો અરજદારને જાહેર કરવામાં આવશે.

૫. ચોપડીનું નામ, પ્રતોની સંખ્યા, કીંમત, જે માટે ચોપડી ઉદ્દેશાયલી હોય તે નિશાળોની પંક્તિ, ને અભ્યાસનો વિષય, છપાયાની તારીખ, કર્ત્તા કે ભાષાંતરકારનું નામ, ને પ્રકાશકનું નામ, પ્રકાશકનું સરનામું, ને પ્રકાશકની પ્રજાનું નામ સરકારી ગૅઝેટમાં બહાર પાડવામાં આવશે.

૬. પરીક્ષકોને સંતોષ આપ્યા પછી મળતા હક્કો, પરીક્ષા પછી જેમાં ફેરફાર કરવામાં આવ્યા હોય એવી ચોપડીઓને લાગુ પડતા નથી.

૭. પાંચમા નિયમમાં કહેવામાં આવેલી કોઈ પણ બાબતમાં ફેરફાર કરવામાં આવ્યો હોય તો તે ફરીથી ગૅઝેટમાં બહાર પાડવામાં ન આવે ત્યાં લગણ તે ચોપડી વિષેનો હક પાછો ખેંચી લેવામાં આવે છે.

૮. શા માટે ચોપડી નપાસ કરવામાં આવે છે તે જો કોઈ અરજદારને જાણવાનું મન હોય તો તેણે તે જાહેર થયા પછી ૬૦ દહાડાની અંદર ખબર કાઢવી.

# પ્રકરણ ૨૨ મું.

## નિશાળમાં ચલાવવાની ચોપડીઓ.

**નિશાળમાં ચલાવવાની ચોપડીઓ ને તેસંબંધી નિયમો.**

૩૭૮. નિશાળમાં ચલાવવાની ચોપડીઓના સંબંધમાં નિયમો વારંવાર ફેરબદલ થયા છે. ૧૯૦૨-૩ ના અરસામાં પ્રાથમિક શાળાઓમાં ચલાવવાની ચોપડીઓ પસંદ કરનાર મંડળોમાં લાંચીઆવાનું માલૂમ પડ્યું. એમાંના કેટલાક માણસો પર લાંચનું તોહમત મૂકવામાં આવ્યું હતું, ને તેમને પકડવામાં આવ્યા હતા. પરિણામે પ્રાથમિક શાળાઓ માટેની ચોપડીઓ ખાતાએ પોતેજ બનાવડાવવાની સત્તા રાખી; ને નીતિનાં તત્ત્વો, જાપાની ભાષા ને ઇતિહાસ, ભૂગોળ, ને ચિત્રકળા સિવાયના વિષયોની ચોપડીઓ પસંદ કરવાની માત્ર કેટલીક સત્તા સ્થાનિક અધિકારીઓના હાથમાં રાખી. શારીરિક કેળવણી, સીવણ, હુન્નર, વિજ્ઞાન, ને સંગીતના વિષયોમાં પુસ્તકોના ઉપયોગનો નિષેધ કરવામાં આવ્યો છે.

ઉપલી નિશાળોને માટે પોતે પ્રકાશમાં આણેલી ચોપડીઓ પ્રકાશકો તપાસાવવા માટે મોકલી શકે છે. શિક્ષકશાળાઓની ચોપડીઓ રાજ્યનો પ્રધાન પસંદ કરે છે; માધ્યમિક ને છોકરીઓની શાળાઓની ચોપડીઓ પ્રધાને માન્ય રાખેલી ચોપડીઓમાંથી સ્થાનિક સત્તાધિકારી પસંદ કરે છે.

### નિશાળમાં ચલાવવાની ચોપડીઓની તપાસણી સંબંધી નિયમો નીચે મુજબ છેઃ—

૧. પરીક્ષાનો ઉદ્દેશ શિક્ષકશાળાઓ, ઉપલા વર્ગની નિશાળો, ને પ્રાથમિક શાળાઓને માટેની પુસ્તકોની લાયકાત જોવાનો છે.

૩૮૧. પરદેશી યુનિવર્સિટિઓમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી જાપાની-ઓની ફત્તેહ તરફ મિ. હર્ને (Japan p. 479) પોતાના પુસ્તકમાં ધ્યાન ખેંચ્યું છે. પણ એ આગળ કહે છે તે પ્રમાણે કેટલાક વ્યાવહારિક વિષયો, જેવાકે

**પરિણામ.**

વૈદકશસ્ત્રવિદ્યા, ઇજિનેરી કામ, કે લશ્કરી વિદ્યાના ખાસ ઉપયોગી વિષયો સિવાયના બીજા વિષયોના અભ્યાસના પ્રયત્નો જાપાનીઓ બહારથી પાછા આવી છોડી દે છે તેનું કારણ એ છે કે આમાંનાં ઘણાખરા માણસો શિક્ષકની ફરજીઆત નોકરીની મુદ્દત પૂરી થયા પછી સરકારી નોકરીમાં કંઈ સારી જગા મેળવવાની આશા રાખે છે ને એમનો પરદેશમાં મેળવેલો અભ્યાસ એમને માત્ર સરકારને વધારે ઉપયોગી બનાવવાના કામમાં આવે છે પણ તેથી વધારે અગત્યનો થતો નથી.

---

# પ્રકરણ ૨૪ મું.

---

## જાપાનમાં હિંદુસ્થાનના છોકરાઓ.

---

૩૮૨. છેલ્લાં કેટલાંક વર્ષ થયાં બીજી પ્રજાઓના છોકરાઓ પણ જાપાનમાં શીખવા જતા થયા છે, ખાસ કરીને ચીન, કોરીઆ, ફીલીપાઇન, ને હિંદુસ્થાનના. જાપાન જતા હિંદુ છોકરાઓને કેટલીક મુશીબતો વેઠવાની હોય છે. તેમાં

**જાપાનમાં હિંદુસ્તાનના છોકરાઓ.**

ભાષાની હરકત સૌથી વધારે છે. રોજના કામકાજ જેટલી ભાષા હિંદુ છોકરાઓ જલદીથી મેળવતા જણાય છે, પણ વર્ગમાં ભાષણો

લીધેલા ગ્રેજ્યુએટો અને શિક્ષકોનેજ બહાર મોકલવા એવા નિયમમાં ફેર કરી પ્રધાનને યોગ્ય લાગે તેવા છોકરાઓને એ બહાર મોકલી શકે એવી સ્વતંત્રતા આપવામાં આવી. ૧૯૦૨માં ૪૮ છોકરાઓને બહાર મોકલવામાં આવ્યા, ને તે વર્ષને અન્તે સંખ્યા ૧૨૩ ની થઈ, તેમાં ૨ તો સ્ત્રીઓ હતી. બહાર જનારાઓ જાત જાતના વિષયોનો અભ્યાસ કરે છે.

**પદ્ધતિ.**

૩૮૦. છોકરાઓની પરીક્ષાથી પસંદગી કરી પછી તેમને બહાર મોકલવાની પદ્ધતિ છે, પણ એ અમલમાં મૂકાતી જણાતી નથી. પણ પદ્ધતિમાં અગત્યની વાત એ છે કે બહાર મોકલવામાં આવનારા છોકરાઓએ પાછા આવી દેશમાં **શિખવવું** જોઈએ. આ રીતે દેશને ખરચના બદલાની ખાત્રી રહે છે, ને છોકરાઓને આવતાં વારને ગુજરાનની ખાત્રી રહે છે. ઘણીખરી બાબતોમાં હિંદુસ્થાનની પદ્ધતિ દોષવાળી છે કેટલીક વખત માત્ર સાહિત્યનો અભ્યાસી વિજ્ઞાન કે ખેતીનું જ્ઞાન લેવા જવા તૈયાર થાય છે, છોકરાઓ પર દેખરેખ નથી હોતી, ને તેઓ પાછા આવે ત્યારે તેમની તરફથી કંઈ કામની આશા રાખવામાં આવતી નથી, તેમજ તેમને માટે કંઈ ગોઠવણ પણ નથી હોતી. આવી સ્થિતિમાં હુન્નર શીખવા બહાર જએલા હિંદુસ્થાનના છોકરાઓ બેરિસ્ટર થઈને આવે તો તેમાં આશ્ચર્યજનક કંઈજ નથી. જાપાનમાં પણ કેટલીક વખત વિચિત્ર બનાવો બને છે, ને એક વખત ઈજનેરી કામને માટે બહાર ગએલો છોકરો સંસ્કૃતનો પ્રોફેસર થઈને આવ્યો હતો; પણ સાધારણ રીતે પસંદગીમાં સાવચેતી સારી રાખવામાં આવે છે. નાણાંની સગવડ હિંદુસ્થાનના છોકરાઓને કરી આપવામાં આવે છે તેના કરતાં જાપાનમાં ઘણી સારી હોય છે. વળી વિષયોમાં પણ એક પછી બીજો એમ બધા વિષયોનો અભ્યાસ જાપાની છોકરાઓ બહાર જઈને કરે છે, પણ હિંદુસ્થાનમાં ઘણે ભાગે હુન્નરી વિષયોનોજ અભ્યાસ કરવાનો હોય છે. અને ધંધા કે કેળવણીમાં પડેલા માણસોને બહાર જઇ સુધરવાની તક રહેતી નથી.

કદાચ **હિં**દના રૂના વેપારમાં તો તે લે, પણ રાજકીય બાબતોમાં ભાગ્યે. ખરી વાત એ છે કે પૂર્વ તરફના, **મ**ધ્યમાં ને અન્તે વસતા લોકોમાં બહુ ઓછું સરખાપણું છે. **જા**પાનની સ્થિતિ, એનો ઇતિહાસ, એની ભાષા, ને એના પૂર્વકાળના આચારવિચારોને લીધે **જા**પાન **ચી**નની પાસેના પૂર્વ દેશોને મળતું આવે છે; **હિં**દુસ્થાન સાથેનો એનો સંબંધ બહુ દૂરનો છે, ને માત્ર **બૌદ્ધ** ધર્મના ને સંસ્કૃતના કેટલાક અભ્યાસીઓ સિવાય બીજા કોઈ **જા**પાનીઓ તેની દરકાર રાખતા નથી. **જા**પાનીસ નેતાઓના શબ્દો પ્રમાણે **એ**શિઆખંડ એ તો માત્ર બોલવાનો એક શબ્દ છે; જે અગત્યનું છે તે તમે કયા ખંડમાં રહો છો તે નથી પણ તમે કેટલે સુધી સુધરી શક્યા છો તે છે.

અન્તે **જા**પાન જઈ હુન્નરી કેળવણી લેવા ઇચ્છતા હોય તેમણે યાદ રાખવું કે પ્રથમ, તેમને માટે ત્યાં બહુ ઓછી જગા છે; બીજું, તેમને ભાષા બહુ અઘરી પડશે; ત્રીજું, જો તેઓ ઇંગ્લંડ કે **અ**મેરિકા જવાનો ખરચ ઉપાડી શકે તેમ હોય તો ઘણું કરી છેવટે ત્યાં જવાથી તેમને લાભ થશે; ને ચોથું, જો તેમને **જા**પાન જવુંજ હોય તો તેમણે પહેલેથી ભાષાના અભ્યાસ માટે ગોઠવણ કરવી, અને બને ત્યાંસુધી તેમને માટે ખાલી જગા રાખી મૂકવામાં આવે તેટલા માટે તેઓ જે સંસ્થામાં દાખલ થવા ઇચ્છતા હોય તેના મુખ્ય અધિકારીને બને તેટલી વહેલી ખબર આપવી.

---

સમજાવવા જેટલું જ્ઞાન તેમને હોતું નથી; તેને માટે ભાષાના ખાસ અભ્યાસ પાછળ વખત કાઢવો જોઈએ. પણ નોંધોના તરજુમા કરાવી તેઓ કામમાં લે છે, ને વ્યાવહારિક ઉપયોગની બાબતોમાં ભાષણ આપનારાઓ તેમને દરેકને અંગ્રેજીમાં સમજાવે છે. બીજી હરકત ખાવાની ને રહેવાની છે. યુનિવર્સિટિનાં મકાનની નજીકમાંજ એક જાહેરખબરનું પાટીઉં છે—“હિંદુ છોકરાઓને રહેવાનું ઘર”. પણ તે જગાની કોઈ દરકાર લેતું હોય એમ જણાતું નથી, ને હિંદુ છોકરાઓ તે છોડી બીજે ઠેકાણે જાય છે. પણ મુખ્ય હરકત એ છે કે બધી જાપાની સંસ્થાઓ ભરચક હોવાથી પરદેશીઓને દાખલ થવું ઘણું મુસ્કેલ પડે છે. પોતાના છોકરાઓને જાપાની લોકો મુશીબતે શાળાઓમાં દાખલ કરી શકે છે, ત્યાં પરદેશીઓને દાખલ કરવા માટે કંઈ સંખ્યા તેઓ હજી ઓછી નહિ કરે ને કરશે તોપણ ચીન કે કોરીઆના છોકરાઓ માટે કરશે, એટલે એક અંગ્રેજી પ્રોફેસરના મત પ્રમાણે હિંદુ છોકરાઓ ઇંગ્લંડ કે અમેરિકા જાય તો તેમને વધારે હિતકર છે. જાપાનમાં એક મોટો ફાયદો ત્યાંનું સોંઘું જીવન ને શિક્ષણ છે.

હિંદુ છોકરાઓના અંગ્રેજી જ્ઞાન માટે જાપાનમાં બધે વખાણ થાય છે. તેમની માનસિક શક્તિને માટે પણ અધમ અભિપ્રાય નથી. ભાષાની મુશીબત હોવા છતાં કેટલાક છોકરાઓ જે સંસ્થાઓમાં દાખલ થયા થયા હતા તેમાંથી ઉત્તીર્ણ થયા છે, ને એ પ્રમાણે વખત આવે બીજાં ઘણા થવાનો સંભવ છે. છતાં હિંદુઓએ તદ્દન સારી છાપ જાપાનમાં પાડી નથી, ને તેમની સંખ્યા વધે તે જોવા જાપાનમાં કોઈ ઇચ્છતું નથી. એકાદ છોકરાએ પોતાનો ખાધાખરચ નથી આપ્યો, એકાદ છોકરાએ હિંદુસ્થાનની રાજકીય સ્થિતિ પર અસંતોષ બતાવવાનું ભાષણ આપી જાપાનમાં આધુનિક સુધારાઓ પર પણ ટીકા કરી હતી. આવી રીતે તેઓએ સારી છાપ મૂકી નથી. કેટલાક લોકો એમ માને છે કે જાપાન ને હિંદુસ્થાન બન્ને પૂર્વમાં હોવાથી જાપાન હિંદુસ્થાન પાછળ ખાસ દરકાર લેશે.

પણ, આ બાબતમાં જે સાદૃશ્ય જણાય છે તે એક મૂળ તફાવતથી નાશ પામે છે—બે દેશના ઇતિહાસ ને પરિસ્થિતિઓમાં ભિન્નતા. કંઇક હવાનાં કારણોથી ને કંઇક ત્યાંના આખા ગત ઇતિહાસથી નિર્ણીત ગુણોને લીધે જે ઉત્સાહ ને આરંભની શક્તિ **જા**પાનમાં છે તે ભાગ્યેજ **હિં**દુસ્થાનમાં છે. **હિં**દુસ્થાનની ઉત્ક્રાન્તિ, બહારનાં ને વિદેશીય બળને આધારભૂત, મુખ્યત્વે, કૃત્રિમ છે; **જા**પાનની ઉત્ક્રાન્તિ, બેલાશક પચાસેક વર્ષ પૂર્વે ભયથી આરંભાયલી, ને તે પછી પાશ્ચાત્ય ઉલ્લંઘનની ભીતિથી ઉત્તેજિત છે; તોપણ એની બધી વીગતોમાં એ એના પોતાના લોકોથી આરંભાઈ પૂરી કરવામાં આવેલી છે, તેથી એ મુખ્યત્વે સ્વેચ્છાનુસાર ને સ્વાભાવિક થઈ છે; કારણ કે પરદેશી રાજ્યકરનારાઓ જે હીંમતથી નહિ કરી શકત એવા ફેરફાર ખુદ દેશની સરકાર કરી શકી છે ( ઉદાહરણ તરીકે ધર્મમાં, કેળવણીમાં, રસી મૂકવામાં, રજિસ્ટર કરવાના કાયદામાં વગેરે વગેરે ).

**કેળવણીસંબંધી સાદૃશ્ય ને ભિન્નતા.**

૩૮૪. ખુદ દેશની નિશાળોની પદ્ધતિ, ને શિક્ષકની માનવંતી પદવીની બાબતોમાં **હિં**દુસ્થાનની ખુદ દેશની વ્યવસ્થાઓ સાથે મળતાપણું છે. સંસ્કૃત ને બદલે ત્યાં **ચીન**ની ભાષા મૂકાય છે. પણ પ્રાચીન **હિં**દુસ્થાનની ઉચ્ચતર શાળાઓમાં અભ્યાસીઓ યુદ્ધના શોખીન નહોતા, વિદ્યાવિલાસી વધારે હતા; બ્રાહ્મણના છોકરાઓ પોતાના દેશનાં ધર્મ-પુસ્તકોના અભ્યાસને અર્થે મળતા, ને **મુ**સલમાનોના વખતમાં પવન વળી વધારે ધાર્મિક હતો. ત્યારે આથી વિરુદ્ધ, **જા**પાનમાં ખાસ હક્કો ભોગવતી ને ભણતી વર્ણો યોદ્ધાઓની હતી, ધર્મગુરુઓની નહિ. પણ તેમ બીજી પાસ જોતાં લોકોની સાધારણ શાળાઓ, **અંગ્રેજોએ બં**ગાળા ને બીજા ભાગોમાં જેવી દેશી નિશાળો આવતાં વારને જેવા પ્રકારની જોઈ હતી તેને ઘણું કરીને ઘણી મળતી આવતી હતી, પણ તે નિશાળો લોકોના મોટા પ્રમાણમાં અસર કરી શકી હશે. છોકરાઓના વિશિષ્ટ ગુણોમાં બે દેશો, વળી ઘણા સરખા આવે

# પ્રકરણ ૨૫ મું.

## હિંદુસ્થાન ને જાપાન.

મૂળ તફાવત.

૩૮૩. પ્રોફ. **ચેમ્બરલેન** કહે છે; એક રીતે જોતાં **જાપાન** દરેક બાબતમાં **હિંદુસ્થાનને** ઉપકૃત છે, કારણ કે **હિંદુસ્થાનમાંથી** **બૌદ્ધ** ધર્મ આવ્યો ને **બૌદ્ધ** ધર્મથી સુધારા આવ્યા; **ચીનના** સુધારામાં પણ સાધારણ રીતે કબૂલ કરવામાં આવે છે તેના કરતાં **ચીન**, **હિંદુસ્થાનના** વિચારોથી ઘણું વધારે લદબદ થયું હતું. માત્ર મોટી બાબતોમાં **બૌદ્ધ** ધર્મની અસર **જાપાનીઓ** ન્યૂન દર્શાવે છે એટલુંજ નહિ, પણ તેમના જીવન ને વિચારોની નાની વીગતો પણ તેથી કેવી રીતે અમુક રૂપની થઈ છે તેનો તેમને બરાબર ખ્યાલ નથી." મિ. **ચેમ્બરલેન** કેટલાક દાખલાઓ આપે છે, જેવા કે સંસારની માયામાંથી નિવૃત્ત થવાની રીત, ચાહની વાપર, માંસાહારનો ત્યાગ, ને ભાષા પર પણ કેટલીક અસર; પણ એ ત્રણે દેશનું સંપૂર્ણ જ્ઞાન આવશ્યક હોવાથી, **ચીન** ને **જાપાન** એ બે દેશોના **હિંદ** તરફના દેવાની સંપૂર્ણ શોધ હજી કરવાની છે. કેટલીક બાબતોમાં **હિંદી** તત્ત્વ દેખીતું છે, કેટલીક બીજીમાં, જેમ **બૌદ્ધ** દેવલોના દ્વારપાલો બે મોટા **હિંદુ** દેવો છે તે ઓળખવું વિકટ છે તેમ એ મૂળતત્ત્વ ફેરવાઈ જવાથી શોધવું અઘરૂં છે. પણ છેલ્લાં પચાસ વર્ષમાં **જાપાન** બીજી દિશામાં દેવાદાર થયું છે; અને ઘણા આગળના વખતમાં બાજા દેશ પર એક દેશે અસર કરી હોય તે શોધવા કરતાં પૂર્વ ને પશ્ચિમના સેળભેળથી **હિંદ** ને **જાપાન**, એ પ્રત્યેક દેશના જણાતાં રૂપોની સરખામણી કરવી હાલના વખતમાં વધારે સ્વાભાવિક છે.

શિક્ષણ બન્ને સ્વભાષામાં હોય છે. તે ઉપરાંત, છોકરાઓને સ્વભાષાના શ્રેષ્ઠ સ્વરૂપમાં અભ્યાસ પાડવામાં આવે છે. તેથી 'સ્વભાષાનો અનાદર' એવી કંઈ પણ ફરીઆદ નથી, અને અંગ્રેજીની મારફતે શિખવવાને પ્રયાસો કરવામાં આવ્યા હતા તેના કરતાં છોકરાઓ સાધારણ વિષયોમાં સ્વભાષાદ્વારા જ્ઞાન વધારે ત્વરાથી ને સંપૂર્ણ રીતે ગ્રહણ કરે છે એમ કહેવાય છે; પણ બીજી પાસ જોતાં, અંગ્રેજીના અભ્યાસની પાછળ ગાળવામાં આવતા ઘણા વખત છતાં, અંગ્રેજી પરનો કાબુજ ઘણો ઘટી ગયો છે.

( ૩ ) સ્વભાષાની સાથે હુન્નરી ને ધંધાના અભ્યાસક્રમોમાં પણ સર્વત્ર નીતિનાં તત્ત્વોનું શિક્ષણ ( શહેરી તરીકેનું જ્ઞાન ને આરોગ્યવિદ્યા સાથે ) અપાય છે. પણ આ વિષે ઘણું કહેવામાં આવી ગયું છે.

( ૪ ) લડવૈયાઓની એક પ્રજામાં શારીરિક કેળવણીને અપાતી અગત્ય સ્વાભાવિક છે, ને તે જૂની સરણીને અનુસરીને છે; બીજે સ્થળે કહેવાઈ ગયું છે તેમ પ્રજાના શરીરબંધારણ પર તે દેખીતી અસરો કરે છે.

( ૫ ) ફરજીઆત મુદ્દત સુધી કેવી રીતે છોકરાંઓની હાજરી મેળવવામાં આવે છે તે આગળ સમજાવવામાં આવી ગયું છે. એ રીતો કેટલીક વખત નરમ લાગે પણ કાળક્રમે, ખંતથી, ને મહેનતથી એ રીતોથી એવું પરિણામ આવ્યું છે કે હવે તેમાં વધારે ભાગ્યેજ સુધારો થઈ શકે તેમ છે; અને સુધારો ધીમે ધીમે થયો છે તેનો આ ફાયદો છે, કે એક ગરીબ દેશમાં, પચાસ લાખ છોકરાંની કેળવણીને માટે સગવડ કરી આપવાનું ભારે કામ પણ ધીમે ધીમે લંબાવીને સુકર થઈ શક્યું છે.

(૬) દાખલ થતાં દરેક સ્થળે ઉમ્મરની હદ રાખવામાં આવી છે, તે એક અગત્યનો ફેર છે, ને તેથી કામ બરાબર થઈ શકવા તરફ વલણ રહે છે. દરેક ક્રમનું લંબાણ તેમજ જે ઉમ્મરે તે શરૂ કરી શકાય તે નક્કી કરવામાં આવ્યું છે; બરાબર વખત પૂરો થવો જોઈએ, અને હોશિયારમાં

છે; બન્ને ઠેકાણે અમુક પ્રકારની સ્મરણશક્તિની આશ્ચર્યજનક શક્તિની બક્ષીસ છોકરાઓમાં જોવામાં આવે છે, અને એ શકિત બને તેટલી વાપરવાને સંજોગો ઘણી ઉત્તેજન આપે છે. પણ કેળવણીની પદ્ધતિ તરફ દૃષ્ટિ નાંખતાં, ભિન્નતાની બાબતો વધારે માલૂમ પડે છે; તે આ પ્રમાણે છેઃ—(૧) જાપાનની પદ્ધતિની ઉપરથી નીચે સુધી એકરૂપતા, (૨) સર્વત્ર શિક્ષણનાં સાધન ને વિષય તરીકે સ્વભાષાનો ઉપયોગ, (૩) નિયમસર નીતિનું શિક્ષણ, (૪) ફરજીઆત શારીરિક શિક્ષણને અપાતી અગત્ય, (૫) શાળાઓમાં ફરજીઆત હાજરી, (૬) દરેક ક્રમે દાખલ થવાની ઉમ્મરની હદની પદ્ધતિ, (૭) નક્કી કરવામાં આવેલા અથવા શિક્ષણ માટે રાખવામાં આવેલા વિષયોનો વિશાળ પ્રદેશ, (૮) ગંજાવર જાહેર પરીક્ષાઓનો અભાવ, (૯) શિષ્યવૃત્તિઓ ને પારિતોષિકોનો અભાવ, (૧૦) ગ્રાંટ—ઇન-ઐડ (નાણાની મદદ આપવાની) કોઈ પણ મોટી પદ્ધતિનો અભાવ, (૧૧) દરેક પ્રકારની હુન્નરી કેળવણીની નિયમિત વ્યવસ્થા, ને (૧૨) ખરચ.

**મુખ્ય તફાવતો.** ૩૮૫. આમાંની ઘણીખરી બાબતો વિષે યોગ્ય સ્થળે વિવેચન કરવામાં આવ્યું છે, ને અહીં વધારે ઉમેરવાની જરૂર નથી.

(૧) જાપાની લોકો અસાધારણ રીતે સમાન ધર્મો ધારણ કરતી એક પ્રજા છે, એકજ ભાષા અને એકજ રિવાજો ધરાવે છે, ને તેથી બ્રિટિશ ઈન્ડિઆમાં જુદી જુદી ઘણી પદ્ધતિઓ છે તેને બદલે એકજ પદ્ધતિનો લાભ લેવાને સમર્થ છે.

(૨) આ વાતને લીધે દેશની એકજ સ્વભાષાશિક્ષણના ને અભ્યાસક્રમના સાધન તરીકે એક છેડેથી બીજે છેડે સુધી દેશમાં વાપરી શકાય છે. બેલાશક ખાસ તે વિષયોની જાતને લીધે કે પરદેશી પ્રોફેસરોને સોંપાયલા હોવાના કારણને લીધે કેટલેક અંશે પરભાષાઓમાં શિખવવા પડે એવા વિષયો પણ છે; પણ સામાન્ય રીતે બને ત્યાંસુધી નિશાળમાં ચલાવવાની ચોપડીઓ, અને

ભૂમિતિ, પ્રાણિવિદ્યા, ઉદ્ભિજ્જવિદ્યા, ખનિજવિદ્યા, ગાયન, ને કવાયત આપણા અભ્યાસક્રમોમાં આવશ્યક રાખવામાં આવ્યાંજ નથી. અથવા જાપાનની ઉચ્ચતર શાળાના સાહિત્યના વિભાગમાં ફરજીઆત વિષયો જોઈએ ને આપણી કૉલેજોના અભ્યાસક્રમ સાથે સરખાવીએ તો, આપણે ત્યાં અંગ્રેજી છે (અને તે તો ચઢતી પંક્તિનું), આપણે ત્યાં ચીનના શ્રેષ્ઠ સાહિત્યના જેવી "શ્રેષ્ઠ ભાષા" છે, આપણે ત્યાં જાપાનને ચીનના ઇતિહાસને મળતો, ત્રીજા ને ચોથા વર્ષમાં હિંદુસ્થાનનો ઇતિહાસ છે, આપણે ત્યાં બીજા, ત્રીજા, કે ચોથા વર્ષમાં ન્યાયશાસ્ત્ર ને અર્થશાસ્ત્ર છે; ત્યાંના સામાન્ય ઇતિહાસ જેવો આપણે ત્યાં ગ્રીસ કે રોમનો ઇતિહાસ ને અંગ્રેજી ઇતિહાસનો થોડો ભાગજ રાખવામાં આવ્યા છે; પણ ત્યાં નીતિનાં તત્ત્વો, સ્વભાષા, જર્મન કે ફ્રેંચ માનસશાસ્ત્ર, કાયદાનાં તત્ત્વો, ને કવાયતના વિષયો આપણા અભ્યાસક્રમમાં બીલકુલ નથી. અથવા તો ટોકિયોની સાહિત્યની કૉલેજમાં યુનિવર્સિટિના ક્રમો તપાસીશું તો સરખામણીમાં મુંબઇમાં આપણને મનુષ્યવિદ્યા, ધર્મની ફિલસુફી, રસિક વિદ્યા, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, ભૂગોળ, યુરોપનો સામાન્ય ઇતિહાસ, ઐતિહાસિક રીતિનું વિજ્ઞાન, પૂર્વનાં તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, હિંદુ ફિલસુફી, આધુનિક ઇતિહાસ, શિક્ષણશાસ્ત્ર, કેળવણીનો ઇતિહાસ, ફ્રેંચ ને જર્મન સાહિત્ય, ને સ્વદેશી સાહિત્ય—આ બધા વિષયોને ક્યાં સ્થાન જડશે? તેમાંનાં ઘણાખરા વિષયોને વિષયો તરીકે માન્ય કરવામાં આવેલા પણ શું જડશે? તત્ત્વજ્ઞાન કે ઇતિહાસના થોડા થોડા ભાગ આપણા ક્રમોમાં દાખલ કરાય, પણ તેમની શાખાઓને નિયમિત રીતે શિખવવા નહિ જેવો પ્રયાસ થાય છે, ને જે કંઈ શિક્ષણ અપાય છે, તે, પ્રોફેસરો પોતાના મુખ્ય કર્ત્તવ્યમાંથી વખત બચાવી છૂટાછવાયા કલાકોમાં આપે છે તે હોય છે. તેમ છતાં; ઘણા છોકરાઓ એક વર્ષની મહેનતે એમ. એ. ની ડિગ્રી અહીં મેળવે છે, ત્યારે જાપાનમાં તેને માટે ત્રણ વર્ષ જોઈએ છે. જાપાની લોકોની ઘણીજ ઉચ્ચ સ્પૃહા-

હોશિયાર છોકરાઓને બમણી ઉતાવળે એકજ ક્રમ પર દોડાવવાના કોઈ પણ રસ્તા છે નહિ, તેમજ તેવા છોકરાઓ પાછળ પોતાની બધી શક્તિ આપવા શિક્ષકને કોઈ પણ જાતની લાલચ પણ છે નહિ. ઉચ્ચતર પ્રાથમિક શાળામાં દાખલ થતાં પહેલાં છોકરો ૧૦ વર્ષનો જોઈએ, માધ્યમિકમાં જતાં પહેલાં ૧૨નો, ઉચ્ચતરમાં જતાં પહેલાં ૧૭ નો, ને યુનિવર્સિટિમાં જતાં પહેલાં ૧૯નો જોઈએ; અને એજ પ્રમાણે બીજી સંસ્થાઓમાં પણ છે. બને છે એવું કે યુનિ સ ટમ દાખલ થનારાઓની સરેરાસ ઉમ્મર ૨૩ ની હોય છે, ને આ હવે પછીની નીચલી બાબત સાથે સંબંધ ધરાવે છે.

(૭) શાળાઓ ને ાલેજોમાં શીખવાતા વિષયોનો પ્રદેશ ઘણો મોટો છે, ને તેમ હોઈ શકે તેમ છે, તેનું કંઈક કારણ એ છે કે બધા છોકરાઓને જોઈએ તેટલો લાંબો કાળ ત્યાં રહેવું પડે છે, અને કંઈક કારણ એ છે કે હિંદુસ્થાનમાં જ્યારે યુનિવર્સિટિમાં દાખલ થવાને વારંવાર છોકરાંઓ આવે છે ત્યારે એટલાજ ક્રમને માટે ત્યાં છોકરાઓ વધારે પુખ્ત ઉમ્મરના હોય છે. **જાપાન**માં ઉંચી કેળવણીના ફરીજીઆત વિષયો લઈએ ને **મુંબઈ**ના અભ્યાસક્રમ સરખાવીએ, તો આપણને માલૂમ પડે છે કે સ્વભાષા, **અંગ્રેજી**, ભૂગોળ, અંકગણિત, ને ચિત્રકળા જેમ ત્યાં છે તેમ અહીં પણ ઉપલા વર્ગની નિશાળોમાં છે; ત્યાં જેમ **ચીન**નું શ્રેષ્ઠ સાહિત્ય છે તેમ તેને સ્થાને બેસે તેવી અહીંની "બીજી ભાષા" છે, ને જેમ **જાપાની**ઓને **ચીન**નો ઇતિહાસ છે તેમ અહીં હિંદુસ્થાનનો ઇતિહાસ છે. પણ ત્યાના સર્વદેશીય (જગતના) ઇતિહાસને બદલે અહીં, નિશાળમાં **અંગ્રેજી** ઇતિહાસનો થોડો ભાગ, ને કૉલેજમાં **ગ્રીસ** કે **રોમ**નો ઇતિહાસ છે; અક્ષરગણિત ને સમક્ષેત્ર–ભૂમિતિ અહીં કૉલેજમાં સમાપ્ત થાય છે; ત્રિકોણમિતિ આપણા કૉલેજ-ક્રમમાં બીજે વર્ષે આવે છે; પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્રનું, આપણી નિશાળોમાં નહિજ જેટલું શિક્ષણ અપાય છે; અને નીતિનાં તત્ત્વો, ધન

(૧૦) હુન્નરી કેળવણીમાં કેટલેક અંશે અપાય છે તે બાતલ કરતાં ગ્રાન્ટ-ઇન-એડની પદ્ધતિનો અભાવ, ત્યાં હિંદુસ્થાનથી તદ્દન જુદોજ પડે તેમ છે; હિંદુસ્થાનમાં "પ્રજાકીય" સંસ્થાઓમાંથી ઘણીખરી ખરેખરી ખાનગી વ્યવસ્થામાં હોય છે, પણ સરકાર તરફથી તેમને મદદ મળતી હોય છે. તેથી ઉલટું જાપાનમાં ૯૪ ટકા નિશાળો પ્રજાકીય કે સ્થાનિક સત્તાઓની વ્યવસ્થામાં હોય છે.

(૧૧) દરેક જાતની હુન્નરી કેળવણીની મોટા પાયા પર ગોઠવણ રાખવામાં આવી છે, તેમાં ખાસ કરી, પ્રાથમિકથી ચઢતા પ્રકારની દરેક જાતની, ખેતીમાં, વેપારમાં, ને ઉદ્યોગમાં. આ વિરુદ્ધ, કહેવાય છે કે હિંદુસ્થાનમાં ખેતીની નિશાળોમાં ખોટા છોકરાઓનું ખેંચાણ થાય છે, ઔદ્યોગિક શાળાઓ અસંતોષકારી સ્થિતિમાં છે, ને વેપારી કેળવણીનાં મૂળ તત્ત્વો સિવાય ભાગ્યે તેમાં આગળ શીખવવામાં આવે છે. પણ બીજે ઠેકાણે બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે જાપાનમાં પણ ઝપાઝપ ઉદ્યોગ ને વેપારના નવા રસ્તા ખુલ્લા થયા, ને નવા સાહસોમાં નાણાં રોકવા ને શાળાઓમાં કેળવાયલા માણસોને હાથ નીચે રાખવાને લોકો રાજી થયા ત્યાંસુધી હુન્નરી કેળવણી નિર્બળ રહી હતી.

(૧૨) છેવટે, બે દેશોના ખરચોમાં ઘણો ફેર છે. ખાનગી સંસ્થાઓ ગણતરીમાં ન લેતાં, જાપાનની પ્રજાકીય ને સ્થાનિક સત્તાઓ જ્યારે કેળવણીને માટે ઓછામાં ઓછા સાડા સાત કરોડ રૂપીઆને સુમારે ખરચ કરે છે; ત્યારે હિંદુસ્તાનમાં પાંચથી પણ વધારે ગણી લોકોની સંખ્યા હોવા છતાં પ્રજાકીય ને ખાનગી ખરચ બધું મળી ચાર કરોડ પચાસ લાખથી પણ ઓછો કહેવાય છે, ને પ્રજાકીય તીજોરીને, એક કરોડ પંચાણુ લાખથી પણ ઓછો ખરચ કહેવાય છે. વસ્તીના પ્રમાણમાં ખરચ હોય તો તે ચાળીસ કરોડ પચાસ લાખ રૂપીઆ ઓછામાં ઓછો થવો જોઈએ. આ સાથે જાપાનનાં છોકરાને કેળવણી બહુજ સોંઘી પડે છે. હિંદુસ્થાનમાં છોકરાંને પરીક્ષાની

સૂચક આ ક્રમની ગોઠવણ છે એમ આની વિરુદ્ધ કહેવાય; તોપણ ઘણુંખરૂં, એથી ગેરફાયદા કરતાં ફાયદો વધારે થયો છે.

(૮) પરીક્ષાઓના વિષય પર આગળ ઘણું કહેવામાં આવ્યું છે. બીજું કંઈ નહિ તો સમર્થ શિક્ષકને પસંદ પડે એવી સ્વતંત્રતા જાપાનની પદ્ધતિમાં રહે છે; જેમ મરજીમાં આવે તેમ જાપાની શિક્ષક શીખવે છે, ને એનું દીલ ચાહે તેમ એ તેમાં પરીક્ષા લે છે. છતાં એ પદ્ધતિએ ગોખણપટ્ટી નાબુદ નથી કરી, અને દરકાર વગરના શિક્ષકોના હાથમાં એ કામ ઉત્સાહ વગરના નિત્યકર્મ જેવું થઈ જાય, ને બહારનો કાબુ નહિ હોવાથી ઢંગ વગરનું થઈ જાય. છતાં ઉમેદવારો જાતે હજી પરીક્ષાઓ માટે સારી પેઠે ધમાલ મચાવે છે, તોપણ બધું જોતાં, વલણ પરીક્ષાઓને અતિશય અગત્ય લગાડાય તે વિરુદ્ધનું છે, અને છેક નીચલા ક્રમોમાં તો તે તદ્દન કાઢી નાંખવામાં આવી છે.

(૯) સ્પર્ધા ને બોજો ઓછો કરવાની ઇચ્છા સાથે, શિષ્યવૃત્તિઓ ને પારિતોષિકોની આખી પદ્ધતિ સરખામણીમાં કાઢી નાંખવામાં આવી છે. શિષ્યવૃત્તિઓ છે, પણ સરખામણીમા બહુ ઓછી સંખ્યામાં, અને ઉત્તીર્ણ થયે પાછા આપવાની સરતે તે હમેશ ઉછીનાં નાણાં પેઠે આપવામાં આવે છે. એટલે શિષ્યવૃત્તિઓ, ચાલાકીને બદલો આપવા કરતાં વધારે ગરજાઉ છોકરાઓને મદદના રૂપમાં અપાય છે, અને શાળાના નાણાંના નાના મુદ્દલમાંથી અથવા કેટલાક ઉદાર દાતાઓના ખાનગી ખજાનામાંથી એ આપી શકાય છે. પણ શિષ્યવૃત્તિઓ ઓછી છે; ત્યારે આગળ કહેવામાં આવ્યું છે તે રીતોએ ખાનગી માણસો છોકરાઓને ઘણી મદદ કરે છે. પારિતોષિકો પણ સંખ્યામાં બહુ ઓછાં હોય છે. વર્ગના ઉત્તમ છોકરાને ફી આપવામાંથી માફી આપવામાં આવે છે, ને યુનિવર્સિટિના ઉત્તમ ગ્રૅજ્યુએટો શહેનશાહ તરફથી ઘડીઆળની ભેટો મેળવે છે; બાકી તે સિવાયનાં ઇનામોમાં પેનો, કાગળો, કે ચોપડીઓ કેટલીક નિશાળોનાં નાનાં છોકરાંઓને આપવામાં આવે છે.

તદ્દન ધર્મરહિત નીતિશાસ્ત્ર ઉભું કરવાના ઉદ્ધત પ્રયત્નો છતાં, ને માનુષી જિજ્ઞાસાના આખા પ્રદેશમાં ચલન કરવાની અતિ ઉચ્ચ સ્પૃહા હોવા છતાં, **જાપાન**ના કેળવણીવાળાઓ, પ્રવીણ પુરુષોને પ્રથમ જે અસંભવિત લાગતું હતું તે કરી શક્યા છે. બુદ્ધિબળમાં સમાન, **ચીન** ને **હિંદ**ના લોકો હજી સુધી કેળવણીના સુધારામાં **જાપાની**ઓની જોડે સરખાવી શકાય તેમ નથી. જ્ઞાનના ભૂખ્યા, યુવાન્ **જાપાની**ઓએ પશ્ચિમની વિદ્યાનું અક્ષરશઃ ભક્ષણ કર્યું છે, ને છેવટે તે વિદ્યા એમનાં હાડ ને સ્નાયુમાં ફેલાવવા માંડી છે." ગત વર્ષોમાં રાજકીય ને લશ્કરી કામોએ **જાપાન** પર ભારે નાણાંનો બોજો આણ્યો છે, ને તેથી કેળવણીમાં અપાતાં નાણાંનો ઘટાડો થયો છે; ને છેલ્લી લડાઈ એવું પરિણામ એથી પણ વધારે દેખીતી રીતે આણશે એવી વકી છે. પ્રૉફ. શાર્પ ત્યાં હતા ત્યારે સર્વત્ર એક સરખી વાત સાંભળવામાં આવતી કે મકાનોનાં કામ અટકાવવાં, શિક્ષકોને કાઢી મૂકવા, ને સાધારણ રીતે ખરચ કાપી નાંખવા. સત્ય છે કે લડાઈને કેળવણીની વાતમાં અંતરાયરૂપ ન થવા દેવી એવું યુનિવર્સિટિમાં છોકરાઓને પદવી આપવાની ક્રિયા વખતે શેહેનશાહે આગ્રહપૂર્વક કહ્યું કહેવાય છે; પણ નામદાર શહેનશાહે, નાણાંનો વ્યય કરવો છતાં તંગીમાં ન આવવું ("રોટલી ખાવી છતાં પાસે રાખવી")–એ, ઘણા કાળથી ચાલતા આવતા પ્રશ્નનો કંઈ પણ નિર્ણય સૂચવ્યો નથી. ભાગ્યેજ બીજો કંઈ નિર્ણય હોઈ શકેઃ– માત્ર કેળવણીનો વિકાસ થોડો વખત ઘણોજ અટકવો જોઈએ. છતાં, જેમ **ચીન**ની સાથેની લડાઈ પછી અપ્રતિમ, ઉત્સાહપૂર્ણ વૃદ્ધિ થઈ હતી તેમ આપણે આશા રાખીશું કે આ વખતે પણ થશે, અને આ લાંબી ને લોહી ચૂસનારી લડાઈ પછી **જાપાન**ની શાળાઓ ને કૉલેજોને માટે સંવર્ધન ને સંપત્તિનો વળી નવો યુગ અસ્તિત્વમાં આવશે.

---

* Educational Conquest of the Far East, page 90.

મોટી ફી આપવી પડે છે, તે ત્યાં આપવી પડતી નથી, અને સરકારી સંસ્થાઓમાં ઉંચામાં ઉંચા ક્રમોને માટે જાપાનમાં જ્યારે દરેક છોકરાને વર્ષે ૩૦½થી ૫૨½ રૂપીઆ આપવા પડે છે, ત્યારે મુંબઇમાં સરકારી કૉલેજમાં વર્ષે રૂપીઆ ૧૨૦ આપવા પડે છે ને કલકત્તામાં સુમારે ૧૫૦ આપવા પડે છે, ત્યારે આ વિરુદ્ધ સાધનો, ને શિક્ષકવર્ગની સંખ્યા ને કેળવણી વિષે જાપાનની સંસ્થાઓમાં કંઈ ખામી રહેતી નથી.

**કેળવણી માટે પ્રજાની કાળજી.**

૩૮૬. બીજી દિશાઓમાં ખરચ મોકળે હાથે કરવો પડતો હતો એવા, એક ગરીબ દેશને ભારે પડે એવો, આ, પ્રજાની તીજોરીમાંથી ખરચ, કેળવણીને માટેની સાધારણ કાળજીને લીધે કરવો શક્ય થયો છે. મિ. ડાયર કહે છે; "પોતાના તેમજ પ્રજાના લક્ષ્યબિંદુથી જોતાં, લોકોને એવી રીતે તૈયાર થવાની જરૂર હતી કે જેથી તેઓ નવા સંજોગોમાં આવતાં કામ કરવાને સમર્થ નીવડે, એમ બધા વર્ગોએ એકદમ જોયું હતું." કેળવણીને વધારે ઉત્તેજન એક બાબતથી મળે છે: માધ્યમિક શાળાનું પ્રમાણપત્ર માત્ર જાતે ઘણું વજનનું ગણાય છે એટલુંજ નહિ પણ તેથી જેને માટે ઉમેદ રાખવામાં આવે એવા લશ્કરી હકો પણ મળે છે. એક વખત એવો પણ હતો કે જ્યારે છોકરીઓની કેળવણી, શિક્ષકોનું શિક્ષણ, ને તપાસણીના અધિકારીઓની ગોઠવણ જેવી બાબતોમાં સ્થાનિક શિથિલતા દર્શાવવામાં આવી હતી, પણ આ જતું રહ્યું છે, અને બધા વર્ગો દરેક પ્રકારના શિક્ષણની ગોઠવણ કરવામાં એકમત થતા જણાય છે, ઉલટું સર્વત્ર સાંભળવામાં આવે છે કે છોકરાંઓ નિશાળે જવાનો **આગ્રહ** કરે છે. મિ. **લુઇસ** લખે છે; "જે ભાષાઓ પર **જાપાને** કાબુ નથી મેળવ્યો તેવી ભાષાઓ દ્વારા ને એના પોતાના નથી કરી શક્યું, એવા વિચારોને માટે **જાપાન** મથ્યું છે. પણ ગરીબાઈ, અજ્ઞાન ને લોકોના અધમ, અનુચ્ચ ઉદ્દેશો છતાં, શિક્ષકવર્ગોમાં વર્ષે હજારોની ખોટ પડતાં છતાં,

## ટીપ ૪—શાળાઓ, શિક્ષકો, ને છોકરાઓ, વર્ગની ગણતરી પ્રમાણે.

| | શાળાઓ. | શિક્ષકો. | છોકરાઓ. |
|---|---|---|---|
| કિન્ડરગાર્ટન... ... ... ... | ૨૬૩ | ૭૨૬ | ૨૪,૧૮૫ |
| પ્રાથમિક...... ... ... ... | ૨૭,૬૫૪ | ૧,૦૯,૧૧૮ | ૫૧,૩૫,૪૮૭ |
| માધ્યમિક... ... ... ... | ૨૫૮ | ૪,૬૮૧ | ૯૫,૦૨૭ |
| છોકરીઓની ઉચ્ચતર ... ... | ૮૦ | ૧,૧૭૩ | ૨૧,૫૨૩ |
| ઉચ્ચતર ... ... ... ... | ૮ | ૩૦૧ | ૪,૭૮૧ |
| રાજ્યની યુનિવર્સિટિઓ ... ... | ૨ | ૩૪૯ | ૪,૦૪૬ |
| શિક્ષકશાળાઓ ... ... ... | ૬૮ | ૧,૨૧૭ | ૨૦,૬૦૪ |
| ખાસ ,,...... ... ... ... | ૫૮ | ૧,૪૩૭ | ૨૦,૭૧૧ |
| હુન્નરી... ... ... ... ... | ૮૫૩ | ૨,૭૮૦ | ૬૦,૦૦૮ |
| આંધળા વગેરેની ... ... ... | ૧૭ | ૧૦૧ | ૧,૦૬૩ |
| પરચુરણ...... ... ... ... | ૧,૬૫૯ | ૫,૫૪૬ | ૧,૦૬,૧૬૯ |
| કુલ્લે | ૩૦,૪૨૦ | ૧,૨૭,૪૨૯ | ૫૪,૯૩,૬૦૪ |

# પરિશિષ્ટ ૧ લું.

## આંકડાઓની વીગતો.

### ટીપ ૧.—વિસ્તાર ને વસ્તી.

| | ચોરસ માઇલમાં વિસ્તાર. | દશ લાખમાં વસ્તી. |
|---|---|---|
| મદ્રાસ ... ... ... ... | ૧,૪૧,૮૦૦ | ૩૮·૨૫ |
| મુંબઈ ... ... ... ... | ૧,૮૮,૮૦૦ | ૨૫·૫૦ |
| બંગાળા ... ... ... ... | ૧,૬૫,૦૦૦ | ૭૬·૭૫ |
| સંયુક્ત પ્રાન્તો ... ... ... | ૧,૦૭,૦૦૦ | ૪૭·૭૫ |
| બ્રિટિશ ઇન્ડિઆ... ... ... | ૧૦,૭૪,૦૦૦ | ૨૪૦·૫૦ |
| જાપાન ... ... ... ... | ૧,૪૭,૦૦૦ | ૪૬ |

### ટીપ ૨.—શહેરો, મોટાં ને નાનાં ગામો.

| | જાપાન | બ્રિટિશ ઇન્ડિઆ |
|---|---|---|
| શહેરો વગેરેની સંખ્યા... ... ... ... | ૧૪,૫૮૦ | ૫,૭૪,૦૦૬ |
| શાળાની સંખ્યા... ... ... ... ... | ૩૦,૪૨૦ | ૧,૦૪,૬૨૨ |
| એક નિશાળ હોવા વાળાં શહેરો, ને ગામોની સરેરાસ સંખ્યા ... ... ... ... ... | ૦·૪૮ | ૫·૫ |

### ટીપ ૩.—નિશાળે જાય એવી વસ્તીમાં ભણતા છોકરાઓનું પ્રમાણ.

| | જાપાન | બ્રિટિશ ઇંડિઆ |
|---|---|---|
| સોએ, છોકરાઓ... ... ... ... ... | ૯૧ | ૧૯ |
| ,, છોકરીઓ ... ... ... ... | ૬૮ | ૨·૨ |
| ,, કુલ્લે ... ... ... ... ... ... | ૭૯ | ૧૦·૭ |

આમાં જાપાનની વસ્તી ૪,૬૦,૦૦,૦૦૦ લેવામાં આવી છે, ને બન્ને જાતિઓનું તેમાં સરખું સરખું પ્રમાણ ગણી કુલ સંખ્યાની ૧૫ ટકા (જેમ હિંદુસ્થાનમાં તેમ જાપાનમાં) નિશાળે જાય એવા છોકરાઓની વસ્તી ગણવામાં આવી છે.

## ટીપ. ૬—પ્રાથમિક શાળાઓ, હિંદુસ્થાનની સરખામણીમાં.

| | જાપાન. | બ્રિટિશ ઇંડિઆ. |
|---|---|---|
| દર ૧ શાળા દીઠ શહેરો ને ગામોની સંખ્યા... | ૦.૫૩ | ૬.૨ |
| છોકરાઓની સરેરાશ સંખ્યા... ... ... ... | ૧૮૯ | ૩૩ |
| સોએ સરેરાશ રોજની હાજરી... ... ... ... | ૮૮ | ૬૭ |
| શાળાદીઠ શિક્ષકો... ... ... ... ... ... | ૪ | ૧.૨૩ |
| શિક્ષકદીઠ શિષ્યો... ... ... ... ... ... | ૪૭ | ૨૬ |
| સોએ શિક્ષિતશિક્ષકો ... ... ... ... ... | ૩૦(?) | ૧૮ |
| એવાં નિશાળે જવા લાયક ઉમ્મરનાં છોકરાંઓની સંખ્યા કે જેમાં પ્રાથમિક ક્રમમાં ૧ શીખતું હોય... ... ... ... ... ... ... ... | ૧.૩ | ૧૦.૬ |

શિક્ષકોનો માસિક પગાર—

જાપાન, રૂ. ૧.૫ થી રૂ. ૧૧૨.૫; હિંદુસ્થાન, રૂ. ૩ થી રૂ. ૬૫.

## ટીપ. ૫—શિષ્યો, જાતિની ગણતરી પ્રમાણે.

| | પુરુષો. | સ્ત્રીઓ. |
|---|---|---|
| કિન્ડરગાર્ટન ... ... ... ... ... ... | ૧૨,૭૪૪ | ૧૧,૪૪૦ |
| પ્રાથમિક... ... ... ... ... ... ... | ૨૮,૭૩,૦૪૩ | ૨૨,૫૬,૦૫૩ |
| માધ્યમિક... ... ... ... ... ... ... | ૯૫,૦૨૬ | ૨૧,૫૨૩ |
| ઉચ્ચતર... ... ... ... ... ... ... | ૪,૭૮૧ | ........ |
| રાજ્યની યુનિવર્સિટિ... ... ... ... ... | ૪,૦૪૬ | ........ |
| શિક્ષકશાળાઓ... ... ... ... ... ... | ૧૬,૬૦૫ | ૩,૮૪૮ |
| ખાસ ... ... ... ... ... ... ... | ૧૯,૯૭૮ | ૭૨૫ |
| હુન્નરી ... ... ... ... ... ... ... | ૫૧,૮૭૧ | ૮,૧૧૮ |
| આંધળા વગેરેની... ... ... ... ... ... | ૭૫૦ | ૩૧૩ |
| પરચુરણ... ... ... ... ... ... ... | ૫૫,૩૫૫ | ૫૦,૪૨૫ |
| કુલ્લે | ૩૧,૩૪,૧૯૯ | ૨૩,૫૨,૪૪૫ |
| બ્રિટિશ ઈન્ડિઆ... ... ... ... ... ... | ૩૪,૯૩,૩૨૫ | ૩,૯૩,૧૬૮ |

## ટીપ ૮. શિક્ષકોનું શિક્ષણ.

| | જાપાન. | બ્રિટિશ ઇંડિઆ. |
|---|---|---|
| પુરુષો માટે સંસ્થાઓ ... ... ... ... | ૫૭ | ૧૧૦ |
| પુરુષ વર્ગના શિષ્યો ... ... ... ... | ૧૬,૬૦૬ | ૪,૩૮૪ |
| સ્ત્રીઓ માટે સંસ્થાઓ ... ... ... ... | ૩૫ | ૫૧ |
| સ્ત્રીવર્ગના શિષ્યો... ... ... ... ... | ૩,૮૪૮ × | ૧,૩૮૩ |
| કુલ્લે ખરચ ... ... ... ... ... ... | રૂ. ૪૯,૧૬,૫૧૫ | રૂ.૮,૦૨,૫૦૮ |

× અપૂર્ણ.

**ટીપ ૭.—ધંધાહુન્નરની કેળવણી, હિંદુસ્થાનની સરખામણીમાં. વધારાની નિશાળોની ગણતરી કરવામાં આવી નથી.**

| | જાપાન. | બ્રિટિશ ઇંડિઆ. |
|---|---|---|
| કાયદાની નિશાળો ને કૉલેજો... ... ... ... | ૧૭ | ૩૫ |
| ,, છોકરાઓ... ... ... ... ... | ૧૧,૬૧૭ | ૨,૮૦૮ |
| વૈદકની નિશાળો ને કૉલેજો ... ... ... ... | ૧૮ | ૨૬ |
| ,, છોકરાઓ... ... ... ... ... | ૪,૫૩૮ | ૪,૧૯૩ |
| ઈજનેરી નિશાળો ને કૉલેજો... ... ... ... | × ૫ | ૨૪ |
| ,, છોકરાઓ... ... ... ... ... | × ૧,૩૦૭ | ૧,૯૦૬ |
| × × ખેતીની નિશાળો ને કૉલેજો ... ... ... ... | ૯૮ | ૧૩ |
| × × ,, છોકરાઓ... ... ... ... ... | ૧૦,૧૬૦ | ૬૫૦ |
| મત્સ્ય પકડવા વગેરેની નિશાળો ... ... ... | ૬ | ......... |
| ,, છોકરાઆ... ... ... ... ... | ૩૯૩ | ......... |
| વેપારી નિશાળો... ... ... ... ... ... | ૫૧ | ? |
| ,, છોકરાઓ... ... ... ... ... | ૧૪,૩૨૭ | ? |
| × × × ઔદ્યોગિક નિશાળો ... ... ... ... ... | ૫૮ | ૮૪ |
| × × × ,, છોકરાઓ... ... ... ... ... | ૪,૭૮૨ | ૪,૯૭૭ |
| નાવિક નિશાળો... ... ... ... ... ... | ૭ | ......... |
| ,, છોકરાઓ... ... ... ... ... | ૭૧૫ | ......... |
| કળાની (આર્ટની) નિશાળો... ... ... ... | ૧ | ૪ |
| ,, છોકરાઓ... ... ... ... ... | ૩૨૪ | ૧,૨૨૦ |

× અપૂર્ણ.
× × ઢોરોનાં વૈદાં ને જંગલવિદ્યાનો સમાવેશ કરતાં.
××× શીખાઉ છોકરાઓની નિશાળો ગણતાં.

# પરિશિષ્ટ ૨ જું.

## નમૂનાનાં ટાઇમ-ટેબલો.

દરેક ઠેકાણે સંખ્યા, અમુક વિષય અઠવાડીઆમાં લેવાતા કલાકો દર્શાવે છે.

### ટીપ ૧.—સાધારણ પ્રાથમિક શાળા.

| | ૧લું વર્ષ. | ૨જું વર્ષ. | ૩જું વર્ષ. | ૪થું વર્ષ. |
|---|---|---|---|---|
| નીતિનાં તત્વો... ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| જાપાની ભાષા... ... ... ... | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૫ |
| અંકગણિત ... ... ... | ૫ | ૬ | ૬ | ૬ |
| કસરત... ... ... ... ... | ૪ | ૪ | ૪ | ૪ |
| ચિત્રકળા... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| ગાયન .. ... ... ... | ...... | ...... | ...... | ...... |
| શીવણ ... ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| હાથનું કામ ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| કુલ્લે | ૨૧ | ૨૪ | ૨૭ | ૨ |

## ટીપ ૯.—એક છોકરાને કેળવણી આપવાનો વાર્ષિક સરેરાસ ખરચ.

| | જાપાન. | બ્રિટિશ ઇંડિઆ. |
|---|---|---|
| કિન્ડરગાર્ટન ... ... ... ... ... | ૩૧. ૯ | ૩. |
| પ્રાથમિક... ... ... ... ... ... | ૯ | ૩.૭ |
| માધ્યમિક ... ... ... ... ... | ૯૦ | ૪૪ |
| છોકરીઓની ... ... ... ... ... | ૧૧૫ | ૨૪ |
| ઉચ્ચતર ... ... ... ... ... ... | ૧૬૦ | ૧૫૧ (કળા)<br>૨૩૪ (ધંધો) |
| રાજ્યની યુનિવર્સિટિઓ ... ... ... | ૫૫૭ | ............ |
| ઉચ્ચતર શિક્ષકશાળાઓ, ખેતીની, વેપારની, ને હુન્નરી ... ... ... ... ... | ૩૨૪ | ............ |
| શિક્ષકશાળાઓ ...... ... ... ... | ૨૨૬ | ૧૩૧ |
| હુન્નરી માધ્યમિક ...... ... ... ... | ૧૬૫ | ............ |
| ,, પ્રાથમિક... ...... ... ... ... | ૫૨ | ૬૩ × |
| ,, વધારાની... ...... ... ... ... | ૮.૫ | ............ |

× ઉદ્યોગશાળાઓ.

## ટીપ ૩—પુરુષોની શિક્ષકશાળા.

| | ૧લું વર્ષ. | ૨જું વર્ષ. | ૩જું વર્ષ. | ૪થું વર્ષ. |
|---|---|---|---|---|
| નીતિનાં તત્ત્વો ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| શિક્ષણશાસ્ત્ર... ... ... ... | ૨ | ૨ | ૩ | ૧૭ |
| જાપાની ભાષા ... ... ... | ૪ | ૨ | ૨ | ...... |
| ચીનની ભાષા ... ... ... | ...... | ૨ | ૨ | ૨ |
| ઇતિહાસ ... ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| ભૂગોળ ... ... ... ... | ૨ | ૨ | ૧ | ...... |
| ગણિત ... ... ... ... | ૪ | ૪ | ૩ | ૨ |
| પદાર્થવિજ્ઞાન ને રસાયણશાસ્ત્ર... | ૨ | ૨ | | ૨ |
| પ્રાકૃતિક ઇતિહાસ... ... ... | ૩ | ૨ | ૨ | ...... |
| લેખન ... ... ... ... | ૨ | ૧ | ૧ | ...... |
| ચિત્રકળા ... ... ... ... | ૨ | ૨ | ૨ | ૧ |
| સંગીત ... ... ... ... | ૧ | ૧ | ૨ | ૨ |
| કસરત... ... ... ... ... | ૬ | ૬ | ૬ | ૩ |
| અંગ્રેજી ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| ખેતી .. ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| વેપાર ... ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| હાથનું કામ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| કુલ્લે | ૩૨ | ૩૧ | ૩૧ | ૩૧ |

## ટીપ ૨—ઉચ્ચતર પ્રાથમિક શાળા.

| | ૧લું વર્ષ. | બીજું વર્ષ | ૩જું વર્ષ. | ૪થું વર્ષ. |
|---|---|---|---|---|
| નીતિનાં તત્ત્વો ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| જાપાની ભાષા ... ... ... | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| અંકગણિત ... ... ... ... | ૪ | ૪ | ૪ | ૪ |
| જાપાની ઇતિહાસ ને ભૂગોળ ... | ૩ | ૩ | ૩ | ૩ |
| વિજ્ઞાન... ... ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| ચિત્રકળા { છોકરાઓ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| ચિત્રકળા { છોકરીઓ... ... | ૧ | ૧ | ૧ | ૧ |
| ગાયન... ... ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| કસરત... ... ... ... ... | ૩ | | ૩ | ૩ |
| સીવણ... ... ... ... ... | ૩ | ૩ | ૩ | ૩ |
| હાથનું કામ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| ખેતી... ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| વેપાર... ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| અંગ્રેજી... ... ... ... ... | ...... | ...... | ...... | ...... |
| કુલ્લે { છોકરાઓ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ |
| કુલ્લે { છોકરીઓ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ |

## ટીપ ૪.—સ્ત્રીઓની શિક્ષકશાળા.

| | ૧ લું વર્ષ. | ૨ જું વર્ષ. | ૩ જું વર્ષ. | ૪થું વર્ષ. |
|---|---|---|---|---|
| નીતિનાં તત્ત્વો ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| શિક્ષણશાસ્ત્ર... ... ... ... | ૨ | ૨ | ૪ | ૨૯ |
| જાપાની ભાષા ... ... ... | ૪ | ૩ | ૩ | ...... |
| ચીનની ભાષા ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| ઇતિહાસ ... ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| ભૂગોળ ... ... ... ... | ૨ | ૨ | ૧ | ...... |
| ગણિત... ... ... ... ... | ૩ | ૩ | ૨ | ...... |
| વિજ્ઞાન... .. ... ... ... | ૨ | ૩ | ૩ | ...... |
| ગૃહવ્યવસ્થા... ... ... ... | ૬ | ૬ | ૬ | ...... |
| લેખન... ... ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| ચિત્રકળા ... ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| સંગીત... ... ... ... ... | ૨ | ૨ | ૨ | ...... |
| કસરત... ... ... ... ... | ૩ | ૩ | ૩ | ૩ |
| કુલ્લે... | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ |